શ્રી.

# અમૃતાનંદ

## પ્રથમાંશ.

યોજનાર.

ભટ્ટ અમૃતલાલ મદનજી હરદાસ,

સ્થંભપૂરસ્થ—જામનગર.



પ્રકાશક,

કવી ગૉરીશંકર આશારામ વૈરાટી.

મામુનાયકની પોળ—અમદાવાદ.

સંવત ૧૯૭૨. પ્રથમાવૃત્તિ પ્રત ૧૦૦૦. સન ૧૯૧૬.



મૂલ્ય રૂા. ૨—૦—૦



ભટ્ટ અમૃતલાલ મદનજી હરદાસ સ્થંભપુરસ્થ—જામનગર.

શ્રી ગણેશ આર્ટ પ્રિન્ટીંગ પ્રેસ - અમદાવાદ.



ચી. વસંતરાય અમૃતલાલ સ્થંપુભસ્થ-જામનગર.

[illegible] પ્રેસ અમદાવાદ.

# આવશ્યકોદ્‌ગાર.

પ્રાચીન સમયથી પ્રતિપાદિત થએલું વાક્ય છે કે—"કારણ વગર કાર્ય બનતું નથી." તેથી આ પ્રસ્તુત લેખન કાર્યમાં પણ લેખકનો કંઇક ગુપ્ત અંતરાશય સમાયો હોય? તો તે અયોગ્ય કે ઉપેક્ષણીયતો નથીજ. કિન્તુ તે આશય સ્વાર્થ માટે કે પરમાર્થ માટે? યશ માટે કે રસમાટે? કે દામ અથવા કામ માટે? હોવો સંભવે છે કવચિત્ ઉભયની એકત્રિતતા પણ જોવામાં આવે છે. તેથી આવા એકાદ ઉદ્દેશયને લઈ આ લેખન પ્રવૃત્તિ પ્રાપ્ત કરાઇ છે—પરિણામ પ્રભૂ ઇચ્છાવશવર્તી છે.

વૃંદારકાગણવાંચ્છનીયમનુષ્યાવતારીઓએ મનુષ્યત્વમનાવનાર સ્વાવતારસાર્થકતાસંપાદનીય કે સર્વોચ્ચપદપ્રાપ્યાર્થે સદ્‌કર્માભિમુખ થવું. એ સર્વમાનનીયા સદ્‌ક્રિયા છે. એટલા માટે આ **કેશરી** (રંગ) **કિશોરી** (મૃદુ) નામની વાર્તા (દોરી.) માં બાર આખ્યાનો (મણકા.) ગ્રથિત કરી, સજ્જન હૃદયદેશે (કંઠાભરણ રૂપે) સ્થાપિત કરવા વર્તમાન યત્ન યોજાયો છે. અને તે ઉપરોકત આશયને આદરણીય થાઓ એ ઉચ્ચાભિલાષા છે. કારણકે આધુનિકમાં આઅવનીતળપર અનેકાનેક મતપંથો અસ્તિત્વ ધરાવે છે. ને તે સઘળાઓ સ્વસંપ્રદાયનેજ શ્રેષ્ટ પદે લઇ જનારો માને છે. પરંતુ એ બધા મતપંથોનો સમાવેશ ઘણું કરીને જ્ઞાન કિંવા ભક્તિ એ બન્ને પથમાં અંતર્હિત રહે છે. પછી કોઇ સર્વાંશે હો કે કોઇ અમુકાંશે હો. આ આળેખેલી આખ્યાનમયિઆખ્યાયિકામાં એ ઉભયમાર્ગને એક બનાવવા અથવા એકજ છે એમ ઓળખાવવા ઇચ્છા રખાઇ છે એટલે પ્રત્યેક આખ્યાનો પ્રથમ ભક્તિથી આરંભાઇ અંતે જ્ઞાનોદધિમાં વિલય થાય છે. અને તેમ કરવાનું કારણ અમારે ઉભય માર્ગ આદરણીય છે. એમ ઓળખાવવા અર્થે છે. જો કે એ યુગલવર્ત્મન કંઇક અંતર ભાવવાળાં અનુમાનાય છે. પણ વિરૂદ્ધતો નથીજ. એટલે ભક્તિમાં કાંઇક દ્વૈતનો અને જ્ઞાનમાં કાંઇક અદ્વૈતનો ઝાંખો આભાસ ઉંડા ઉતરનારને અવલોકાય છે. પણ બન્ને પાલનીય છે. એમ માનવા બે મત નથી આવાં એક કરતાં વિશેષ કારણને લઇ, આ લખાયલું પુસ્તક ઉપરથી દેખાતું પંચવિષયાત્મક સહમજાશે પણ ઉંડા આલોચને પંચરસાત્મક પ્રયો-

જાયું છે તેમ પરખાશે. વળી ભક્તિ વગરનું જ્ઞાન જેમ "સુષ્કજ્ઞાન" કહેવાય છે તેમ જ્ઞાન વગરની ભક્તિએ 'અંધશ્રદ્ધા'નો મુકુટ પહેરે છે. અર્થાત એક દીવો બળતો હોય અને તે ગમે તેવો પ્રકાશિત હોય તો પણ તળે તિમિરનું સ્થાન રહે છે. પણ જ્યારે બીજો દીવો તે પહેલા દીવાની સામે મૂકાય છે. ત્યારે તે ઉભય નીચે રહેલો અંધકાર એક બીજાથી નષ્ટ કરાય છે. તેમ ઉપર્યુક્ત ઉભય મારગો માટે આ મધ્ય રસ્તો માનનીય ગણી શબ્દ, સ્પર્શ, રૂપ, રસ ને ગંધ એ પંચ વિષયની દર્શનીય જગ્યાએ શાન્ત કરૂણ, શૃંગાર, હાસ્ય, અને વીર એ પાંચરસ ગૌણ ભાવે યોજી આ લેખ પ્રગટ કરવામાં આવ્યો છે. પ્રકારાન્તરે કહીએ તો એ સંશય છેદક પંચરસાત્મક આસિને પંચવિષયરૂપ રૂચિકર મ્યાને આચ્છાદિત કરવામાં આવી છે. ટુંકામાં સુવર્ણને રક્ષવા લોખંડનીજ ત્રિજોરી જોઈએ. પરંતુ આ લેખમાં લખાયલી—રખાયલી વસ્તુતો સુવર્ણાલંકાર સુવર્ણપેટીમાંજ સચવાયા જેવું સ્હમજાવે છે. કારણ કે આપણું પ્રત્યેક મનુષ્યોનું કર્તવ્ય નનિવર્તકપદ અથવા અખંડાનંદ પ્રાપ્તિ અર્થે હોવું જોઇએ. પણ તે પદપ્રાપ્તિ સ્વધર્મપાલન ઉપર આધાર રાખે છે. તેથી તે સ્વધર્મની ઓળખાણ પ્રથમ કરવી એ આવશ્યક છે. આજ કાલ દર્શન પૂજન વ્રત નિયમ, અને માળા તિલકનેજ સ્વધર્મ મનાય છે. અને પરાઇ પીડની પળપણ પરવા કરાતી નથી, એ કાંઇક સ્વધર્મ સ્હમજણમાં શોચનીય ભૂલ સ્હમજાય છે. વળી ભારે ગડબડાટનીસાથે ભક્તિ થતી દેખાડી ત્રાસદાયક કોલાહલ મચાવવો એ પણ સ્વધર્મ શ્રેણીનું પ્રશંસનીય પગથીયું હોય? એમ પણ સમજાતું નથી. કદી કહીએ કે ભાવે કભાવે પણ ભગવાનનું નામ લેવાય–સંભળાય છે. તો એ વર્જનીય વાર્તા નથી. પણ આટલું તો દોષરહિત દેખાય છે કે એક મનુષ્યને દૂધે નવરાવવું તે કરતાં તેને દૂધ પાઇને પોષવું એ વધારે ઉત્તમ છે. બીજું વિશ્વેશ્વર વિભુને વિશ્વવ્યાપ્ત માનીએ છતાં દુઃખી ઉપર દયા કરતાં કે અનાથને આશ્રય આપતાં અટકીએ તો શું? એ પણ આપણી ઓછી સ્હમજણનું પરિણામ નથી? માટે એ સર્વોત્તમ સ્વધર્મ સ્પષ્ટ સમજવા શ્રવણ–વાંચનની જરૂર છે. અને તે જરૂરીઆત પૂરી પાડવા લગભગ વીશ વર્ષ થયાં ન્હાનાંગામો અને મ્હોટાંશહેરોમાં જુદા જુદા રહસ્ય જણાવતાં જે વિવિધ વ્યાખ્યાનો અનેક જન કર્ણમાં રેડાઈ, ઉભયલોક સુધારવા મદદરૂપ થયાં છે તેમાંનાં આ બાર આખ્યાનો કહેનાર અને વાંચનારને સુગમ પડે માટે પુસ્તક રૂપે પ્રગટ કરવામાં આવ્યાં છે. તેથી

તે અખંડ સુખ પ્રાપ્તક સ્વધર્મનીસરણીનું સ્મરણરૂપ પગથીઉં કોઈ પણ ભૂમિભૂષણભક્તના હૃદયે દઢ ભાવનાંને રોપે તો હું મ્હારી કૃતિ સફળા માની અત્યાનંદ અનુભવીશ.

આ સમગ્ર સંકલનાનો ફલિતાર્થ એ છે કે વિશ્વેવિહરતામનુષ્યાલોએ પાત્રાનુસાર પરોપકાર્યે પ્રવૃત્તિ કરવી એજ પ્રાથમિક કર્મ છે. પછી તે તનથી મનથી ધનથી કે જનથી ગમે તે પ્રકારથી પણ કરણી અનાવસ્યક નથી. જન સમૂહ કલ્યાણાર્થે તન કૃતિના ઉભય વિભાગો લેખન અને વચન આ આરંભિત કાર્યમાં સચવાયા છે. ને તેનું કારણ પણ મનુષ્ય મંડળને મનમાનતું મેળવાવવા અર્થાત્ છેક મંગલનયમુક્તિમકાને મોકલવાનો માર્ગ મોકળો કરી દેવો તે સીવાય ઇતિર અવલોકાય તેમ નથી. અનુભવાતા અરસામાં કેટલાક પૂર્વ સંસ્કારી માનવો સર્વોત્તમ પદ પ્રાપ્તિનો સીધો રસ્તો સરળતાથી શોધવા પ્રયત્ન કરે છે. પરંતુ શાસ્ત્ર પૂરાણોનાં તત્વો તપાસતાં ગુરૂરહિતા બુદ્ધિને ગમ ન પડે. એવી કોઇ અણધારીબાબત આવી પડે ત્યારે તેમની મતિ આગળ ગતિ કરતી અટકે છે. એટલે તે સીધોસરલરસ્તો સ્વચ્છકરવા કોઇ સંત મહાત્મા કે સજ્જનોનું સેવન શોધે છે. અરસ્પરસ પ્રશ્નોત્તર કરતાં સ્વોત્પાદક શંકાનું સર્વાંશે સમાધાન થતું નથી ત્યારે મનોવૃત્તિ મુંઝાય છે, બુદ્ધિ બીજા ત્રીજા કુતર્કોમાં ભમે છે. એટલુંજ નહિ પણ અંતે એ વિચાર વાયુ કે એ શંકાસલીલ ચારોગમથી દબાઇ–મુંઝાઇ કોઈક કલ્પના બહાર નુતન રસ્તેજ બહાર નીકળે છે. તે સર્વરીતે બનવા યોગ્ય છે. પોતાના મનથી કે પૂછીએ તે જનથી જ્યારે જોઇતો ખુલાસો ન મળે અને સર્વ સ્થાનેથી નિરાશાયુક્તનાશીપાસતા સેવવી પડે છે ત્યારેજ સર્વોત્તમ પદાભિલાષી સુદઢ સાત્વિકો પણ સાહસિકવૃત્તિએ આસ્તિકતામાંથી ઉખડી નાસ્તિકતામાં નંબર નોંધાવે છે, સાંપ્રત સમયમાં અનુભવાતો ઉહાપોહ એ એજ મૂળ મંત્રે મંડાયો હોય એમ મ્હારૂં તો માનવું છે. તેથી તે નિરાશાની નિસરણીએ ચઢેલા સત્યશોધક સજ્જનસમુહને સનાતનધર્મના શીતલ સલિલમાં સ્વેચ્છિતશીતળતા સંપાદન કરાવવા આ યોજના યોગ્ય ધારી યોજી છે. અતએવ ઉપર એકવાર લખાયલા વાક્યનું પુનઃસ્મરણ કરાવુંછું કે જ્ઞાન અને ભકિત યુગપથ સિવાય મુકિતપદપ્રાપ્તનીયા અન્ય કરણી નથી. અને તે બન્નેમાંથી એકરસ્તે વિચરનાર કે દ્વયને ઇચ્છનાર દરેકનો આ પુસ્તક વાંચતાં યત્કિંચિત્ ઇપ્સિતાર્થ સિદ્ધ થાય કે કંઇ ગૃહણ કરવા યોગ્ય મળે તો કાળામુખવાળી કાળી લેખિનીના કાળા દસ્કતનો ઉજ્વળ પત્ર પૃષ્ટપર

પડેલો ઉજ્વળાભાસ ઉજ્વળતા અર્પનાર ઓળખાવી હું અલ્પાનંદસરમાં ઉતરીશ. જરૂરયોગ્ય જણાવવાનું કે આ બહાર આવેલાં બાર આખ્યાનોમાં કોઇ સજ્જન શ્રેષ્ટને કાંઇ શંકા થાય, અતિશયોકિત દેખાય, અસંભવિતતા-અનુભવાય, કે કાંઇ વિશ્વપ્રતિકુળ વર્તન વિલોકાય તો તે પ્રાપ્ત સમયે મને પત્ર પાડવી અથવા પેપરદ્વારા અગર રૂબરૂ મળી, ખટકતી ખામીનો ખુલ્લાસો બિન ખટકે કરી લેવો. યદિ અંતરેતરમાં ઉઠેલા તર્કનો યોગ્યનિર્ણય મારાથી નહિં અપાય? તો આવૃત્યાન્યમાં સુધારો તો જરૂર કરીશજ. અને તે પ્રસંગે સૂચક સજ્જનનો સ્નેહાભાર સ્મરવો વીસરીશ નહિ.

આ ઉદ્ગારાંતે એકત્ર ઓળખાવવાનું કે આ સમગ્ર લેખનો, સંપૂર્ણ ઉદ્દેસ્ય કેવળ મધ્યવર્ગ ગણિત મનુષ્યો માટેજ છે. એટલે સ્વકર્મ–ધર્મ ન સ્હમજનાર–કરનાર માટે નથી. તેમ સ્વકર્મ–ધર્મ સ્હમજનાર–કરનાર માટે પણ નથી. માત્ર સ્વકર્મ–ધર્મ સ્હમજવા–કરવાના જીજ્ઞાસુજનોને માટેજ છે. સારાંશ **વિ–જ્ઞાનીને વાંચવા વીચારવા અને વિજ્ઞાનીને વાંચવાજ** આ પુસ્તક લખાયું છે.

એક સંસ્કૃત શ્લોકનો ભાવાર્થ એવો છે કે–" ગુણ જ્ઞાનરહિત મનુષ્ય અન્ય ગુણની કીંમત કરી શકતો નથી. તેમ ગુણવાન વ્યક્તિ મત્સર કે ઇર્ષાથી સમગુણીની અવગણના કરે છે. પણ જાતે ગુણવાનને અન્યના ગુણને ગુણગાનમાં ગણનાર કોઇ વીરલજ આ વસુંધરાને વિભૂષીતા વરતાવે છે." ધનુષ્યમાં સંધાન કરી છોડેલું બાણ ફેંકનારની શક્તિ પ્રમાણે ગતિ કરી અંતે અટકે છે, પણ તેને ફેંકવાની દિશાનો અંત આવતો અટકળાતો નથી. તદવત્ આ આદ્ય 'આવશ્યકોદ્ગાર' અધિક ન લખાવતાં અત્રજ અટકાવવા ઇચ્છુછું.

વિક્રમાર્ક સંવત ૧૯૭૨
શ્રાવણશુકલા ૧૧
**અમદાવાદ.**

**હરદાસ.**
**ભટ્ટ અમૃતલાલ મદનજી.**

## વંદન.

### ( કલ્યાણ. )

ગુરૂવર્ય પદ પ્રણમું પ્રથમ, સતત સુખદ સ્નેહસદન,
કામધેનું કલ્પવૃક્ષ પારસથી પદ વર પ્રત્યક્ષ,
લક્ષાલક્ષ જ્ઞાન દક્ષ, વક્ષ વિપુલ વિમલવદન. ગુરૂ૦ ૧
અઘસંકુલ મોહમૂલ, ભવનિશી ભુલોત્પલપ્રફુલ્લ.
આપ અમૂલ તરણી તુલ શરણ ચરણ તરણ તદન. ગુરૂ૦ ૨
શાન્ત દાન્ત ક્રિયા કાન્ત અબોધધ્વાંન્ત ભગ્ન ભ્રાન્ત,
પરમ પ્રાન્ત કલેશ કલાન્ત હરણ ભરણ કરણ મદ ન. ગુરૂ૦ ૩
કર્ણધાર પોતપાર કરણહાર ગુરૂકદાર,
અમૃતોદ્‌ગાર ને પ્રસારવા વિશુદ્ધ વિનયે વંદન. ગુરૂ૦ ૪

## પ્રાર્થના.

### ( ધનાશ્રી. )

હૃદયે રહેજો રામ, સદા સહુને, હૃદયે રહેજો રામ;
અખિલબ્રહ્માંડાધિશ અલખ પ્રભુ, વ્યાપ્યા સઘળે ઠામ. સદા૦ ૧
સ્વયંપ્રકાશ પ્રકાશક સહુના, સચ્ચિત્ આનંદ નામ. સદા૦ ૨
વિઘ્ન વિદારી ભૂભાર ઉતારો, લઇ અવતાર લલામ. સદા૦ ૩
જ્ઞેય જ્ઞાનીના ધ્યેય ધ્યાનીના, ગતાગતિના વિશ્રામ. સદા૦ ૪
સર્વકર્મના સાક્ષી અનંતા, અનંત અગુણ અનામ. સદા૦ ૫
સ્વાનુભવવીણ કંઠાભરણવત્ માલીક થાય ગુલામ, સદા૦ ૬
અનંતલોકના અનંત જીવ જડ, અનંત પાળો તમામ. સદા૦ ૭
ધર્મ અર્થ કામ મોક્ષ ચારે, ભૂજધર શ્રી ઘનશ્યામ. સદા૦ ૮
વક્ષે ચિન્હ ભ્રગુચરણધરી ઠર્યા, સહનકરણ સુખધામ. સદા૦ ૯
સ્વસત્તા દાખવવા શસ્ત્રધરો, ષડરિપુ છેદન કામ. સદા૦ ૧૦
જન્મમરણ વધઘટ સુખદુઃખ સહુ, તવ શકિત પરિણામ. સદા૦ ૧૧
સેવ્ય રહી સેવક ગુણ આપો, માગું કરી પ્રણામ. સદા૦ ૧૨
સ્વપ્નસમા સંસારાબ્ધિથી તારી દો નિજ ધામ. સદા૦ ૧૩
અઘહર અજર અમર ઓળખતાં આનંદ આઠે જામ. સદા૦ ૧૪
બાહ્યાભ્યંતર નિશદીન નીરખું 'અમૃત' આત્મારામ. સદા૦ ૧૫

# વિષયાનુક્રમ.


| ક્રમ. | વિષય. | દૃષ્ટાન્તપૃષ્ઠ. | આખ્યાનપૃષ્ઠ. |
| --- | --- | --- | --- |
| ૧ | કેશરીને કિશોરી વાર્તા.... | ૧ ... | ... ૦ |
| ૨ | પ્રભુદાસ. ... | ... ૬૯ ... | ... ૭૪ |
| ૩ | દામાજી. ... | ... ૧૧૫ ... | ... ૧૨૦ |
| ૪ | વંશુમાન. ... | ... ૧૪૯ ... | ... ૧૫૨ |
| ૫ | બાજીગર. ... | ... ૧૭૩ ... | ... ૧૭૭ |
| ૬ | સુલોચના. ... | ... ૨૦૩ ... | ... ૨૦૯ |
| ૭ | દેવશર્મા. ... | ... ૨૨૭ ... | ... ૨૩૪ |
| ૮ | જડભરત. ... | ... ૨૬૩ ... | ... ૨૬૮ |
| ૯ | અનસૂયા. ... | ... ૨૯૧ ... | ... ૨૯૩ |
| ૧૦ | કરૂણ. ... | ... ૩૧૫ ... | ... ૩૨૩ |
| ૧૧ | સગાળશા. ... | ... ૩૪૧ ... | ... ૩૪૭ |
| ૧૨ | મોહિની. ... | ... ૩૭૩ ... | ... ૩૭૮ |
| ૧૩ | કલાવતી. ... | ... ૩૯૯ ... | ... ૪૦૧ |
| ૧૪ | અમૃતાનંદ. ... | ... ૦ ... | ... ૪૨૯ |

ૐ તત્સત્ પરમાત્મને નમઃ



# અમૃતાનંદ.

( છંદ. )*

દ્વૈમાતુર, હેરમ્બ, વ્યાહાર, ગી, વિશ્વસૃજ;
દ્રુહિણ, સર્વ મંગલા, મૃડાની, વિષ્ણુ, અધોક્ષજ.
શૌરિ વિશ્વક્સેન. સ્વભુ, સાંડિંન, વિકર્તન અર્યમા;
વ્યોમકેશ, વિરૂપાક્ષ, સ્થાણું, ભવ, શ્રીઇશ્વરા.

( દોહરો. )

ગણપતિ, સરસ્વતિ, સુજ્ઞપ્રતિ, વંદી વારંવાર,
'અમૃતાનંદ' આજ હું, લખું સ્વમતિ અનુસાર.

## કેશરી ને કિશોરી

### કોણ ?



પ્રખ્યાત પહાડી પ્રદેશમાં, ન્હાના ન્હાના ડુંગરાના દુર્ગથી રક્ષાયલું, ઉછળતી, વહેતી, અભયા નદીને કાંઠે, અભયપુર નામનું નગર હતું. ફરતી ખાઇઓ, બાંધેલો કોટ, પ્રત્યેક ડુંગરા પરના કિલ્લામાં ગોઠવેલી વિશાળ તોપો, તથા સબળ સૈનિકોની સદૈવ સંભાળથી સચવાતું હોઇ, સ્વનામને સાર્થક કરતું અભયપુર શહેર તે ખરેખર અભયજ હતું. તે નગ્રમાં વસતા ચતુર્વર્ણી, ચતુરાશ્રમી, પ્રત્યેકજનો સ્વકર્મ સ્વધર્માનુસારે પળાતી પ્રવૃત્તિએ પૂર્ણ અભય હતા. ત્યાંના રાજાનું નામપણ અભયસીંહ હતું. રાજાની યુવાવસ્થા વીતિજવાથી [1]દૈહિકકાર્યોથી તે અભય હતા. નિમકહલાલ નોકરો, અને કુશળ કારભારી-

---

* "મહીદીપ"ના જેવો-મંગલાચરણ નમનાત્મક, આશીર્વાદાત્મક, કે વસ્તુ નિર્દેશાત્મક, હોવું જોઇએ; અત્રે સ્મરણાત્મક રાખ્યું છે.—૧. સુંદર ખાનપાનથી શરીર પોષવું, અને સારાં વસ્ત્રાલંકારોથી શરીરને શણગારવું વગેરે.

એના કાળજીપુરઃ સરકાર્યથી રાજ્ય ખટપટથી અભય હતા. પુત્રફળ આપી, સ્વગૃહિણી સ્વર્ગે સીધાવ્યાથી સ્ત્રી સાન્ત્વનાદીકાર્યથી અભય હતા. અનેક સ્ત્રીએ પ્રથમથીજ નહિં કરેલી એટલે કામિની કલેશથી અભય હતા. ટુંકામાં કુમાર કેશરીસીંહે ૨૦–૨૨ વર્ષની ખીલતી યુવાવસ્થામાં રાજ્યને સર્વ ભાર પોતાને માથે લઇલેવાથી રાજ્યસમગ્ર કાર્યથી અભય હતા. અને શીવપૂજનની દૃઢ શ્રદ્ધાથી સંસારના ત્રિવિધ તાપ તથા પુનર્જન્મથી પણ અભય હતા. કુમાર કેશરી પણ અદ્યાપિ પર્યંત કોઇ કામિનીનો કર ગ્રહણ કરીશકયો નહોતો. તેનું કારણ બનેત્યાંસુધી બ્રહ્મચર્ય લંબાવવું એમ તેની પોતાની ઇચ્છા હતી. પ્રખ્યાત રાજ્યના પવિત્ર પિતાના, આ સુંદર રાજકુમારને લગ્ન માટે ઘણાં કહેણ આવ્યાં હતાં, અને આવતાં હતાં. પણ કુમાર તે સ્વીકારતો નહોતો. મહારાજા અભયસીંહને પોતાના પુત્રને પરણાવવાની અધિક લાલસા હતી. પણ કુમારની મરજી વિરૂદ્ધ વર્તન કરી, તેના હૃદયને દુભવવા તે નાખુશ હતા. એટલે તેમનું અંતઃપુર સ્ત્રીઓ વગરનું હતું.

વસંતપંચમીના શુભ દીવસે વસંત વધાઇ આપવા થોકે થોક મનુષ્યો દરબારમાં આવતાં હતાં. કુમાર કેશરીસિંહ સફેદ વસ્ત્રો રંગમાં તરબોળ થએલાં પહેરી, વસંત ખેલ ખેલતો હતો.

## ( દોહરો. )

રંગે રંગાઇ રંગે રંગીન બની સ્વયમેવ,<br>
ઋતુરાજે જેમ મ્હાલતો પંચશર મદનદેવ.

વિવિધ રંગની છંટાતી પીચકારીઓ, ઉડતાં ગુલાલ અબીલ, અને ફેંકાતાં કુમકુમોથી સઘળાં મનુષ્યો રંગાઈ જતાં. દરબારમાં આવેલો કોઇ-પણ માણસ રંગ વગરને લુગડે બહાર નીકળવા પામતો નહિં. આમ આખો દીવસ વસંત કેલીમાં વીતાવી સાયંકાળે સ્નાન કરી, ભોજન પાન બાદ આજની ગમ્મતના શ્રમથી શ્રમિત થએલા રાજકુમાર, પરિજન, અને પુરજનો, સઘળાં નિર્ધારિત નિદ્રાવશ થયાં હતાં.

દીલ્હીનો ઘોરીવંશોત્પન્ન બાદશાહ સુલ્તાનશાહ આ અભયપુરનાં વિશેષ વખાણ સાંભળી, ઘણા દીવસથી આ પહાડી પ્રદેશ પોતાને તાબે કરવા આતુર હતો તે આજે સબળ સૈન્ય લઇ, આ નિદ્રાવશ થએલા

અભયપુર વાસીઓપર અચિંત્યો ચઢી આવ્યો ને રાત્રિમાંજ છાપો માર્યો. સુતેલા સમગ્રજનો જાગે તે પહેલાંતો દ્વારપાળોને મારી, એ મ્હોટું શાહ સૈન્ય નગરમાં પેઠું. મનુષ્યના કોલાહલે, ઘોડાઓના હણહણાટે, ખાંડાઓના ખણખણાટે, બંદુકોના બહારપર થતા બહારે, રાજા **અભયસીંહ** અને કુમાર કેશરી જાગી ઉઠયા. સ્વશસ્ત્રો સંભાળી, '**હરહરમહાદેવ**' કહી કૂદી પડયા. બંન્ને પક્ષના સૈનિકો સ્વસત્તા દર્શાવવા લાગ્યા. સંગ્રામ પૂર્ણ જામ્યો, રંગથી રંગાયેલો દરબાર લોહીથી ખરડાયો, યોદ્ધાઓના અંગો છિન્ન ભિન્ન થઇ પડવા માંડયાં, પડતાં અને મરતાંઓની કિકિયારીથી શહેર ગાજી ઉઠયું. અંધારૂં પૂર્ણ હતું. કોણ કોને મારે છે તે કળાતું નહોતું. આવેશમાં આવેલા શૂરવીરો તલવારો ચલાવેજ જતા હતા. **અભયસીંહ** અને કેશરી કુમાર પણ જુદા જુદા લડતા હતા. પિતાને પુત્રની, અને પુત્રને પિતાના સ્થાનની ખબર નહોતી. લડાઇ આખી રાત ચાલી. સ્હવાર થવાને થોડીવાર હતી. અને ઉષાનો ભૂરો પ્રકાશ પડતો હતો. ત્યારે અભયસીંહે ઓચિંતા આવી રણક્ષેત્રમાં ઝુઝતા પોતાના વીરકુમાર કેશરીને બાથમાં લેઈ ખેંચી લીધો. અને દીલગીરી તથા ખેદ સાથે કેશરીને કહ્યું—" ભાઈ સૈનિકો સમાપ્ત થયા, દાસ વર્ગ દળાઇ ગયો, ભાયાતો ભોંયભેળા થઈ ગયા, અને હવે આપણો પણ અંત આવવાને થોડી વાર છે". વૃદ્ધ પિતાનાં આ અંતિમ્ વાકયો સાંભળતાં કેશરી આશ્ચર્ય પામ્યો પોતાનું મ્હોટું સૈન્ય એક રાત્રિમાંજ કપાઇ ગયું. તે જાણી દીલગીર થયો. પિતાનાં વચન ખરાં માનવાને પૂરાવારૂપ '**હરહરમહાદેવ**'ની બુમ સંભળાતી નહોતી, પણ તેને બદલે '**દીનદીન**'ના પોકારો ચાલુ હતા. ચતુર અને વિલક્ષણ બુદ્ધિનો કેશરી સંકટમય સમય સમજી ગયો. અને પિતાને કહ્યું કે—"બાપુ, જયારે આમ થયું ત્યારે હવેતો લડવું એ મરવા માટેજ છે. તેથી આપણે આ રણક્ષેત્ર અને આ નગ્ર હમેશને માટે છોડી નાસી જઇએતો ?"

**અભયસીંહ**—" કુમાર, નાસવું એ ક્ષત્રીરીતિને......"

**કેશરી**—" બાપુ હું તે સમજું છું. નાસવું એ ક્ષત્રી નીતિને એબ લગાડનારૂં કૃત્ય છે. ખરૂં પણ વગર સમજ્યું લડી મરવું તે કરતાં નાસવું કંઇક ઉત્તમ છે એમ હું માનું છું."

**અભયસીંહ**—" ભાઇ, ક્ષત્રીઓ તો સામે પગલે ચાલીનેજ મરે હો !"

**કેશરીસીંહ**—" પિતા, એ વાકય ખરૂં છે પણ તે બે અર્થમાં વહે-

ચાએલું છે. શું કોઈ બળતી આગમાં સામો દોડીને બળી મરે તે શૂરવીર કહેવાય ? અથવા પાણીના પ્રબળ પ્રવાહની સામે અડગ થઇને ઉભું રહેવું એ પરાક્રમ ગણાય ?”

**અભયસીંહ**—“ પણ નાસવું એતો મને !..............”

**કેશરીસીંહ**—“ પિતા, નાસવું ખરાબ કહેવાતું હોયતો પરમાત્મા **શ્રી**કૃષ્ણ કાળયવનના ભયથી શામાટે નાઠા હતા ? ”

**અભયસિંહ**—“ મુચુકંદદ્વારા કાળયવનનો નાશ કરાવવા ! ”

**કેશરીસીંહ**—“ અને **શંકર** ભસ્માસુરથી ? તેમજ **બ્રહ્મા** પણ **મધુકૈટભથી** નાઠા નહોતા ? પિતા, જરા વિચારો, હું આપનો પુત્ર છું. ક્ષત્રિને નામોશી લગાડનારૂં કૃત્ય, વા પિતાને બદનામી પહોંચાડનારૂં કામ, પ્રાણાન્તે પણ કરૂં નહિં.” પરંતુ વિસરવું ન જોઇએ કે–

( દોહરો. )

સમયને સમજે સુજ્ઞજન, સમય જાણે સમરથ ;
બ્યંઢળ થઇ છુપી, રહ્યા તે છત્યા ભારત !

વળી, શત્રુને મારતાં તલવાર ખેંચતાં આપણો હાથ પાછો હઠેછે, ધનુષપર બાણનું સંધાન કરી હાથ ખેંચવો પડે છે. સબળ શત્રુને શૂરભેર દોડયો આવતો, વ્યુહમાં પેસાડી લેવા પાછું હઠવું પડે છે. શું એ બધી ક્ષત્રિની નીતિ નથી ? અલબત્ત ક્ષત્રિએ પોતાના પ્રાણની બીકે નાસવું, શરીર નાશના ભયે નાસવું, સ્ત્રીકે બાળકના પ્રેમ ખાતર, કે પોતાની કોઈ નશ્વર વસ્તુના ભોગની ઇચ્છાએ નાસવું એ લાંચ્છન લગાડનારૂં કાર્ય છે ખરૂં. પણ હું જેને માટે નાસવાનું આપને કહુંછું, તે નાસવું કાળયવનના નાશ માટે **શ્રી**કૃષ્ણ જેવું, ભસ્માસુરના નાશ માટે મહાદેવ જેવું, અને મધુકૈટભના નાશાર્થે બ્રહ્માના જેવું, કે વૃત્રાસુર માટે ઈંદ્રના જેવું છે. પિતા, એ નાસનારાઓએ નસાડનારાઓનોજ નાશ કર્યો છે તેમ આપણે પણ અત્યારે નાસીએ, તોજ આપણા આ પુરને જેવુંને તેવું સુરક્ષિત બનાવી શકીએ અને શત્રુનો નાશ કરી શકીએ.” **અભયસીંહ**ને કુમારની આ વાણીમાં કાંઇક છુપું ડહાપણ દેખાયું, પોતાના હાથમાંની રૂધિર ભરેલી તલવાર ફેંકી દેઇ, પિતા પુત્રને અનુકુળ થયા, બંને જણા નગ્રને અને રણક્ષેત્રને છેવટના પ્રણામ કરી, “જીવતા રહીશું તો આ વેરનો સખત બદલો લેઇશું”

એવી સખ્ત પ્રતિજ્ઞા કરી, ચાલતા થયા. સ્હવાર થતાં યવનોએ અભયપુરનો કબજો લીધો, વિજયનાં વાજાં વગડાવ્યાં અને વિજય ધ્વજ ફરકાવ્યો.

નાસી નીકળેલા પિતા પુત્રે થાક, અને ભુખ દુઃખને સહન કરી, આઠેક દીવસ વિતાવ્યા. અંતે કેશરીની માતાના પિત્રાઇ કે જે માતુ રહિત કેશરીને ભાણેજની માફક ચ્હાતા, તે વિજયપુરના મહારાજા માનસીંહને શરણે ગયા. અભયસીંહે પોતાની હકીકત કહી, અને નાસવામાં હું બાળ મતને સંમત થયો એમ કહી દીલગીરી દર્શાવી, માનસીંહે પણ કેશરીની પેઠે ક્ષત્રી રીતિ ન જાણનારા યવનોની સામે ક્ષત્રિ રીતિ કેવળ શ્વાનવત મરણને શરણ થવું તે કરતાં આ પસંદ કરેલી રીત પોતાને ગમતી છે એમ જણાવ્યું. અભયસીંહને અભય વચન આપ્યું. અને કહ્યું કે—"આ રાજ્ય તમારૂં છે, અને હું પણ તમારો છું. ક્ષત્રીઓપર આવાં સુખ દુઃખનાં ચક્કર ફર્યાંજ કરે છે." પ્રધાનને કહી, એક પત્ર લખી, પોતાની સહી કરી, અભયસીંહના હાથમાં આપ્યો. ને કેશરીને કહ્યું—"ભાણીઆ, આ પત્ર આપી, હું તમને દશ ગામ તમારા ખર્ચ નિમિત્ત આપુંછું. અને રહેવાને માટે પ્રધાન તમારી સાથે આવી, મ્હારો નવો મહેલ ઉઘાડી આપશે. જોઇતા માણસો અને દાસ દાસીઓ કાલથીજ તમારી સેવામાં હાજર થઇ જશે, આ દશ ગામનો વહીવટ તમારેજ કરવાનો છે. વિશેષ પણ કાંઇ કહો તો તે કરવા તૈયાર છું". અભયસીંહે હર્ષાશ્રુ પુર્ણ નેત્રે પોતાના સાળા નહિં છતાં આટલી બધી ઉદારતા દાખવી, અને પોતાને પક્ષમાં લીધો તેથી ઘટતા શબ્દોમાં ઉપકાર માન્યો. બાદ રજા લેઇ, પ્રધાનની સાથે મુકરર કરેલા મુકામે ગયા.

બીજા દીવસથી સંસાર વિતરાગી અભયસીંહે પ્રપંચ રહિત સ્વકર્મ શરૂ કર્યું. બ્રાહ્મ મુહુર્તમાં વહેલા ઉઠી, દંત ધાવનને શૌચાદિક ક્રિયા કરી, શંકર પૂજનમાં તલ્લીન થતા. મધ્યાન્હે બાર વાગે એક વખત ભોજન લેતા, અપરાહ્ન કાળ સુધી સદ્દશાસ્ત્રોનું વાંચન કરતા, અને સાયંકાળે પુનઃ પુજનકાર્ય કરતા. રાત્રિનો પહેલો પહોર શંકર સ્તવનમાં ગાળતા, બે પહોર નિદ્રામાં અને છેલ્લા પહોરે ઉઠતા, આમ તેમની રાત દીવસની ક્રિયામાં કાળ પસાર થતો.

કુશળ કુમાર કેશરી સ્હવારમાં પિતાની સાથે ઉઠતો, પૂજન કરતો અને સહજ કસરત કરી, દૂધપાન કરી, બાહેર ફરવા નીકળતો. કચેરીના ટાઇમે મામાના દરબારમાં બેસતો, મધ્યાન્હે ઘેર આવી, ભોજન લેતો,

પછી ન્યાય મંદિરમાં ચાલતા કેશો સાંભળતો, અખાડામાં જઈ મલ્લોની કસરત જોતો. પશુ શાળામાં પશુઓનું બારીક નિરીક્ષણ કરતો. એવું એવું જાણવામાં જોવામાં, ને સાંભળવામાં તે પોતાના વખતનો વ્યય કરતો.

( દોહરો. )

સમ સ્વભાવે મૈત્રી બને, વીષમે વેરી થાય;
જમે દૂધ દહીં થકી, લુણથી ફાટી જાય.

રાજા માનસીંહ પ્રચંડ શરીર અને ભવ્ય દેખાવવાળો પ્રબળ પ્રતાપી હતો. રાજાને છાજતા પ્રત્યેક ગુણો તેનામાં વાસ કરી રહ્યા હતા. વિશેષમાં તે જેમ બહાદૂર ને વીર હતો. તેમ સાહસિક ને અધીર હતો. ગુણવાન અને વિદ્વાનો પરીક્ષક હતો તે સાથે કાનનો કાચો હતો. પ્રજા પાલનના કાર્યમાં તત્પર અને ખંતી હતો તેમ દુસ્મનોને દંડ આપવામાં મમતી અને તંતી હતો. રાજ્યનો ખજાનો તર રાખવા, અધિક દ્રવ્ય સંચય કરવા પ્રજા પીડન ભયથી નારાજ હતો. તેમ મોજ વિલાસ અને નૃત્ય ગાનનો અભિલાષી મહારાજ હતો. નવી વાર્તાઓ, નવા વિષયો, નવા પોશાક, નવી ગાડીઓ, નવા ઘોડાઓ, નવું ન્યાય શિક્ષણ, અને લશ્કરને નવી નવી કવાયત તથા નવા નવા કાયદાઓથી પ્રશંસનીય રાજ્ય બનાવવાનો શોખીન હતો. દીવાનથી તે ઠેઠ પટાવાળા સુધી તમામ નોકરો ઘટતા પોશાક અને મર્યાદાથી વર્તે ને તેને ગમતું. ખોટી ખુશામત મિથ્યાદંભ, કાપટ્યભરી કળા, અને છળયુક્ત કૌશલ્યને તે ધિક્કારતો પરંતુ કયારે ક્યારે પોતે અસ્થિર મનનો હોઇ, એવી કૃત્રિમ કૃતિઓમાં પણ મળી જઇ ભાગ લેતો તેના રમુજી અને આનંદી સ્વભાવને લેઇ, પુરવાસીજનો પણ વૈભવ વિલાસી બન્યા હતા. તેથી આ વિજયપુર નગ્ર, પૃથ્વીપરનાં બીજાં નગરો કરતાં દેખાવમાં, વૈભવમાં, વસ્તીમાં, અને ઉપજમાં સર્વોપરિ સત્તા ધરાવતું. પુર બહાર શોભાયુક્ત બાગ બગીચા પુષ્પ વાટિકા, વન અને ઉપવનમાં નાનાં મોટાં વૃક્ષો, ફળ અને ફુલથી લચી રહી, શહેર શોભામાં વધારો કરતા હતા. સુંદર જળાશયો, જળવિહંગોને જળવિહારી મનુષ્યોથી પ્રત્યેક દીવસ, કલરવિત રહેતાં. પુર પ્રવેશદ્વારમાંથી, દષ્ટિ લંબાવતાં સઘળાં મકાનો એક પંક્તિમાં સુંદર બાંધણી, અને ભિન્ન ભિન્ન રંગો એ ભૂષિત, આશ્ચર્ય સાથે મનાનંદોત્પાદક હતાં, સુંદર દુકાનોનો ઠાઠમાઠ, દેશી પરદેશી વસ્તુના ચળકાટથી, આંખને આકર્ષતો, ગાડીઓના ગડગડાટ, ખટારાઓના ખડખડાટ, તથા રેંકડીઓના રણકાટ રથ ચક્રના ઝણુકાર સાથે

મળી જવાથી કાન બહેરા થઇ જતા. સંક્ષેપમાં એ રાજા, એ નગ્ર નગ્રવાસીઓથી લેઇ, છેક પશુપક્ષી સુદ્ધાંત કેવળ આનંદ જળમાં ઝીલતાં હર્ષમય ધ્વનીથી હલમલી રહ્યાં હતાં.

મહારાજ માનસીંહનું નિરંતર નિવાસ સ્થાન શહેરની વચ્ચોવચ ફરતા મજબુત કિલ્લાથી ઘેરાએલું, *અભ્રચુંબીત અવાસો, ધવલ શીખરો ઉત્તમ આકાશિકાઓ, ગંભીર ગ્યાલેરીઓ, અજાયબી અટારીઓ, બારીઓ, જાળીઓ, [1]ગવાક્ષો, કઠેરાઓ, અને છક કરી નાંખતાં છાપરાંઓથી સુશોભિત હતું. તેના મધ્યમાંનું એક વિશાળ ભુવન મહારાજાનું સભાસ્થાન હતું. અને તેપણ રાજ્યના ઘટતા સરંજામથી મનોહર બનાવેલું હતું. દીવાલો પરનો સુંદર રંગ છતમાં જડેલા સીલીંગના રંગ સાથે મળી, ભૂમિપર બીછાવેલા ગલીચાની ચમકમાં મળીજઇ, એક થઇજતો. પ્રત્યેક બારીઓના ખુલ્લાદ્વારમાં જરી ઝાલરીઓ યુક્ત અર્ધચંદ્રાકાર પડદાઓ તે સભાસ્થાનને દૂરથીજ સુંદર હોવાનું ભાન કરવાતા. ફરતી દીવાલમાં ઉંચે ગોઠવેલાં, કેળવાયલા કારીગરોની કુશળ કલમથી ચીતરાયેલાં, ભુતકાળમાં થઇ ગએલા રાજા મહારાજાઓનાં ચિત્રો, સભાસ્થાનમાં પેસનારને આર્ય ભૂમિના પ્રાચીન ગૌરવનું ભાન કરાવતા હતા. ફેન્સી ફરનીચર, અનુપમ આરસા, લટકતાં હાંડી ઝુમરો, અને ગોઠવેલી દીવાલગીરીઓ વગેરે પદાર્થોથી સભામંડપ ઇંદ્રભુવનનું અનુકરણ કરતું હતું. વચમાં સુવર્ણનાં નકશીદાર ચકચકીત સીંહાસનપર જ્યારે મહારાજા માનસિંહ બીરાજતા, અને તેમની બંન્ને બાજુએ, સુવર્ણ હેન્ડલવાળા શુભ્ર ચમ્મરો વિંઝાતા, પાછળ મુર્ચ્છલોવાળા, અને આગળ સુવર્ણ દંડધારી દ્વારપાળો ઉભા રહેતા. ત્યારે તે ભુવનની ઘટના અલૌકિક ઓળખાતી. ઉત્તમ [2]આપ્તજનો, અને દર્શન યોગ્ય દરબારીઓ તથા હાસ્ય મુખ મંડિત હજુરીઓથી તે સ્થળ અધિક પ્રશંસનીય બનતું. ટુંકામાં પ્રજાજન કે સેવકગણને આ ભુવનમાં આવવા અટકાયત ન હોવાથી એ મ્હોટું મકાન ખીચોખીચ જનસમૂહથી ભરાઇજઇ; વિશેષ વખાણવા અનુમોદ આપતું.

શરણે આવેલા રાજા અભયસીંહનો કુમાર કેશરીસીંહ પ્રતિદીન આ સભા મંડપમાં આવતો, અને મામાની જમણી બાજુએ, અત્યુત્તમ આસનપર [3]ઇતર જનોથી ઉચ્ચપદે બેસતો.

---

* ઉંચા. ૧ ગોખ, ૨ સ્વજન. ૩ બીજા.

સ્થાનના ફેરફારને લઇને માનસીંહનું રાજત્વ ઓળખાતું. નહિંતો માનસીંહને આપવાનું માન કુમાર કેશરીને અપાઈ જાય, એવો નજર ખેંચનારો અને પૂજ્ય મનાવનારો તે કુમારનો દીવ્ય દેખાવ હતો.

એક દીવસ મહારાજા માનસીંહ ઉપરોકત સભા સ્થાનમાં કનક ખચીત [1]હરીતખ્તે વીરાસને બિરાજમાન હતા. જમણી બાજુ ભભકભર્યો ભગિનીપુત્ર કેશરી અને ડાબી બાજુ દીર્ઘદર્શી દીવાન મંડળ, યોગ્ય આસનારૂઢ થયા હતા. ભટ્ટ, ભાયાતો કાર્યભારીઓ, મહેતા, મુત્સદ્દીઓ, ઉમરાવો, અમલદારો, સરદારો, સુબેદારો, આદિ કર્મચારી વર્ગ, અને નગરજનો પૈકી પ્રતિષ્ઠિત ગૃહસ્થ સમસ્ત પોતપોતાને યોગ્ય આસને ગોઠવાઇ ગયા હતા. દ્વારપાળો, નકીબો, હલકારાઓ, છત્ર ચામરધારીઓ વગેરે સમયાનુકુળ સ્વકામ બજાવવા, કાનને રાજ આજ્ઞા સાંભળવા ઉત્સુક બનાવી ઉભા હતા. આજ આનંદનો દીવસ હતો. મહારાજા માનસીંહના મુખ ઉપર પણ હર્ષરંગ છાયો રહ્યો હતો. નૃતિકાનું ચાલતું નૃત્ય, અને વાદ્યવાળાઓના સુંદર તાન આલાપ સૌના આનંદિત હૃદયને હર્ષ રસે રસી રહ્યા હતા. નાચતી નાયકાના નાચતાં અંગોની સાથે જનમંડળનાં હૃદયો પણ નાચતાં હતાં. ચાલતું ગાન પૂરૂં થતાં એ શબ્દાયમાન થઇ રહેલું, સભાસદન એકદમ શાંત થયું. હજી વધારે સાંભળવા રાજા અને સભાસદો આતુર હતા. દરેકની રૂચીને સમજનારી એ ગુણવંતી ગુણિકા બીજું ગાન શરૂ કરવાની તૈયારીમાં હતી ત્યાં અચિંત્યા દ્વાર રક્ષકે આવી, એક નગર વાસીને મહારાજા સન્મુખ આવવા દેવા વિજ્ઞપ્તિ કરી. અવનેશની અનુમતિ મળી. તે શીરોધાર્ય સમજાવવા સ્વમસ્તક નીચું નમાવી, દ્વારપાળ બહાર ગયો. અને થોડીવારમાં એક સાદા પોષાકવાળા પણ પૂર્ણવયે પહોંચેલા, ગૃહસ્થને મહારાજા સન્મુખ લેઈ આવ્યો, મહારાજાને હજુરમાં આવેલા ગૃહસ્થે હાથ જોડી વિનંતી કરવા દિવાનદ્વારા રજા માગી કચેરીમાં નિત્ય ન આવનારો અને આજેજ આવેલો આ માણસ શી વિજ્ઞપ્તિ કરવાને આવ્યો હશે તે જાણવાને સૌનાં હૃદય ઉત્સુક થયાં. દિવાને જે કાંઈ કહેવાનું હોય તે બેદરકારપણે કહી દેવા સૂચના કરી. માનસીંહના હૃદયમાં કંઈ કંઇ વિચારો નવાજુના થઇ ગયા. ક્ષણમાં તે પ્રજા પીડાતી હશે, જુલ્મગારીઓ જુલમ કરતા હશે. તે વિચાર કરતો, વળી ક્ષણ પછી આવનાર કંઇ યાચવા આવ્યો હશે. એવી કંઇ કંઇ શંકાઓ ને હિંચોળે હીંચવા માં-

1 સિંહાસન.

ડયો. આવનાર ગૃહસ્થે પોતાનું કહેણુ શરૂ કર્યું—"મહારાજ, આજે મ્હારૂં આપ સમક્ષ આવવું અને આપના આ ચાલતા આનંદમાં વિક્ષેપ પાડવો એનું કારણુ સ્વાર્થ નહિં પણ પરમાર્થ છે. સૌ કોઇ જાણે છે કે આપણા શહેરમાં નાનપણથી ગાંડી થએલી એક બાઇ જહીં તહીં રઝળ્યાં કરે છે. દુર્દૈવવશાત્ તે ગાંડી થોડી મુદતમાં એક બાળકની માતા થવી સમજાય છે. તેના ઉદરમાં રહેલો ગર્ભ પૂર્ણ પરીપકવ દશામાં આવેલો છે. પણ એ ગાંડી હોઈ સ્થાન રહિત, તથા કોઇ પણ સહાય વગરની છે. તેથી કદાચ બાળક અવતરે તો જન્મનાર બાળકની તથા પ્રસૂતા ગાંડીની યોગ્ય માવજત કરવા ખાસ જરૂર છે. અને તેને માટે અમે મહાજન મંડળે એકત્ર થઇ ઠરાવ કર્યો છે તો તે સ્થાને એ ગાંડીને લેઈ જવા રાજ આજ્ઞાની જરૂર છે. કારણકે જેનું નગ્રમાં કોઇ નહિં તેના વાલી રાજા મનાય છે. કદી આપની અનુમતિ વગર અમોએ મુકરર કરેલા સ્થાને તે ગાંડીને લેઇ જઇએ, અને તે જન્મનાર બાળક અથવા જન્મદાત્રી ગાંડીના આયુષ્યનો અંત આવે તો દયા કરવા જતાં દુઃખિત બનવું પડે એ ભય રહે છે માટે મ્હારી સમગ્ર મહાજન મંડળ તરફથી સદરહુ કાર્ય પાર પહોંચાડવાની રજા મળવાની નમ્ર વિનંતી છે."

( દોહરો. )

સબળાના સેવક સહુ, નબળાનો કરે નાશ;
પવન હોલવે દીપને, પ્રજલાવે હુતાશ.

નાનપણથી રઝળતી ગાંડી સ્ત્રી, અત્યારે રહેલો ગર્ભ, નગ્રજનોથી અપાતી મદદ, વગરે વિચારોથી રાજા માનસીંહનું મગજ ગુંચવાઈ ગયું. બાલ્યવયથી રઝળતી, અને નિરાધાર, તેને રહેલો ગર્ભ, એ વાકયોએ માનસીંહનું હૃદય હલમલાવી નાખ્યું. તેથી જેનું કોઇ નહિં તેનો વારસ રાજા છે. એ વાકય સિદ્ધ કરી બતાવવા કહ્યું કે—"મ્હારા નગ્રજનોની આવી ઔદાર્યતા અને પરજનના ભવિષ્ય દુઃખમાં ભાગ લેવાની પ્રશંસનીય જીજ્ઞાસાથી હું ઘણો ખુશીછું. વળી તમે મને આ સમયે તે ધર્મ કાર્યનું ભાન કરાવ્યું તેને માટે તમે પણ ધન્યવાદને પાત્રછો. બીનવારસી સ્થાવર મિલ્કતનો જેમ રાજા માલીક છે તેમજ જંગમ વસ્તુની માલિકી પણ મ્હારાથી ત્યજાયતેમ નથી. માટે તમારે તે કાર્યથી બેકાળજી રહેવું. હું હમણાંજ તે ગાંડીને દરબારમાં રખાવવાની ગોઠવણુ કરૂંછું. અને રાજા તરફથી તેની સારવાર થશે. તે પુણ્યના ભાગી પણ પ્રજાજનોજ છે. એ તમારે નિશ્ચય

માનવું. રાજાના આવા પ્રજાહિત કાર્યથી સંતોષિત થઇ, આવનાર ગૃહસ્થ નમન કરી ચાલ્યો ગયો. કુશળ પ્રધાનોએ મહારાજાની મરજી મુજબ તે ગાંડીને દૂતોદ્વારા દરબારગઢમાં નિર્ભયસ્થાને રાખી તેના ખાનપાન અને ઉપયોગી સાધનોની ગોઠવણ કરી આપી. ગાંડીના ભાગ્યબળે કે તે જન્મનાર બાળકના પૂર્વ કર્મની મહત્તાએ કહો પણ તે ગાંડી પ્રધાનોએ કરી આપેલી વ્યવસ્થા પ્રમાણે એક ભાગ્યશાળી ભાર્યા તરીકે લાલિત પાલિત થતી હતી. તેથી સત્ય સમજાય છે કે ભગવાન પોતાનું વિશ્વંભર નામ પોતાથી કે પરાયાથી આપી અપાવી સાર્થક કરે છે. ક્યાં ગાંડીની પોતે પોતે થતી દુર્દશા ! અને ક્યાં આ રાજ્યભૂવનમાં સુંદર પરિચારિકાઓથી સેવાતું સદન !

રાજાખર્ચે ગાંડીની સંભાળ રાખવાની વાત, આખા ગામમાં પ્રસરી ગઈ, અંતઃપુરમાં રાણીઓથી લઇ, ગામના સાધારણ લોકસુધી એજ વાતની ચર્ચા ચાલતી હતી. કેટલાક રાજાનો આવો પરોપકારી સ્વભાવ વખાણતા, કેટલાક જે શેઠે રાજાને ખબર આપી, તેના ગુણ ગાતા. અને કોઇ ગાંડીના ભાગ્યની પ્રશંસા કરતા. આમ જણતજનને મોંએ જુદા જુદી ચર્ચા, વખાણ અને કોઇ કોઇ જગાએ નિંદા, ચાલી રહી હતી. રાજ્ય સેવક વર્ગમાં પણ વિવિધ શંકાઓ ઉભી થઇ હતી. ચાલતી ચર્ચાથી ગડબડ થતી. નવરા જનોને સમય ગાળવાનો આ નવો વિષય હાથ આવ્યો હતો. રસ્તે, મકાને, દુકાને, જયાં જુઓ ત્યાં એજ વાત થતી હતી. જેમ જેમ દીવસ વીતતા ચાલ્યા, તેમ તેમ આ વાત નવું નવું રૂપ પકડતી ગઇ.

### દોહરો.

જળ છુપ્યું વાદળ વિષે, ચાતૃક ફરે ઉદાસ;
પોતાનાને પાળવા, આવે પ્રસંગે પાસ.

લગભગ પંદરેક દીવસ વીત્યા, ગાંડીની રક્ષા, તપાસ અને ઉપચારો કેળવાયલા હાથે અને કેળવાયલા મગજે થતી હતી. ગર્ભની મુદત પૂર્ણ થઇ. ઈશ્વરની અકળગતિને લઇ ચાલાક દાઈઓના અનુભવી હાથોને યશ મળ્યો બાળક જન્મ્યું. જન્માદિક સંસ્કાર પામ્યું. લોકવાર્તાએ ભયંકર સ્વરૂપ પકડયું મહારાજા માનસીંહને પણ ગાંડી કષ્ટ મુક્ત થયાની ખબર તથા આવતરેલા બાળકની તંદુરસ્તીની વરદી આપવામાં આવી. ગાંડીને પુત્ર જન્મ્યો એ સમાચાર સાંભળી, અપુત્ર રાજાનું મન સહજ વીહ્વળ થયું. પણ ઈશ્વરેછ્છા બળવાન છે એમ માની સ્વસ્થ થયો.

અંતઃપુરમાં માનસીંહ મહારાજાનાં સુજ્ઞ પટરાણી કમળાદેવીને પણ ગાંડીના પુત્ર જન્મની વાત અચરજ ઉપજાવનારી થઈ. ઈશ્વરપર દ્વેષ આવ્યો. પોતે પુત્ર પ્રાપ્તિ માટે પુણ્યનાં સઘળાં કર્મો કરતાં હતાં, દેવ દેવીઓને મનાવતાં હતાં, ભારે બાધા આખડીઓ રાખતાં, અને વ્રત નિયમોથી શરીર સુકાવી નાખ્યું હતું, છતાં પણ એક કન્યા સિવાય અન્ય કાંઇ સંતાન પ્રાપ્તિ થઇ નહોતો. જો કે કુમારી કિશોરી અત્યારે લગભગ ૧૩–૧૪ વર્ષની પણ મજબુત બાંધાની, કન્યાકાળ ઉલ્લંઘન કરવાને ઉદ્યુક્ત જણાતી હતી. દરેક સદ્‌ગુણોની ખાણ હોઇ, માતા પિતાના મનમાંની અપુત્ર ઉપાધિને દુર કરતી. રાજાતો તે કન્યાને પુત્રની પેઠેજ માનતા. બાલ્યાવસ્થાથીજ તેને કુમાર યોગ્ય શિક્ષણ આપવામાં આવ્યું હતું. ઘોડા ઉપર સવારી કરવામાં, હથિયારો વાપરવામાં, ભણવામાં, જ્ઞાનમાં અને ડહાપણમાં અનેક કુમારોને હંફાવે તેવી તે કાર્ય દક્ષા હતી. શરીરને કસરતથી કેળવતી તેમ મનને જ્ઞાનથી કેળવતી હતી. તે ગંભીર સ્વભાવની, ઔદાર્યવૃત્તિની, ઇતર દુઃખે અધીરા, અને પોતાપર પડતી વિપત્તિઓને સહેવામાં બળવાળી હતી. તેનું ચારિત્ર્ય અન્ય કન્યાઓને અનુકરણ કરવા યોગ્ય હતું. આ મોટા મનની રાજકુમારી કિશોરીએ પણ આ ગાંડીના બાળકની વાત સાંભળી, તેની થતી સંભાળમાં વિશેષ લક્ષ્ય રાખવા દાસ દાસીઓને સંપૂર્ણ કાળજીથી ભલામણ કરી હતી. જન્મેલો બાળક જેમ જેમ મોટો થતો ગયો તેમ તેમ રાજકન્યા તરફથી સારાં સારાં વસ્ત્રો, રમવાનાં રમકડાં અને સુંદર બિછાનાંવાળાં ન્હાનાં મ્હોટાં પારણાં મોકલવામાં આવતાં હતાં.

એક મહીનો થયો, ગાંડી સુતિકા સદનમાંથી બહાર નીકળી, કોઇની રોકાઇ ન રહેતાં, પ્રથમની પોતાની રઝળતી સ્થિતિને પ્રાપ્ત થઇ, બાળક દરબારમાં રહ્યો. આયાને ધાત્રીઓથી પળાતો હતો. નાની બાબાગાડીમાં ઘાલી આયા સ્હવાર સાંજ બાળકને બહાર ફેરવવા લેઇ જતી. કયારે રેશમી, કયારે ઉનનાં, અને કયારે સુતરનાં વસ્ત્રોથી તે બાળકનું સર્વ અંગ ઢાંકવામાં આવતું. ન્હાના કીંમતી રૂમાલો, શાલો, અને દુશાલોની પણ આ નીરાધાર બાળકને ખોટ નહોતી. ગાંડીને ઉદરે જન્મી, ડાહ્યા માબાપનાં બાળકો કરતાં, પણ વધારે વૈભવ ભોગવવા તે ભાગ્યશાળી થયો હતો.

આ ન્હાનું અનાથ બચ્ચું દરેક સ્ત્રી પુરૂષોને ગમતું, પ્રભુકૃપાથી કે વખાણવા લાયક પૂર્વ પુન્ય પ્રતાપથી તે બાળક સુંદરસૌન્દર્યતા વાળું

હતું. ખાનપાનાદિકની ખુલ્લે હાથે ગોઠવણ થવાથી સુંદરતામાં પૌષ્ટિકતા ઉમેરાઈ હતી. આવાં સારાં વસ્ત્રોનાં વેષ્ટનથી સુંદરતા પૌષ્ટિકતાને સ્વચ્છતા ત્રિપુટીનું ઐક્ય થયું હતું. જતાં આવતાં માણસો બાળકને પરાણે પરાણે બોલાવતાં, કોઇ કોઇ તેડતા, કોઈ કોઈ તેના વસ્ત્ર કે રમકડાંમાં વધારો કરતા, આમ રાજાથી લાલનપાલન કરાતું એક નગરજનોથી સન્માન પામતું તે બાળક લગભગ ૭ માસનું થયું, ઇશ્વરની સ્વતંત્રતાને અકળ કળાનું ભાન, મનુષ્યોથી આમજ સમજાય છે. રંકને રાજા બનાવવાને સમર્થ, પ્રભુની અલૌકિક કરૂણાં, આબાળ ઉપર વરસતા દયા વરસાદથી દરેક મનુષ્યોને એક દઢ દષ્ટાંત રૂપ થઈ હતી. હવે ગાંડીની વાત તદ્દન ભુલાઈ સર્વત્ર આ બાળકનીજ વાત લોક મુખે ચઢી નાચતી હતી કહીં વિવિધ અલંકારો પામી, રસમય બનતી કંઇ કંઇ પ્રભુ દયામિશ્ર બની અનુકરણીય થતી, અને કંઇ કંઇ એ બાળક પ્રબળ પૂર્વ પુન્યથી પ્રગટયો છે એમ માની અટકતી, મનુષ્યનું ધારવું અને પ્રભુનું કરવું તે બેઉ જુદામાર્ગ છે.

### દોહરો.

ફેરવે કદી ફરશે નહિં, લખ્યા વિધિના અંક;
સાફ ન સિંધુથી થયું, સુત વિધુ પરનું કલંક,

બાળક ૭ માસનું થયું. દેખરેખ રાખનારા નોકરો અને આયાઓ અકળાયાં. તેથી આ બાળકને યોગ્ય સ્થળે પાડવા, મહારાજા માનસીંહનું ધ્યાન ખેંચવા એક સુંદર રહવારે બરાબર કચેરીના સમયે કચેરીમાં લેઇ-જવામાં આવ્યું બાળકનું શરીર નવરાવી ધોવરાવી સ્વચ્છ કરેલું હતું. શરીરે સારો પોષાકને માથે સારી ગુચ્છાવાળી ટોપીથી શણગારવામાં આવ્યું હતું. રંગબેરંગી લટકતા છેડા વાળા રૂમાલમાં લપેટી માત્ર મુખજ બહાર દેખાય તેમ દાસીએ બાળકને પોતાને હાથે તેડેલો હતો. દાસીને દ્વારમાં આવતી જોઇનેજ સભાજનોનાં નયનો તેણીએ તેડેલા બાળકના મુખ ઉપર ચકોરની દ્રષ્ટિ જેમ ચંદ્ર ઉપર ઠરે તેમ કૌતુહલ સાથે ઠરી રહ્યાં. દરેક જનો કંઈ કંઈ તર્ક વિતર્કના પ્રવાહમાં તણાવા લાગ્યા. મહારાજા માનસીંહની દષ્ટિ દાસી ઉપર પડી. દાસીએ નમન કર્યું. અને નજીકમાં જઇ બાળકને તેડી ઉભી રહી. રાજાએ તે બાળકને જોયું. બી-જીવાર જોયું, ત્રીજીવાર જોયું. બાળકનું ડોળદાર મ્હોડું.રાજાને ગમીગયું. બાળકના જન્મની વાત સાંભળેલી પરંતુ નક્કી આજેજ જોયું. તેથી પો-તાની ધારણા ખરી છે કે ખોટી તે જાણવા દાસીને પ્રશ્ન કર્યો—"દાસી,

આ સુંદર ભાગ્યશાળી બાળક કોનું છે? અને તેને કચેરીમાં લાવવાનો શો આશય છે?"

**દાસી**—"અન્નદાતા ! આ પેલી ગાંડીનો બાળક છે. એ આપની ઉદાર વૃત્તિથી સુરક્ષિત રહી આસ્થિતિએ પહોંચ્યો છે. એટલે પહેલાં એની માતા રહી ત્યાં સુધી તેનું સ્તનપાન કરીને મોટો થયો. અને તે નાસી ગયા પછી બીજી ધાત્રીઓએ એ ઉછેરી, આજ સુધી પાળ્યો. તે તંદુરસ્ત અને સુખી હાલતમાં આ સર્વ પ્રિય સ્થિતિને પ્રાપ્ત થયો છે. તેથી આ ઉછરતા છોડને આપના સ્મરણમાં રહેવા, અને તેના ઉપર આપની દયાભરી દૃષ્ટિની વૃષ્ટિ કરાવવા, મેં તેને અહીં લાવવાનું સાહસ કર્યું છે."

**રાજા**—"વાહ! વાહ! ઘણુંજ સારૂં કર્યું. હવે આ નિરાધાર બાળકને યોગ્ય રીતે ઊછેરવા, કોઈ વૃદ્ધા દાસીને સોંપો અને તેનો વિના અડચણે ખર્ચ નભી શકે તેવો પગાર બાંધી આપવા દિવાનજી બંદોબસ્ત કરશે. તું જા." એ છોકરાની ફિકરથી છેવટ સુધી મોકળા થવા રાજાએ દિવાનને વિશેષ કહ્યું કે—" જુઓ દિવાનજી ? આ બાળક દાસદ્વારા ઉછેરાઈ મોટો થાય, ત્યારે તેને બાળકોચિત સંસ્કારો કરી, કોઇપણ ખાતામાં ગોઠવી દેજો કે આ જીંદગી તે અન્યના આધારથી બેદરકાર રહે."

દાસી ગઇ, રાજાજ્ઞાની કબુલાત દર્શાવવા પ્રધાને ઉભા થઇ નમન કર્યું. સભાજનોનાં હૃદય આનંદથી પ્રફુલ્લિત થયાં. પ્રજાજનના એક નિરાધાર બાળક માટે રાજાની આ અસીમ લાગણી, રાજકર્મને છાજતી હતી, તેથી મહારાજાનું વાક્ય પૂરૂં થતાં કેટલાકે પ્રસિદ્ધમાં, અને કેટલાકે મનમાંને મનમાં રાજાનાં વખાણ કર્યાં. કચેરીમાં બેઠેલો, ને આ બધું થતું તે જોતો તથા સાંભળતો, કુમાર કેશરી પણ મામાની આ ઉદારતા, અનાથની અંતિમ પર્યંતની ગોઠવણ, વગેરે વિચારથી છક થઇ ગયો આમ આ સભામાં બિરાજેલા દરેકના વિચાર એક દિશા તરફ ગમન કરતાં હતાં, ત્યારે રાજા માનસીંહના મનમાં કંઇક બીજાજ વિચારોની અથડા અથડી થતી હતી. જેમાં પ્રધાન્ય વિચારનું કારણ કેવળ આ ગાંડીનો છોકરોજ હતો. નાનપણુથી ગાંડી થઇ, ઘેર ઘેર ભટકતી, જહીં તહીં પડી રહી, વખત વિતાવતી નાનાં છોકરાં અને ઉચ્છૃંખલ યુવાનીઆઓથી પીડાતી, દીવસોના દીવસ ભૂખે રીબાતી, પોતાના શરીરના ભાનવગરની, વસ્ત્ર વગરની, શરીર સંસ્કાર વગરની, અને એક માટીના કદરૂપ પુતળાના જેવી,ના ઉદરમાં

ગર્ભનું પરિપકવ થવું, અને આવા અત્યુત્તમ બાળકનું અવતરવું એ ખરે-ખર ઇશ્વરી ચમત્કાર નહિં તો બીજું શું કહેવાય? રાજાએ ફરીથી બોલવા માંડયુ કે "મ્હારા મનને એક બીજો વિચાર ભમાવે છે. આ બાલ્યકાળથી ઘરબાર વગરની, ભટકતા ભિખારૂ જેવી, કોઇ પણ મનુષ્યની સહાય વગરની, શી રીતે બાળમાતા બનવાનો પ્રસંગ પ્રાપ્ત કરી શકે? ખરેખર આ ગાંડીના ગર્ભ ધારણ કરવાના કૃત્યે મ્હારા પ્રજાજનના છુપા થતા અનાચારને ઉઘાડો પાડયો છે. અને નગ્રમાં વસતા આવા દુરાચારી તથા દુષ્ટાત્મા પાપીઓનો હું રાજા છું. એ મ્હને પણ ધિક્કારપાત્ર બનાવનારૂં કાર્ય છે. મ્હારા આ શાંતિમય ચા-લતા રાજ્યમાં પ્રજાજનોનાં હૃદય પવિત્ર, મન સુદ્રઢ અને કર્મ પુણ્યમય હોવાં જોઇએ તેને બદલે આવું પાપ? આવું અઘોર કૃત્ય? અરેરે! મનુષ્યો-નાં મન આટલાં નબળાં અને હલકાં હશે, તે મેં આજેજ જાણ્યું. મનુષ્યના વેશમાં દેખાતા, પણ અંદર ખાનેથી અત્યંત આસુરી વૃત્તિવાળા અસુરોથી આ ભૂમિ ભારવાળી થાય તે સ્વાભાવિક છે. હું પણ પ્રજાના સુખદુઃખનો હિમાયતિ છું. તેમ પ્રજાના પાપ પુણ્યનો પણ ભાગી છું. રાજા દુષ્ટ હોય તો પ્રજા પીડાય છે.ને વિશ્વમાં તે રાજાની અપકીર્તિ થાય છે. અંતે પરલોકમાં પણ તેને સખત સજા પ્રાપ્ત થાય છે. તેમ શાસ્ત્રોથી સિદ્ધ સમજાય છે.—

(દોહરો.)

વીર વીરતા રહીતથી, ડરે ન જગમાં કોય,<br>
માટી કેરો વાઘ તે, બાળ રમકડું હોય.

અને પ્રજા આવા પતિત તથા નિંદીત કાર્યો કરે જાય, તેનું કાંઇ પણ પ્રાયશ્ચિત નહિં? પણ ના હું ભૂલું છું. રાજા સ્વતંત્ર છે, પ્રજા પર-તંત્ર છે. પ્રજાને યોગ્ય નીતિ શીખવવી એ રાજાનું પહેલું કામ છે. પ્રજામાં પાપવૃત્તિ ઉદ્ભવવી એ રાજાનો પ્રમાદ, અસમજ, અજ્ઞાન અને પ્રજાતરફની બેદરકારીનુંજ પરિણામ છે. એ ઉપરથી અર્થ એ નીકળ્યો કે પ્રજા પાપ પરાયણ, થાય એ મ્હારી ભૂલનોજ બનાવ છે. એ મ્હારી ભૂલ હું સમજ્યા પછી સુધારૂં નહિં તો જરૂર રાજ્યપદને હું લાયક ગણાઉં નહિં. વળી, અત્યારે તો એ કાર્યથી મને બેવડો લાભ મળવો સમજાય છે. એકતો આ ગાંડીને પત્નિ તરીકે સ્વીકારનાર પાપીને હું પ્રત્યક્ષ નિહાળી યોગ્ય સજાએ પહોંચાડી શકું છું, અને મ્હારી માયાળુ પ્રજાને પાપ કર્મથી અટકાવી શકું છું. તથા બીજું મ્હારી સભામાં બેઠેલા પરાક્રમી, વિદ્વાન, અને ચતુર બુદ્ધિવાળાઓની પરિક્ષા લઇ શકું છું. તેથી આ વિચાર અમલમાં

આણુવા માનસીંહ એક નિશ્ચયી થયો. ગાંડીને પત્નિ તરીકે સ્વીકારનારને સત્વર શોધી કાઢવા તેની પ્રબળ ઇચ્છા થઇ, તેથી રાજ્યનાં તમામ કરવાનાં કાર્યોને અટકાવી, આ કાર્ય પહેલું થવા પ્રધાનને ફરજ સાથે હુકમ કર્યો. કુશળ મંત્રીએ દરેકને ભૂપાજ્ઞા સંભળાવવા યુક્તિ કરી, પ્રથમ એક નાગરવલી પાનનું ઉપયોગી સુગંધિત પદાર્થ યુક્ત બીડું બનાવી, સોનેરી રૂપેરી વરકથી મઢીલેઇ, પછી તેને એક સુવર્ણની ન્હાની તાસકમાં મૂકી રાજસભાની વચ્ચે એક ન્હાના ટેબલ ઉપર ગોઠવ્યું અને પાસે ઉભારહી, પ્રધાને કહ્યું કે—"મહારાજાની હમણાંજ દાસીદ્વારા આવેલા બાળકના પિતાને શોધવાની આ મૂર્તિમંત આજ્ઞા છે. જેને પોતાની તીવ્ર બુદ્ધિનો પરિચય કરાવી આ છુપી વાતને બહાર પાડવાની હિમ્મત હોય, અને મહારાજાની પાસેથી પોતાના કાર્યના બદલામાં ઇચ્છિત ઇનામ લેવું હોય તેમણે ઉભા થઇ, આ બીડાનો સ્વીકાર કરવો. કદાચ યશ કે ઇનામ બંન્નેની લાલચ ન હોય, અને ગાંડીના પતિને ખોળી કાઢવા હિંમત હોય, તો તેમણે પણ મહારાજાના મનને સંતોષ આપવામાં પછાત નહિં રહેવું જોઇએ."
દરેકે સાંભળ્યું, વિચાર્યું, પણ આ બીડું ઉઠાવવાનું સાહસ કોઇ કરી શક્યું નહિં. વાત પણ કાંઇ તાજી નહોતી, જન્મેલો બાળક છ માસનો તો અત્યારે થયો હતો. લગભગ નવ માસ માતાના ઉદરમાં ગર્ભ રૂપે રહી પાકયો હતો, એટલુંજ માત્ર અનુમાનીએ તો પણ તે વાતને આજે પંદર માસ પૂર્ણ થયા કહેવાય તેથી આ શરીર સંસર્ગ દોષના આરોપીને શોધી કાઢવો તે કાંઈ સહેલી વાત નથી. પાએક કલાક સુધી કોઇ ઉઠયું નહિં, ત્યારે પ્રધાને ફરીથી કહ્યું—"સુબુદ્ધિવાનેશરમાવાનું કાંઈ પ્રયોજન નથી. વળી રાજ તરફથી કોઇપણ પ્રકારની મદદની ખામી નથી, માટે નિડરપણે સાવધાનીથી ચતુરે પોતાની ચતુરાઇનો અનુભવ આપી, મહારાજાની ઇચ્છા પૂર્ણ કરવી જોઇએ—"
સભા શાંતજ રહી. પ્રધાને પોતાનાં ચપળ નેત્રો પ્રત્યેકના મુખ ઉપર ફેરવી જોયાં, તે દ્રષ્ટિથી પણ ડરતાં હોય, તેમ તે તરફ જોવા પણ કોઈ હિંમત ધરી ન શકયું. મૂકાયેલું બીડું ઘણો વખત વીત્યા છતાં કોઈ ઉપાડતું નથી અને બે વખત પ્રધાને રાજાજ્ઞા સંભળાવી, છતાં કોઇ કંઇ બોલતું નથી. તે જોઇ રાજાને સહજ ગુસ્સો આવ્યો, તેમની આંખ ક્રોધથી લાલ થઇ દેખાઇ. પ્રધાન તે સમજી ગયો અને વિના વિલંબે ત્રીજીવાર પોતાના હાથમાં બીડું મુકેલી સુવર્ણ તાસક લઇ, ઉભા થઇને કહ્યું કે—"જેઓમાં આ ગુપ્ત વાત પ્રસિદ્ધ કરવાની શક્તિ હોય અને તે ન અજમાવે તો તેને

પોતાના ઇષ્ટ દેવના સોગન અને ચાર હત્યાઓનું પાપ છે." એમ કહી તાસક પોતાને હાથે પ્રત્યેક જણની પાસે જઇ બતાવી ફરવા માંડયું. આખા સ્થાનમાં ફરી વળવાને માત્ર થોડીજ વાર હતી તે જોઇને રાજા માનસીંહનો પિત્તો ઉછળી આવ્યો. તે પોતાના જુસ્સાને કાબુમાં રાખી શકયો નહિં અને ઉત્પન્ન થએલા ક્રોધને વાકયરૂપે બહાર કાઢવા માંડયો— "મ્હને ખેદ થાય છે કે મ્હારી ઇચ્છા પૂર્ણ કરવા મ્હારી આ સભાને શોભાવતાં બેઠેલાં પુતળાંઓમાંથી કોઇપણ ચૈતન્યવાળું થતું નથી? આવી સાધારણ વાતની તપાસ મ્હારા આપ્તજનોથી થઇ શકતી નથી? એ મ્હારા દરબારને એબ લગાડનારૂં કૃત્ય હું માનું છું. ઓહો! મેં આજેજ જાણ્યું કે મ્હારી સભા નાલાયક નોકરો, અક્કલહીણ અમલદારો તથા મુઢ પંડિતો અને ક્ષત્રિત્વ રહિત ક્ષત્રિયોથી ભરપૂર રહે છે." આટલું કહેતાં છતાં પણ આ દુર્ઘટ અને પંદર માસ પહેલાંની ગુપ્ત ઘટનાનો ભેદ શોધવા અસમર્થ હોઈ કોઇ ઉઠી શકયું નહિં. પણ મામાના પાર્શ્વમાં બેઠેલો કેશરીસીંહ સદ્રશ્ય કેશરી, મામાના છેલ્લા શબ્દોથી છંછેડાઈ ઉઠયો.

( દોહરો. )

વરણે જન વરતાય નહીં, બોલે થાયે તોલ,<br>
જેમ કાગ કોયલ તણી, ઓળખ બોલે બોલ.

"ક્ષત્રિયો ક્ષત્રિત્વ રહિત?" એ અસહ્ય બોલો શુદ્ધ ક્ષત્રિય વીરથી ન સંખાયા. કેશરીનું મુખ અને નેત્રો લાલ લાલ થઈ ઉઠયાં. એક હાથ મૂછે, અને બીજો હાથ તલવારે મૂકાયો, એક સાધારણ ક્ષત્રિકુમાર પણ જે સભામાં હાજર હોય તે સભામાં કોઇએ આવું બોલવાની હિંમ્મત કરવી, એ મ્હોટી ભૂલ છે. તે સાબીત કરી બતાવવા અભયપુરના મહારાજા અભયસીંહનો કુશળ કુમાર કેશરી ઉભો થયો અને તાસક સમેત આવતા પ્રધાનના હાથમાંથી પેલું પાનનું ફેરવાતું બીડું ઉપાડી લેઈ પોતાના મુખમાં મૂકી, ચાવી ગયો. પ્રધાને "ધન્ય ધન્ય" કહી, શાબાશી આપી. નિરાશ થએલા દરબારીઓના ચ્હેરા ઉપર હર્ષની છાયા પથરાઇ. પ્રધાન સ્વસ્થાને બેસી ગયા. કેશરી ઉભો રહ્યો. તેનું આ સાહસિક કર્મ જોઈ, મહારાજા માનસીંહને પોતાના ક્રોધમાં બોલાયલા છેલ્લા શબ્દોનું ભાન થયું. કેશરીસીંહ ઉભો થવાનું કારણ કલ્પાયું. પણ પોતાના શર્ણમાં આવેલા ભાણેજને આ અજ્ઞાન અને અગમ્ય કાર્યમાં ઉતરતો અટકાવવા એકદમ બોલી ઉઠયા. "વીર કેશરી! તમે કેમ ઉભા થયા?"

**કેશરી**—"મામાજીની ઇચ્છા પૂર્ણ કરવા, અને ગાંડીના પતિને ખોળી-કાઢવાનું કામ કરવા, તથા આપની સભા શુદ્ધ ક્ષત્રિ, અને ચતુર નરો વિનાની નથી. એ દેખાડવા !"

**માનસીંહ**—"શાબાશ, મ્હને તમારા શબ્દોથી પૂર્ણ સંતોષ થાય છે. તમે મ્હારા ભાણેજ હોવાથી હું એવડો અભિમાની બનું છું. ધન્ય છે ભાઇ, ક્ષત્રીવીરોની ટેક આવીજ જોઇએ પણ ભાઇ ! આ કાર્ય તમારૂં નથી, કેમકે તમે અહીંના વતની નથી. મ્હારા નગરના પ્રત્યેક લોકની વર્તણુક તમને વીદીત નથી. વળી આ વાત પણ કાંઇ તાજી નથી. આવાં અનેક ક્ષુદ્ર કારણોથી હું તમને એ કાર્ય સોંપી શકતો નથી. તમારી શૂરતા અને પ્રમાણિકતાની મ્હને તથા મ્હારી સભાને પરિપૂર્ણ ખાત્રી થઈ છે, હવે તમે બેસી જાઓ."

**કેશરી**—"મામા, ઉભા થયા પછી બેસાય નહિં; ખીલી ગએલું પુષ્પ કળી થઈ શકે નહિં. બીડું તો લીધું. મામા, ખવાઈ, ચવાઇ ગએલું બીડું હવે પાછું ન કઢાય, માતા, પીતા, અને માતુલને નામોશી લગાડ-નારૂં કાર્ય ન થાય, આપ નિધોક અનુમતિ સાથે મ્હને આશીર્વાદ આપો કે જેથી આ મ્હારૂં કાર્ય સફળ થાય. અને આપની ઇચ્છા પૂર્ણ થાય"

**માનસીંહ**-"કેશરી, શાંત થાઓ, અને વિચારી જુઓ."

**કેશરી**-"મામા, સંપૂર્ણ વિચાર કર્યા પછીજ હું મ્હારે સ્થાનેથી ઉઠયો છું." સહજ કોપમાં આવી **માન**સીંહે કહ્યું-"વારૂ, ત્યારે કહો, કેટલી મુદ્દતમાં તમે તે કાર્ય પાર કરી શકશો ?"

**કેશરી**-"મામા, બરાબર ૭ માસે."

**માનસીંહ**—"ઠીક, આજથી તમને હું તે મુદ્દત આપી ચુકયો છું. હવે તમે નિત્યે કચેરીમાં નહિં આવો તો કાંઈ જરૂર નથી. અત્યારેજ જાઓ. ૭ મહિનાની મુદત પુરી થએથી મ્હારી પાસે આવજો. જાઓ, પણ સબુર, એક મ્હારૂં બીજું વાકય સાંભળતા જાઓ તમે ૭ માસ પૂર્ણ થયે આ અદ્ભુત ઉઠાવેલા કાર્યમાં ફત્તેહ પામ્યા તો તમને એક એવું ઇનામ આપીશ કે તમે મને સદાને માટે યાદ કરશો, અને જો તમારી માગેલી મુદ્દત દરમ્યાન તમે આ કાર્ય ન કરી શકયા, તો તમને ઉદ્ધત અને સાહસિક ગણી ૭ માસના આખરના દીવસે શરીર અને મુખ વિરૂપ કરી, ગધેડે બેસાડી, ગામમાં ફેરવી બહાર કાઢીશ. માટે હજુ પણ મનાઈ

કે સમજાતું હોય તો આ લીધેલી હઠ છોડી, બેસી જવું સારૂં છે, અજાણ્યા ગામમાં, ને અજાણ્યા કામમાં માથું મારવું એ મ્હને તો યોગ્ય લાગતું નથી."

કેશરી—"સારૂં મામાશ્રી હું રજા લઉં છું. ૭ માસ પૂર્ણ થએ ફરીથી આપની સેવામાં હાજર થઈશ. અને આપની મુકરર કરેલી બે વસ્તુમાંથી એકનો ભોક્તા થઇશ. હાલતો જાઉં છું." આમ કહી કેશરીએ સદ્ય સભા સ્થાન ત્યાગ્યું. રાજા, મંત્રિ, અને સરદારો કલ્પિત કલ્પનાઓના ભોગ થયા. થોડીવારે સ્વસભાની મૂર્ખાઇ, અને કેશરીની ચતુરાઇનો ખ્યાલ કરતા રાજા માનસીંહ ઉઠયા, અને ખમા ખમાના પોકાર સાથે અંતઃપુરમાં ગયા. કચેરી મંડળ પણ પોત પોતાના ઘર તરફ પ્રયાણ કરી ગયું. વાયુ વેગે વાર્તા શહેરમાં ફેલાઈ ગઇ. થયું. અને થશે તે જોઇશું. એમ નિશ્ચય કરી સર્વ જનો ૭ માસની મુદત પૂરી થવાની રાહ જોઇ બેઠા.

( દોહરો. )

ઉત્તમના અસ્તિત્વ વીણ, હલકા પામે માન,
દીવાની દરકાર શી, ઉગે જ્યારે ભાણ?

કેશરીએ સ્વસદને જઇ, વૃદ્ધ પિતા અભયસીંહને પોતાના કરેલા સાહસની વાર્તા કહી સંભળાવી. વૃદ્ધ સાત્વિક હૃદયના ભક્ત પિતા અભયસીંહે પણ પુત્રને પ્રોત્સાહન આપ્યું. "ક્ષત્રિવીર્યને છાજતું કર્યું છે." એમ કહી, ધન્યવાદ આપ્યો. ચાણાકય બુદ્ધિના ચતુર નરે જગત હસતા મલકવત્ એ શબ્દો સંપૂર્ણ સમજાવી, નિડર કેશરીને વિશેષ નિડર કર્યો. પુત્રને પિતાની સલાહ અમુલ્ય ઓળખાઇ. પોતે ભૂલ કરી નથી. એમ નિશ્ચય થયો. અને પ્રભુ કૃપાએ આ અસાધારણ મનાતું સાધારણ કાર્ય પાર પડશે, એમ પૂર્ણ ખાત્રી થઈ.

કેશરીને ઉત્સાહિત બનાવવામાં વૃદ્ધ અભયસીંહને દ્વિગુણ લાભ પ્રતિત થતો હતો. એક તો પુત્રે લીધેલું કામ પાર પાડવા તેની પોતાનીજ વૃત્તિ પ્રબળ વેગવતી થાય, અને બીજું કાર્યમાં ફત્તેહ મળે, તથા માનસીંહ બાળકને મિત્ર ભાવથી ચાહેતો પોતાનું ગએલું અભયપુરનું રાજ્ય કેશરી પુનઃપ્રાપ્ત કરી શકે. કેશરીના વિચાર પણ પિતાના વિચારને મળતા આ બે બાબતમાંતો હતા, પણ કાર્ય પૂર્ણ નથયે શિક્ષા ભોગવનાર પોતે એકલો હતો.

એક દિવસ વિત્યો, કચેરીમાં જવાનું બંધ થવાથી તેટલો સમય તે ગામમાં ફરવામાં અને નવા મનુષ્યોનો પરીચય કરવામાં કાઢતો હતો કોઇ કોઈ મનુષ્ય પર શંકા લાવી, તેનાં આચરણોનું બારીક નિરીક્ષણ કરતો પરંતુ અફસોસ જેવું એ હતું કે રાજા માનસીંહની સભામાં કેશરીએ આ ગુપ્ત વાત જાહેર કરવાનું કબુલ્યું છે એ વાર્તા જનસમૂહને વિદીત હતી. તેથી કેશરી જ્યાં જ્યાં જતો, ત્યાં ત્યાં તેના તરફ મનુષ્યોની એ દ્રષ્ટિ રહેતી. અધુરામાં પૂરૂં એ ગાંડીના બાળકનીં છબીઓ પડાવી રાજા માનસીંહે પ્રત્યેક પ્રસીદ્ધ સ્થળે લટકાવી હતી. પોતાના અમલદાર અને પ્રતિષ્ઠિત ગૃહસ્થ વર્ગમાં પણ વહેંચી હતી. કેશરી પ્રતિદીન મધ્યાન્હ કાળ પહેલાં એકાદ કલાકજ ગામમાં ફરતો મુદતની બરાબર ગણત્રી કરે જતો હતો. તે પોતાની પ્રતિજ્ઞા વિસરી ન જાય, અને લીધેલું કાર્ય નિર્વિઘ્ને પાર પડે તેમાં એ જાહેર સ્થળે લટકતી છબીઓ મદદ રૂપ હતી, ભય રૂપ હતી, અને કાંઇક વિઘ્ન રૂપ હતી.

આમ એક માસ વિતી ગયો કેશરીએ એક કલાકને બદલે બે કલાક ફરવાનું રાખ્યું. પરંતુ આ કામ એવું સુગમ નહોતું કે આમ ફરવાથી પત્તો મેળવી શકાય. પાણીના ચાલતા પ્રવાહ પેઠે બીજો માસ પણ પૂરો થયો. અને ત્રીજા માસની શરૂઆત થઇ. તે સાથે કેશરીનાં હૃદયમાં કાર્ય પાર પાડવાની ત્વરા જાગ્રત થઇ તેનું મન 'થશે ન થશે'ના સંશયાત્મક હિંડાળા ઉપર હીંચકા ખાવા લાગ્યું. પોતાની કલ્પનાના વૃક્ષમાં ફુલની કળી સરખી પણ આવેલી દેખાતી નહોતી તો ફળની આશા કયાંથી રાખી શકાય? તરૂણ કુમારનો ત્રીજો મહિનો સમાપ્ત થયો. માગેલી મુદત અર્ધી ખલાસ થઇ તેની સાથે બેપરીકગાઇ પણ અર્ધી ખલાસ થઇ. અને તેને સ્થળે શનૈઃ શનૈઃ ભય સંચાર થવા લાગ્યો.

( દોહરો. )

છંછેડી નવ છોડીએ, સર્પ નીચને નાર,
પંકમાં પત્થર નાખીએ, છંદાઇએ નિરધાર.

સ્ત્રી મુખ, ડુંગર, અને અગ્નિ દૂરથીજ રળિઆમણાં દેખાય છે તેમ સંગ્રામ અને યશ અપયશની મુદત પણ દૂરથીજ જોનારને સુંદર લાગે છે પણ તે પ્રત્યેક વસ્તુની પાસે જનારને કેટલું પસ્તાવું પડે છે. અથવા કેટલું સહન કરવું પડે છે તે તે પોતેજ જાણે કુમાર કેશરી-

ની પણ આ છેલ્લી દશા હતી. અરધી મુદતજ બાકી રહી છે એમ સમજી તેણે પોતાનો ગામમાં ફરવાનો વખત વધાર્યો. પૂર્વાહ્નકાળે બે કલાક ગામમાં ફરતો તે હવે સાયંકાળે પણ બે કલાક ગામમાં ફરવા લાગ્યો. પ્રત્યેક સમય તે જુની થઇ ગએલી વાતને જાહેરમાં લાવવા કંઈ કંઇ કલ્પનાઓ રચતો. કેટલીકવાર એના મનમાં થતું કે કોઇ મિત્ર મેળવ્યા વગર આ કાર્ય ફત્તેહ થશે નહિં. પણ બીજીજ પળે પાછો એ વિચાર ફરી જતો અને માનતો કે પોતાના ઉપર આવેલી આફત વખતે બીજાને મદદનીશ બનાવવો એ મ્હારા ક્ષત્રીત્વને ખામી લગાડનારૂં કાર્ય કહેવાય, પ્રતિજ્ઞા કરતી વખતે કોઇની સલાહ લીધી નથી. અને તે પાળતી વખતે સલાહ શોધું છું. એ મૂર્ખતા નહીંતો બીજું શું! વરસાદ પણ એકલા આત્મબળેજ ગરજે છે. સમુદ્રપણ અસહાય ઘુઘવતો રહે છે. અને સૂર્ય પણ સ્વસત્તાએ તપે છે તો અન્ય વર્ણને મદદ કરી, પાળનારા અમે ક્ષત્રીઓ, બીજાની આશા રાખીએ તો અમારા નામને છેડે 'સીંહ' શબ્દ લાગેલો અયોગ્ય ગણાય. ક્ષત્રીઓના નામને અંતે 'સીંહ' લગાડવામાં આવે છે તે પરથી સમજાય છે કે ક્ષત્રી કુમારે કોઇપણ વિપત્તિ વેળાએ હિમ્મત હારી નિરાશ થવું નહિં; પણ પોતાના નામનું સ્મરણ કરવું. એટલે વનરાજ સદશ તે જનરાજ બની, પોતાના માર્ગની મુશ્કેલીઓને ઉખેડી નાખી, અધીરાજ પદ આપોઆપ મેળવી શકશે. તો હું પણ ક્ષત્રી છું એમ જણાવવા જેમ સભામાં ઉભો થયો અને તે વખતે મ્હારા અંતઃકરણમાં પ્રેરણા કરનાર જેની મદદ હતી. તે સચરાચર વ્યાપક સરવેશ્વર અત્યારે અને હવે પછી મ્હારી મદદે નહીં રહે? રહેશેજ! અને મને ખાત્રી છે કે જરૂર હું મ્હારા કાર્યમાં ફત્તેહ મેળવીશ. જોકે ચાર માસ પૂરા થયા એ મ્હારી માગેલી મુદતના ત્રણ ભાગ કરૂં તો બે ભાગતો વીત્યા ગણાય પરંતુ બાકી એક ભાગ તો રહ્યો છે."

પાંચમો માસ પણ એવાજ પ્રાપંચિક વિચારમાં તે પ્રતાપી કુમારે પસાર કર્યો. અંતિમ્ માસની શરૂઆત થઈ. કેશરીની શાન્ત વૃત્તિનો વિનાશ થયો. તેનું મગજ ચિન્તાથી ભમવા લાગ્યું. ખાનપાન પરથી રૂચિ ઉઠી ગઇ. માસ ગણાતા હતા તેને બદલે દીવસો ગણાવા લાગ્યા. પોતાના કાર્યને ફત્તેહ કરવાનું યત્કિંચિત્ નિશાન હજી સુધી હાથ લાગ્યું નહોતું. અને લાગશે કે નહિં તે પણ શંકાસ્પદ હતું. હવે તો તે કુમારે આખો દીવસ

ગામમાં ફરવા માંડયું. પંદરેક દીવસ બાકી રહ્યા એટલે તો રાત્રે પણ ફરવાનું રાખ્યું, પણ આ ગુન્હેગારને શી રીતે પકડવો તેની એકે યુક્તિ હાથ લાગી નહિં. રાત્રિ દીવસ ફરવાથી, ખાવું પીવું અનિયમિત થવાથી, અને શરીર સંસ્કારો પણ શરીર નાશ ભયે ન થવાથી કેશરીનું મુખ અને શરીર તદ્દન ફરી ગયાં. અભયસીંહે જોયું, પુત્ર દુઃખનું કારણ સમજ્યા, પણ દુઃખની સરાણ વગર ક્ષત્રિય રત્નોપર પહેલ પડતા નથી. ને પહેલ વગર તે કિમતી બનતા નથી. એમ માની નષ્ટ થતા પુત્ર શરીર સૌન્દર્યને ગણકારતા નહિં. કેશરી પણ પિતાને પોતાની નિરાશા "પેટ ચોળીને જગાવેલું શૂળ," જાહેર કરી શકતો નહિં. ગણત્રી કરતાં પચીસ દીવસો વ્યતિત થઇ ગયા. બાકી માત્ર પાંચજ દીવસ રહ્યા. કેશરી દુઃખ સાગરમાં ડૂબ્યો વિવિધ વિચારનાં મોજાંઓ તેને ઉંચે નીચે ઉછાળવા લાગ્યાં. કિનારે પહોંચવા મન, બુદ્ધિ અને દ્રષ્ટિ ઉપયોગમાં આણી, બાથોડિયાં ભરવા લાગ્યો શરીરાવયવોમાં શિથિલતા પ્રાપ્ત થઇ, આંખો ઉડી ઉતરી ગઈ, થોડું ચાલે કે થાક ચડી જાય, તેનું મુખ્ય કારણ આ હૃદયની ચિંતા, ભોજનનો બીલકુલ ત્યાગ. અને રાત્રીએ નિદ્રાને પણ તેના નેત્રમાં આવવા અવકાશ નહોતો એ હતું. દીવસ વીતે અને નીશાની શરૂઆત થાય કે કેશરીના હૃદયને એવો સખત આઘાત લાગતો કે તે ક્ષણેજ તેનું કેટલુંક રૂધિર બળીને ખાખ થઇ જતું. "હા ! આજનો દીવસ ગયો, બાકી ચાર રહ્યા. !"

( દોહરો. )

શ્રમવીણ સુખ ન સાંપડે, શ્રમવીણ દુઃખ ન જાય;
અંગુલી વક્ર વીણ જામ્યું ઘી, બાહેર નહીં કઢાય.

દીવસ અને રાત્ર અવ્યવસ્થિત ચિત્ત થએલો આ અભયકુમાર સભય સરખો બલ્કે એથીપણ અધિક હતાશ કળાતો હતો, હવે તેને સંપૂર્ણ ખાત્રી થઇકે મેં મોટી ભુલ કરી છે. દૂધ સાકર અને કેશરાદિક મસાલા યુકત, મીઠી અને લીજતવાળી લાગતી ભાંગ, અંતે કેફનું પરિણામ જાણ્યા વગર મ્હારાથી પીવાઇ ગઈ છે. પણ એ ભાંગનો નિશો ઘી, લીંબુ કે દહીંથી ઉતરી શકે છે, પરંતુ માતુલ સભામાં ઉભા થઇ, મેં જે મોટા બનવાની અભિમાની વીજયાનું પાન કર્યું છે. તે નિશો ખચિત્ ગર્દભદ્વારે ઉતરશે. સિવાય બીજો કોઇ રસ્તો મ્હારા ચક્કરે ચડેલા ચિત્તને, બુડી ગએલી બુદ્ધિને અને, માત થએલા મગજને દેખાતો નથી. હવે તો વિશ્વાધાર વિભુ સિવાય મ્હારૂં બીજું કોઇ શરણ નથી. મ્હોટાઈ મેળવવા જવામાં કેટલી મુશ્કેલી છે

તે મેં આજે પુર્ણ અનુભવ સાથે જાણ્યું. અને તે પ્રમાણુ સિદ્ધ સત્ય છે. આકાશમાં પણુ બધા નક્ષત્રો પૈકી સૂર્ય ચંદ્રે મ્હોટાઇ પ્રાપ્ત કરી છે તો કોઇ કાળે રાહુથી ગ્રસિત્ થવાનો સમય પણુ તેમને આવે છે. ન્હાના ન્હાના નક્ષત્રો જેમ મ્હોટાઇથી બે ફિકર છે. તેમ રાહુની પણુ લેશ દરકાર કરતા નથી. દુઃખ ભયથી સ્વકર્મ ત્યજીદેવું એ મ્હને તો ઠીક લાગતું નથી. "સ્વકર્મ અને સ્વધર્મમાં મરવું એ પણુ સુખકર છે" એમ યોગેશ્વર શ્રી કૃષ્ણે પોતાના પ્રિય શિષ્ય અર્જુનને ઉપદેશ આપતાં કહ્યું છે. અલબત્ત મ્હારી ભૂલ થઈ છે. અને તે મામાનાં બાણુ સરખાં નીકળતાં વચનો ન સહન થવાથી. મને સંશય થાય છે કે તે વખતે મ્હારૂં ઉછળતું ક્ષત્રી લોહી અત્યારે શીતળ કાં દેખાય છે? મ્હારી ધારેલી પ્રબળ આશાનો સૂર્ય અસ્ત પર ઉતરતો કાં કળાય છે? આકાશમાં વરસવા એકત્ર થએલું વાદળ સમૂહ વાયુથી વીખરાય છે પણુ તેમાં રહેલા પાણીનું વજન નીચે ન ઉતર્યું હોયતોજ નહિંતો તેજ વાયુ તેજ વાદળાંઓને વીખેરવાને બદલે વરસવામાં મદદ રૂપ થાય છે તે પ્રમાણે મ્હારી આ કરણીની ગતિપણુ દ્વિધા છે."

(દોહરા.)

અગ્નિ હાથે દીજીએ, અવસરનો વ્યવહાર;
જેમ જેમ વ્યય અધિકો કરે, તેમ તેમ યશ વિસ્તાર.

સુખના દીવસો હર્ષાનંદમાં વીતતાં ટુંકા થાય છે; અને દુઃખના દીવસો ખેદ તથા શોચમાં મુસ્કેલી ભર્યા લાંબા દેખાય છે તેમ કેશરી છેક માગેલી મુદતને કિનારે પહોંચ્યો હતો, બાકી ત્રણ દીવસ એ કેવળ તૃણ જેવાજ હલકા હતા. રાતદીવસ નિરાશાના નિશ્વાસ નંખાતા હતા. નેત્રની પાંપણો પણુ સદા અશ્રુથી ભીંજાયલી રહેતી. અને હૃદય પરીણામ ભયની ફિકરે કંપતું. શંકિત ચિત્ત સબળ શરીર, અને પ્રબળ પ્રાક્રમધારીઓને બીકણુ બકરા જેવા બનાવી દે છે, તે અજાયબ જેવું નથી. કેશરીને ધારેલી ઇચ્છા પાર પાડી, મામાની સભામાં મોટું ઇનામ મેળવવાની ક્ષુદ્ર લાલસા નહોતી. પણુ બદનામી પામી, બેઆબરૂ બની, દેશનિકાલ થવું એ ભીતિ ભુલાતી નહોતી. દીવસ ગયો અને રાત્રિ થઇ, રાત્રિગઇ અને દીવસ થયો, એ ગણત્રીના મણુકાની માળા પણુ હવે પુરી થઇ રહેવા આવી હતી. કંઇ કંઇ અમંગળ શંકાઓ તેના હૃદયના હૃદયમાં પેસીજઇ. તેના દૃઢ વિચાર વૃક્ષને જડમુળથી ઉખેડી નાખવા તત્પર થએલી દેખાતી હતી.

કંઇ કંઇ સંદેહ સલિલમાં તેના નિષ્ફળતા વાળા દીવસો વહી જતા હતા. બાકી રહેલા બે દીવસો પણ ગયા. છેલ્લો પણ વ્યતિત થયો, અને છેલ્લીજ રાત્રિ કોહેલી કેળવણીવાળા કુતર્કી કેશરીને નિજ ભાગ્ય ભુવનનું તાળુ ઉઘાડવાની કુંચી મેળવવાને વચમાં રહી. આજે સાયંકાળથીજ વસ્રો અંગેધરી અંધારામાં ન ઓળખાય તેવો એક વસ્ત્ર પડદો આખા શરીરે લપેટી લેઇ, કેશરી ઘરમાંથી બહાર નીકળ્યો. દ્વાર બહાર આવી તેણે છેલ્લું છેલ્લું પોતાનું સુંદર મકાન નિહાળી લીધું. હવે આ મકાનમાં ફરીને આવવું પ્રભુ કૃપાવગર બને એમ નથી. માની અત્યંત દીલગીર થયો, પ્રભુને યાદ કર્યા. પોતાનાં સત્કર્મોને સંભાર્યાં. પિતૃ પુણ્યોની પકી રીતે પ્રાર્થના કરી. આગળ ચાલ્યો—જે નર કોટી શત્રુઓની સામે સમરમાં સ્વશરીર તૃણવત લેખી પૂર્ણ જોસમાં ઘુમતો તે કેશરી આજે પ્રભુ પરિણામે યશ આપશે કે અપયશ એ તર્કે કંપતો હતો. શરીર નાશ કરતાં યશ નાશની ભીતિ વધારે ભયંકર તે માનતો હતો; એક જરા રસ્તો મળે તો રજનું ગજ કરવા સમર્થ કેશરી અત્યારે કાંઈ પણ રસ્તો શોધી શકતો નહોતો; મળે તેમપણ નહોતું. મનુષ્ય બુદ્ધિનું વિરમવું પ્રભુ પ્રસાદ પામવાનું પ્રથમ પગથીયું છે. કાર્ય થાઓ કે ન થાઓ, યશ મળો કે નમળો. પણ પુરૂષ પ્રયત્નને પડતો મુકી, ભાગ્ય ભ્રમણામાં ભરાઇ બેસવું તે કેશરીને બીલકુલ ગમતું નહોતું. તેથી તેણે સ્વકર્મે સાવધાન થઇ, શિથિલ શરીરે સ્વસદન છોડી આગળ આગળ ચાલવા માંડયું. પોતાના મહેલની નજીકનાં સુંદર મકાનોની હદ ઉલ્લંઘી આગળ ગયો, દીપક પ્રકાશે ઝળઝળીત થતી. કિમતી વસ્તુઓની દુકાનો જોતો જોતો આસ્તે આસ્તે આગળ વધવા લાગ્યો. વિચાર શુન્ય અંતઃકરણે ચાલતાં ચાલતાં તે સ્થળે સ્થળે અટકતો. વિચારતો, વળી ચાલતો, અંતે મધ્ય રાત્રિને વખતે વિજયપુરના પ્રખ્યાત નગર શેઠ વિદ્યુતરામના મકાન આગળ આવી પહોંચ્યો, મનુષ્યનો કોલાહલ છેક શાંત થઇ ગયો હતો. કૃષ્ણપક્ષનો આખર નો દીવસ હોવાથી અંધકારનું સામ્રાજ્ય છવાયું હતું. જગત જ્યારે નિદ્રા દેવીના ખોળામાં નિર્ધાસ્ત ઘોરતું હતું ત્યારે નગરશેઠના મકાનની પાસેના એક બંન્ને મકાનની જુદાઇ જણાવતા નાની છીંડી સરખા ખાંચામાં ઉભેલા કેશરીની આંખમાંથી શોકનાં આંસુઓ ટપકી રહ્યાં હતાં. સુતેલા શહેરજનો જાગશે ત્યારે મ્હારી ઉપર વિપત્તિનો ડુંગર તુટી પડશે. અરેરે મેં આ શું કર્યું ? સહિષ્ણુતા વગરના મનુષ્યો કાંઈ શુરવીર ગણાય ? ઉદ્ધત અધને મામાના શબ્દો ન સાંખી શક્યો તો કાલે જખમારીને જનમુખથી

નીકળતા કરોડો કટુ શબ્દો સાંભળવા પડશે. કદાચ સૂર્યોદય પહેલાં આ શહેરનોજ ત્યાગ કરી નાસી જાંઉં તો પણ અંતે તિરસ્કારની તુચ્છવાણીથી હું બચી શકતો નથી. પિતાના વૃદ્ધાવસ્થાના વખતમાં હું તેમને સખત જખમ કરનારો સ્હવારે થઈશ. પ્રભુ પણ મ્હારાથી બદલાયો દેખાય છે. એ અનુકુળ હોય તો અકળામણ રહેજ શાની, અનેક ભક્તોને અસાધારણ સંકટોથી તાર્યા છે. એવા દાખલા શાસ્ત્ર પુરાણમાં ઓછા નથી. એ મ્હારી મદદે કાં ન આવે? મ્હારા મુઝાયલા મગજને રસ્તો કાં ન બતાવે? જો એ સ્વાર્થીને મદદ કરતો હોયતો હું સ્વાર્થી છું કારણ કે મને યશ અને ધનામની લાલચ છે. જો એ નિઃસ્વાર્થી પર દયા કરતો હોય, તો હું નિઃસ્વાર્થી છું. કારણ કે આ કાર્યમાં કેવળ મ્હારા જાતિ ગૌરવને લઈ હું નિરાપક્ષ પણે ઉતર્યો છું. દૃઢ શ્રદ્ધા, અને ભાવ ભરી ભક્તિવગર પ્રભુ રહેમ કરતો નથી. તો હું અત્યારે પરમ કૃપાળુ પરમેશ્વર દીનબંધુની આ ભયથી મુક્ત થવા પ્રાર્થના કરૂં એ શું નકામી ગણાય? આ સંકલ્પ વિકલ્પની સીડી ઉપર ચ્હડ ઉતર કરતો કુમાર નજીકના મકાનમાં તડાક તુટતા એક કાચના તકતાનો અવાજ સાંભળી ચમકી ઉઠ્યો, શાનો અવાજને શાથી થયો તે જાણવા ઉત્સુક અંતરે આંજુબાજુ નજર કરતાં નગર શેઠના ગૃહ દીવાલમાં એક નાની જાળી નજરે પડી અંદર બળતા પ્રકાશમય દીપકથી અંદરની સઘળી વસ્તુઓ વિના સંકોચે જોઈ શકાતી હતી. કેશરીએ આ ન્હાની જાળીવાટે અંદર જોવા માંડયું.

(દોહરો.)

મીઠા શબ્દોથી મટે, કુલીન મનુષ્યની કલાન્ત[૧];
જ્યમ શીતલ જળ સીકરથી[૨], ઉભરતું પય[૩] થતું શાન્ત.

"વિદ્યુતરામ" આ વિજયપુરના નામાંકિત નગરશેઠ સંપૂર્ણ સંપત્તિના માલીક હતા. ગ્રામમાં જેમ તેમનું ઉત્તમ ધામ હતું તેમ દેશ પરદેશમાં પણ તેમનું નામ વિત્તવાન વેપારી તરીકે વિખ્યાત હતું. અનેક દાસ દાસીઓ તેમને ત્યાં દાસત્વ કરતાં. મ્હોટા પગારદાર મુનીમો અને ન્હાના ન્હાના નોકર ગુમાસ્તાઓ તેમના હુકમે હરદમ હાજર રહેતા. વિદ્યુતરામનું વર્તન ઘણું ઉત્તમ અને અનુકરણીય હતું. ને તેની સાથે પૂર્વ પુન્ય પ્રસાદે તેમનાં ગૃહિણી પણ પતિ અનુકુળા સાધવી સ્ત્રી હતાં. અને પુત્ર

૧. નિરાશા. ૨. છાંટા, ફોરાં. ૩. દુધ.

બિંદુરામ વિલાસાભિમુખ વર્તતો પિતૃ કાર્યભાર ઉઠાવી લેવા સમર્થ સંતાન હતો. પણ ધનવાનના છોકરાઓ નાનપણથીજ દાસ દાસીઓને હાથે કેળવણી પામી ભાગ્યેજ "વંઠી ગયા વગરના રહે છે" તેમ બિંદુરામનું નામ પણ એવા કુસંસ્કારી કુપુત્રોના કયાટલોગમાં મુકીએ તો તે અયોગ્ય કહેવાશે નહિં. તે નાનપણથી દુરાચારીઓના સહવાસમાં રહી, બહાર થોડો પણ અંતઃકરણમાં અતિશય અધર્મી ઉઠયો હતો. સારી કે નઠારી વાસના તેને જ્યારે જ્યારે ઉપજતી, ત્યારે ત્યારે તે તરત પૂર્ણ કરવા પગલું ભરતો અને મનવાંચ્છિત મેળવવું એ મનુષ્યાવતારની સંપૂર્ણ સફળતા સમજતો. તે બિંદુરામ આજે એકલો દુકાન પાસેના પોતાના આરામ ગૃહમાં આરામ ખુરસી ઉપર પડયો પડયો સુંદર દીપક પ્રકાશે કોઇ મન ગમતું પુસ્તક વાંચતો હતો. પરિચારક વર્ગને પોતાના વાંચન કાર્યમાં વિઘ્ન ન પડે માટે પ્રથમથીજ વિદાય કરી દીધા હતા. "ઉંઘ આવવા માંડશે અને આંખ ભારે થશે તો હું જાતેજ આ મ્હારી બેઠકનાં દ્વાર બંધ કરી ઘેર ચાલ્યો જઇશ." એ અભિપ્રાયે તે એકલો હતો. બત્તીના બહોળા પ્રકાશે આ સુંદર નગરશેઠ સુતનું મુખ ઉલ્લાસમય ઉજ્વળ, અને પિતૃ સંપત્તિનો સંપૂર્ણ અધિકારી હોવાથી તેનો ઉજ્વળ ચેહરો લાલાશ સાથે મળી, ગુલાબી દેખાતો હતો. પોતે ખુરસીપર ચોપડી હાથમાં, અને નજર ચોપડીમાં હતી. ચંચળ મનુષ્યનું મન કોઇ વખતે પણ સ્થિર રહેતું નથી. પુસ્તક વાંચતાં વાંચતાં કંઇક વિલાસી વસ્તુ વર્ણન દૃષ્ટિ સમિપમાં આવતાં શરીર વિષયી વ્યાપારે ચમક્યું ઇંદ્રિયો સતેજ થઇ, શરીર કંપી ઉઠયું, અને અંગરોમ ઉભાં થવા લાગ્યાં. ચોપડી બંધ કરી, નજીકના ટેબલ ઉપર મૂકી દીધી. આરામ ચૅરના બંન્ને કાષ્ટ પદાધાર પર પોતાના પગ લાંબા કર્યા. એક હાથ વક્ષસ્થળે, અને બીજો હાથ માથાપર મૂકી, દ્રષ્ટિ છતમાં જડેલી સીલીંગપર ટેકવી, થોડીવાર વિચારમાં સ્તબ્ધ થયો. ક્ષણ પછી કંઇક નવો વિચાર સુઝયો. ખુરસી ઉપર પડયો હતો તે બેઠો થઈ ગયો. બંન્ને હાથનાં આંગળાં ગુંથી હાથ સહજ ઉંચા કરી, આળસ મરડી ઉભો થયો, આમ તેમ મકાનમાં થોડીવાર ફર્યો. ઘડીયાળમાં બારના ટકોરા થયા કે ઘડીયાળ તરફ મુખ ફેરવી જોયું. સહસા તેની દ્રષ્ટિ માનસીંહ મહારાજે મોકલેલી ગાંડીના છોકરાની છબી ઉપર પડી. વિદ્યુતના વેગનો આંચકો લાગ્યો હોય કે જોસભેર દોડી જતી ટ્રેન અચિંતી અટકી હોય ને આંચકો લાગે તેમ નગરશેઠ નંદન બિંદુરામનું ગાત્ર નુતન આવેશે ચમકી ઉઠયું. તેની

નજર તે નિરાધાર મનાતા છોકરાની છબી તરફ સંપૂર્ણ અંશે ચોટી રહી. અતૃપ્ત આંખો વધારે વધારે જોવા ઉશ્કેરાવા લાગી. ટેબલપરની બત્તી હાથમાં લઇ ઊંચી કરી, બરાબર તે છબીની સામે ધરી, તે ચિત્રિત બાળને વધારે વહાલને સંભાળથી નીરખી રહ્યો. છબીના તક્તા ઉપર ફ્રેમની સાથે મઢેલા કાચમાં દીપ પ્રતિબિંબ આડે આવવાથી જોનારની જોવાની આશા અપૂર્ણ રહેતી હતી. બત્તીને પુનઃટેબલ ઉપર સ્થાપિત કરી, તે તક્તાને બરાબર તપાસી જોવાની જીજ્ઞાસાએ તે ખુરસી ઉપર ઉભો થયો, ને ચાલતા ઘડીઆળની બાજુમાં લટકતો તક્તો પૂર્ણ કાળજીથી તેણે પોતાના હાથમાં લીધો. હર્ષભેર નીચે ઉતરતાં, શિથિલ હાથમાંથીસરીતે તક્તો નીચે પડી ગયો. પડતાં થતા અવાજની સાથે તે ઉપરનો મઢેલો કાચ તુટી ગયો. અને એ અવાજથી આકર્ષાયેલ કેશરી નાની જાળી વાટે અંદર અવલોકતો હતો. પડી ગએલા તકતાને બિંદુરામે પુનઃહાથમાં લીધો. ભાંગી ગએલા કાચના કકડાઓને દૂર ફેંકી દીધા. અને આડી અવળી નજર કરી, તે બાળ ચિત્રમય તક્તાને વાત્સલ્ય ભાવથી પોતાના હૃદયે લગાડયો. અને બાળ-ચિત્રના મુખપર પુનઃ પુનઃ ચુંબન કરવા લાગ્યો. અને તે છબી સામે જોતો, મોહ પામતો, આશ્ચર્ય થતો, કયારેક ભયથી વિહ્વળતા દાખવતો અંતે અનિમેષ આંખે તે તક્તા તરફ નિહાળી રહ્યો. અને બહાર પણ નાના જાળીઆમાંથી દ્રષ્ટિ કરતો કેશરી પોતાની આશ સરિતામાં સફળતાનું પુર વિદ્યુત વેગે આવતું જોઇ રહ્યો.

( દોહરો. )

ગુણદોષો જનમાં રહે, સ્વભાવથી સાક્ષાત;
વીષમારે તારે સુધા, ઉભય ભ્રાત એક તાત.

રાજકુમાર કેશરીને નગરશેઠના પુત્ર બિંદુરામનું ગાંડીના બાળકની છબી સામેનું વ્હાલભર્યું વર્તન જોઇ અજાયબી ઉત્પન્ન થઈ જો કે તે નિરાધાર દેખાવડા બાળકની છબી મનને હરણ કરે તેવી હતી, તેથી ઘણા માણસો તેની તરફ તાકી તાકીને જોતા. પણ આ બિંદુરામનું જોવું બધાય જોનારાઓથી જુદું હતું. તરત તો કેશરીના મનમાં થયું કે "જરૂર મ્હારૂં કાર્ય હવે સફળ થયું છે. ઇશ્વરની કૃપા થઈ દેખાય છે. મ્હારી નિરાશા સમૂળગી દૂર થઇ ગઈ અને કાલે હું અવશ્ય અપયશ નહિં પણ યશ વ્હોરીશ." એમ વિચાર કરવા લાગ્યો. તેની તે ધારણા સંપૂર્ણ અંશે

ખોટી નહોતી. પણ એક વિચાર ચિંતાતુર મગજવાળાનો કાયમ રહેતો નથી તે પ્રમાણે કેશરીને બીજા વિચારમાં વળવું પડયું. "ધનાઢય નગરશેઠનો પુત્ર આવા હલકા કાર્યમાં ઉતરે તે ન મનાય તેવી વાત છે." જેને ઘેર અપ્સરા જેવી સ્ત્રી, તે આવા હલકા વ્યભીચારી કાર્યમાં ઉતરે તે અસંભવિત છે. મ્હારૂં ભયભીત મન ભણકાર સાંભળીને ભુલતું અનુમાન કરે છે. ચોરને આખું જગત ચોર લાગે છે તેમ મ્હારૂં નિરાશામાં પડેલું મન આવા લક્ષ્મીપુત્ર અને પવિત્ર સંસ્કારી સુજ્ઞજનપર ખોટો આરોપ મૂકવા દોડે છે. દુનિયાંમાં પૈસાથી કયું કામ થતું નથી! પૈસાવાળાઓ જે ધારે તે કરી શકે છે અને તે પૈસો આમના ઘરમાં કાંકરાની પેઠે ખરચાય છે. કદાચ તેની ઇચ્છા પરક્રિયા ગમનની થાય તો તે પૈસાવડે સઘળું કાર્ય પાર ઉતારી શકે છે. આવાં અયોગ્ય અનુમાન કરવાથી હું મ્હારા પરનું આ આવેલું દુઃખ દૂર કરી શકું એમ થવું નથી. મ્હારે તો હવે સજા સહન કરવા તૈયારજ રહેવું જોઇએ. બીજું બધું વ્યર્થ છે.

(દોહરો.)

મુજવીણ કોથી ન કંઈ બને, મૂર્ખ માની ફુલાય;
મરઘાના બોલ્યા વિના, શું નહિં વ્હાણું વાય?

જે વખતે જાળીની બહાર જોતો ઉભો રહેલો કેશરી વિચાર વમળમા આમતેમ ખેંચાતો હતો તે વખતે ઘડીઆળ તરફ જોઇ, પોતાનો ઘેર જવાનો સમય થયો છે સમજી બિંદુરામે હાથમાંના તકતાને પહેલાં હતો તે સ્થળે ટાંગ્યો અને એકદમ ઘેર જવાની તૈયારી કરવા લાગ્યો. અંદરના ઓરડામાં સૂઈ ગએલા નોકરને જગાડયો. જાગેલા નોકરે નિદ્રા ભરી આંખે ફાનસ લેઇને સાથે આવવા કહ્યું. પણ તેને અટકાવી મકાનના દરવાજા અંદરથી બંધ કરવાનું ફરમાવી, બિંદુરામ બહાર નીકળ્યો. કેશરી તે બધું જોતો હતો. નોકરે દરવાજો બંધ કર્યો તે સંભળાયું. બિંદુરામે આગળ ચાલવા માંડયું. પાંચ દશેક પગલાં ચાલ્યો, જે ખાંચામાં કેશરી છુપાઇને ઉભો હતો તેની સામેના એક ઓટલા પાસે આવીને નગરશેઠનો પુત્ર અટકયો. શરીરમાં કાંઈ દારૂણ ઉપાધિ થતી હોય અને તેથી ચાલી ન શકાતું હોય તેમ પાસેના ઓટલા પર બેસી ગયો. તે પાન ખાવાના અત્યંત શોખીન હતો. અત્યારે પણ પાન મોંમાં ન હોય તો ઘેર ચાલીને

જવું પડે તે તેને સંતાપજનક હતું. થોડીવાર બેઠો થાક ઉતર્યો ગજવામાં હાથ ઘાલી પાન સોપારીની ચમચી બહાર કાઢી. કેશરી સામેથી નિહાળી રહ્યો હતો. બિંદુરામે પાનની નસો કાઢીને સાફ કર્યું ફરી ચમચીમાં હાથ નાખી કાથા ચુનાની ડબીઓ બહાર કાઢી ઓટલા પર મુકી, સાફ કરેલા પાનને ચુનો લગાડવા ચુનાની ડબી ખોલી, અંદર આંગળી ઘાલી પણ જળના અભાવે ચુનો સખત થઇ, ડાબલી સાથે ચોંટી ગયો હતો. ચાંદીની ડબીના ઢાંકણાથી તેને ઉખેડવાની કોશીશ કરી, પણ નિષ્ફળ થયો. પાણી વગર ચુનો પાનને લગાડાશે નહિં, અને પાન વગર અંગમાં રંગ જામશે નહિં. તેથી પાણી મેળવવા આમતેમ જોવા લાગ્યો. આખરે બીજે કયાંય નજર ન પહોંચતાં પાછો પોતાના મકાન તરફ જવાને તત્પર થયો હમણાંજ દ્વારબંધ કરી ગએલા નોકરને બુમ મારી, જગાડી, ઉઘડાવી પાણી મંગાવું આમ વિચાર્યું પણ અહીંથી ત્યાં લગી પાછા ચાલીને જવું તે આ બિંદુરામને માટે પર્વત ઉલ્લંઘન જેવું હતું. ખોલેલી ચમચી, બીછાવેલું પાન, મૂકેલી ડબીઓ તે બધું પાન ખાધા વગર ઉઠાવવું એ પણ આ સખત વ્યસનીને ગમતું નહોતું. આવી ઉભય ઉપાધિ વચ્ચે ત્રિશંકુ સમદશાવાળો બિંદુરામ હતાશ થઇ બેઠો, ત્યાં પ્રભુની દયાથી કહો કે ગમે તેમ કહો—પણ સામે કોઈ ગૃહસ્થના ઘરની ખાળનું નકામું પાણી ગટરમાં જવાનો નળ ભાંગેલો હોવાથી બહાર પાણીની નાની ધાર પડવા માંડી. રાત્રિના શાંત સમયે આ જળ ધારાના અવાજે બિંદુરામને જાગ્રત કર્યો. ખુશી થએલો પાનનો વ્યસની એકદમ ચુનાની ડબી હાથમાં લેઇને દોડયો, પાસે ગયો અને વહેતી જળધારા નીચે ડબી ધરી પાણી ભરી લીધું. કેશરીની નજર બરાબર તેના ઉપર હતી, ફરી તેજ ઓટલાપર બેસી, હાથથી ચુનો બરાબર મસળી, પાનને લગાડી, કાથો ઉપર મુકી, જરા તમાકુ ભભરાવી, નાજુક સુડીથી સોપારી કાતરી, અંદર નાખી, બીડીવાળી એકદમ પાનનો ડોઝ ગલાફામાં નાખ્યો ચમચી લપેટી ગજવામાં ઘાલી, ચવાતા પાનનો રંગ મુખમાં જામ્યો. થુંકની પીચકારી જમીનપર મારી, પૃથ્વી લાલ થઇ ગઇ એટલે લાલસાહેબ લટકથી સ્વગૃહ તરફ રવાના થયા.

( દોહરો. )

મ્હોટા મન ધાર્યું કરે, જગથી બેદરકાર;
નગ્ન શીવ નિજ ગોદમાં, પ્રસિદ્ધ ધરે પ્રિય નાર.

કેશરી આ બધું જોઇ સડકજ થઇ ગયો નગર શેઠના પુત્રની આ વર્તણુંક તેને તદ્દન નવાઇ સરખી લાગી. નગર શેઠનો પુત્ર, ઉત્તમ જ્ઞાતિનો સદ્ વિચાર વાળો, સારી કેળવણી પામેલો, અને શ્રેષ્ઠ સંપત્તિવાન, તેને આ ખાળનું ગંદુ, અજીઠું કે અપવિત્ર પાણી પોતાના ખાવાના પાનના ચુનામાં નાખવામાં સહજ વિચાર પણ ન આવ્યો ? શું ઉત્તમ જાતિઓમાં આવી અધમતા છુપી રહે છે ? અરેરે હલકી જાતના બિચારાઓ હલકા હલકા થઇ કુટાયા જાય છે, પવિત્ર હોવા છતાં પતિત મનાય છે, લોકો હાડ છેડ કરી તેમનો તિરસ્કાર કરે છે, પણ આ ઉપરથી પવિત્ર દેખાતા અને અંદરથી કાજળથી પણ કાળા, આ ઉત્તમ વર્ણનાં કર્મ મ્હારૂં હૃદય બાળી નાખે છે. પોતાના આચાર વિચારને ભૂલી બુરાં વ્યસનો ને આધીન થઈ, અધમો ધમ કૃત્ય કરનારાઓ પર ઇશ્વરપણ કાં રહેમ કરતો હશે ? અથવા આવાં નિંદિત કર્મો કરી, તેઓનાં સંચય કરેલાં પૂણ્ય કર્મો આમ પ્રભુ પૂરાં કરાવતો હશે ? અલબત્ત ઉતરવું દુનિયાંમાં સહેલું છે, અને આચાર વિચારની ભૂલવણી એ તેનાં કર્મોનું પ્રથમ પગથીઉં છે મ્હોટી કન્યાને નાનો પતિ મેળવનાર, પૈસા લેઇ વૃદ્ધને ન્હાની કન્યા અર્પનાર મિત્રોનું ખાઇ તેનો બદલો ન વાળનાર, નિર્ધન છતાં ધનવાનનો ડોળ ઘાલનાર અને ધર્મને બ્હાને ભોળા જનોને ભમાવનાર જેમ કુકર્મી, પાપી અધમ, અને નીચ ગણાય છે, તેમ આ છુપાં પણ સ્વજાતિ ડુબાવનારાં આવાં અકારાં કૃત્ય કરનાર ઉપરોક્ત પાપીના જેવા કાં ન ગણાય ?

## ( પ્રબંધ. )

### આજે જોઇ અનુપમ આવું, ગુણ હીણુ ગમાર ગણાવું.

પહેલાં પાપી કેફ કરીને, સ્વકુળની મર્યાદ હરીને, અધમ સ્થાન માંહે સંચરીને, અંગ આપ ઉત્તમ અભડાવે, દામ ગુમાવે, નામ લજાવે, શરીર લથડતું, કદી કદી પડતું, ને આથડતું, હાય હાય કરે, સ્હાય સ્હાય કરે, લ્હાય લ્હાય બળે, અરરરરરરર ખરેખરા ખર, અસૂરભૂપર, પશુ સમા નર, ફરતા શીદને, મરતા કાં નહિં, કરતા આવું ધરતા નહિં ડર, જાતભાતને ઉતારનારા અધમાધમ ઓળ ખાવું,—ગુણ હીણ૦—૧.

બીજા જો જો, ભાન ન ખોજો, કુલફટાક થઇને ફરનારા, વસ્ત્ર અંગે રૂડાં ધરનારા, લઇને પાછું નવ દેનારા, વાળ વાંકડા, મૂછ આંકડા, મરડે ફાંકડા, નારી નગદની પાસ રાંકડા, રૂવાબ શાળી, ખીસ્સા ખાલી, છેડા ઘડી વગરના વાલી, ચાલે ધમ ધમ, બુટ ચમ ચમ, સોટી હાથમાં સ્થાપી સમસમ, રાત દીવસ અભિ-

માને અક્કડે, જહીં તહીં રખડે, કોઇ કોઇ વખતે પોલીસ પકડે, હાથ કડી નાખીને જકડે, તેથી ફુલે, સ્વકર્મ ભૂલે, ડામીજ પદવી ઉંચ કબુલે, ખુલ્લે ખુલ્લે પરવા, તજી શું કરવા, શંકે હતરવા, ચાહે સંચરવા, નર્ક લોકમાં જાવું—ગુણહીણ ગમાર ગણાવું. ૨.

ત્રીજા તરૂણી તન જોનારા, પરનારીને પ્રિય ગણનારા, ધર્મ નીતિ પદને હરનારા, અંત શ્વાન મોતે મરનારા, પહેલાં નેહ પર સ્ત્રી અંગે, પછી ફરે તે સંગે સંગે, રંગે રંગે, કયારે શીર સ્ત્રીને ઉત્સંગે, કયારે સ્ત્રી વેલી શી આલિંગે, ઝેર પૂતળી, ગણી બહુ ગળી, રહે હળીમળી, પત્થર શા ઉરવાળા પીગળી, નિશા રંગ નીત સંગ ઉડાવે, મોટર દોડાવે, સાયકલો ભાડાની મંગાવે, ત્યાં પણ ભાઇની પ્રતિત ન આવે, જમાન અપાવે, નામ લખાવે, સુજ્ઞજનોની શાખ નખાવે, કે કોઈ કીમતી વસ્તુ મુકાવે, ત્યારે સાઈકલને ઘેર લાવે, પછી ચલાવે, ખાસ દોડાવે, હરીફને હોંશે હફાવે, શંખણી પાસે શૂર બતાવે, આપ પરસ્ત્રી ભોગી થાતા, રોગી થાતા, જોગી થાતા, ગાત્ર શિથીલ થાયે ગભરાતા, પડયા તો એ લક્ષણ નથી જાતાં, ત્યારે દલાલાં કરીને ખાતા, પરનસ્નારી સંધ મેળવે, સધ કેળવે, વિષ અમૃતની સાથ ભેળવે, એ નફટ નામથી, નીંઘ કામથી, ને બદનામથી જીવતે મુઅ જણાવું—ગુણહીણ ગમાર ગણાવું—૩.

રહ્યા બાકી દંભી પાખંડી, મુખે રાખે ગીતા કે ચંડી, કયારે જોગી કયારે દંડી, પાપ મહીં પુરણ રહ્યા મંડી, હાથ માળ કે તાલ ધરાવે, રામનામ સહુને સંભળાવે, ભક્તિભાવથી, દ્રશ્યદાવથી, કંચન કામિનીના ઉઠાવથી, જનમુખે નિંદા સાંભળતા, તોય ન બળતા, રહે કળકળતા, કર્મો ફળતા, એ કહી વળતા, પણ નવ ટળતા, ખોટી ખળતા, ઉર ખળભળતા, રામને બદલે કામને રળતા, કોયલામાં કયાંથી ઉજવળતા, અંતરમાં અવિચાર ઉછળતા, તારૂં મારૂં કરવા ટળવળતા, દીનપરદીન અવનતિમાં ઢળતા, મન મેલા મિત્રોથી મળતા, કુડ કપટતા, નીચ નફટતા, હજી ન હઠતા, પૂણ્ય પટકતા, મોહે મટકતા, લોભે લટકતા, મદે અટકતા, મત્સરવાળા, કર્મો કાળા, એ ભમરાળા, અંતર માંહે ભરેલા લ્યાળા, 'અમૃત' કહી અકળાવું—ગુણહીણ ગમાર ગણાવું—૪.

કેશરીએ આમ ક્ષણવાર કુકર્મીઓના કુકર્મ માટે ખેદ કર્યો. પોતાનું કાર્ય યાદ આવ્યું. આજની રાત્રીજ બાકી છે. કાલ કેવું થશે. તે પરમાત્મન્ જાણે. સહજ શાંત રહી, નવા તર્કમાં તણાયો. બિંદુરામનું મકાનમાં છબીનું જોવું, અને અહીં પાન માટે પાણી લેવું, એ બંન્ને કાર્યોને એકત્ર કરતાં એ ખિન્ન હ્રદય હર્ષથી ખીલી ઉઠયું. ન્હાનું કામ કરે તે મોટું કાં ન કરે? ઉંદરને મારનાર જરૂર મનુષ્યને મારે. ન્હાની ન્હાની ભૂલોથીજ મોટી ભૂલો ઉદ્દભવે છે, કરણી પ્રભુની છે. મ્હારા કૃત્યનું મ્હને

અભિમાન નથી. પણ તેજ પ્રભુની દીધેલી બુદ્ધિ મને સમજાવે છે કે મ્હારે શોધી કાઢવાનો ગાંડીનો પતિ તે આ બિંદુરામજ હોવો જોઇએ. નગર શેઠના પુત્રને હાથે આવું હલકું કાર્ય ન થાય એ એક વિચારણીય વાત છે ખરી, પણ કામદેવની પ્રભુતાને કોણ નથી જાણતું? વળી જે ખાઇનું ગંધાતું પાણી ચુનામાં નાખે તે એક ગાંડીના પ્યારમાં પડે એમાં શું આશ્ચર્ય? હું બહુ ગુંચવાડામાં પડયો છું. મ્હારા મનથી કાંઇ નિશ્ચય થઇ શકતો નથી. શું સાચું અને શું ખોટું તે ઈશ્વર જાણે છે. ઓ પ્રભુ! ઓ દીનબંધુ! ઓ પવિત્ર ધામના પવિત્ર માલીક! મ્હારા ઉપર દયા કર. હવે મ્હારૂં અભિમાન રદ થયું છે. મેં મ્હોટાઇ મેળવવાનો જે ગર્વ કર્યો તેને માટે હું પસ્તાઉં છું. ગમે તેવા પાપ કર્મ કરનારને પણ પસ્તાવા યુક્ત માફી માગ્યા પછી તું છુટા કરે છે. અને તેથીજ ત્હારા અધમોદ્ધારણ નામનું તું સાર્થક કરે છે. મ્હારી એવડી મોટી ભૂલ નથી. અલબત્ત ક્ષત્રીઓથી અભિમાની થઇ જવાય પણ તે વર્ણાશ્રમ ધર્માનુસાર ત્હારીજ પ્રેરણામય કૃતિ છે. એટલે ખરી રીતે મેં ગુમાન કેવળ ત્હારે ભરોસેજ કર્યું હતું. તેને તુંજ પાળે કે પાર ઉતારે તોજ ઉતરે, ના, પણ હું સમજયો કે તે વખતે મને ત્હારી બીલકુલ યાદ નહોતી. મુદત પૂરી કરાવી આજની એકજ રાત્રિ બાકી રહી, તેમાં તેં મને ભલું ત્હારૂં સ્મર્ણ દેવરાવ્યું. પ્રભુ! દુઃખ વગર સુખની કિંમત નથી. એ મને હવે સમજાયું. અમે પામર મનુષ્યો મોહના રંગે રંગાઇ, અમેજ કર્તા છીએ,„એમ માની અભિમાનમાં ડોલીએ છીએ, તેને તું આવા દુઃખની ચાબુકો મારી ઠીક ઠેકાણે લાવે છે. એ પણ ત્હારો પૂર્ણ પ્રાસાદ," ત્હારી પૂર્ણ મહેરબાની પ્રભુ!"

(દોહરો.)

કોટિ ઉપાયે કપટથી, પડાય કદી નવ પાર;
કાષ્ટ પાત્ર અગ્નિ પરે, ચડે ન બીજી વાર.

અંતે પોતાનું કાર્ય પૂર્ણ થયું જાણી, કેશરીએ પોતાના ઘર તરફ ચાલવા માંડયું. ગાંડીને પત્નિ તરીકે સ્વીકારનાર આ બિંદુરામજ છે એમ તેને શંકા રહિત સત્ય સમજાયું હતું. "પારાશર જેવા મહાન્ પંડિત ૠષિ મત્સ્યગંધા જેવી દુર્ગંધમય દેહવાળી કામિનીમાં મોહ પામ્યા. તો આ બાપડા બિંદુરામનું શું ગજું? હશે થયું તે થયું તેના કર્મનો વિચાર કરવો એ મ્હારે પણ ભ્રષ્ટ થવા જેવું છે. મ્હારે શું? કરશે તે ભોગવશે. પ્રભુ દયા કરે ને કાલ મામાની સભામાં મ્હારૂં કહેણુ સત્ય ઠરે, તો મ્હારે તો સઘળું

કાર્ય થયું. આ રીતે આવેલી ઉપાધિ અળગી થાય તો મ્હારે બીજી કશી અગત્ય નથી." આમ વિચારતાં પોતાને મકાને આવ્યો, દૂતોએ દરવાજો ખોલ્યો. કુમાર ભુવનમાં પ્રવેશ કરી પહેરેલાં કપડાં કાઢી, સાથેના શસ્ત્રોને દૂર મુકી, બિછાનામાં પડયો. રાત દીવસ ભટકવાથી શરીર અને હૃદય, ચિંતાભારથી દબાયલું રહેતું હતું તે આજે બોજા વગરનું થઈ જવાથી કેશરી પરમ શાન્તિથી ઉંઘી ગયો, સહવારે ઉઠી, ન્હાઈ ધોઇ પોતાનું આહ્નીક આટોપીને પિતાને વંદન કર્યું. યોગ્ય કપડાં પહેરી મામાની કચેરી ભણી ચાલ્યો રસ્તામાં જતાં જતાં દરેક પગલે પોતાનું કાર્ય પાર ઉતારવા પ્રભુની સ્તુતિ કર્યે જતો હતો. દરબાર ગઢના દરવાજામાં પેસતાં સુંદર શુકન થયા. કેશરીનું અંતઃકરણ પ્રફુલ્લિત થયું. સ્વકાર્ય સફળતાનાં ચિહ્નન ઓળખાવા લાગ્યાં. હર્ષભેર આગળ વધ્યો. ઠેઠ સભાના દ્વાર પાસે આવ્યો. રાજા માનસીંહની દ્રષ્ટિ પડી. ભાણેજને સોંપેલા કાર્યની યાદી આવી. અને કેશરીને જોવાથી આજે છ માસ પૂરા થયા એમ મહારાજા માનસીંહે માન્યું. ભાણેજે અંદર આવી, યોગ્ય રીતે પ્રણામ કર્યો. પાસે જઇને પોતાના પ્રથમના આસન પર બેઠો. રાજાએ પ્રધાન તરફ દ્રષ્ટિ કરી કે વિલક્ષણ બુદ્ધિના પ્રધાને કેશરીને પોતાના કાર્યની સંપૂર્ણ રીતે માહીતી આપવા વિવેક પુરઃસર ફરજ પાડી. નામાંકિત નગરશેઠના પુત્રનું નામ જાહેરમાં આપવા કેશરીનું મન આનાકાની કરવા લાગ્યું. તેથી મામાને વિનંતિ કરી કે "મ્હને આપે ગાંડીનો પતિ શોધી કાઢવાનું સોંપ્યું હતું તે પ્રભુની અને આપની કૃપાથી મ્હારી અલ્પ બુદ્ધિ પ્રમાણે ફત્તેહ કર્યું છે. પરંતુ મ્હારૂં કહેણુ ખરૂં છે કે ખોટું? તથા મ્હારી તપાસ સાચી છે કે જુઠી? અને મ્હારો મુકરર કરેલો માણસ દોષિત્ છે કે નિર્દોષ, તે નિશ્ચય થયા પહેલાં કોઈનું પણ નામ જાહેરમાં જણાવવું મને ઠીક લાગતું નથી માટે દયા કરી, આપ અને પ્રધાન બન્ને મ્હારી સાથે એકાંતમાં પધારો અને હું જે વાત કહું તે આપ લક્ષ્યમાં લ્યો. મ્હારી વાત આપને સત્ય લાગે અને મ્હારૂં આપેલું નામ પણ આપને જાહેર કરવું યોગ્ય લાગે તો ગમે તેમ કરવા આપ સ્વતંત્ર છો." આટલું કહી રાજેચ્છા જાણવા કેશરી માતુલ મુખ તરફ જોઇ રહ્યો રાજ્ય સંબંધી થતાં કાર્યો તુરત અટકાવી આ નવી વાત જાણવાના શોખીન રાજા માનસીંહે એકદમ ઉઠી પ્રધાન સાથે પ્રસ્થાન કર્યું. બાજુના એક ગૃહમાં રાજા પ્રધાને બેઠક લીધી. કેશરી પાછળ પાછળ આવતો હતો, ત્રણે સાથે મળ્યા. પ્રધાને

ફરીને પૂછ્યું—" કહો, આપના કર્મની સફળતા દર્શાવનારૂં નામ કોનું છે?"

**કેશરી**—" પ્રધાનજી! વિદ્યુતરામ નગર શેઠનો પુત્ર બિંદુરામ!"

**પ્રધાન**—" શું ઘેલીને પતિ તરીકે સ્વીકારનાર તે?"

**કેશરી**—" હાજી તે!" પ્રધાન આશ્ચર્ય સાથે હસવા લાગ્યો.

**માનસીંહ**—" કેશરી, નામતો બહુ મોટું ખોળી કાઢયું!"

**પ્રધાન**—" અન્નદાતા, આ કેશરીસીંહનાં નીકળતાં વાકયો એમની નિષ્ફળતા જાહેર કરે છે એ નગર શેઠનો પુત્ર કે જેને ત્યાં સંપૂર્ણ સામન સાધન વળી જેના ઘરની દાસીઓ એક દેવાંગનાઓ કરતાં પણ રૂપમાં ચ્હડે તેવી, અને લક્ષ્મી માતાના પુત્ર વિદ્યુતરામનો સુજ્ઞ સુત બિંદુરામ કે જેનું નામ વેપારી લોકોમાં ચોપડા લખવા અને હિસાબને માટે પંકાય છે. તે આવા કાર્યમાં જોડાય એમ અનુ માનવું કે માનવું મ્હારી બુદ્ધિમાં બેસતું નથી. જો કે એથી હું કેશરીસીંહજીની વાત કહાડી નાખવા માગતો નથી. એમણે જે આટલા દીવસને અંતે નક્કી કર્યું હશે તે વગર પાયે નો નહિંજ હોય પણ મ્હારૂં મન આ વાતને કબુલ કરતું નથી. પોતાના ઉપર આવેલી આફત ઉતારવા મનુષ્ય ગમે તેવા યત્નો કરે છે, તેમ આ કાર્ય પણ થતું હોય તો તેમાં કાંઇ નવાઇ નથી."

**માનસીંહ**—" કેશરી, સાંભળી દીવાનની દલીલ! જો એ નામ સીવાય બીજા નામને તમે ન જાણતા હોતો આ મૃત્યુનાં ફાંફાં મારવાં મૂકી દઇ, કહી દો કે મ્હારાથી એ કાર્ય થયું નથી. મને તમારી વાત કરતાં પ્રધાનની વાતમાં સત્ય વધારે લાગે છે."

કેશરી આ સાંભળી ખેદિત થયો. મામાને પ્રધાનનું એકજ વાતમાં મળી જવું તેને સહજ ભ્રાન્તિ ઉત્પન્ન કરનારૂં થયું. હવે નકામી વાતો કરીને વખત વીતાવવો એ કેશરીને અનુચિત લાગ્યું પોતાની વાત ખરી કરી બતાવવાનું શૂર જાગ્યું. તેના ક્ષીણ થએલા ચ્હેરા ઉપર ક્ષત્રી શૌર્ય ચમકી નીકળ્યું. તેની ઉંડી ઉતરી ગએલી આંખો સ્વકાર્ય સફળતા દર્શાવતી ચળકી ઉઠી. પોતાની કહેલી વાત આમ ઉડી જાય છે સાચું પણ ખોટું મનાય છે અને પોતે દોષિત કલ્પાય છે, વગેરે વિચારો કેશરીને ક્રોધાન્વિત કરવા લાગ્યા પરંતુ એ સુશીલ અને દીર્ઘદ્રષ્ટિ ક્ષત્રીએ ક્રોધને અટકાવ્યો. અને મર્યાદાસહ મામા સમક્ષ બોલવા માંડયું–" મામા, આપ અને પ્રધાન જેમ માનો છો, તેમ મેં પણ પ્રથમ બિંદુરામનો દોષ હૃદયમાં

આવ્યો નહોતો. પરંતુ ઈશ્વરે મ્હને આપની સમક્ષ યશ અપાવવા અન્ય સાબી-તિઓ આપાવી. તેથી હું નિશ્ચય કહું છું કે જે વાતને આપ માનતા નથી. તેજ વાત આપને ખરી કહેવી પડશે. આપની સાથે અનેક પ્રશ્નો કરી વખત વીતાવવો અથવા આપનું ન માનતું હૃદય મનાવવા મિથ્યા કોશીશ કરવી તે કરતાં જો આપ અનુચરને મોકલી એ બિંદુરામને અહીં બોલા-વો તો હું આપને ખાત્રી કરી આપું. મ્હારા એકઠા કરેલા પુરાવા એ ગુન્હેગારની સમીપજ ખુલ્લા કરૂં. અને આપને ખાત્રી કરીઆપુ કે મ્હારી શોધ બરાબર છે કે નહિં. વધારે વખતની જરૂર નથી. બીજા પુરાવાની અગત્ય નથી. આડા અવળા સવાલો કે ઉલટ પાલટ તપાસની આવશ્ય-કતા નથી. બિંદુરામ અહીં આવે એટલે થોડી મિનિટમાંજ આપની ઇ-ચ્છા અને મ્હારૂં કાર્ય સફળ કરૂં." રાજાએ પ્રધાનને બિંદુરામને બોલા-વવા માણુસ મોકલવા સૂચના કરી. નગરશેઠના લાયક પુત્રને એક સાધારણ દૂત સાથે બોલાવવાનું સાહસ પ્રધાને કર્યું નહિં. પણ તેને બદલે ખુદ પોતે મહારાજાની રજા લેઇ, ગાડીમાં બેસી તેડવા ચાલ્યા.

નગરશેઠની દુકાનમાં અનેક મુનીમો, ગુમાસ્તાઓ, અને નોકરો સ્વ-કાર્યમાં મચી રહ્યા હતા. સામે ઉજ્વળ ગાદી તકીયાપર શેઠ વિદ્યુતરામ બિરાજમાન થયા હતા. પાસે બે ચાર પ્રતિષ્ઠિત ગૃહસ્થો બેસી, અહીં ત-હીંની વાતો કરી, ગમ્મત ઊડાવતા હતા. પાસે પણ થોડે છેટે એક રૂપાને પતરે મઢીલીધેલી પાટપર પુસ્તક વાંચતો બિંદુરામ બેસી, હિંચોળા ખાઈ રહ્યો હતો. તેનું ગોરૂં અંગ પહેરેલાં બારીક કપડાંમાંથી શુદ્ધ સુવર્ણ જેવી ઝાંઇ મારતું દીપી નીકળતું હતું. માથાપરના ઓળેલા કેશ તેના ચંદ્રસરખા કપાળપર વીંછીના પૂછડાની પેઠે વાંકાવળી ડંખી રહ્યા હતા. ગોર ગાલ અને લાલ હોઠની મધ્યમાં જુવાની દર્શક ઉગતી મૂછની ઝીણી કૃષ્ણ રેખા તેના મુખ સૌંન્દર્યને વધારે શોભાવતી હતી. સુવર્ણ અને મોતીનાં આભૂ-ષણોથી તે કુબેરભંડારીના જેવો દીવ્ય દેખાતો હતો. સુદૃઢ શરીરનો બાંધો મનુષ્ય મનને મોહ ઉત્પન્ન કરનારો હતો. તેની દ્રષ્ટિ હાથમાંની ચોપડીનાં પાનામાં ચોંટીરહેલી હતી. તેટલામાં "આવો, આવો, પધારો, પધારો," એ શબ્દોએ તેની શાન્તિમાં ખલેલ પાડયું. બિંદુરામે દરવાજા તરફ જોયું અને મહારાજા માનસીંહના મુખ્ય પ્રધાનને મકાનમાં પ્રવેશ કરતા જોઇ માન આપવા ઉભો થયો. વિદ્યુતરામ અને તેના સંગીઓ પણ ઉઠયા. પ્રધાને નગરશેઠના હાથસાથે હાથ મેળવ્યો. અને શેઠની બાજુમાં ગાદીપર બેઠા.

વિઠ્ઠલરામ—" પ્રધાનજી સાહેબ ! આજે આપે મ્હોટી કૃપા કરી અમારૂં ઘર પાવન કર્યું."

પ્રધાન—" શેઠજી ! આપ લક્ષ્મી પુત્રનાં દર્શન કરવાથી અમે પોતેજ કૃતાર્થ થઇએ છીએ. આજે મ્હારૂં આવવું રાજ્યના એક જરૂરી કામ માટે છે. અને મ્હને પ્રતીતી છે કે આપ રાજ્યનું કામ તે ખાસ પોતાના કામ જેવું ગણી, અનુમતિ આપશો."

વિઠ્ઠલરામ—" હા, ઘણી ખુશીથી. રાજ્યનું કામ એ અમારૂંજ કામ છે, પણ હકીકત શી છે તે જણાવશો." પ્રધાનનાં ઉપરનાં વાક્યો સાંભળી બેઠેલા નગરશેઠના સંગીઓ આશ્ચર્યમાં પડયા. બિંદુરામ પણ દૂર બેઠો બેઠો સાંભળતો હતો તેને પ્રધાન શામાટે આવ્યા છે અને હવે શું કહેશે તે સાંભળવા આતુરતા ઉત્પન્ન થઈ.

( દોહરો. )

પોતપોતાના સ્થાનપર, સૌનો લાગે દાવ;
જળમાં ગાડી નાવપર, સ્થળ ગાડીપર નાવ.

પ્રધાન—" શેઠજી ! ચાલતા વરસની આખર સાલે રાજ્યની ઉપજ ખર્ચનો સરવાળો મહારાજા હજુર દર વરસે રજુ કરવામાં આવે છે આ વરસે હિસાબમાં કાંઇક સહજ ભૂલ ભળાઈ, મહારાજાએ તે ભૂલ શોધી કાઢવા દૃઢ આગ્રહ કર્યો. રાજ્યના કુશળ કાર્યભારીઓ અને નામાના નિપુણ નોકરો આજ એક માસ થયાં નિરંતર ચોપડા ફેંદે છે, કાગળો તપાસે છે, સરવાળા મૂકે છે, હિસાબો ગણે છે, પણ દુર્દૈવે આજ સુધી કાંઇપણ સંતોષકારક નીપજ્યું નથી. તેથી અમે કંટાળીને આપણા વિજયપુરના અનેક વ્યાપારીઓને ભેળા કરી આ કાર્ય સોંપ્યું. તેઓએ પણ નિરાશ થઈ અંતે આપના સુજ્ઞ પુત્ર બિંદુરામનું નામ આપ્યું. ખુશી થવા જેવું છે કે સૌ એક જીભે નામાના કામ માટે આપના પુત્ર બિંદુરામની અધિકાધિક પ્રશંસા કરે છે. મહારાજાએ પણ તેમનાં થતાં વખાણ સાંભળી આજે મ્હને બોલાવવા મોકલ્યો છે. આપ રાજ્ય હુકમને માન આપી ભાઇને થોડીવાર શ્રમિત થવા આજ્ઞા આપશો અને બિંદુરામ એ થએલી ભૂલને શોધી કાઢી યશસ્વી થાય એવી ભલામણ કરશો તો આપનો રાજા પ્રત્યેનો સુધર્મ યોગ્ય ગણાશે અને અમારા નોકરોની ભીતિ દૂર થશે."

( દોહરો. )

જેનાથી કાંઈ પામીએ, તેની કરીએ આશ;
શુષ્ક સરોવર તીર નહિં, થાય પીપાસા નાશ.

નગરશેઠ **વિદ્યુતરામ** પ્રધાનના મુખમાંથી નીકળતા શબ્દોમાં કાંઇક ગંભીર આશય જોવા લાગ્યા. બોલતાં બોલતાં પ્રધાનની મુખાકૃતિમાં થતો ફેરફાર, રાજ્યના હિસાબમાં થએલા ગોટાળાનો ગુપ્ત ભાસ આપતો હતો. તેથી પ્રધાને લીધેલો શ્રમ સફળ કરવા, અને રાજાના માન ખાતર **વિદ્યુત-**રામે સ્વપુત્રને પ્રધાનજી સાથે જવા આદેશ કર્યો. પિતાની આજ્ઞા મળતાંજ **વિજયપુરમાં** પોતાની વિશેષ ખ્યાતિ ગણાશે, એ અભિમાનના તોરમાં તણાતો **બિંદુરામ** પોતાનો ફાંકડો અને મૂલ્યવાન પોશાક પહેરી થોડીવારમાંજ જવાને તૈયાર થઇ ગયો. નગરશેઠની રજા લેઈ પ્રધાન અને શેઠ સુત **બિંદુરામ** બંન્નેએ એક સાથે મકાનનો ત્યાગ કર્યો. ગાડીની માનનીય મનાતી બેઠક બંન્ને સાથે બેઠા. કોચમેને અશ્વ લગામ ખેંચી ચાબુક વીંઝી, અનિલગતિ અનુસરતા અશ્વો ઉપડયા. કલ્પનામાં પણ ન આવી શકે એવી ત્વરાથી દોડતી ગાડી દરબાર દરવાજાની પાસે અટકી. બંન્ને નીચે ઉતર્યા, અને સાથે સાથે ભૂપભુવનમાં પ્રવેશ કર્યો. રસ્તામાં બંન્ને વચ્ચે કાંઇપણ વાતચીત થઇ નહોતી. સ્થાપિત કરેલા સ્થાનમાં સંચરતાં મામા ભાણેજને એકલા બેઠેલા જોઇ, **બિંદુરામ** સહજ વિચારમાં પડયો. પોતાને ત્યાં બોલાયલા પ્રધાનના શબ્દો અને અહીંનો દેખાવ, એ બંન્નેમાં જમીન આસમાન જેટલો અંતર હતો. રાજા અને કેશરીની મધ્યમાં ખાલી પડેલા પહેલાના પ્રધાનના આસન ઉપર પ્રધાનનાજ આગ્રહથી **બિંદુરામ** બેઠો, ને પ્રધાનજી બીજું આસન લેઈ પાસે બેઠા. બાપ કમાઇનો બેદરકારપણે ઉપયોગ કરનાર **બિંદુરામના** પહેરેલા પોશાકપર છાંટેલાં મૂલ્યવાન અત્તરો અને સુગંધીદાર સેંન્ટથી ચેમ્બરહોલ પરિમલ પ્રપૂર્ણ થઈ ગયો, નાસીકાદ્વારાએ મઘમઘાટ ઠેઠ મગજમાં પેસી મગજમાં ભરાયેલા વિચારોને ફેરવવા લાગ્યો.

અમૂલ્ય અવસર એળે ન જવા દેવા રાજા પ્રધાનના હૃદયને સમજનાર કેળવાયલો કુમાર **કેશરી** પાપ પ્રતિમા **બિંદુરામની** સાથે વિનોદભરી વાર્તા કરી, પોતાની કાર્ય સત્યતાની કસોટી આપવા મંડયો. ગત્ રાત્રિએ બનેલા બનાવનું ટુંકે ટુંકે ભાન કરાવી, તે કુકર્મો પણ બેસમજ **બિંદુરામને** કબુલ કરાવવા લાગ્યો. પહેલાં ભારે સોગન આપી જુઠું બોલવામાં મહદ્ પાપ

છે એનું વિસ્તારભર્યું વિવેચન, અને રાજદરબાર તથા દેવ દરબારની સમાનતા વગેરે વાતચીતથી બિંદુરામને બાંધી લેઈ પ્રાપંચી પ્રશ્નોની શરૂઆત કરી. કેશરીએ કહ્યું—"ગઇ મધ્યરાત્રિએ આપે આપના મકાનમાં ગાંડીના છોકરાની છબીનો તકતો જોવા જતાં જમીનપર અફાળી કાચ ફોડી નાખ્યો એ વાત ખરી કે ખોટી?"

**બિંદુરામ**—"ખરી—"

**કેશરી**—"ત્યાર પછી તમે એ બાળચિત્રના મુખપર વાત્સલ્ય ભાવથી અનેકાનેક ચુંબનો લીધાં એ વાત ખરી કે નહિં?"

**બિંદુરામ**—"ખરી" બિંદુરામના હૃદયમાં સહજ ભય સંચાર થયો.

**કેશરી**—"બાદ, તમારા નોકરને ભુવનની ભલામણ કરી તમે ઘર તરફ વિદાય થતી વેળા, રસ્તાના એક ઓટલા ઉપર બેસી રહ્યા હતા તે વાત ખરી કે ખોટી?"

**બિંદુરામે કહ્યું**—"હાજી!" આમ પૂછવામાં પૂછનારનો શો ઉદ્દેશ હશે? એ પ્રશ્ને બિંદુનું મગજ ગુંચવાયું. કેશરીએ ક્રમે ક્રમે પૂછવું ચાલુજ રાખ્યું. ટુંકે ટુંકે કબુલાત કરાવતો ગયો. પાન બનાવવાની પ્રબળ પંચાત, પાણી વગરનો ચુનો જોઇ થએલો પશ્ચાતાપ, અપવિત્ર જળનું મેળવવું, ચુનામાં ભેળવવું, અને ઉત્પન્ન થએલી વ્યસની વાસનાને પરિપૂર્ણ કરવાનો આ ક્ષુદ્ર પ્રયોગ કંઇક ભાર, આડંબર, અને રૂવાબ સાથે રાજકુમારે રજુ કરતાં, "હા, હા," કહે જતા, લક્ષ્મીપૌત્રનું લાલિત્ય લેવાવા લાગ્યું. ઉજ્વળતામાં કાળાશની રેખાઓ કળાવા લાગી. હૃદય ભારે બોજા તળે દબાયું હોય તેમ રૂંધાવા લાગ્યું. પોતાના નેત્રો પૃથ્વીપર પાથરી અનેરી ઉદાસીમાં ઉતરતો બિંદુરામ કલ્પનાને કોઇપણ કિનારે પહોંચે તે પહેલાં કેશરીએ કહેવા માંડયું. "જુઓ, જુઠું બોલતા નહિં, તમારી વાત અહીંથી બહાર જવાની નથી. પસ્તાવો કરી પ્રસિદ્ધિમાં મૂકતાં પાપ ઓછું થાય છે. આગળ ભૂલ તો બ્રહ્મા સરખાએ કરી છે. બત્રીસ ઠોકર ખાય ત્યારે બત્રીસ લક્ષણો આવે છે. પ્રભુની માયા વિલક્ષણ છે. ભારે ભણેલા વિખ્યાત વિદ્વાનો અને સેંકડો શાણામાં ખપતા પણ તે જાળથી છુટી શકયા નથી, તો મ્હારા તમારા જેવાનું શું ગજું?" આમ કહી, દબાયલાને વધારે દબાવી, મુઝાયલાને ભારે મુઝવણના ચક્રરમાં નાખી, પોતાની પ્રતાપી દ્રષ્ટિ તેના મુખ ઉપર ફેરવી, કહ્યું—"સુજ્ઞ શેઠજી! ચંદ્ર ઉદય થતી વખતે વાંકો રહે

છે, કળાઓમાં વધ ઘટ થતો રહે છે, પોતાના મીત્ર સૂર્યના અસ્ત થતી વખતે પોતે પ્રકાશે છે. અનેક સ્ત્રીઓનો પતિ છે, ગુરૂ પત્નિ સાથે ગમન કરનારો છે, રાત્રીએ વીચરતો નીશાચર છે, ગુરૂ અને શ્વશુરનો શ્રાપિત છે. ખારા સમુદ્રનો પુત્ર છે, કાલકુટ ઝેરનો ભાઇ છે આવા અનેક અવગુણો છતાં શંકર પોતાનું શરણુ જાણી, હમેશાં તેને પોતાના લલાટ પ્રદેશમાં સ્થાન આપે છે, પણ તેના દુર્ગુણો તરફ દ્રષ્ટિ કરી તેનો ત્યાગ કરતા નથી અને તમે તમારી આ પ્રેમ મૂર્તિ ગાંડીને ગ્રહણ કરી સહાય કરવા વખતે ત્યાગ કર્યો તે તમારૂં નિંદીત કર્મ જોઇ અમને ખેદ થાય છે. તમને સ્થાન, દામ, અને મનુષ્યની કંઇપણ અડચણ નહિ છતાં આ કાર્યમાં કેમ પછાત રહ્યા તે જાણવા માટેજ આપને અહીં બોલાવવામાં આવ્યા છે.

( દોહરો. )

દુરીજન દોષોને ગૃહે, ગુણ નવ ગૃહે લગીર;
ગાય આંચળે ઈતરડી, પય તજી પીએ રૂધીર.

બીકણ હૃદયવાળા બિંદુરામને કેશરીનાં કહેવાતાં કહેણે નિશ્ચય થયો કે જરૂર આ કેશરી કુમારે મને કોઇ સ્થળે જોયો છે. તે એકલો હોયતો કાંઈ ડરવા જેવું નથી. પણ વખતે રાજા અને તે બંન્ને સાથે હોય અને મ્હારા કોઈપણ ગુપ્ત કર્મને જોઇ ગયા હોય, ને હું વાત ઉડાવવા નકાર કરૂં અને એ જાણીતાઓ પાસે જુઠો પડું તો બેવડો ગુનેગાર બનું. વગેરે વિચારોથી જડ જેવો થઈ ગએલો બિંદુરામ 'હા' કે 'ના' કંઇપણ કહી શકયો નહિં. બેચાર પળો બધાય સ્તબ્ધ રહ્યા. આખરે મૌન એ પણ એક જાતની કબુલાત છે એમ રાજા પ્રધાન બંન્નેને નિઃસંશય ખાત્રી થઈ. આવા દુષ્ટ દુરાત્માઓથી દુષિત થતી વસુંધરા આ પાપ કર્મચારીનાં રૂધિરથી છાંટી પવિત્ર કરવી જોઇએ. એ માનસીંહના ક્રોધભર્યા વિચાર પ્રબળ બુદ્ધિ પ્રધાનને સમજતાં વાર ન લાગી. રાજા કોપ જાહેર કરશે, અને આ નગરશેઠનો પુત્ર ટુંક મતિવાળો થઈ, પોતાના શરીરનો પશ્ચાતાપથી ઘાત કરશે તો વૃદ્ધ થએલા નગરશેઠનો વંશ આ નગ્રમાં નિર્મૂળ થશે. માટે ઉત્પન્ન થએલા કારી કેને કાબુમાં રાખી, શિક્ષાને બદલે શીરપાવ અપાવી બિંદુરામને પ્રધાને રાજ્ય કોપથી બચાવી, પોતાના ગૃહપ્રતિ પાછો મોકલાવી દીધો. નિશ્ચીંત નગરશેઠે પુત્ર મુખ ઉદાસ જોઇ સહજ પૂછ્યું. ઉદ્ધત બિંદુરામે આડાઅવળા જવાબ આપી સ્વસંતાપને સ્વઅંતરેજ સમાવ્યો. પૂર્વ પુન્યના પ્રબળયોગે બિંદુરામના મગજમાં કેશરીના કહેણની મિથ્ય

મમત વસી નહિં, પણ તેને બદલે પરમ પશ્ચાતાપ થયો. જાગ્યા ત્યાંથી સવાર ગણી, ગઈ ગુજરી વિસારી દઇ, ફરીથી પાપવાસના અંતરમાં ન આવવા દેવા સુદૃઢ સંકલ્પ કર્યો. "પાપરૂપ દર્દ પસ્તાવાના મલમપટાથી રૂઝાય છે" એ વાક્ય સત્ય કરી બતાવ્યું.

બિંદુરામના મરણ પછી, માનસીંહના ક્રોધિત મગજને બીજે માર્ગે ચડાવવા પ્રધાને એ એકાંત સ્થળમાં કેશરીનાં મુકતકંઠે વખાણ કરવા માંડયાં. આ ગામના અજાણ્યા છતાં આ પંદર સત્તર માસ પહેલાંની જુની વાતને પોતાની કૌશલ્ય દક્ષતાએ શંકારહિત સાબીત કરી કહી વિશેષ ધન્યવાદની ઝડી વરસાવવા લાગ્યો. માનસીંહને પણ ભાણેજના આ પ્રશંસનીય કાર્યથી અધિકાધિક આનંદ ઉદ્ભભવ્યો, ફરી ફરી તેણે કેશરીનું મુખ જેવા માંડયું. કેશરીની આ ઉપાધિમાં ઉંડી ઉતરી ગએલી આંખોએ મામાના અંતરના અંતરમાં ઉંડી અસર કરી. તેના નિસ્તેજ ચહેરાએ માતુલ ઉરમાં પોતા તરફની લાગણીને વધારે સતેજ કરી. પહેલાંની કાન્તિ, અને હાલની ક્ષીણતાનું કારણ તે બુદ્ધિશાળી રાજાને સમજતાં વાર લાગી નહિં. પોતાની ઇચ્છા પૂર્ણ કરનાર આ પરાક્રમી વીર ઉપર તેની પ્રબળ પ્રેરણા જાગ્રત થઈ. પોતાની સર્વ માન્ય સભાને અપયશમાંથી ઉગારી, ભવ્ય ભૂષણે ભૂષીત કરનાર આ ભડ ભાણેજે ભૂપના ભેજાને ભારે અસર કરી. તેથી પ્રશંસા કરતા પ્રધાનને અટકાવી, માનસીંહે પોતાનો મત પ્રગટ કર્યો—"પ્રધાનજી! હું પણ કબુલ કરૂંછું કે કેશરીની આ કુશળતા લોકોત્તર જણાઇ છે. પોતાની પ્રતિજ્ઞા પાળવાને તેમને મહદ્ મુશ્કેલીમાંથી પસાર થવું પડયું છે. એ જેનારથી આગોચર રહે તેમ નથી. તેમણે જેમ પોતાનું વચન પાળ્યું છે તેમ તમને યાદ હશે કે મેં પણ એ વીર કેશરીને "જો કાર્ય સફળ થશે તો મ્હને સદૈવ સંભારે એવું ઇનામ આપવા કહ્યું હતું" માટે વચનથી વખાણ કરવા કરતાં મૂર્તિવંત પ્રશંસાપારિતોષિક રૂપે આપવા હું તમારી સાથે થોડીવાર ખાનગી મસલત કરવા માગુંછું." શબ્દ સાંભળતાંજ કેશરી રજા લેઈ કચેરીવાળા ખંડમાં ચાલ્યો ગયો. રાજા અને પ્રધાને સઘળી વાતોને અંતે માનસીંહની કુમારી કન્યા કિશોરી વર બુદ્ધિશાળી કેશરીને અર્પણ કરવા નક્કી કર્યું. કિશોરીની કન્યાને છાજતી કેળવણી અને કેશરીની કુમારી યોગ્ય કુશળતા બન્નેની તુલના માનસીંહના મગજની તુલામાં તુલ્ય દેખાવા લાગી. રત્નસુવર્ણથી, અને સુવર્ણરત્નથી શોભે તેમ આ બંન્ને એકબીજાથી શોભશે એ નિર્વિવાદ સત્ય મનાયું

પ્રધાને પણ સ્વમતિ દર્શાવતાં કહ્યું—" મહારાજ ! કુમાર કેશરી દરેક રીતે બ્હેન કિશોરીના પતિ થવાને લાયક છે. કામનું ઇનામ અને કન્યા માટે લાયક ઘર શોધવાની ચિંતા બંન્ને એકી સાથે પાર પડે છે. એ આપનું પ્રબળ પુન્ય અને પ્રભુની પૂર્ણ કૃપા એકત્ર થયાં ઓળખાય છે."

( દોહરો. )

ઉત્તમ વિદ્યા લીજીએ, ભલે નીચમાં હોય;
પડયું અપાવન સ્થળ વિષે, કંચન તજે ન કોય.

ઉભય વિચાર પ્રવાહ એકજ માર્ગે મિશ્રિત કરી રાજા પ્રધાન કચેરીમાં આવ્યા. પ્રધાને કેશરીને સૌ સાંભળતાં કહ્યું—" આપ ઉતાવળા આપના ઘર તરફ પધારો કેમકે મહારાજા સાહેબ આપની સાથેનો સંબંધ ચીરસ્થાયી કરવા પોતાની ઉમા સમાન ઉછરેલી કુમારી કિશોરી આપની જીવન પર્યંતની સંગીની બનાવવા ઇચ્છે છે. એ અત્યુત્તમ કાર્યની વધાઈ આપવા અને શાસ્ત્રરીત્યાનુસાર વાગ્દાનનો વિધી કરવા અમો બ્રાહ્મણને સસાહિત્ય અહીંથી મોકલીએ છીએ. આપ પ્રથમથી જઈ આ શુભ ખબર અભયસીંહ મહારાજને આપને મુખેજ જણાવો પધારો."

કેશરીએ આભારી અંતઃકરણે મામાને નમન કર્યું અને ઉત્સાહભર્યો ઘર તરફ રવાના થયો. કેશરી એક એક પદ જમીન ઉપર મુકતાં જાણે આનંદના પર્વતની ટોચપર પહોંચવાનાં પગથીયાંપર પગ મુકતો હોય તેમ જણાવા લાગ્યો. ઘેર આવી વૃદ્ધ પિતાને આ ખુશાલીભર્યા સમાચાર કહ્યા. અભયસીંહની આંખમાં હર્ષનાં અશ્રુ આવી ગયાં. પોતાના બહાદૂર બાળકને આનંદભર્યું આલીંગન આપ્યું, અને મહારૂદ્ર મહેશની મહદ્ કૃપા માની. ગએલું અભયપુરનું રાજય પોતાના હાથમાં આવ્યું મનાયું. માનસીંહ જેવા મ્હોટા રાજ્યના માલિક રાજાનો સંબંધ તેની ચીમળાઇ જતી આશાને તથા સુકાઇ જતા વૃક્ષને જળ સિંચનના જેવો શાન્તિદાયક સમજાયો. આ આનંદ અવસર અનુભવાતા અરસામાં કુમ કુમ મંડિત શ્રીફળ શર્કરા, અને સુંદર પોશાક સુવર્ણ થાળમાં લેઇ વિદ્વાન વિપ્રવર્ય આવી પહોંચ્યા. શાસ્ત્રની વીધી અને ક્ષત્રિની રીતિ પ્રમાણે વાગ્દાન ક્રિયા કરવામાં આવી. વધાઈનાં વાજાં વાગ્યાં શર્કરા વહેંચાઇ, મુબારકબાદીની ગર્જના ચોમેર સંભળાવા માંડી. સ્ત્રિયોના કલકંઠથી, મનુષ્યના કોલાહલથી, યાચકોના આશીર્વાદથી, બંદીજનોની બિરદાવલીઓથી, ભાટ ચારણોનાં યશોગાનથી,

અને બાલકોના કોમળ તીણા નાદથી, કેશરીનું ભુવન શોરમય થઇ ગાજી ઉઠયું. વિજયપુરના નગ્રવાસીગણ અને રાજ્ય સેવકોની ભારે ભીડ અભય-સીંહના અવાસે થઇ રહી. જ્યાં ત્યાં "બહુ સારૂં થયું, રાજાએ ઠીક કર્યું, યોગ્ય જોડું મળ્યું," વગેરે શબ્દો સંભળાવા લાગ્યા. કેટલાક તો આ તરૂણ યુગલ કયારે લગ્ન ગાંઠથી સંલગ્ન થાય અને આપણે જોઇને આપણાં નેત્ર ઠારીએ એવી ભાવના સ્વહૃદયે કરવા લાગ્યાં. સાથે કેશરીની કુશળતા અને માનસીંહનું પૂર્ણ પરીક્ષકપણું પણ પ્રશંસિત થવા લાગ્યું.

(દોહરો.)

દુઃખકર પણ સુઃખકર બને, સંગી હોય સુખધામ;
જેમ રીંછ કપી મદદથી, સીતા લાવ્યા રામ.

મહારાજા માનસીંહ પણ પુત્રિને પરાઇ કરવાની ચિંતાથી મુક્ત થયા. રાણી કમળાદેવીને પણ મ્હોટી થએલી કન્યા આખરે યોગ્ય પતિને પામી તેથી પરમ સંતોષ થયો. કુમારી કિશોરીનું હૃદય સ્હવારે સૂર્ય ઉદ-યથી ખીલેલા કમળની પેઠે પ્રફુલિત થયું, અને તેમાં ભ્રમર રૂપે બેઠેલો કુમાર કેશરી તેના અંતરદ્રષ્ટિના પંથમાં અવિચ્છિન્ન અવલોકનમાં આવ્યો. સંક્ષેપમાં બાળકથી વૃદ્ધપર્યંત દરેક મનુષ્યો આ જોડાયલ જોડીની જાવજા[1] તારીફ કરવા લાગ્યાં.

વૃદ્ધ અભયસીંહ આ ક્ષેમ કુશળતાભર્યાં પંદરેક દીવસો વીત્યા પછી, પરમાત્માની વિચિત્ર ગતિને લીધે દુષ્ટ રોગના ભોગ થઇ પડયા. સુજ્ઞ પુત્ર કેશરીની સખત સારવાર, માનસીંહની મમતા ભરેલી મહેનત, દિવાનોની દીલસોજી દેખાડનારી દોડાદોડ, અને જનસમુદાયની જીવતોડ જહેમત હોવા છતાં પુત્ર યોગ્ય ઠેકાણે પડી ગયો તેથી તેમનું રૂણ મુકત થએલું શરીર વધારે વખત ટકી શકયું નહિં. માત્ર આઠજ દીવસની બીમારીમાં આ કર્મ ભૂમિ મૃત્યુ લોકના મુસાફરી સમાપ્ત કરી, "શીવ શાંવ" કહેતા મહા શીવરાત્રીની રાત્રિએ તેમણે શીવસદન પ્રતિગમન કર્યું. કેશરીનો કિલ્લો તુટી ગયો. પણ માનસીંહ રૂપ મદદ તૈયારજ હતી. તેથી નિર્ભય હતો. રાજ્ય રીતિ અનુ-સાર પૂરતા ઠાઠમાઠ સાથે કેશરીએ પિતાનું ઉર્ધ્વ[2] દેહિકકાર્ય સમાપ્ત કર્યું. ઉંમરલાયક કુમાર કેશરી અને કુમારી કિશોરીનાં લગ્ન કરવાની અતિ આતુ-રતાવાળા અવનેશને સમય લંબાવવા આ એક વિઘ્ન આવ્યું. વૃદ્ધ અભ-

૧. વિશેષ. ૨. ઉત્તર ક્રિયા.

સીંહનું મરણ શોકદાયક નહોતું. તોપણ કેશરીના પિતા, એટલે થોડા દીવસ શોક દરશાવવો જોઇએ એમ માની તેમને ૭ માસ પૂર્ણ થયે અંતિમ્ પિતૃ કાર્ય વિધી પરિપૂર્ણ કર્યા બાદ ઉભયનું વિવાહ કાર્ય ત્વારત કરી લેવા મુકરર કર્યું.

( દોહરા. )

વિના કહે પણ અન્યની, ઉત્તમ પૂરે આસ;
કોણ કહે આદિત્યને, ઘર ઘર કરત પ્રકાશ.

મનુષ્યેચ્છા અને કીરતારની કરણી ભિન્ન છે, તેમ સૃષ્ટિમા બનતા સંયોગોથી સાબીત થાય છે. તોપણ માનવી હૃદય મૂર્ખતા મુકી શકતું નથી. સ્વઇચ્છા બળે સ્વલ્પ પણ સાધ્ય કરી શકાતું નથી. એ સર્વ માન્ય વાર્તા છે. પ્રભુ મરજી વગર પાંદડું પણ હાલી શકતું નથી. એ નિશ્ચળ નિયમ છે. તથાપિ ગાડા નીચે ચાલ્યા જતા શ્વાનની પેઠે અહંતા, મમતાનો બોજો શીરે સમજી મિથ્યાભાર વહન કરે છે. કાકતાલીય ન્યાયવત્ કયારે કયારે સફળતા દર્શાય છે ખરી, પણ તે સ્વસત્તા બળે નહિં કેવળ કેશવ કરૂણાવડેજ થાય છે.

અભયસીંહ કૈલાસમાં શીવ ચરણ અભયપદને પ્રાપ્ત થયા પછી પાંચ માસ વીતી ગયા. આટલો વખત વિજયપુરમાં કંઈપણ જાણવાજોગ બનાવ બન્યો નહોતા. એક માસ વધારે વીતે અને ૭ માસ પુરા થાય એટલે કિશોરી—કેશરીનું સંમિલન કાર્ય સંપૂર્ણ કરી, ઋણ મુક્ત થવા માનસીંહની ઉત્કટ ઇચ્છા હતી. મુદતે થનારાં કાર્યોની ધીમી શરૂઆત થવા લાગી હતી. લગ્નોપયોગી સર્વ સાહિત્ય એકત્ર કરવા રાજાએ પ્રધાનને પ્રધાને તાબાના નોકરોને, નોકરોએ ગામના ગૃહસ્થોને, અને ગૃહસ્થોએ કારીગરોને જોઇતી તૈયારીઓ માટે જાણ કરી દીધું હતું નગરનાં તમામ મકાનો રંગી, શણગારી શોભાયુક્ત કરવા, ખાસ હુકમો બહાર પાડવામાં આવ્યા હતા. રફતે રફતે આ એક માસ પછી થવાનું શુભ કાર્ય વિજયપુરવાસીઓને વિદીત થયું હતું. કુમાર કેશરી અને કુમારી કિશોરીબાને સમીપ આવેલા સર્વોત્તમ સમયના ભાવી સુખકર ભણકારા વાગવા માંડયા હતા. તરૂણાવસ્થાના તોરમાં તણાતાં આ યુગલ સ્વોચિત્ત કાર્યમાં સામેલ થયાં હતાં. અહીં એક માસ આડો હતો ત્યારે પ્રભુને ત્યાં આ બંન્નેને મેળવવામાં વર્ષોનું અંતર હતું.

વિસ્તીર્ણ કનોજ દેશમાં ધીરસીંહ નામનો રાઠોડ રાજા રાજ્યાસને બિરાજમાન હતો. તેણે પોતાની ઉતરતી યુવાવસ્થા જોઇ પારલૌકિક કાર્ય કરી લેવાની ઉમેદથી સબળ સૈન્ય અને મ્હોટા સંઘ સાથે કાશીપુરિ તરફ યાત્રા નિમિત્તે પ્રયાણ કર્યું. મજલ દર મજલ મુકામ કરતાં કરતાં તે ભારે જનસમૂહ સાથે વિજયપુરના મહારાજા માનસીંહના આતિથ્યનો લાભ લેવા મિજબાન થયો. મહારાજા માનસીંહે ઘટતી ગોઠવણીથી અને સમય સૂચક સેવકગણથી શ્રેષ્ટ રીતે તેનો સતકાર કર્યો. વર્ણાશ્રમ ધર્માનુસાર દરેકને માટે યથાવિધિ ગોઠવણ કરવામાં આવી, અને મહારાજા ધીરસીંહને એક અલગ મહેલમાં ઉતારો આપેલો હતો. એકજ દીવસમાં આ મ્હોટા સૈન્યના આદરાતિથ્યમાં વિજયપુરવાસીઓ ત્રાહ્ય ત્રાહ્ય થઈ ગયા. માનસીંહે પણ પાણીને મૂલે પૈસો ખરચી ધીરસીંહને સ્વકાર્યથી સંતોષ આપ્યો. ધીરસીંહનું રાજ્ય અને ઉમ્મર માનસીંહ કરતાં વધારે હોવાથી માનસીંહ તેને પૂજ્ય ગણી વિશેષ માન્ય આપતા.

આજે તિર્થાટને નીકળેલા ધીરસીંહનું ભોજન માનસીંહના અંતઃપુરમાં હતું. બંન્ને રાજાઓના બંન્ને પ્રધાન સીવાય બીજી મનુષ્યની ગરદી નહોતી. કેશરીના મંદ ભાગ્યથી ભોજનાંન્તે બેઠેલા રાજાઓના મધ્યમાં મુકાયલી ન્હાની ટેબલ ઉપર પુત્ર ગરજ મટાડનારી કુમારી કિશોરી પાન સોપારીની હિરણ્યમયિ તાસક મુકી ચાલી ગઇ.

( દોહરો. )

પાસે આવતાં પાસમાં, લે હ્રદયે ધરી રીઝ;
જ્યમ વર્ષા વાદળ માંહીં, ચમ ચમ ચમકી વીજ,
ચાલ હંસ મુખ હસતું ને, વદતી વ્હાલાં વેણ;
મધુરાં પણ એ મદભર્યા, નાજુકડીનાં નેણ.

વર્ષારૂતુમાં ચમકતી વિજળી જેવી આ ચપળ ચતુરાને જોઈ ધીરસીંહની ધીર ઉડી ગઇ. મન્મથનામોહે "બાણવિદ્ધમૃગ" ન્યાયે તેનું જીગર જખમી થયું. માનસીંહની દેવાંગનાશી દુલારી દેખી દિવાની દશામાં આવી પડેલો દાનો રાજા એકદમ ચકિત થયો. તેની આ વખતે વેળાવર્તન વિચારવૃત્તિ વાયુથી ઉડતા તુચ્છ તણખલાની પેઠે વ્યતીત થઇ ગઇ. મોહાસકત કનોજપતિનું કલેવર કેવળ સ્વસત્તા બહાર થઇ ગયું. ભાગી ગયા હોય તેમ બન્ને પગ ખુરસીની બે પાસે પથરાઇ ગયા. એક હાથ હૃદયપર રહેલો હતો તે શિથિલ થઇ ખોળામાં પડયો. બીજો હાથ ખુર-

સીના બાજુ રક્ષક કાષ્ટપરથી નીચે પડી લટકવા લાગ્યો. અર્ધ ખુલ્લા રહેલા મુખમાંથી મંદ મંદ શ્વાસ ચાલવા લાગ્યો. આંખ અનિમેષ કિશોરીની ગમન દિશા તરફ ચોંટી રહી. વિચારશુન્ય વક્ષઃસ્થળ ધીમે ધબકારે ધબકવા લાગ્યું. માથું અનંગ નિશા ભારથી ભારે થયું. આવી ભાનરહિત કનોજ ભૂપતિની દશા જોનાર એક માનસીંહનાં બે નેત્રો સીવાય ત્રીજું કોઇ નહોતું. બંન્ને પ્રધાનો પોતપોતાના રાજ્યની ઉપજ, ખરચ, વ્યવસ્થા રક્ષા વગેરેની વિવિધ વાતોમાં ગુંથાયા હતા. સડક બની ગએલા ધીરસીંહને માનસીંહે મૃદુ વાકયે પૂછયું–" મહારાજા સાહેબ ! આજ કેમ કાંઇક પ્રકૃતિ અસ્વસ્થ છે ? ભોજનજ આપની રૂચિકર થયું નથી કે આપ કોઈ મનો વ્યાપારમાં લુબ્ધ થયાછો ? " ધીરસીંહે તરતજ જવાબ આપ્યો—" માનસીંહ ! અત્યારે મ્હને મ્હારા વિચારો કરતાં તમારા વિચાર વિશેષ થાય છે. તમે વિચારશીલ અને ડાહ્યા છતાં કન્યાને આટલી મ્હોટી કરી કુંવારી રાખી છે તેથી તમને રાત્રે ઉંઘ કેમ આવે છે ? શું તમે નથી જાણતા, કે બાલિકાનો કન્યાકાળ વીતેથી પીતા મહાન્ પાપભાગી થાય છે ? જો કે પારણામાં પોઢતાં ન્હાનાં બાળકોને વિવાહિત કરી દેવા મ્હારૂં કહેણ નથી પણ આ તો હદ ઓળંગી જવા જેવું થાય છે. "

માનસીંહ—' મહારાજ ! કન્યા કુંવારી નથી. વચમાં વિઘ્ન આવ્યું ન હોત તો તેને કયારનીએ પરણાવી દીધી હોત. હવે આ ચાલુ માસ ઉતરતાંજ તેનાં લગ્ન કરવા મેં નિશ્ચય કર્યો છે. " એમ હસતાં હસતાં કહ્યું. ધીરસીંહને માનસીંહનાં વાકયો દાઝયાપર ડામ જેવાં લાગ્યાં. છતાં પણ મનને કાબુમાં રાખી બોલ્યો—" સારૂં, સારૂં માનસીંહ ! કન્યાને કયાં આપી છે વારૂ ? "

માનસીંહ—" અભયપુરના મહારાજા અભયસીંહના કુમાર કેશરી સાથે લગ્ન કરવાનું છે. " ધીરસીંહે ખેદ દર્શાવીને કહ્યું–" આવડી મ્હોટી ભુલ ! તમે તમારી પોતાની કન્યાનું પણ હિતચિન્તન કરી શકતા નથી ? ભાઇ, પોતાનો મત ન પહોંચે તો બીજાની સલાહ લેવી જોઇએ. " બંન્ને પ્રધાનો આ રાજાઓ વચ્ચે થતી વાત સાંભળી, પોતાનો ચાલતો વિષય બંધ કરી, આ ચાલુ કથા પ્રવાહના શ્રવણમાં ભળી ગયા. ધીરસીંહે વધારે કહ્યું—" તમે તમારી કુમારી માટે જે સ્થાન મુકરર કર્યું છે તે મ્હારા સમજવા પ્રમાણે બીલકુલ તમારા લાયકનું નથી. વિજયપુરપતિ મહારાજા માન-

સીંહની કુંવરી એક રાજરહિત કુમારને અપાય એ અમને શરમમાં નાખ-નાર કૃત્ય ગણાય. વળી વિચારી જુઓ કે જેની પાસે રાજ્ય નથી. માણસો નથી, કુટુંબ નથી, અને ઉપજના અભાવે વાપરવા યોગ્ય વિત્ત પણ નથી. તે તમારે ત્યાં જાહોજલાલીવાળી જાન લેઇને કયાંથી આવશે? તમારી એકજ પુત્રી છે. એટલે તમે આ લગ્ન ક્રિયામાં ભારે ખરચાળુ ઠાઠ કરો એ સંભવિત છે. કારણકે તમારે તો પહેલો, છેલ્લો જે ગણો તે આ એકજ પ્રસંગ છે. ત્યારે ભભકા ભરેલા તમારા મ્હોટા મંડપને શાથી શોભા મળશે? એકલો વર મંડપ વચ્ચે ઉભેલો જોઈ, તમને મ્હોટો ખેદ થશે. વગર વિચારે કરાયલા કાર્યનો ત્યારે પરતાવો થશે, અને લગ્નને વખતે મગ્ન થવાને બદલે અગ્ન લાગશે. મ્હારેતો જો કે આમાં કાંઇ સ્વાર્થ નથી. પણ તમને પોતાના ગણ્યા એટલે આટલું કહેવું પડે છે. ક્ષત્રિ રીતિ અને શાસ્ત્રનીતિ સાફ સમજાવે છે કે "અરસ્પરસ બાળકોનું લગ્ન, મિત્રાઇ, અને વૈર સમાનની સાથેજ કરવું જોઇએ.' કન્યાનાં સાસરીયાં આપણે ત્યાં આવે કે આપણે એમને ત્યાં જઇએ ને તેમાં યોગ્યતાની ખામી હોય, તો શું એ ખટકો જીંદગીભરનો નથી?

( દોહરો. )

કદર ન બુઝે બેકદર, તો શી ગુણીની ચુક;<br>
સૂર્યને શું હાની થતી, જો નહિં જુએ ઉલુક.

મોહપાશમાં પકડાયલા ધીરસીંહે સ્વબચાવનાં તરફડીઆં મારતાં પરોપકારનો પૂર્ણ બોધ કર્યો. સ્વાર્થ સાધક શિયાળીયાઓ મસ્ત હસ્તીને ભારે ભક્ત સરખા બની, બોધ કરી પોતાના કાર્ય સાધન કાદવના ખાડામાં ખૂંચાવવા ખોટ ખાતા નથી. તેમ આ ધીરસીંહની બીછાવેલી ફરેબી જાળમાં સાચો પણ કાનનો કાચો માનસીંહ ફસાઈ પડયો. ધીરસીંહના શબ્દોપર તેણે ઉંડું આલોચન શરૂ કર્યું. કેળવાયલી કન્યાના પિતાને પુત્રિ અયોગ્ય સ્થળે અપાયાની અંતરમાં ખરી ખાત્રી થઇ. શરણે આવેલાને સમાન બનાવવો એ ક્ષત્રિ મગજને કાંઇક ન ગમતું થયું. કેસરીને જામાત્ર-રૂપે માન આપવું એ "હાથીને ઘેર સસલાની પરોણાગત" કરવા જેવું અનુચિત જણાયું પણ વાગ્દાન થઇ ગયું. જનસમુહમાં વાત જાહેર થઇ ગઇ. એક માસ પછી લગ્ન કરી દેવાની પણ ગોઠવણો થવા લાગી છે. એ બધું અટકાવી થઇ ગએલી ભૂલને સુધારવી એ માનસીંહને ઘણુંજ

મુશ્કેલ હતું. વળી કન્યા યોગ્ય વર શોધવાની કડાકુટ ઉભીજ રહે છે, એક જગ્યાએ અપાયલી બીજો ગ્રહણ કરે કે નહિં એ પણ શંકાવાળું કામ હતું. પુત્રિના એક ભવ મટાડી, બે ભવ કરવા એ પણ વાત્સલ્ય હૃદયને ગમતું નહોતું. પણ કદી કિશોરિજ કેસરીને પસંદ ન કરતી હોય ને હુંજ બાકડે માંકડું મેળવી દેતો હોઉં તો એ પણ ખરાબ. તેને નિશ્ચય લાગ્યું કે મ્હારા મ્હોટા રાજ્યના વૈભવમાં ઉછરેલી બાળા આ રાજ્ય વગરના કેશરીને કદી પણ પસંદ નહિંજ કરતી હોય. એમ ધારવું એ પણ અયોગ્ય નથી. બિચારી એ શર્માળ મ્હારી હલેતી પુત્રી બોલી શકે તેમ નથી. અને મ્હેં પણ એક નજીવા કાર્યના ઇનામના બદલામાં મ્હારી કન્યાનું દાન કર્યું એ પણ મૂર્ખતા નહિ તો બીજું શું ? આહા ! શી ધીરસીંહ મહારાજની સમયસૂચકતા ! કંઇક કિશોરીનાં ભાગ્ય પણ ઉત્તમ દેખાય છે. લગ્નમાં વિઘ્ન આવવાનું કારણ પણ મ્હારી ભૂલ સુધારવાનો વખત આપવા ભગવાનેજ નિર્માણ કર્યું હોય એમ નિઃસંશય સમજાય છે. અને તેજ પ્રભુએ આ ધીરસીંહને તિર્થાટન નિમિત્તે મ્હારે ત્યાં મિજબાન બનાવી, મને આ પાપ કર્મમાં ડુબતો અટકાવવા કૃપા કરી છે.

(દોહરો.)

અનીતિથી ઐશ્વર્યની, તજવી ત્વરિત ઇચ્છાય;
હોય કટારી હેમની પણ નહિં પેટ મરાય.

ધીરસીંહે પોતાનાં વાકયની અસર થએલી જોઇને પૂછયું—"કેમ, વિજયપુરપંત ! શા વિચારમાં છો ? મ્હારાં વાકયોમાં કાંઇ દોષ દેખાય છે ?"

**માનસીંહ**—"મહારાજ ! આપનું કહેવું મેં વિચાર કરીને જોયું તો અક્ષરે અક્ષર સાચું છે. બરાબરીઆ વગર આવાં કાર્યો શોભતાં નથી પણ હવે કાંઇ કરી શકાય તેમ નથી. વળી તરતમાં તેવું પાત્ર મળી શકે તેમ પણ નથી. કન્યા પણ મોટી થઇ ગઇ છે. લગ્નને વધારે વાર લગાડી શકાય તેમ નથી. વળી આપણે ક્ષત્રીઓ એકને અપેલી કન્યા બીજી જગ્યાએ આપી પણ કેમ શકીએ ? તેનાં ભાગ્યજ એવાં હશે એમાં આપણે શું કરીએ ?"

**ધીરસીંહ**—માનસીંહ, આવા વાણીઆ વિચાર કયાંથી કરતાં શીખ્યા ? ક્ષત્રીઓનાં મન આવાં ઢચુપચુ ન હોવાં જોઇએ. તમે કન્યા આપી તે જગ્યાએથી તમારી કન્યા માટે કાંઇ કહેણુ આવ્યું નહોતું. તેમ તમે પણ

આપવા ગયા નહોતા. પણ આતો કાગનું બેસવું અને તાડનું પડવું થયું. કેશરીએ તમને કોઇ કાર્યમાં સારો સંતોષ આપ્યો, અને તમે તેના બદલામાં કન્યાનું દાન કર્યું. એટલે આ સઘળું કાર્ય પવનથી બારણાં બંધ થઈ જાય તેમ અવિચાર્યું આવેશમાં થઈ ગયું છે. ભાઈ, જો તમારી મરજી હોય, તો આ કાર્યનો બોજો ઉઠાવવા હું તૈયાર છું. જુઓ તમને હું મ્હારા અડધા રાજ્યની ઉપજ અને મ્હારૂં અર્ધું લશ્કર આપી, મ્હારા બરોબરીઆ બનાવું અને હું આ કાશીની યાત્રા કરીને વળું એટલે તમે જે આ લગ્ન નિમિત્તે સાહિત્ય તૈયાર કર્યાં છે, તેને ઉપયોગમાં આણો અને મને જમાઇ બનાવીને શ્વસુર પદ ભોગી થાઓ.

માનસીંહ—" પણ કેશરીનું !

ધીરસીંહ—" તેને આજે અથવા કાલે બોલાવી, દબાવી, ફરજ પાડીને લખાવી લેવું-કદી ન માને અને આનાકાની કરે તો અંતે આપણો ક્ષત્રી ધર્મ બજાવવો. "

માનસીંહ—" કયો ક્ષત્રી ધર્મ ! "

ધીરસીંહ—" અંતિમ્-ગમે તે આરોપ મૂકી હમેશને માટે જેલમાં ગોંધી રાખો. હાથીને પગે બંધાવો, શુળી કે ફાંસીની સજા કરવી, માની જાય તો તેમાંનું કાંઇ કરવાની જરૂર નથી. કેમ ! આવે છે ધ્યાનમાં ? "

( દોહરો. )

મૂરખ કર પૂસ્તક દઇ, ચહે સુણવા ગુણગાથ;
જેમ નિર્મળ આરસી, આપે અંધને હાથ.

માનસીંહે પોતાના પ્રધાનનો અભિપ્રાય પૂછ્યો. પ્રવીણ પ્રધાન મહારાજાની મનોવૃત્તિ ધીરસીંહ તરફ ઢળતી જોઇ અનુકરણીય ઉત્તર આપ્યો. વાત મુકરર થઈ, કાગળ અને લખવાનું સાધન મંગાવી, બન્ને પ્રધાનોએ પોત પોતાના રાજા તરફના કબુલાતી દસ્તાવેજ તૈયાર કર્યા. બંન્નેની સહીઓ મહોર છાપ સાથે, સંપૂર્ણ કબુલાતમયી કરવામાં આવી, ધીરસીંહે લખી આપ્યું હતું કે " મ્હારે મ્હારૂં અરધું રાજ્ય અને અરધું સૈન્ય આપી કુંવરીને પરણી જવું. " માનસીંહે લખ્યું કે—" કાશીની યાત્રા કરીને વળતાં મહારાજા ધીરસીંહ મુકરર કરે તે દીવસે તેમના રાજ્યનો ને સૈન્યનો અરધો હિસ્સો લેઈ મ્હારે મ્હારી કુંવરી કિશોરી કોઇ પણ જાતની આનાકાની વગર પરણાવી દેવી. " આ જાલીમ જુલ્મની જાળ બીછાવી સંધ્યા-

કાળ થતાં પહેલાં ધીરસીંહે પોતાના સંઘ સૈન્ય સહવર્તમાન કાશી તરફ કુચ કરી. ચંદ્રશી કિશોરી અને સૂર્ય સરખા કેશરીને આ ધીરસીંહ રૂપ રાહુએ ગ્રસિત કર્યાં. પરિણામ પ્રભુ જાણે !!

કિશોરી અને કેશરી ઉમ્મરમાં સહજ અંતરવાળાં હતાં. પણ દેખાવમાં સમાન હતાં. એક બીજાનાં હૃદયની સારંગી દ્રષ્ટિએ જોયા વગર કેવળ નામ સાંભળતાંજ વાગતી હતી. નિદ્રામાં સ્વપ્ન પણ એજ આવતું. બંન્નેનાં અંતઃકરણ રૂપ આંબા વાડીઆમાં અરસ્પરસ ચાહનાની પ્રેમ ભરી કોકિલા, સરખીજ ટહુકતી હતી. કિશોરી રૂપના રાશી જેવી હૃદય ભેદી સુંદરી હતી. તેણીની મદ ભરી લટકતી ચાલથી હસ્તિની, બારીક દેહના મધ્ય ભાગથી કૃશ કટિવાળા સિંહની, જરા ગરદન વાંકી કરી નેત્રની કીકીઓ ખુણામાં ખેંચી મરોડદાર મોઢું કરતી ત્યારે અશ્વની, અને તરલ તારલાવાળી, ચમકતી ચક્ષુઓથી વને વિહરતા મૃગની સુંદરતાને હરણ કરી સૃષ્ટિ ઉપરનાં તમામ પશુઓની પેદાશ સાર્થક કરતી હતી. કદળી જેવા ઉરૂ, પિપળ પત્ર સરખી હસ્ત સ્થલી, આમ્રવૃક્ષની સુગંધશી શરીર સૌગંધી અને નાગવલ્લી પાનશા નમુનદાર ઉદરથી વિશ્વ વ્યાપી વનસ્પતિને વખાણવા લાયક કરતી હતી. ડોલતી ચાલવાની ગતિથી હંસને, નમેલી નાસિકાથી પોપટને, કલકંઠે નાદથી કોકિલાને, અને નયન કાળાશથી ખંજનને સ્મરાવતી, પક્ષીઓનાં જીવન સફળ કરી રહી હતી, સમુદ્ર જેવું ઉદર, કુપના જેવી નાભી, સર સદ્રશ્ય મુખ, અને પૃથ્વી ઉપર પરવરતાં, નગનન્દિની શી દેખાઇ, જળાશયોને પ્રશંસિત બનાવતી હતી. નારંગીશી પગની પાની, દાડમ કળીશા દાંત, બદામના બીજ સરખાં નયન યુગલ, અને બિમ્બ ફળશા અધરોષ્ઠથી ફળમય બનેલી દેખાતી હતી. શીપ સરખા કાન, પરવાળા જેવો ઓષ્ટનો મધ્ય પ્રાંત, શંખ જેવી ગરદન, અને મોતીના અલંકારથી સમુદ્રમાં ઉત્પન્ન થતાં રત્નોને ભાગ્યશાળી બનાવતી હતી. કમળ સરખા હાથ, પગને મુખ, ગુલાબ જેવા ગાલ, તિલ પુષ્પ જેવું અણીદાર નાક, અને ચંપક પ્રસુન શો શરીરનો રંગ હોઇ, ફુલોની ખ્યાતિને ફેલાવતી હતી. હીરા જેવી ચમકતી નખ જ્યોતિ, સુવર્ણ સરખી ચમકતી ત્વચા, રૂપા જેવાં હાથ પગનાં તળીયાં, અને આરસ પુતળીસમ અનુપમ ઓળખાતી, પૃથ્વી પેટમાં ઉત્પન્ન થતા ખનીજ પદાર્થોને ગણતીમાં ગણાવતી હતી. ખંજર જેવી તીક્ષ્ણ દ્રષ્ટિ, ધનુષ્યના જેવી વાંકી ભ્રમર, તલવાર જેવી વાંકી તીક્ષ્ણ ગતિ, અને ભોંકાતા ભાલા જેવાં વક્ષ વિદારનારાં

વાક્યથી હથીયારોને, વાળથી સર્પને, આંખની લંબાઇથી માંછલાંને પૃથ્વી-પર ઉત્પન્ન થવાનુ ઉત્તમ પ્રમાણુ આપતી હતી. ટુંકામાં સૃષ્ટિ સૌન્દર્ય શી સુંદરી વિધાતાએ વિશ્વ વ્યાપી વસ્તુઓનો સંગ્રહ કરી રાખવા ભવ્ય ભંડારરૂપ બનાવી હોય તેવી હતી. તેનો ઉપભોગ લેવા અથવા આ સૌન્દર્યતાના ભંડારને સફળ કરવા કયો ભોગી બ્રહ્માએ મુકરર કર્યો છે, એ અત્યારે તો કલ્પનાની પણ બહાર હતું.

બીજે દીવસે નિત્ય નિયમ પ્રમાણે કેશરી કચેરીમાં આવ્યો ગત દીવસે ગોઠવી રાખેલી વાતને જલદી પાર પાડવાની જીજ્ઞાસા વાળા માન-સીંહે પ્રધાનને કેશરી સાથે એકાંત ઓરડામાં પ્રવેશ કર્યો. કેશરીને આ એકાંત મિલન પોતાનાં લગ્નની કોઇ ખાનગી મસલત કરવાને લીધે મળેલું મનાયું હતું. પણ તેમાં માત્ર થોડોજ ફરક હતો. યોગ્ય આસને બેઠા પછી એ શાંત ત્રિપુટીમાં પ્રધાને વિક્ષેપ પાડયો. અને કેશરીને પ્રથ-મથી લખી રાખેલા દસ્તાવેજમાં સહી કરવા માર્મિક શબ્દોમાં સૂચવ્યું. બીલકુલ અજ્ઞાત કેશરીએ દસ્તાવેજ લઇ વાંચવા માંડયો. પોતે સંકટમાં આવ્યો છે. એમ સ્પષ્ટ સમજાયું. કોટી તર્ક વિતર્ક કરતાં કારણુ ન કલ્પાયું. સહી કરતાં વિલંબ થતો જોઈ પ્રધાને કહ્યું—"કેશરીસીંહ ! એ વાંચીજોયું ? આ દસ્તાવેજથી મહારાજા માનસીંહ આપના કોઇ કાર્યથી નાખુશ થયા છે એમ ના સમજશો. પરંતુ આપને સહી કરવાનુ કારણ એમની પોતાની થએલી ભૂલ સુધારવા માટેજ છે. મતલબકે કન્યાને માટે તમારૂં કહેણ નહિં છતાં એમનાથી અપાઈ, ઈનામ આપવાની અનેક વસ્તુઓ દુનિઆંમાં છે છતાં એમનાથી બોલાઇ ગયું. અને તે પોતાનું વચન પાળવા ગઇકાલ સુધી તો દઢ હતા પણ ધીરસીંહ મહારાજ સાથે વાર્તાલાપ થતાં એમણે પોતાની ભૂલ કબુલી છે 'બરાબરીઆ વગર સંબંધનું કાર્ય ન બને' એ વાક્ય સર્વ માન્ય છે. આપ પણ સમજતા હશો કે આશ્રય અને આશ્રિત બંન્નેમાં સ્વામી સેવક જેટલું અંતર છે. એટલે આપ મહારાજાના શરણાંગત નિરં-તર રૂણમાં રહી, હૃદયથી પૂજ્યભાવ રાખી બહારથી નમતા રહો, તેને પોતાની કન્યા આપી. ખુદ મહારાજા આપને હૃદયથી પૂજ્ય માની બહારથી નમે એ વિવેકયુક્ત વાત નથી. આપ સમજુછો તેને વધારે સમજાવવું એ ઠીક નથી. આપે કરેલા ચાતુરી ભર્યા કાર્યનો બીજો ગમે તે બદલો આપવા મહા-રાજાએ મંજુર કર્યુ છે. અત્યારે તો 'કુંવરી કિશોરી સાથે કાંઈપણ લેવા દેવા નથી.' તે કરાર નામામાં સત્વર સહી કરી દેવી જોઇએ." આ વખતે

કિશોરીની વિશ્વાસુ દાસી, કાર્યવશાત્ એ ચાલતી મસલતવાળા મકાનના દ્વાર આગળ થઇ જતી હતી. તેણે છેલ્લા પ્રધાન મુખમાંથી નીકળતા છેલ્લા શબ્દો સાંભળી, વધારે સાંભળવા સ્વશરીર અદ્રશ્ય રૂપે બહાર અટકાવ્યું. પ્રધાન વાકયથી પૂર્ણ વાત પામી ગએલો કેશરી પળ પણ વિચાર કરવા અટક્યો નહિં. "સત્તા આગળ શાણપણ નકામું છે", તે એ બરાબર સમજતો હતો. "રકઝક કરીશ તો વાત વધી જશે. અંતે એમની ધારણા અટકાવવા અસમર્થ છું. અને તેઓ લીધી વાત પાર પાડયા વગર મૂકશે નહિં. માટે 'જીવતો નર ભદ્રા પામે' એ સિદ્ધાંતે આગળ જોયું જશે" એમ સમજી વગર બોલે તુરત સહી કરી આપી.

( દોહરો. )

અન્ય દોષ ઉચરે સહુ, સ્વદોષ નવ સમજાય;
અન્ય પ્રકાશિત દીપતળ, અંધારૂં રહી જાય.

કેશરી પાસે સહી કરાવી લીધા પછી, રાજા પ્રધાન કચેરીમાં ગયા, અને ખસીઆણો પડી ગએલો કુમાર પરભારો પોતાને ભુવને આવ્યો. તેનો ફેરવાઈ ગએલો ચહેરો જોઈ, દાસવર્ગમાં ભયનો સંચાર થયો. એકદમ મકાન ઉપર જઇ, એક આસનપર બેસી, કેશરી વિવિધ વિચારોમાં ડુબ્યો. સ્વરાજયનું બાદશાહના હાથમાં જવું, પિતાનું પરલોકે સીધાવવું અને આ અણધારી આફતનું આવવું તેના ઠરેલ મગજને ઉકાળી રહ્યું. બળતી આંખોમાં જુસ્સાની લાલાશ ચડી આવી. મામાની આવી કઢંગી રીત તેના ચિત્તને અમગળ શંકામાં ઉતારવા લાગી. ઘર ન ગમ્યું, ગામ ન ગમ્યું, સંક્ષેપમાં આખો સંસાર કેશરીને સંતાપજનક દેખાયો. સ્ત્રી ન મળી હોત તો ખેદ નહોતો પરંતુ મળ્યા પછી જાય, એ અસહ્ય કાર્ય હતું. સાધારણ મનુષ્યની સ્ત્રી પણ બીજાને હાથે જતાં કે પોતાની મરતાં અવર્ણનીય ઉપાધિ જાગે છે તો અજયપુર મહારાજા કેશરીને આપવા કબુલેલી કન્યા અવરને પરણે એ કાંઇ થોડું શોચનીય નહોતું. તે માનતો હતો કે પુનર્લગ્ન પ્રચારવાળી જ્ઞાતિમાં પણ પુરૂષના મરણ પછી સ્ત્રી ઇતરને સ્વીકારે છે અને હું તો જીવતો છું છતાં સ્ત્રીની "નિદ્દવા ફારગતી?" અને તેમાં મ્હારે હાથે સહી! એ જીવવા કરતાં મરવું શું ખરાબ! આવી અનેક પ્રપંચી જાળમાં પકડાતો બંધાતો છુટતો તર્ક કરી મુંઝાઇ રહ્યો હતો ત્યાં અનુચરે આવી ખબર આપી કે 'રાજય દરબારમાંથી માનસીંહ મહારાજનાં પવિત્ર પુત્રિ કિશોરી-

આની દાસી આપની મુલાકાત ઇચ્છે છે.' વિચાર નિદ્રામાંથી જાગ્રત થતા કેશરીએ દાસી આવવાના કારણની કલ્પના પણ ન કરતાં સત્વર અંદર આવવા દેવાને હુકમ આપ્યો.

કેશરીની સહી કરાવતી વેળાની દસ્તાવેજની વાત સંપૂર્ણ સાંભળી સમજીને દાસીએ દોડતી દોડતી જઈ, પોતાની બા કિશોરીને કહી સંભળાવી હતી. આશ્ચર્ય પામી અધીરા કિશોરીએ પુનઃ પુનઃ પ્રશ્નો પૂછી સઘળી વાતનું સ્વરૂપ સમજી લીધું. કાનથીજ સાંભળનારા સાન વગરના પિતાની આ અયોગ્ય ને ક્ષત્રિ નીતિને ન છાજનારી પાપભરી પ્રવૃત્તિ તેણીને પીડાકર થઈ. વિચારમાં વખત વીતાવી દેવાને નાખુશ કિશોરીએ આજ દીવસ સુધી જેને પતિ માનતી હતી તેનેજ જીંદગીપર્યંત 'નાથ' કહેવાના દઢ સંકલ્પથી દાસીને પાસે બોલાવી, સમજાવી, ચાંદીના બે ઘડા સોનાના સિક્કાથી ભરાવી, જળ ભરવાને બ્હાને રવાના કરી. રસ્તામાં લગારે ખોટી ન થતાં સત્વર રાજકુમાર સમીપે જવા ફરી ફરી સૂચના કરી. દાસી ચાલી ગઈ. કિશોરીએ પોતે આરંભેલું કાર્ય પાર પાડવા પ્રભુ પ્રાર્થના કરી.

( દોહરો. )

જળમાંહે જેમ ચંદ્રમા, અવનત થયો ઓળખાય;<br>
પણ લુણ મળ્યું ઉદકમાં, શોધે શો ઉપાય,

વિચાર વરૂના સબળ સપાટામાં આવેલું તરફડતું બુદ્ધિ બફરૂં બચાવવાનો કેશરી યત્ન કરતો હતો ત્યાં માથા ઉપર લીધેલા ઉપરા ઉપર બંન્ને ચાંદીના ઘડા સમેત કિશોરીની દાસી ઉપર આવી. જાજમ ઉપર બંન્ને પૂર્ણ સિક્કાના ભરેલા ઘડા ઠાલવી, કિશોરીનો સંદેશો કહેવા લાગી. "મહારાજા, મ્હારી બાઇએ કહેવરાવ્યું છે કે પિતા વગર વિચાર્યાં પરબુદ્ધિના ભોગી થઈ પડયા છે. પરંતુ હું ક્ષત્રીની પુત્રિ, મ્હારાં માતા પિતાનાં નામને એબ લગાડનારૂં કૃત્ય પ્રાણાન્તે પણ કરૂં તેમ નથી. ઉગેલો સૂર્ય છુપાવવાની મહેનત જેમ નકામી ઠરે છે તેમ ક્ષત્રિ બાળકોનાં વચનો પણ બહાર આવ્યા પછી ફરતાં નથી. હું આપની થઇચુકી તે દેહના અંતસુધી આપનીજ રહીશ. મ્હારા પિતાની કોઈપણ કરણી જોઇ, આપે વિપરીત વિચાર કરવાનું બંધ રાખવું. આ મોકલેલું દ્રવ્ય શામાટે છે એ હું આગળ કહેવરાવીશ." આટલું કહી દાસી ચુપ રહી. કેશરીએ કાંઇપણ જવાબ આપ્યો નહિ. થોડીવાર પછી બંન્ને ખાલી ઘડા ઉઠાવી 'હવે હું જાઉંછું' એમ કહી

નમન કરી દાસી ચોડી ઉતરવા લાગી. કેશરીએ મુંગા મુંગા જોયાજ કર્યું. દાસી ગઇ. કેશરીની કલ્પનામાં નવો વધારો થયો. વિચારો પર વિચારો આવવા લાગ્યા. દીવસો પર દીવસો વીતવામાંડયા. કેશરીએ કચેરીમાં જવું બીલકુલ બંધ કર્યું. બહાર પણ બહુ થોડો નીકળતો. આખો દીવસ ઘડીમાં આ વિચાર અને ઘડીમાં તે વિચારમાં તેનું મગજ અથડાયાં કરતું અંતે કિશોરીની દ્રઢતા તેના મનને મજબૂત અને ઉત્સાહિત બનાવતી. “દીકરી બાપની સામે પડશે કે કેમ !” એટલુંજ માત્ર શંકાવાળું હતું.

કનોજાધિપતિ કાશીએ પહોંચ્યા. વિશ્વનાથનાં દર્શન કર્યાં. ગંગામાં સ્નાન કર્યું. બ્રાહ્મણોને દાન કર્યું, તે બધું કાર્ય બેવડા ઉત્સાહથી થતું હતું. એક તો તિર્થક્ષેત્રમાં વાવવાથી પુન્યની આશાએ અને બીજું તિર્થ નિમિત્તે નીકળતાં કિશોરી જેવી કામિનીનો કરગ્રહણ કરાશે તેથી. વિજયપુરમાંથી નીકળ્યાં પછી ધીરસીંહ હમેશાં આનંદીજ રહેતો. તેના હૃદયની મોહાંધવૃત્તિઓ તેને નવી નવી ભવિષ્યની આશાની સીડીઓ ચઢાવ્યે જતી હતી. સુરૂપા સુંદરીના પતિ થવાનું તેને અધિકાધિક અભિમાન હતું. વળી અરધું રાજ્ય અને અરધું સૈન્ય આપી, આ ખાસ ખરીદેલી પુતળી તેને સદૈવ સુખનું સાધન થશે એમ માનતો હતો? ‘બીજાનું બગાડી મ્હારૂં સુધારવાની દાનત ખરાબ કહેવાય,’ એ વાકયનો તો તેને ભાન પણ નહોતો મનુષ્યના મોહની પણ કાંઈ હદ છે? દરબારમાં અનેક દેખાવડી રાણીઓ છતાં આ કિશોરી ગમી. અને હવે પછી એના કરતાં કોઈ સારી મળી તો એ પ્રિય નહિં લાગે એનો શો પુરાવો. ! મોહાંધ મનુષ્ય અને પશુમાં કશોય ફેરફાર દેખાતો નથી. કાશીમાં આવીને બે ત્રણ દહાડા વીત્યા એટલે એક દહાડો ધીરસીંહે બ્રાહ્મણોને ભેળા કરી પોતાના લગ્નની તિથિ મુકરર કરાવી. તિથિ નિર્ણય થયો કે એક ભભકાભરી લગ્નપત્રિકા લખાવી ચાલાક અને વિદ્વાન વિપ્રને હાથે આપી, કાશીથી તેને વિજયપુર તરફ રવાના કર્યો. રાજાનું લગન લેઇને જતાં ભારે ઇનામ મળશે એ આશાએ બ્રાહ્મણ ઉતાવળો ઉતાવળો વિજયપુર જઈ પહોંચ્યો. માનસીંહ મહારાજે ધીરસીંહના માનખાતર બ્રાહ્મણનો સારો સત્કાર કર્યો.

આવેલી લગ્નપત્રિકા વધાવી લીધી, અને સઘળાઓને લગ્ન દીવસની જાણ કરવામાં આવી. કાશીથી આવેલા બ્રાહ્મણે દક્ષિણાની આશાએ મહારાજા માનસીંહને વેદોક્ત મંત્રના ભારે અવાજ અને કરચેષ્ટાથી આશીર્વાદ

આપ્યો. માનસીંહે બ્રાહ્મણનું વિદ્વતાભર્યું વાક્ચાતુર્ય જોઇ, પવિત્ર સ્થળ-માં રહેનારાને પવિત્રમાની, પોતાની પુત્રિ પ્રત્યે પવિત્ર ક્રિયા કરાવવાની ઇચ્છાથી અનુચર સાથે અંતઃપુરમાં મોકલ્યો. લગ્ન પહેલાં થોડા દીવસ અગાઉ વરકન્યાએ લગ્નસૂચક ચાંલ્લો કપાળમાં કરવો જોઇએ માટે કન્યા કપાળે ચાંલ્લો કરવા મહારાજને મોકલ્યા. દરબારગઢમાં દાખલ થઇ કિશોરી પ્રાસાદની સીડી, કાશાવાસીએ ચડવા માંડી, સામે સુવર્ણાસનપર કમળાદેવી શ્રી કમળા કુમારી કિશોરી બેઠી હતી. તેણે બ્રાહ્મણને ભાળી, ઉભી થઇ નમન કર્યું. આશીર્વાદ આપી, આગન્તુક ભૂસુરે માનસીંહ મનોચ્છા જણાવી, કુમકુમ ચાંલ્લો કપાળે કરવા દેવા રાજબાળાની અનુમતિ માગી. બંદુકનો બહાર સાંભળી ખીજએલી સીંહણસરખી છંછેડાયલી કિશોરી ગાજીઉઠી.

( દોહરો. )

મર્કટને મન મોહથી, ગુંજા[1] વહ્નીની[2] જણાય;
બાંધે પડી [3]બરાસની, અંતે ઉડી જાય.

કિશોરી—“ શાનો ચાંલ્લો મહારાજ ? ”

કાશાવાસી—“ બ્હેન ! કનોજપતિ ધીરસીંહની સાથે આપના લગ્ન થવાના છે તેનો ! તેમણે મને ઠેઠ કાશીથી લગ્નપત્રિકા લેઇને મોકલ્યો છે. અને માનસીહ મહારાજાએ પણ કહ્યું છે એટલે હું અહીં આવ્યોછું. દાસીને કહી, એક ન્હાની કુમકુમપાત્રી મંગાવી લ્યો, અક્ષતતો ચપટી જોઇશે, અને આગળી તો તૈયાર છે. ”

કિશોરી—“ પણ મહારાજ ! કપાળને વાર છે. ”

કાશીવાસી—“ કેમ બ્હેન ! ”

કિશોરી—“ મહારાજ ! તમે કયાંય જોયું સાંભળ્યું છે કે પિતાનાં પુત્રિ સાથે લગ્ન થાય ? ”

કાશીવાસી—“ હેં હેં શું કહોછો ? શીવ, શીવ, શીવ, શીવ ! ધીર-સીંહ આપના પિતા થાય ? ”

કિશોરી—“ હા, અમારે ક્ષત્રી પુત્રિઓને એક પતિ મળ્યા પછી જગતના બધા મનુષ્યો ભ્રાતા પિતા તુલ્યજ ગણાય છે.

૧. ચણોઠી. ૨. અગ્નિ. ૩. કપુર.

**કાશીવાસી**—" શું આપનું લગ્ન પહેલાં થએલું છે ?

**કિશોરી**—" લગ્નજ નથી થયું, પણ પિતાનાં વચનથી હું પ્રથમથીજ પતિસમર્પિતા થએલીછું. એટલે એમના સીવાય હવે મ્હારે બધાં માતા પિતા તુલ્ય છે."

**કાશીવાસી**—" ત્યારે બાપુએજ મને હુકમ કેમ કર્યો ? "

**કિશોરી**—" મહારાજ ! તે એમને પૂછો. આપ પણ હવે અહીંથી પધારો. વિદ્વાન થઇ વગર સમજે આવા કાર્યમાં માથું મારતાં વિચારો. મ્હારા પિતાની બુદ્ધિ બગડી, અને એમણે મને એકની મટાડી, બીજાની કરવા, પતિવ્રતા આદરી, પણ હું શુદ્ધ ક્ષત્રિબાળા ક્ષુદ્ર જેવાં કર્મ કરવા પ્રવૃત્ત નહિં થાઉં. ધિક્કાર યોગ્ય ધીરસીંહ પુત્રિ પરણવાની આશાએ લગ્નપત્રિકા મોકલતાં શરમાયો નહિં ? જાઓ મહારાજ વધારે બોલ બોલ કરી મ્હારૂં માથું ના દુઃખાઓ. ક્ષત્રિ બાળાને પતિ એકજ હોય. જાઓ મ્હારા બાપને ચોકખું કહી દેજો કે આપ આપનાં માબાપને લજાવશો પરંતુ પુત્રિ પોતાનાં માબાપને એબ નહિં લગાડે."

પોતાના કાર્યમાં, બોલમાં અને રાજા માનસીંહનો હુકમ પાળવામાં પાછા પડી નિરાશ થએલા કાશીનિવાસી મહારાજ કિશોરીના મહેલનો ત્યાગ કરી ચાલી નીકળ્યા. રસ્તામાં તેમના સંસ્કારી અંતઃકરણપર અનેક વિચારો આકાશમાં ઉડતા પક્ષીની પેઠે તરવરવા લાગ્યા. પિતા પુત્રિના વદાયેલ વાક્યોની વિપદ જનક વિરૂદ્ધતા જોવામાં આવી. પણ કિશોરીના કાયમ નિશ્ચયે, રાજ્યબાળાને છાજતા વિચારમય ઉચ્ચારે મહારાજ ઉંડા તત્વમાં ઉતરી પડયા. બાળલગ્ન અને તરૂણ વિવાહનો ફેરફાર તથા તેમાં વાસ કરી રહેલા ગુણ દોષોનું બારીક પૃથકકરણ કરવા લાગ્યા. આજ કાલ સર્વ માન્ય થઇપડેલું પ્રચલિત વાક્ય ' બાળલગ્ન હાનિકારક છે ' તેની સત્યતા તપાસતાં જણાયું કે બાળલગ્ન નીંદનારાઓ ' હાની, હાની ' મુખે ઉચ્ચાર કરે છે પણ જે નુકશાન બતાવે છે તે માત્ર એટલુંજ કે બાળલગ્ન કરવાથી પરણુનારાં બાળકો મ્હોટાં થયે વિવાહ કાર્ય જાણતાં નથી. એટલે કન્યાદાનનું કારણ લાજાહોમનો હેતુ, સપ્તપદીનાં વાકયોનું રહસ્ય, ધ્રુવદર્શનની ધારણા, અને પતિ પત્નિના ધર્મો વગેરેથી અજાણ રહે છે. બીજું બાલ્ય વિવાહિત સંસારીની સંતતિ નિર્બળ નીવડે છે. ત્રીજું બાળલગ્નોથી વિધવા વૃદ્ધિ

થાય છે અને ચોથું આ કાર્ય કન્યાવિક્રયની ક્રિયા શીખવે છે એમ સમજાય છે. હવે મને વિચાર કરતાં દેખાય છે. કે પહેલું કારણ તો ના પાયાદાર છે. વિવાહ વિધિને બાળકો ના જાણે તો તેની કશી આવશ્યકતા નથી. મંડપ કેવો બાંધ્યો છે, વરઘોડાનો કેવો ઠાઠ છે, સ્ત્રી પુરૂષો કેટલાં મળ્યાં છે? વગેરે વિષયો પરણનાર જોડાને પરિણામે કંઇ લાભદાયક નથી. કંઇક હોમવિધિ, સપ્તપદી, અને ધ્રુવદર્શન તેમને અંતે ઉપયોગી છે. પરંતુ તે ક્રિયા કદી ન જણાઇ, પણ કર્મ કરી શકાયાં તો એ પણ જાણવું જરૂરી નથી. બીજું નિર્બળ સંતતિ નીવડે છે, એ કહેણ એકંદરે ખોટું નથી. "ઉંદરના ચામડાથી નગારૂં મઢાતું નથી" તે સાચું છે, પણ તરૂણ વિવાહથી ઉદ્ધત બનેલાં દંપતિની કુસંસ્કારી અને અનીતિવાન ઉત્પન્ન થતી પ્રજા કરતાં શરીરે નિર્બળ પણ દૃઢ મનોબળવાળી ઉપરોક્ત સંતતિ વધારે પ્રશંસનીય છે. ત્રીજું વિધવા વૃદ્ધિવાળું વાકયતો કેવળ હાસ્યસ્પદજ છે. મરવું જીવવું એ મનુષ્ય સત્તાની બહારની વાત છે. કન્યાવિક્રય કર્મ તો બંન્નેમાં સમાન છે, હવે પ્રાચીન સમયથી ચાલી આવતી પદ્ધતિ બાલ્ય વિવાહને ઉત્તેજક છે. 'દીકરી ને ગાય દોરે ત્યાં જાય' એ લોકોક્તિ પણ આ વાતને દૃઢ કરે છે. વળી કુમળા અંતઃકરણવાળાં ન્હાનાં બાળકોનાં અંતરમાં પ્રથમથીજ પડેલી પતિ પત્નિની છાપ મ્હોટાં થતાં વધારે મજબુત અને વજ્રમય બને છે. ન્હાનપણથીજ શ્વસુરગૃહે સંચરતી બાળાઓ ઘરનાં રીત રીવાજ અને વર્તનથી પૂર્ણ કેળવાય છે. પણ યુવાવસ્થાવાળાં યુવક યુવતીનાં અંતર તત્વો જુદા જુદા વિષયો જોવા સાંભળવાથી, વાંચવા વિચાર્યાથી, ડહોળાઇ ગએલા પાણીની પેઠે ડહોળાઇ ગએલાં હોય છે. તેથી તરૂણ-તરૂણીઓ સ્વતંત્રાઇના સલિલમાં તરતી રહેનારી શ્વસુર ગૃહની પરતંત્ર બેડીમાં બંધાતી નથી. આ માનસીંહ મહારાજના ઘરમાં પ્રજ્વલિત થએલી હુતાશિની પણ બાળલગ્ન ન થવાનાં કારણથીજ પ્રગટ થએલી જણાય છે. પિતા લોભપાશમાં બંધાઇ પુત્રિને અણગમતા ખાડામાં ધકેલી દેવા તત્પર થયો છે. શુદ્ધ ક્ષત્રીવીર બાળા પ્રથમના પિતુવચનને પકડી રહી છે. જો કે અત્યારે પણ અન્ય સ્થળે કન્યાર્પણ કરવા એજ પિતા ઉદ્યુક્ત થયો છે. પણ પ્રથમનું સરલ સ્વચ્છ હૃદયનું દાન અને હાલનું મોહજનિત પાપાચરણ છે. એટલો તફાવત છે. મ્હારે શું! "રોશે રૂવાળો, અને પીટાશે પીંજારો." થવાનું હશે તે થશે. ગાજતું વાજતું માંડવે આવશે, આપણે તો "કિસીકા પુત મરો, કિસીકા ઘર જલો, બંદેકા ખેરસલા." એ સૂત્રને અનુસરવું. અત્યારે આ કુંવરાના વિચારો

રાજાને જાહેર કરીશ તો રાજાનું ચિત્ત વિહ્વળ થશે, અને કુંવરીને સમજાવવા મનાવવાની કષ્ટદાયક ક્યા ઉપસ્થિત થશે. તેમાં મ્હારી લગ્નપત્રિકા લેઇને આવવાની મહેનતના બદલામાં મળવાની દક્ષિણા દળાઇ જશે. માટે આપણે તો ખુશામતનો ખજાનો ખોલી નાખી. 'હામાં હા' મેળવી કાર્ય સાધી લેવું. કેટનાક વખણાતા વિદ્વાનો અને કહેવાતા કુલીનો પણ બગભક્ત જેવા બની, જ્ઞાની જેવા દેખાઇ, સ્વાર્થ માછલું સમીપે આવતાં ચાંચ મારતાં ચુકતા નથી, તો હું તો ગરીબ બ્રાહ્મણ કેવળ દક્ષિણાની આશાએ આટલે દૂર સુધી આવ્યો છું. તેણે કાં રીસાઇ જતાં લક્ષ્મી માતાને મનાવી લેવાં ન જોઇએ ? આમ વિચાર સીડીનાં પગથીઆં ચડતાં ચડતાં મહારાજ પુનઃ રાજ્ય સભા સદન નજીક આવી પહોંચ્યા, અટકયા, અને તર્ક કડીઓથી જોડાતી કલ્પનાની સાંકળ પણ અટકી પડી. ઉતાવળે ઉતાવળે ગજવામાં હાથ ઘાલી, બનાવેલું પાનનું બીડું લીધું. અને તેને છુટું કરી, જામી ગએલા કાથા ચુનામાં પોતાના હાથનો અંગુઠો ઘસીને લાલ બનાવ્યો. પછી ઉપર જઇ, મહારાજા માનસીંહને મળ્યા.

(દોહરો.)

કથીર હેમ ન કદી બને, કોટી પારસ સંગ;<br>
વૃથા વરસવું સ્વાંતનું, શુન્ય છીપને અંગ.

કુંવરીનાં અનેક વખાણ કર્યાં, અને છેવટ કહ્યું કે "આપનાં પુત્રિ હમેશાં આપને અનુકુળાજ રહે છે. આપને ઉચિત લાગે તે સ્થળે પરણાવો તેમાં તેમને બીલકુલ આશંકા નથી. કુંવરી તો કહેતાં હતાં કે કન્યા ગમે તેટલી મ્હોટી થાય તો પણ માબાપ કરતાં વધારે ડાહી બની શકતી નથી. ઉછરતી કન્યાઓ પોતાની પસંદગી પ્રમાણે પગલું ભરવા જતાં અનુભવની ખામીને લીધે અથડાઇ પાછી પડે છે. ભણવાથી વાંચવાથી કે સરખી બુદ્ધિની સમવયસ્કા સખી સમાગમથી તે બાળાઓ વ્યવહાર કાર્યરક્ષા હોઇ શકતી નથી. માટે બાળકોનું સંસાર સમુદ્ર તરવાનું વ્યવહારિક નાવ માતા પિતારૂપ હોડયંત્ર ઉપર આધાર રાખે છે વગેરે." મહારાજ ! બ્હેનને મેં ચાંલ્લો કર્યો છે. જુઓ આ હસ્તાંગુષ્ટ પણ હજી લાલ છે. અને હવે આપ પણ મહારાજા વીરસીંહ અહીં આવી પહોંચે તે પહેલાં લગ્નોચિત સર્વ કાર્યની વ્યવસ્થા કરો. માનસીંહને મહારાજના શબ્દોથી કુંવરીના અંતરની ઓળખાણ બરાબર થઇ, અને દ્રવીભુત થએલું અંતર મહારાજ ઉપર પારિતોષક રૂપે

વરસ્યું. સુંદર શીરપાવ, ઉત્તમ અલંકારો અને નગદ નાણાથી મહારાજાએ મહારાજને નિહાલ કરી નાખ્યા.

ઉપરોકત બધું કર્મ ગુપ્તરૂપે આવેલી કિશોરીની કુશળ દાસીએ જાણી લીધું. તે એકદમ પાછી વળી પોતાની બાઇ પાસે ગઇ, અને કાશીવાસીની આ કાબેલીયત ભરેલી કહાણી, સર્વે સવિસ્તર કહી. કિશોરી ખુશી થઇને બોલી—" શાબાશ, શાબાશ, બ્રાહ્મણે બહુ સારૂં કર્યું. પ્રભુએ બ્રાહ્મણોને ત્રણે વર્ણના ગુરૂ સર્વનું કલ્યાણ કરવા નિર્મિત કર્યા છે. એ આ મહારાજે મને તો અનુભવસિદ્ધ સાબીત કરી બતાવ્યું."

( દોહરો. )

જ્ઞાન વગરના ગુરૂ કરે, ફળ સીદ્ધિ નવ થાય;
દૂધ કહીંથી દેખીએ, સેવે વંઝા ગાય.

દાસી—" કેમ બ્હેન ! એ મહારાજા પાસે જુઠું બોલનાર બ્રાહ્મણને આપ કેમ વખાણોછો ! "

કિશોરી—" દાસી, હું એના બોલોને વખાણતી નથી, પણ એની અદ્‌ભુત કરણીને વખાણુંછુ. "

દાસી—" શું સ્વાર્થ સાધક ક્રિયા એ પણ પ્રશંસનીય મનાય છે ! "

કિશોરી—" ગાંડીરે ગાંડી, તું તો એક તરફજ દ્રષ્ટિ દોડાવે છે પણ જરા બીજી બાજુ જો. સાંભળ. મ્હેં ક્રોધના આવેશમાં આવી, એ વિપ્રને જે વચન કહ્યાં તે અક્ષરશઃ જો એણે બાપુને કહી દીધાં હોત તો આપણે અત્યારે કેવા જોખમમાં ઉતરવું પડત ? તે વિચારીજો. લગ્નને હજી પંદર દીવસની વાર છે અને અત્યારથી જો મ્હારા વિચાર બાપુને વિદીત થઇ જાય ને તે ચાંપતા ઉપાયો લેઇ, મ્હને ફરજ પાડે અથવા સ્વસત્તાબળે મ્હને પરાણે પરણાવી દે તો આપણો શો ઇલાજ ! માટે મહારાજની કૃતિ આપણને તો અત્યંત હીતકારી બની છે. હવે તું ઉતાવળી ઉતાવળી મહારાજા અભયસીંહના કુમારને બંગલે જા. અને કહે કે મ્હારી બાઇ જીંદગીભર આપની થઇ રહેવા આજનું સુમુહુર્ત સાચવી, કપાળે ચાંલ્લો કરે છે. અને તે આપની સાથેજ લગ્નથી જોડાવાના નિશાન રૂપ થશે. પણ આપની રજા વિના કંઇપણ કાર્ય કરવા આજ્ઞાંકિત અબળા અનધિકારિણી હોઇ અનુમતિ માગે છે તે આપશો. અને વધારે કહેજે કે મ્હારા પિતાની અને

ધીરસીંહની મનોમય ઇમારત ચણવાનો પાયો આજથી પંદરમે દીવસે છે. તો તે દરમ્યાન આપને પ્રથમ મોકલાયેલું દ્રવ્ય સાથે રાખી, આપ પરદેશ પરવરજો. ત્યાંથી મરૂ ભુમિના વિશાળ રેતીના રણમાં પાણીમાં તરતા માછલાંની પેઠે ત્વરિત ગતિથી ગમન કરનાર એક વેગવંત ઊંટને ખરીદી આવશો. તે ઊંટ ઉપર બંન્ને બેસી શકીએ એવી યોગ્ય બેઠક અને પંથોપયોગી સાહિત્યનો સમાવેશ થઇ શકે એવા મજબુત ચામડાના ખડીઆ ઊંટપર લાદી શકાય તેવા તૈયાર કરાવજો. જ્યારે એમનો મુકરર કરેલો લગ્નનો દીવસ આવી પહોંચે અને ખાંડુ મંડપમાં આવવાને થોડીવાર હોય ત્યારે આપ તે તૈયાર કરેલા ઉંટ સાથે અમારા દરબારગઢની પાછળના બાગની ખાનગી બારી આગળ પધારજો. એટલે પ્રભુને ગમતું થઇ જશે." એમ કહી દાસીને વિદાય કરી, કેશરી પાસે મોકલી. કિશોરીની માગેલી રજાથી કેશરીનું અંતઃકરણ હર્ષ પ્રફુલ્લ થઇ ઉઠયું. તેણીએ બતાવેલી યુક્તિ તેને અત્યંત મનગમતી થઈ. કિશોરીના ક્ષત્રિત્વભર્યા, રાજ કુમારીને છાજતા વિચારોએ આ અગમ્ય તત્વશોધક યુક્તિ સાથે મળી, કેશરીને અનિર્વચનીય આનંદસિંધુમાં ડુબાવી દીધો.

( દોહરો. )

સાગર તળથી મોતીને, મરણ ચહી લેવાય;
તીરે રહી જોનારથી, કદીએ ન કાંઈ પમાય.

દાસીના ગયા પછી દેશપતિ દુહિતા કિશોરી દીન થઇ ગઇ. દાસી મારફતે કેશરીને કેહવરાવેલા કહેણના કરેલા સાહસથી પસ્તાવા લાગી. માતાપિતાથી વિરૂદ્ધ થવું, પોતાના નગ્રને અને ગૃહને છોડવું તે તેને સંકટ આપનારૂં થઇ પડયું. પિતાના અન્ ઉલ્લંઘનીય વચનને ઓળંગી સ્વચ્છાએ વર્તવું એ સદ્ગુણી બાળાને સંતાપજનક થયું. પિતાની ઇચ્છાથીજ બનેલા પ્રથમના પતિ કેશરીને પરભાર્યા મળવાનું કાર્ય પાપ ભરેલું લાગ્યું. ધીરસીંહ સાથે લગ્ન કરવા બાપુને રૂચતું હોયતો મને શું નુકશાન છે? હજુ કાંઇ દૂધ પાણી ભળી ગયું નથી. અતિ કષ્ટે ઉછેરેલાં પોતાનાં બાળકો ખુદ પોતાથીજ વિરૂદ્ધ વર્તન કરે તો એમના કરેલા ઉપકારની શી કિંમત ? હું પણ કૃતઘ્ન તો ગણાઉં. કદી પિતાની ભુલ માન તોપણ તે સુધારવાનો મ્હને શો અધિકાર ? ગમે તે થાઓ, હું તો પિતાની ઇચ્છાથી વિરૂદ્ધ વર્તી શકીશ નહિં. કેસરી કોણ ! મ્હારે એનાથી શો સંબંધ ? પિતા ધીરસીંહને ઉત્તમ

માને છે. મ્હારૂં મન કંઇક કેશરીને કબુલે છે. ત્યારે બન્નેની તુલનામાં ન્યુનાધિક શું છે ? કેશરી રાજ્ય વગરનો છે, માબાપ વગરનો છે, અને અસહાય છે, ત્યારે ધીરસીંહ પિતા કરતાં પણ મ્હોટા રાજ્યનો માલીક, અનેક રાણીઓનો પતિ, અને સબળ સહાયવાળો છે. પિતાએ પણ એજ જોયું હશે. માવિત્રો તો પોતાની કન્યાને સુખે સુખી, અને દુઃખે દુઃખી રહે. તેઓ પણ આ જે કાંઇ કરે છે. તે મ્હારા સુખને અર્થેજ. બસ એજ વાત બહાલ. એટલામાં ગએલી દાસી પાછી આવી.

દોહરો.

સ્વપ્ને મળી સહુ સમૃદ્ધિ, જાગે નવ દેખાય;
ધૂમસ ઢગ સોહામણા, મુષ્ઠિ નહિં ભરાય.

કિશોરી—"કેમ ! જઈ આવી ?"

દાસી—"હા, બા આપે કહ્યું હતું તે કહી આવી."

કિશોરી—"તે કાંઇ બોલ્યા ?"

દાસી—"અહો ! શું કહું ? એમના જેવી મૂર્તિ તો ભગવાને બીજી ભાગ્યેજ બનાવી હશે. હું જ્યારે આપની તમામ વાત તેમને કહેતી હતી, ત્યારે તેમનો પ્રથમ ઉદાસ દેખાતો ચહેરો નવી નવી ખુબીથી ખીલવા લાગ્યો. તેમના ગોરા ગાલો પર શરમની ઝાંખી રેખાસાથે પરાક્રમી ક્ષત્રિય રૂધિર મળી લાલાશ ફુટી નીકળી. જ્યારે મેં ઉંટ લાવવાની વાત કહી ત્યારે તેમણે હસતી પિયુષવર્ષિણી દ્રષ્ટિથી મ્હારા મ્હોડા તરફ જોયું. હું તેમના પ્રભાવશાલી નેત્રના પ્રતાપ સામે જોઇ શકી નહિં. વાત પુરી થઈ. એમણે સાંભળી લીધી પછી મને કહ્યું—" ધન્યવાદ ઘટે છે. સ્ત્રીઓને ! પુરૂષો પોતાનાં બોલેલાં વચન ફેરવે છે પણ શક્તિરૂપ ઉત્પન્ન થએલી સંસારતારક સુંદરીઓ પોતાનું વચન પાળે છે. માબાપની કીર્તિને અજવાળે છે. અને અમારા ક્ષત્રિત્વને સંભાળે છે." બસ એથી વધારે કંઇ બોલ્યા નહિં."

કિશોરી—"સારૂં તું હવે જા." કિશોરી ! માનસીંહની પવિત્ર પુત્રિ કિશોરી ! કુમળાની કુખને શોભાવનારી કિશોરી ! બહાદુર અને બળવાન કિશોરીનો થોડીવાર પહેલાંનો નિશ્ચય આ દાસીનાં વચન સાંભળતાંજ મીણનો મહેલ સૂર્ય તાપથી પીગળી પાણી થઇ જઇ નામ નિશાનથી અદ્રશ્ય થાય છે, તેમ અદ્રશ્ય થઇ ગયો. ફરી વિચાર માળા હાથમાં લેઇ મણકા મુકવા માંડયા. પ્રલ્હાદનું સ્મરણ થયું. પિતાથી વિરૂદ્ધ થએલાને ભગવાને

મદદ કરી હતી તેમ મને પણ કાં મદદ નહિં કરે? ધ્રુવ પણ માતા પિતાથી અપમાનિત થએલો સરવેશ્વરની સહાય નથી પામ્યો? પણ હું ભુલુંછું એ બધા પુરૂષ હતા, પણ સ્ત્રીઓ તો ત્રણે અવસ્થામાં સ્વતંત્ર નથી. ત્યારે પરતંત્ર રહીને પ્રભુની સહાય કેમ મેળવી શકે? હા યાદ આવ્યું. સાવિત્રીને અશ્વપતિ રાજાએ નારદજીથી જાણી, અલ્પાયુષી પતિને તજવા કયાં ફરજ નહોતી પાડી? પણ સાધ્વી સાવિત્રીએ પોતાનો નિશ્ચય છોડયો નહી. તો અંતે સ્વસૌભાગ્ય સાચવવા શક્તિવંતાં થયાં. ઓ બ્હેન સાવિત્રી! આપ સ્વર્ગમાં કે વૈકુંઠમાં ગમે ત્યાં હો, ત્યાંથી મ્હને મદદ કરો. તમારી શકિત મ્હારા શરીરમાં ભરો, અને આ ઉત્પન્ન થએલા ઉપાધી ઉદધીને તરી જવા સમર્થ બનાવો. હવે મ્હને બરાબર સમજાયું કે મ્હારૂં ડગુમગુ મનજ મ્હને આ બધો સંતાપ કરાવે છે જનક તનયા સીતાને સમજાવવા રાવણ કરોડો લાલચો બતાવે કે ભયંકર ભયથી સતાવે તોપણ શું? એક ક્ષણ પણ સીતા રામને ભૂલે! તેમ હું પણ એજ ક્ષત્રી કુળોત્પન્ન કુમારી છું. મ્હારા રામને ભૂલાવવા રાવણ ધીરસીંહ લાખો યુક્તિ રચે તોપણ શું? હું સૂર્ય તજી ખદ્યોતમાં લેવાઇશ? એ સીંહ કેશરીને તજી આ શૃગાલ ધીરસીંહને ચાહીશ? પિતા અર્ધું રાજ્ય ને અર્ધી સેનામાં સ્વકર્મ ધર્મને ભુલી ગયા. એક નજીવી મ્હોટાઈ આપનારા વૈભવને વશ થઇ, પોતાની એકની એક કન્યાને કષ્ટકુપમાં નાખવા તત્પર થયા? એ સુંદરતાનો દાસ ધીરસીંહ આજે મને જોઇ પોતાની પરણેલી પટરાણીઓના પ્રેમને વીસારે છે તો એ આગળ બીજાનું શું ભલું કરશે? એટલોય વિચાર પિતાએ ના કર્યો? જર ઝવેરના લોભી પિતાઓ આમજ પોતાની કુમળી કન્યાઓને કચરી નાખતા હશે! જો કે અંતે એ અધર્મ કર્મ કરનારાઓ હરામનું મેળવેલું હરામને રસ્તેજ ગુમાવી પસ્તાય છે. દીકરી જીંદગીપર્યંત દુઃખમાં રીબાય છે અને તેના નિરાશાયુક્ત નિશ્વાસથી તે ક્રુર માબાપો વર્ષોનાં વર્ષો નર્કમાં પડી અસહ્ય યાતનાનું દુઃખ ભોગવે છે, અને ફરી જન્મે છે. ત્યારે પણ આધિ વ્યાધિ અને ઉપાધિના આશ્રિત બન્યા રહે છે. મ્હારે હવે મ્હારા વિચારોમાં દ્રઢ રહી, પિતાને આ પતિતતાથી બચાવવા અને તેમને ક્રૂર માવિત્રોની ગણત્રમાં ન ગણાવવા કાળજીવંત રહી. પુત્રિપણું પ્રગટ કરવું જોઇએ. હું પ્રભુને સાક્ષી રાખીને પ્રતિજ્ઞા કરૂંછું કે મરતાં સુધી પણ આ પિતાના પરણાવ્યા પહેલાં પરણીશ નહિં. પણ અત્યારે એમનું ચગડોળે ચડેલું ચિત્ત મ્હારી ગેરહાજરી વગર શાન્ત થશે નહિં અને અન્ય સુખ વિધ્વંસી

નીચ ધીરસીંહ પણ પોતાની શ્વાન વૃત્તિને મ્હારા ગુમ થયા વગર ત્યાગશે નહિં. આ અંતિમ વિચાર પ્રાણાન્તે પણ ન ફેરવવા સોગન લેઇ નિશ્ચય કર્યો.

( દોહરો. )

નટની નજર રહે દોરપર, મયુરને ઘનનો પ્યાર;
પતંગ દીપકપર મરે, તેમ ચહું અભયકુમાર.

દાસીને બોલાવી, કુમકુમપાત્ર મંગાવી પોતાને હાથેજ કપાળે ગોળ મ્હોટો લગ્ન ચિન્હદર્શક ચાંલ્લો કર્યો. કુમળાદેવીએ જોયું. કાશીવાસી બ્રાહ્મણ આવીને ચાંલ્લો કરી ગયો હશે એમ કહેવાયું. પ્રથમ થએલી વાત દાસી અને કીશોરી વચ્ચે રહી, માનસીંહનાં પત્નિ કુમળાદેવીને પણ આ કીશોરીને ધીરસીંહ સાથે પરણાવવા કરતાં કેશરી સાથે પરણાવવાની મરજી વધારે હતી, પણ પતિ આજ્ઞાને વશ રહી, કશું બોલી શકતાં નહતાં. પળ પળ ગણતાં ઘડીઓ ગઇ, અને ઘડીઓ ગણતાં દીવસ વ્યતિત થવા લાગ્યા. વિજયપુરમાં સ્થળે સ્થળે લગ્ન સમારંભની વિવિધ તૈયારીઓ તિવ્રત્વરાથી ગતિવંત થઇ હતી. દેશી પરદેશી માણસોથી આખું શહેર પૂર્ણ ભરાઇ ગયું હતું. તેમાં કેટલાએક લગ્નક્રિયા જોવા, કેટલાએક પોતાનો વિવિધ માલ વેચવા, ગુણી લોકો પોતાનો ગુણ દર્શાવવા, યાચકોનાં ટોળાં દાન દક્ષણાની લાલચે અને ફુલફટાકીઆ લાલ સાહેબો કેવળ ફાંકડા થઇ ફરવાના ઉદ્દેશ્યે ફોકટ ફાંફાં મારવા ભરાયા હતા. રાજ્ય કામદારો જાનનો ઉતારો શણગારવા, રાજ્ય મંડપને દીપાવવા રસ્તે રસ્તે અને ચૌટે ચૌટે જાત જાતનો શણગાર કરવા તથા આવતી જાનને આદર આપવાની સઘળી વ્યવસ્થા શ્વાસ ખાધાવગર શ્રમિત થઇ કરી રહ્યા હતા. આ થતી કાર્યની કડાકુટમાં કુમાર કેશરી ભુલાયો ભળાતો હતો પણ વિજયપુરવાસીઓના અંતરમાં તેની યાદી હમેશા જાગૃત હતી. ધીરસીંહનું ધિક્કારવા જેવું કાર્ય દરેકને અણગમતું હતું પણ રાજાને ગમ્યું હતું તેથી વિરૂદ્ધ વદવા વર્તવા કોઇની હિમ્મત ચાલતી નહોતી. તેમ કાંઇપણ હામ દર્શાવવી કામ આવે તેમ પણ નહોતી. નગરશેઠનો પુત્ર બીંદુરામ પણ આ વાતથી વધારે ખુશી હતો. એટલે ધીરસીંહની આવતી જાનને નગરવાસીઓ તરફથી માન આપવા તે બીંદુરામ અમૂલ્ય વસ્તુઓ સાથે આગેવાની ભર્યો ભાગ લેવા તન મન ધનથી તૈયાર હતો.

કીશોરીની કીમતી સલાહ પ્રમાણે કેશરીએ વિજયપુરનો ત્યાગ કર્યો.

પોતાના સુંદર અશ્વ ઉપર સ્વાર થઈ, એક નોકરને સાથે લેઇ, ઉત્તમ ઉટને ખરીદવા ચાલી નીકળ્યો. જે જે ઠેકાણે સારા સારા ઉંટની ભાળ મળતી તે તે ઠેકાણે જઇને તુરત જોતો. તપાસતો આમ ફરતાં ફરતાં છેક મારવાડમાં ચિતોડગઢની પાસે પહોંચ્યો. એક ન્હાના ગામમાં વખણાતા ઉંટને જોયો, અને ભારે કિંમત આપીને તે ખરીદ્યો. તેને માટે જોઇતા સાજ સાહિત્યની ગોઠવણ કરી લગ્નના દીવસની પહેલાં વિજયપુર આવી પહોંચ્યો. યાત્રાથી વળેલા ધીરસીંહની જાન પણ આવી ગઈ. સંઘને કનોજ તરફ રવાના કર્યો, અને સૈન્યને પોતાની સાથે રાખ્યું. બીજા કોઇને બોલાવવા કે લગ્નની ભભકાભરી ધામધુમ કરવા ધીરસીંહને જરૂર નહોતી. તે તો ક્ષાત્ર રીતિ પ્રમાણે જ્યારે ઉત્તમ કન્યાનો યોગ મળે, ત્યારે તુરત લગ્ન કરીજ લેવાં એ વિચારનો હતો. લગ્નના દીવસે રાજ્યોચિત્ત ઠાઠમાઠથી વરઘોડાને શોભાવી ચીરસ્મરણીય બનાવવામાં આવ્યો હતો.

## ( પ્રબંધ. )

### વરઘોડો શું વાક્યે વખાણું, જોયું તે જાણે જાણું.

મનુષ્ય દળ વાદળ સુ પ્રબળ બની, અકળ ચપળ ભૂતળને ભાળે, બારીમાં ઉભું રહી ભાળે, ગ્યાલેરીમાં વચલે ગાળે, અગાશી છજામાં નિહાળે; નરને નારી, ભૂષણધારી, વિવિધ શૃંગારી, જોવા પ્હેલી કરેલી તૈયારી, કોઇ બેઠા કોઇ ઉભા હારી, શાન્તી મળે નહિં ધક્કા આવે, નવા નવા ભળતા જેમ ફાવે, કોઈ કહે 'આવો', કોઈ કહે 'ખસ ખસ', કોઇ કહે 'કચર્યો', કોઇ કહે 'સ્થળ મસ', બોલા બોલી, ઠીકઠોલી, રડારોળ કહીકાગારોળી, ઓ 'આવ્યું' બેસી જાઓ 'ઝટઝટ", મૂકો ટકટક, બોલમાં નટખટ, ખસ્યા વસ્યા સટ, ચુપ થયો છેવટ, નમજને ઉભરાણું.—જોયું ૦ ૧

ભેરી શરણાઇ નગારાં વાગ્યાં, જનસમૂહ જોવા અનુરાગ્યા, કાન બ્હેરા થઇ જવા લાગ્યા, છુટયું દારૂખાનું તડતડતું, લોક નાઠું મૂકીને પડતું, ખરરરરર ઉડે તારા, સરરરરર સળગે સારા, અરરરરર ઉડી હવાઇ, રેખ ચમકતી નભે જણાઈ, નજર સર્વ તે તરફ તણાઇ, ભડાક ઉપર જઇને કુટી, તડાક રંગ બેરંગી છુટી, સમ સમ સમ સમ તણખા પડતા, લાલ લીલા પીળા ઉછળતા, ચક્ર ચકર ફરતું ચણચણતું, ફર ફર ફર દેખાતું ફરતું ફટ ફટ ફુટે, કટ કટ ત્રુટે, માનો લંકા મર્કટ લુટે, ખરખરાટી હજુએ નવ ખુટે, સડડડડ ચડડડડ થડડડડ થડડડડ, કડાકા ભડાકા તડાકા સાથે, હાથે હાથે માથે માથે, સાચવે સૌ સ્વઠેકાણું.—જોયું ૦ ૨

ગાડીઓ ચાલી જાત જાતની, કિંમત કરાવે કસેલ હાથની, સુવર્ણને રૂપાના સાંચની, અધિક રૂપાળી, પીળી ને રંગીન કાઈ કાળી, ઝાડ કુદરત ગુમ્છાવાળી, કીમતી

પડદા ખુલો ઢાળી, છત્રી ચામર સહિત નિહાળી, સાદી રાખી સર્વ અગાડી, ભભકા ભરી આવતી પછાડી, બાલ બાલિકા અંદર બેસાડી, સઈસ કોચમેન, હર્ષ ચેન, દીન રેન ઘેનમાં, નજર રેનમાં, કોઈ કોઈ ઘોડાને કુદાવે, ગમત બતાવે, લગામ દબાવે, ચાબુક લગાવે, હાર તોરા ગરદને પ્હેરાવે, સઈસ રૂમાલે માંખ ઉડાવે, હાથ લગાવે, બુચ બુચકારી શાબાશ સુણાવે, ડચડચ કહીને જરા ચલાવે, એ એ એ કહી મનુ-ષ્ય હઠાવે, બેલ બજાવે, એક અશ્વ કોઈ બે ઘોડાની, વચમાં વચમાં ડબલ જોડાની, કોઇ મોટરસમી દોડનારી, કોઇ ખડ ખડ ખડ થાતી ભારી, બધી શૃંગારી, બનાવી સારી, હારે હારે, વારે વારે, ચલાવતા નુતન ઉચ્ચારે, ગાડીઓ જોઈ અતિ ઉભરાતી, માઇલ સરઘસ લંબાઈ થાતી. અધિક શું અંતર આણું.—જોયું૦ ૩

આવ્યું લશ્કર કવાયતવાળું, પોલીસની ટુકડીઓ ભાળું, પોશાકમાં દેખાતું કાળુ, પગેપગ મૂકે સંભાળી, શાન્તીદા ખુબી હદવાળી, ચાલે અકડી, બંદુક સગીન ધારી પકડી, કમરપટા બાંધ્યા ફીટજડી, અથડા અથડી, નવ થતી કો ઘડી, જોનારે પણ ચુપકી પકડી, બાળકની બુમો બંધ પડી, ઘોડે ચ્હડી ચાલે સરદારો, અનુપ ઓપતા અમલદારો, સુબેદારો શુભ ધરી શૃંગારો સંગ ફાંકડા છે ફોજદારો, જુસ્સા-દાર જમ્માદાર છે, નીમકહલાલ હવાલદારો, ન્હાના નેકીવાળા નાયક, કાળજી લાયક પ્રજાસહાયક, નૃપહીત ચ્હાયક, સીધી હારમાં, અચ્છી બ્હારમાં, યોગ્ય શુમારમાં, એકાકારમાં સમશૃંગારમાં ઉપરીના એકજ ઉચ્ચારમાં, દ્રશ્ય દેખાતું ફેરફારમાં, કેમ તું ના'વે વિચારમાં, થયું વ્યતીત તે અલ્પવારમાં, પરવરીયુંજ પ્રમાણું.—જોયું૦ ૪

આ વાજુ સાંભળો રહ્યું વાગી, આનદ હર્ષથી સૌ ગયા જાગી, સંગીત ઇગ્લીસ રાગનુરાગી, તીણા તીખા મીઠા સાદે, ગડ ગડ ગડ ગડ ગડતા નાદે, ભૂં ભૂ ભૂં થતાં મોટાં ભૂગળ, તું તું તું થતાં બ્યુગલનું બળ, કલાટકાળી વાગે કોમળ, તડતડીત પડઘમ થતી પળ પળ, રામઢોલ બોલે ભરે ભુતળ, કડી કડકડે, ઝાંઝ ઝડઝડે, ખં-જરીઓ પણ તેમ ખડખડે, ઝાલરીઓ જુક્તિએ વગડે, જલતરંગ નસતરંગ રગડે, પડયા પડયા ગાડીમાં ગબડે, રીદલપણ તે સાથે પડે અડે, વરઘોડાને વધારનારૂં આ વાજુ સર્વોપરી સારૂં, સાંભળતાં શ્રવણે સુખ સારૂં, જોનારાનું મન હરનારૂં, ગમને ગુમ થયું ગાણું.—જોયું૦ ૫

વીજળીભાતી વાડીઓ બનાવી, ફુલો ગોઠવી બતી લગાવી, પુતળાં ફરતાં રહ્યાં ઓપાવી, એક નહિં પણ અનેક સજાવી, પુષ્પભારથી નમતી નમતી, શુભોદ્યાન શોભાને દમતી, વસંત વરઘોડામાં રમતી, જોનારના નેત્રોને ગમતી, કહીં કળી ફુલો વિકસેલાં, ઉત્તમ કાગળનાં ઉપસેલાં, બીજા અડીથી ઉઠાડેલા, પત્ર નલીની કદળી કેરા, દીપે અનેરા, રંગે ઘેરાં, કઠેરા ઉપર ગોળા લટકતા, પ્રતિબીંબ કોટીક પ્રકટતા, આપ મહત્તા સત્તાવાળી, છતા થઇને જતા દેખાડી, બાજુ ન્હાની બાબાગાડી, ગૃહસ્થ બાળકો દીધા બોઢાડી, મનુષ્યયાન પણ સ્થાન સ્થાનથી, મહાન ડોળથી, માનતોલથી, ધ્યાન ખેંચે, મધ્યાન બનાવે સુરંગ રોશની, જ્યોતી જોશની હૃદયહોશની ખબરદે

ફરતી કોસ કોસની; ... ક વાર્તા સંતોષની, વલોવ્યું નવ વિસરાણું.—જોયું૦ ૬

સાજન માજન સંગ મળેલું, પોશાકે ખરચાળ ઠરેલું, વિવિધ પાઘડી શીરે ધરેલું, કડક કપડાં ખડખડ કરતાં, સ્કંધે ખેશ ઝાઝા ઝગઝગતા, પાઘડી પાલવ માથે ફરતાં, હાથે હાથગ્રહી, સાથેસાથ જઈ, વાતે વાત કરે આ છે સારૂં, 'પેલું નગારૂં', કોઇ કહે 'સુંદર વાગે નગારૂં', કોઇ કહે 'બત્તીની ખામી અંધારૂં', વાજું કોઇને લાગે 'પ્યારૂં', ડોલતા ચાલે, પગ પન ભાળે, કોઈક હાથ ગજવામાં ઘાલે, લાકડીઓ બગલમાં સંભાળે ચાલતા કોઇક હાથે ઠાલે, કોનું ગજું બંધાયું શાલે, શોભે કોકીંમતી દુશાલે, પવનખાતા કોઈક રૂમાલે, પાનવાળા હારે બહુ ચાલે, પાન જોઇએ તેને આલે, મહેરબાનો મોઢામાં ઘાલે, મોઢે લાલે, ઉપડયે ગાલે, ગાતે વળગાળે, શબ્દ સંભાળે, વદતા વ્હાલે, મુખ ઉઘડતાં થુંક નીકળે, દાઢીથી પડી વસ્ત્ર પલાળે. બીજા હસતા જોઈ મહાલે, શોખીનો એમાજ મનાલે, બ્રાહ્મણ મંડળ હીંડે બારમાં, વૈશ્યજનો વિચરે વિચારમાં, ક્ષત્રિયો છક હથિયારમાં, પટેલ પાટીદાર પ્યારમાં, અધિક બ્હાર છે અમલદારમાં, કારભારીને કામદારમાં, મુસદ્દી મેંતા દફતરદારમાં કારકુનો ને ઉમેદવારમાં વકીલ બારીસ્ટર એક હારમાં, મુન્સફ માજીસ્ટ્રેટ શેઠ ને વૈદ્ય ડોકટરો, હોદ્દાધારી ઠેઠ પટાવાળા લગી સર્વે, હીંડતા ગર્વે, વરઘોડાની પાસ પાસ, મઘમઘે અત્તર ગુલાબ ખાસ, કદી સ્વેદ વળે નહિં તે તપાસતા, પંખાવાળા ચોપાસ ચાલતા. હાર ગળે, કહીં છડા મળે, એ પુષ્પ પરિમળે તૃમ દેખાયે, આંખે નવ ઉત્તમ કહેવાયે. કાને પણ નિશ્ચય નવ થાયે, નાક વાસમાં ભુલી જાયે, જનમંડળથી કળથી કે બળથી શીતળતા કે ઉતા વળથી કયું સારૂં' ન કહેવાયે. 'અમૃતે' લખ્યુંજ લખાણું.—જોયું૦ ૭

બરાબર સંધ્યા સમય થતાં અભયપુરમાં રહેતા એક યોગીનું કેશરીના મકાને આગમન થયું. તે યોગીરાજ કેશરીના પિતા અભયસીંહના ગુરૂ હતા. શંકર પૂજન અને સાત્વિક વિચારો અભયપુરપતિમાં એમણેજ દાખલ કર્યા હતા. પિતાના ગુરૂને પુત્ર પણ સ્નેહથી માન આપતો હતો. અભયા નદીને કિનારે આવેલા અભયેશ્વર મહાદેવના મંદીરના તે યોગી મહંત હતા. કેશરીએ તેમનો યોગ્ય સત્કાર કર્યો. મહાત્માને માટે સુંદર ખાનપાનની તજવીજ કરવામાં આવી પણ દરેક કામમાં ઉતાવળ થતી હતી. તે પ્રખર બુદ્ધિના મહાત્માથી અજાણી રહી નહિં. કેશરીને પૂછ્યું. કેશરીએ થોડા શબ્દોમાં પિતાતુલ્ય પિતાના ગુરૂ મહાત્માને સઘળી વાત નિવેદન કરી. આજે જવાનું છે એ પણ કહ્યું. પવિત્ર મહારાજે વિજય થવા આશીર્વાદ આપ્યો. અનુચરો ઊંટને ઉત્તમ રીતે સજ કરતા હતા. તે વખતે કિશોરીની નિમકહલાલ કિંકરી ત્યાં આવી પહોંચી. દુરથીજ ઉંટને જોયો. બાઇની ઇચ્છા પ્રમાણે કેશરીએ આટલે સુધી કામ પાર ઉતાર્યું

છે, એવી તેને પક્કી ખાત્રી થઈ.દાસી પાછી ફરી નેકિશોરી ને આ વાતથી જાણી-ની કરી. અહીં પણ કિશોરી શરીરને વસ્ત્રાલંકારથી સજવા લાગી. ત્યાં કેશરી અસ્ત્ર શસ્ત્રથી તૈયાર થવા લાગ્યો. કિશોરીએ રસ્તામાં ઉપયોગી થાય તેવા ખાવાના પદાર્થો તૈયાર કરાવી રાખ્યા હતા. તેની સાથે કેટલાક નિશાવાળા પાકો પણ બનાવવાને ભુલી નહોતી. વાટ ખરચી માટે સામટા સુવર્ણ સિક્કાઓ અને કિમતી રત્નોની થેલીઓ પણ પ્રથમથીજ શીલ કરી મુકી હતી. કિશોરી ન્હાસી જવાને શૃંગાર પહેરતી હતી; ત્યારે કુમળાદેવી અને બીજી દાસીઓ લગ્ન માટે તૈયાર થતી ગણતાં હતાં.

વરઘોડો દરબાર દરવાજા પાસે આવી પહોંચ્યો. વાજીંત્રોના થતા નાદથી કિશોરી ચમકી. પોતાની વિશ્વાસુ દાસીને બોલાવી, સત્વર દરબાર-ગઢની પાછલી બારી ખોલાવી. સંકેત પ્રમાણે બહાદુર કેશરી આવી ગએલો છે કે કેમ? તે જોવા મોકલી. કેશરી ઉંટ સમેત હાજર હતો. દાસીએ દોડતાં આવી કિશોરીને વધાઈ આપી. દાસી અને બાઈએ મળી દ્રવ્ય થેલીઓને વિભક્ત કરી, બે ભાગમાં બાંધી ઉઠાવી, પાછળની બારીએથી નીચે ઉતારી કેશરીને હસ્તગત કરી, ને તૈયાર કરી રાખેલા ખાદ્ય પદાર્થનાં પાત્રો ઉતાવળથી લાવવા પુનઃ બંન્ને પોતાના મહેલમાં પાછી ફરી; કેશરીએ જલદી જલદી તે દ્રવ્ય ઉંટપર યથાસ્થાને ગોઠવી દઇ અધીર અંતઃકરણે કિશોરીની રાહ જોવા માંડી. મંદ ભાગ્યે મકાનથી નીકળતી વખતે યોગી ગુરૂમહારાજના હાથે આશીર્વાદાત્મક કસુંબાનું પાન કરીને તે આવ્યો હતો. યોગીએ બે ત્રણવાર હઠ કરી કરીને વધારે પાયેલું અફીણ કેશરીએ આખી રાતની મુસાફરીમાં નિશો આનંદદાતા થશે જાણી પ્રીતિથી પાન કીધું હતું. અત્યારે કારી કેફની ભારી અસર તેને સર્વાંગે વ્યાપી ગઇ હતી. માથું ડોલવા લાગ્યું, એટલે ઉંટની દોરી મુઠીમાં બરાબર દબાવી, એ બેઠેલા ઉંટની સામે, કિલ્લાની ભીંતને અઢેલી જરાવાર ઉભો. હમેશ નિશો કરનાર કરતાં કોઇકજ દહાડે નિશો કરનારને કેફ વધારે ચડે છે. તેમ કેશરી પણ કોઇ કોઇ વખતજ નિશો કરતો હોવાથી અત્યારે તેનું શરીર અવશ થયું. ઉભો હતો ત્યાંથી લચી પડેલા માથાના ભારે ધીમે ધીમે ખસવા મંડયો, અને થોડીવારમાં ધબાક કરતો ધરતીપર પડી ગયો. એ અસ્પષ્ટ થોડા અવાજથી ત્યાં થઇને જતો અને ચોરોમાં વખણાતો 'ચેન્ડુજી' નામનો એક ચોર ત્યાં આવી ચડયો. ચોરી કરવાનાં તમામ હથિયારો તેણે સાથે રાખ્યાં હતાં. રાજકુંવરીનાં લગ્નમાં મનુષ્ય-

સમુહ એકત્ર થયો હશે. એટલે પાછળ મનુષ્યરહિત ખાલી મકાનો મનગમતી રીતે લૂંટવા અનુકુળતા થશે. એમ માની અત્યારે છેક દરબારગઢના પાછલા ભાગમાં સ્વકાર્ય સાધક સ્થાન શોધતો હતો. મનુષ્ય મેળો આ વરઘોડાનો ઠાઠ માઠ જોવા દરબારગઢના મુખ પાસે મળેલો હતો. ચોકીદારો પણ તેમાં ભળી ગયા હતા. બરાબર મધ્ય રાત્રી થઇ હતી. ચેન્ડુજી પ્રથમતો ઉંટ અને માણસને જોઇને ચમક્યો પણ હિમ્મત રાખી, ધીમે ધીમે આગળ ગયો. પડી ગએલા કેશરીની પરવશતાને પીછાણી શક્યો. ઉંટપરનો સામાન તપાસતાં આ પણ કોઇ ઉઠાઉગીર છે એમ અનુમાન થયું. મળેલા લાભનો વખત વૃથા ન વીતાવવો એમ માની પડી ગએલા કેશરીનાં કપડાં હથિઆરો પોતે સજી લીધાં. તેના હાથમાં રહેલી ઉંટની દોરી કાપી લીધી. એટલામાં ખાવાનો ખડીઓ લેઇ, કિશોરી અને તેની દાસી નીચે ઉતર્યાં. દાસીએ કહ્યું. "લ્યો મહારાજ" ચાલાક ચેન્ડુજીએ ચુપકીથી ખોરાકનો ખડીઓ ઉંટપર નાખ્યો. કુંવરી કિશોરી નીચે ઉતરી ઉંટની પાછળની બેઠકપર બેઠી. હાથની અંગુઠી દાસીને ઇનામ આપી વિદાય કરી. ચેન્ડુજીના પગ પાસે કાંઇક પડેલું કુંવરીને દેખાયું. તે જાણવા કિશોરી કંઇક બોલવા જતી હતી. ત્યાંતો ચેન્ડુજીએ ઉંટપર આગલી બેઠકે બેઠક લેઇ ઉંટને ઉઠાડી હંકારી મૂક્યો.

ઉચ્ચૈઃશ્રવા તુલ્ય મરત અશ્વને સુવર્ણ સાજ સજાવી, મુક્તાફળના દળદાર કંઠા કંઠમાં પહેરાવી, પીઠપર જરી યુક્ત રેશમી ગાદીપર કનોજપતિ ધીરસીંહનું ખાંડુ રત્ન જડિત મૂઠવાળું, અને સુવર્ણમયકોશથી ઝગઝગતું હતું. છત્ર ચામરથી વેષ્ટિત અને આપ્તજનોથી રક્ષાતું દરબારગઢમાં પેઠું કે હર્ષમય ધ્વનિ દર્શાવનારૂં વાજું વાગ્યું. વધાઇ અને મુબારકબાદીના પોકાર ગગનભેદી થયા. ખાંડુ મંડપમાં આવતાં બ્રાહ્મણોએ "કન્યા પધરાવો," "સાવધાન."નો ઉચ્ચાર ક્ષણે ક્ષણે કરવા માંડયો. દાસીઓની ઉત્સાહિતભરી દોડાદોડ કિશોરીભૂવનમાં થઈ રહી. અર્ધા કલાકનો એ અરસામાં અંત આવ્યો. પણ ન ગએલી કોઇ દાસી પાછી વળે, કે ન કોઇને કિશોરીનું દર્શન મળે. અંતે તપાસ કરવાને ખુદ મહારાજા. માનસીંહે શ્રમ સ્વીકાર્યો. "કિશોરીની વિશ્વાસુ દાસી દ્વારા બાઇને કોઇ લઇ ગયું" એવા ખબર મળ્યા. માનસીંહનો રોષ અનરૂધ્ય થયો. એકદમ રક્તનેત્રે મંડપમાં આવ્યો. સૈનિકોને છેલ્લો હુકમ સંભળાવ્યો, સ્વાર સમૂહ શત્રુને પકડી પાડવા દોડાવ્યો, અને આ શુભ કહો કે અશુભ કહો, એ સંદેશો ધીરસીંહને કહા-

ળ્યો. લાલ બનેલો પ્યાલરહિત બુઢ્ઢો ધીરસીંહ માનસીંહ પાસે આવ્યો. બંન્નેએ પોતપોતાનો લેખીત દસ્તાવેજ મંગાવ્યો. ધીરસીંહે કન્યા ઉપરથી હાથ ઉઠાવ્યો. અને માનસીંહે પણ તેજ મુજબ પોતાનો દસ્તાવેજ ફાડી નાખ્યો. શરમાયલો, લેવાયલો, કનોજપતિ સૂર્યોદય થતાં પહેલાં તો કુચ કરી ગયો. માનસીંહે દીવસોદય સુધી અહીં તહીં સૈનિકો દોડાવ્યા. પણ પવનવેગે પળતા ઉંટને પકડી પાડવા પશુ કે મનુષ્ય કોઇ શક્તિવંત નહતું.

કિલ્લાની દીવાલના મૂળમાં નિશાયુક્ત નિદ્રામાં નિશા વીતાવી, આંખો ચોળતો અભય મહારાજનો પાટવી કુમાર કેશરી, વસ્ત્ર અને શસ્ત્ર હરાઇ ગએલાં તેથી વિરૂપ વિલોકાતો ધીમે ધીમે પોતાના સદન પ્રતિ ચાલ્યો. વિજયપુરમાં સર્વ સ્થળે સર્વ મુખે "કિશોરીનું હરણ, કિશોરીનું હરણ." એજ વાક્ય સંભળાતું હતું. આ શબ્દો સાંભળતાં કેશરીની કલ્પનાકર બુદ્ધિ કેવી કુદતી હશે તે તેનું અંતર ને અંતરયામી સીવાય અન્યને અજ્ઞાત હતું. ચૌર વસ્ત્ર ધારી, કિશોરીનો ચીત ચોર; ચોરાઇ ગએલી કિશોરીથી ચોરાતા ચિત્તે સ્વદર્શન ચોરતો પોતાને મકાને આવ્યો. અનુચરો મહારાજાને જોતાં, ભૂતને જોઇ ભયાન્વિત થતા મનુષ્યની પેઠે ભયાકુલ થયા. કેશરી ગુરૂસમિપે ગયો. સઘળી હકીકત ગુરૂએ જાણવા માગી. કેશરીએ દ્રવ્ય સાથે આવી પહોંચેલી કુમારી સુધીની વાત કહી, પણ પછી શું થયું ? તેથી 'અજ્ઞાત છું' કહી અટકયો. ગુરૂએ એક દીવસ કેફ કરવાથી પણ આવી હાનિ થાય છે તો હમેશના હાનિકારક રીવાજથી શું અનિષ્ટ પરિણામ આવે, એ સ્પષ્ટ સમજાય તેવું છે.

**કેશરી**—"પૂજ્ય! વિત્યું તેને વીસરી જાઓ. હું આપનો શિષ્યછું. સર્પની મણીને હરનાર કયારે સુખે સૂઇ શકે છે ? હું આપના ચર્ણસ્પર્શી સોગન લઇને કહુંછું કે તે ચિત્તાના ચર્ણમાં ચંચુ પ્રહાર કરનાર કાગડાની પાછળ રામના બાણની પેઠે દોડીશ. અને આ પાપની પૂર્ણ શિક્ષા કરીશ ત્યારે છોડીશ." એમ કહી અનુચરોને એકદમ પોતાનો અશ્વ સજ્જ કરવા આદેશ કર્યો. અને પોતે ત્વરિત ગતિએ સ્નાન ધ્યાનથી પરવારી ભોજનને સહજવાર હોવાથી ગુરૂ પાસે આવ્યો.

**ગુરૂ**—"કેશરી! ગજબ થયો. કાળો કેર કયો, 'કોણ હોય?' એમ ત્હારી કાંઇ કલ્પનામાં આવે છે?"

**કેશરી**—"બીલકુલ નહિં ગુરૂદેવ! જાણવાની શી જરૂર છે? હું એ ઊંટને પગલે ચાલી, તેને જરૂર પકડી પાડીશ."

**ગુરૂ**—"કેશરી, શાન્ત થા, 'હું પકડી પાડીશ.' એ વાક્ય પાછું ખેંચી

લે. તું જાણે છે કે રાવણ સરખાનું પણ અભિમાન રહ્યું નથી. પ્રભુ ઇચ્છા વગર પામર મનુષ્ય કાંઇપણ કરવા સામર્થ્ય ધરાવી શકતો નથી. અને તે પ્રભુની કૃપા સત્ય, નીતિ, અને દયા, ક્ષમા વગર પ્રાપ્ત કરી શકાતી નથી. અસહ્ય આપત્તિ વખતે અડગ ધૈર્ય ધારી રહેવું એ વીર પુરૂષોનું લક્ષણ છે. દુઃખને ભેટે તેને સુખ છેટે નથી. આ પ્રસંગ પણ પ્રભુએ તને સખત કસોટીમાં ઉતારવા અર્થે, અને કિશોરીની પ્રેમ સહિષ્ણુતાની પરીક્ષા કરવા માટેજ તમારા ઉપર આણ્યો છે. 'વિયોગ' એ સ્નેહીઓના સ્નેહને મજબુત કરનારી સાંકળ છે."

કેશરી—"વાહ, ગુરૂજી! પ્રભુ પણ પોતાના ગણી, સત્યવાદીઓને સંકટમાં ઉતારતો હશે!"

ગુરૂ—"હા, બીજાને બોધ આપવા, કષ્ટરૂપ જળે તેની મલિનતા ધોવા, પોતાના પવિત્ર ધામને પામવા, અને પવિત્ર બનાવવા. જેને સુવર્ણની પરિક્ષા પણ તાવે, ઘસે, ટીપે થાય છે તેમ મનુષ્યની પરીક્ષા, શીલે, ગુણે અને કર્મે થાય છે. કેશરી! બેસ હું એ ઉપર તને એક ઇતિહાસ કહું, કે જે તને પંથમાં ઉપયોગી થાય, અને મૃત્યુ પછીના પંથમાં સંયોગી રહે. કેશરીનું અધીર અંતઃકરણ ભોજનની થતી વાર પણ સહન કરી શકતું નહોતું. એ આ વાતમાં ચીત્ત પરોવતાં સમય સદ્ય નીકળી જશે એ અનુમાને ખુશી થઈ વળી પંથોપયોગી થશે, તેથી વધારે આકર્ષાઇ, ગુરૂપાદ પાસે પ્રણામ કરીને બેઠો.

ગુરૂ—"કેશરી" પ્રથમ તો ત્હારે સ્મરણમાં રાખવું કે હું જે ઇતિહાસ ત્હારી આગળ મૂકું છું તે હરદાસ કથા કરનારની હકીકત છે. કેવળ ભક્તોનું ભાષણ નથી.

કેશરી—"ગુરૂ! હરદાસ અને ભકત, એમાં કાંઈ તફાવત છે?"

ગુરૂ—"હા, સાંભળ. હરદાસો કહેનાર છે, અને ભકતો સાંભળનાર તથા કરનાર છે. ઉપદેશકો ઉપદેશ આપે છે, શ્રોતાઓને સ્થિર પદે સ્થાપે છે. કલુષિત કર્મોને કાપે છે, અને યુક્તિ પ્રયુક્તિએ અત્યાનંદ લાભ આપે છે. ત્યારે ભકતો જગદીશ જાપ જાપે છે, તેમનું વર્તન મનુષ્ય ઉરે વ્યાપે છે, અહો રાત્ર અવિનાશી નામ આલાપે છે, અને તેથીજ વરપદ રસ્તો અગમ્ય, ગમ્ય કરી માપે છે. મતલબ કે બંદીજનો બિરદાવળી ગાય છે. તેથી શુરાઓ સંગ્રામમાં ધૈર્ય ધરી ધાય છે. કહેનારથી માત્ર કહેવાય છે, અને લડનારાઓ કપાય છે. સાંભળ, એકાગ્ર ચિત્તે શ્રવણ કર. આ પહેલું આખ્યાન પ્રભુદાસનું છે.

શ્રીમતે રામાનુજાય નમઃ

# પ્રભુદાસ.

## ( ગરબી. )*

**વ્હાલા વિશ્વપતિને વરીયે નવ વીસારીયે રે.**

સ્નેહે શ્રીવર સેવે સંકટ સઘળાં જાય. વ્હાલા. ૧

ભાવે ભૂધર ભજનથી, ભવ ભય દુર પળાય;
ઉત્પત્તિ આશય આપણું, અવશ્ય અળગું થાય.

આ વાણી વિશ્વાસે વિશ્વવાસીએ વ્હોરવી રે;
આનંદ કંદ દુઃખ દ્વંદ હર સ્મરવા વ્રજકુલચંદ. વ્હાલા. ૨

જગ સુખની લાલચ તજી, લેવી આ શુભ લ્હાણ;
આપણું આપી એહનાં, પદમાં જોડી પાણ.

વદલું વધતું શું ઉદ્ધારે અચ બુચ આવીને રે,
ત્રીકમ તારણ ત્રિભુવન નામ ત્વરિત મન આણ. વ્હાલા. ૩

હરીવિણુ હેતુને હરી, હર્ષીત રહો હમેશ;
સ્નેહી સંસારી કરે, ક્રુર કુચ્છંદી ક્લેશ

છેવટ છેહ દઇને છુટા થાશે છોડીને રે,
પ્રેમે પ્રણમે પોતે પ્યાર કરે પરમેશ. વ્હાલા. ૪

મહિલા ' મોહિની ' મોહની, કાંડે કાપી જાળ,
પતિ ' પ્રભુદાસની ' પ્રીતમાં પેખ્યા જગ પ્રતિપાળ.

વિપત્તી વેળા વ્હેલા આવી વ્હારે ' વિઠલા ' રે;
સ્નેહે લીધી સ્વ સેવકની સંભાળ. વ્હાલા. ૫

એ પ્રિયતમ પદ કમળમાં, પ્રેમે કરી પ્રણામ,
ગાઉં ને ગવરાવું હું, એ નટવરનું નામ.

માધવ મોહન મુકુંદ સ્વભક્ત તણા ભય હાર છે રે,
' અમૃત ' કહે છે બોલો સરવે ' સીતારામ '. વ્હાલા. ૬

---

* ' પુનમ ચાંદની ' ના જેવો.

## ( સાખી. )

હીમનગતનયાસુતને શારદા, શીર્ષનામું તે ચરણે;
'અમૃત' આરંભિત કૃતિથી રહે, અળગાં સહુ આવરણે.



મનુષ્ય જીવન નદીમાં ચાલ્યા જતા પાણીની પેઠે ચાલ્યું જાય છે, દીવસ અને રાત્રિરૂપી રાક્ષસો મનુષ્યાળ આયુષ્યને ભક્ષણ કર્યે જાય છે; તે સમયમાં જો શુદ્ધ ચિત્તથી શ્રી હરીનું સ્મરણ થાય તો અવતારની ઉન્નતિ ને સાર્થક થાય છે. અંતે પ્રભુ કૃપાને પાત્ર બની સંસારી જન્મ મરણના ફરતા ચક્રથી છુટી જવાય છે.

માનવ જન્મની મહત્તા વિશ્વપતિને વિશ્વાસથી વળગી રહેવામાંજ સફળ થાય છે. જન્મથી મૃત્યુપર્યંત આ આપત્તમય અંધારાબ્ધિથી અકળાયેલાને ઇશ્વર ભજનજ આનંદદાયિ ઉદ્ધારનારો આધાર છે. એ સમજનારને આ સંસાર સુખરૂપ છે, ને ન સમજાય તો ભવ ભારે કષ્ટમય કૂપ છે.

## *( ભજન. )

**મુરખ મિથ્યામાં મોહ્યો રે—ભૂલી ગયો તું.**
આ જન્મ ખરેખર ખોયો રે—ભૂલી ગયો તું. ૧

જનનિ જઠરે દશ મહિના, લટકયો શુદ્ધિ વિહીના;
એ યાદી આજ રહી ના રે—ભૂલી ગયો તું. ૨

રક્ષણ જઠરામાં કીધું, વપુને બળવા નવ દીધું;
તોયે નામ સુધા નવ પીધું રે—ભૂલી ગયો તું. ૩

અકળામણ ઉદરે લાગે, મોહનથી મુક્તિ માગે;
મોહ જન્મ ધરી નવ ત્યાગે રે—ભૂલી ગયો તું. ૪

જનનીના ખાને પાને, ગર્ભે સહી આપદાને;
તે આજ મૂર્ખ નવ માને રે—ભૂલી ગયો તું. ૫

મળશયો ગદ્ધા જ્યારે, શ્રીવરને તું સંભારે;
આજે ન એ લાજ લગારે રે—ભૂલી ગયો તું. ૬

નરકે તું મ્હેલો મ્હાલે, અકડાતો આજે ચાલે;
નાદાન ગુમાને ફાલે રે—ભૂલી ગયો તું. ૭

* 'કારી' ... ના જેવું.

ચતુરાઈના ત્યજ ચાળા, કરમો કરમાં તું કાળાં;
ભજ ભક્તિમાં ભમરાળા રે—ભૂલી ગયો તું. ૮

વ્હાલાને કાં વિસારે, અક્કલહીણા અત્યારે;
"અમૃત" એ પાર ઉતારે રે—ભૂલી ગયો તું. ૯

માટે આ નાશાત્મક અને નશ્વર વિકટ વિપદમય વિષમ વિષયોથી વેગળા રહી, શ્રીહરી સ્મરણ કરવું ભૂલવું નહિં. જ્યાં સુધી સ્વાર્થમય જગત સુખરૂપ બતાવનારાં ચશ્માં આંખ ઉપર છે, ત્યાં સુધી દેખાતી વસ્તુઓ ખરા રૂપમાં ઓળખાશે નહિં. પણ ચશ્માના કાચના રંગ જેવું કળાશે. આજ કાલ "ઇશ્વર ભજનનો ઉપદેશ, માયાનો ત્યાગ, અને સત્ય કર્મમાં રૂચી" એ ત્રિપુટીનો અભાવ છે. અને તેને બદલે "ઇશ્વર નામનો અભાવ, અહંતા મમતાનો આવેશ, અને અધર્મ કર્મ" આદરણીય થયાં છે. જેને પૂછો તે બેદરકાર જવાબ આપશે કે 'અમે બધું જાણીયે છીએ.' જાણનારને જણાવવાની જીજ્ઞાસા કરવી એ અયોગ્ય છે. તેમ જે સમજે છે તેને સમજાવવાની કોશીષ કરવી તે પણ નિરૂપયોગી છે. હવે જાણવાનું ગુમાન રાખનાર કેવું જાણે છે તે જોઇએ.

**દ્રષ્ટાંત**—એક અંધારી રાત્રિયે, સર્વત્ર અંધકાર પ્રસરી રહ્યો હતો. લગભગ બે પ્રહર રાત્રિ વીતી ગઇ હતી. મનુષ્ય અને દીનચર પ્રાણીઓ નિદ્રાદેવીને તાબે થયાં હતાં. જન કોલાહલ પણ શાંત થઇ ગયો હતો. પવનથી હાલતાં ઝાડનાં પાંદડાંઓનો ખખડાટ કે તીણા તમરાઓના અવાજ સીવાય બીજું કાંઇ સંભળાતું નહોતું. આવા મૃત્યુનો વેશ ભજવતા શાંત નિદ્રિત મનુષ્યોએ શ્રમાન્તે મેળવેલી શાંન્તિનો દૂરૂપયોગ કરવા એક ચોર ચોરી કરવા નીકળ્યો તે પોતાનું ઇચ્છિત કાર્ય સફળ થવાનું સ્થાન શોધતાં શોધતાં એક નિદ્રાવશ થએલાં દંપતિના મકાન આગળ આવી ઉભો રહ્યો. આજુ બાજુ નજર કરી, કાંઇ પણ અડચણ નથી તે જોઇ લીધું. આસ્તે આસ્તે સાથમાં રાખેલાં ચોરોપયોગી હથિઆરો હાથમાં લીધાં. ને ઘરની ભીંતને કોચી, પરિશ્રમથી પેસી શકાય તેવું એક બાકોરૂં પાડયું. સંપૂર્ણ કાળજીથી કામ કરતાં કરતાં પણ જતનથી જાળવી રાખેલો એક મ્હોટો પત્થર હાથમાંથી સરી નીચે પડયો. પડતાં સહજ ધબકારો થયો. તે અવાજથી અવાસમાં સૂતેલા યુગલ પૈકી સ્ત્રી સત્વર જાગી ગઇ. ભુવનમાં અંધારૂં હતું. પણ ઉઘાડી આંખે અવલોકતાં ભીંતમાં પાડેલું બાકોરૂં બહારના આકાશના ઝાંખા પ્રકાશે તેની જાણમાં આવ્યું. કોઇક તસ્કર અમારા ઘરને

તોડી, અંદર પ્રવેશ કરવા ઇચ્છે છે એમ સમજી બિચારી અબળા ભયભીત થઇ. કંઇ કંઇ અમંગળ શંકાઓ તેના બીકણ હૃદયમાં પેઠી, ને શરીરને ધ્રુજાવી દેઇ, અંતે 'પતિ પાસેજ પોઢયા છે,' એ સ્મૃતીએ હૃદય ભાર ઓછો થયો. એટલે ઉતાવળથી પૂર્ણ નિદ્રામાં પડેલા પોતાના પ્રાણનાથને આવી પડેલી આપત્તિની જાણ કરવા તથા સમયોચિત સાધનો સજ્જ કરવા પોતાના હાથની આંગળી સ્વામીના શરીરે ઘોંચી જગાડવા લાગી. પુરૂષ દીવસે ઉદર નિમિત્ત કરેલાં કાર્યથી કંટાળી, અત્યારે શ્રમહર શાન્તિમાં પડયો હતો. ચતુરાની કરેલી ચેષ્ટાએ તે જાગ્યો પણ આંખમાં ઉંઘ, અને અંગમાં આળસ, વાસ કરી રહ્યાં હતાં. સ્ત્રીના વારંવાર સૂચનથી નિદ્રાઘેલા નાથે 'ઉંહુ, ઉંહુ' કરી જાગૃતિની જાણ આપી. સ્ત્રીએ શાન્ત સ્વરથી કહ્યું–" વ્હાલા, આપણા ઘરમાં કોઇક ચોર આવે છે, જુઓ આપણા ઘરની ભીંતમાં બાંકુ પડેલું દેખાય છે. માટે પ્રથમથી ચેતો." થાકને અંતે મીઠી ઉંઘનો અનુભવ કરતો પ્રમાદી પુરૂષ ગુલાબી નિદ્રામાં ગણગણતો બોલ્યો–" હું જાણું છું ". સ્ત્રી સ્વસ્થ થઇ. પતિ જાણે છે. એટલે આપત્તિ આવી પડવાની ભીતિથી તેણી બેદરકાર બની, પતિ પાછો ઉંઘી ગયો, અને ચોર પોતાના કરેલા અંદર પ્રવેશના રસ્તામાંથી સબળ શ્રમે ભુવનમાં દાખલ થયો. બીકથી ત્યજાએલી નિદ્રાવાળી નારી અંદર આવતા ચોરને બરાબર જોઇ જાણી શકી હતી. અંધારામાં મોઢું ન દેખાવાથી તે ઓળખી શકી નહિં. પણ કોઇ અવાસમાં આવ્યું છે એ એનાથી અજાણ્યું રહ્યું નહિં. અત્યંત થરથરતા ગાત્રે પુનઃ ઘોરતા પતિને સૂચના કરી. પતિએ માન્યુ કે સ્ત્રી મ્હારી શાન્તિમાં નાહક ખલેલ પહોંચાડે છે તેથી કંટાળીને ઢુંકમાં પતાવવા ફરી પણ કહ્યું–" હું જાણું છું." ફરી સ્ત્રી શાંન્ત થઇ. વિચારવા લાગી કે પતિ જાણે છે. હવે મ્હારે ચિંતા કરવાનું કાંઇ કારણ નથી. તે ચોરને પકડવા માટેજ ચુપ રહેતા જણાય છે પણ પ્રસંગ આવે શિકારપર તલપ મારતા સીંહની પેઠે ઉછળી ઉઠી, આ વિકટ વિપત્તિને વિદારી નાખશે. આવેલો ચોર સ્ત્રી જાગે છે એ જાણતો નહોતો તેથી પોતાનું કાર્ય સત્વરતાથી સાધવા ઘરમાં આડુંઅવળું તપાસવા માંડયું. આ મકાન કોઇ પૈસાદારનું નહોતું પણ ભુવનપતિ એક સાધારણ પગારે નોકરીનું કાર્ય કરી પોતાનું ગુજરાન કરતો હતો. બીચારાએ સારૂં સારૂં ખાવા પીવાની ખાએશને અટકાવી બે પૈસા બચાવ્યા હતા, તેનાં ઘરેણાં ઘડાવ્યાં હતાં તે જ્યારે તેની બૈરી કયાંઇ નાત જાતમાં કે કોઇ

સજ્જન સંબંધીને ત્યાં પ્રસંગોપાત્ત જતી ત્યારે પહેરતી, અને પોતાના ઘરની ગૃહસ્થાઇ રીતને દીપાવતી. આ થોડું પણ સ્વ સંસારને દીપાવનારૂં ઘરેણું રાત દીવસ પહેરવાથી ઘસાઇ જાય, અથવા તુટી જાય એ ભયથી પોતાની ન્હાની પેટીમાં તેને જાળવી રાખતી પણ પ્રસંગ વગર પહેરતી નહિં. ચૌર્ય કૃતિમાં ચાલાક ચોર ચારે તરફ તપાસતાં તપાસતાં પેલી પત્નિ દ્રવ્યપૂરિત દાગીનાની પેટી પાસે પહોંચ્યો. સ્ત્રી વધારે સંતાપિત થઇ. જીંદગીની કમાઇ રૂપ અલંકારોને આજે હું ખચીત ખોઇ બેસીશ એ આશંકાએ ફરીથી પોતાના સુતેલા સ્વામીને સૂચના કરી, પણ તે નિદ્રા નિમગ્ન નર પશુએ પ્રથમની પેઠેજ "હું જાણુંછું" એ વાકય સંભળાવ્યું. બિચારી બૈરી જાગતી જાણતી બોલ્યા વગર પડી રહી. ચોરે તપાસતાં તપાસતાં પેલી ઘરેણાની પેટીજ હાથમાં લીધી. સહજ સંચારથી સમજી ગયેલી તે સુંદરી એ સંકટ સમય સમીપ સમજી સ્વામીને સમજાવ્યું. પણ પ્રત્યુત્તરમાં "હું જાણુછું" સીવાય બીજું કશું ન મળ્યું. યુક્તિબાજ ચોરે ત્યાંજ તે પેટીને ઉઘાડી, ઘરેણાં કાઢી લીધાં અને મળ્યું તે સીવાય બીજું મળે એમ નથી. એ માન્યતાએ બળતા વનને ત્યજીને હરિણ જેમ નાસી છુટે તેમ શીઘ્ર-ગતિથી પેલા પાડેલા છિદ્રવાટે બહાર નીકળ્યો. ચોર પોતાનું ઘરેણું લેઇને ચાલ્યો ગયો, અને પતિએ કંઇપણ બચાવની ચેષ્ટા ન કરી તેથી ક્રોધ અને ખેદ મિશ્રિત કામિનીએ સુતેલા સ્વામીના બંન્ને ખભા પકડી, હલા-વીને જગાડયો. અને કર્કશ વાણીથી કહ્યું—"શું સુઇ રહ્યાછો, કયારની જગાડુંછું છતાં કાં જાગતા નથી! ચોર ઘરમાં પેઠો નહોતો ત્યારથી મેં તમને ચેતાવ્યા હતા, અંદર આવ્યો ત્યારે કહ્યું હતું. ઘરમાં ફરવા માંડયો ત્યારે સૂચવ્યું હતું. મ્હારી ઘરેણાંની પેટીને ખખડાવતો હતો ત્યારે પણ વિનવ્યું હતું. હવે તો ચાલ્યો ગયો. હજી જાગ્યા કે ઉંઘોછો?" પતિએ મીંચેલી આંખે ઉત્તર આપ્યો—"હું જાણુંછું." સ્ત્રી ઉઠી, બત્તી સળગાવી, પહેલીજ પોતાની પેટી જોવા દોડી, ઉઘાડી પેટી જમીન ઉપર પડી હતી, અને અંદરનું ઘરેણું સઘળું અંતર્ધ્યાન થયેલું હતું. પોતાના જીવનનું આ-ધાર કે સ્ત્રીના સંસારની શોભા જે કહો તે એ દ્રવ્ય હતું. તે ચોરાઈ જવાથી બિચારીની આંખમાં પાણી આવ્યાં. એકદમ દોડી. સુતેલા પતિનો હાથ પકડી ઉઠાડયો, અને ગળગળી વાણીથી ક્રોધિત અવાજે કહેવા લાગી. "શું સુઇ જાઓછો? અરેરે! આવા તે નિદ્રા હોય! તમે તે કોઇ નિશો કર્યો છે? હાય! હાય! હું હવે શું કરૂં? હતું તે તો ગયું? તમને ઉંઘમાં

આળસવશ પડી રહેતાં કાંઇએ વિચાર છે ? બિછાનામાં બેઠેલો પણ ઉંઘ ભારે મિચેલી આંખે પુરૂષ બોલ્યો–" હું જાણુંછું." સ્ત્રીએ સંતાપિત થઇ કંટાળાથી કહ્યું–" શું જાણોછો? ધુળ જાણોછો ? મ્હારૂં કપાળ જાણોછો ? ચોર ઘરમાં પેસી સઘળું લેઇ ગયો તોય હજી " જાણું છું " એનો અર્થ શો ? પુરૂષ બરાબર જાગ્યો. 'હેં હેં' કરીને બેબાકળો જેવો બોલવા લાગ્યો. " ગયું ! બધું ગયું ! લઇ ગયો ? કોણ ? કયાંથી આવ્યો હતો ? કેમ આવ્યો હતો ? કયારે આવ્યો હતો ? કેટલા હતા ? મને કેમ કહ્યું નહિં ? " ઇત્યાદિ ઇત્યાદિ.

તેમ આપણું પણ આયુષ્યરૂપી ઘરેણું, કાળરૂપી ચોર, આપણા દેહરૂપી ઘરમાં[1]દર્દરૂપ છિદ્ર પાડી, હરણ કરી જાય છે. બુદ્ધિરૂપી સ્ત્રી, મોહ નિદ્રામાં ઉંઘતા મનરૂપ પતિને વારે વારે જગાડે છે, સમજાવે છે, પણ મિથ્યા ડોળઘાલુ મુર્ખ મન " હું જાણુંછું." એવા વગર સમજ્યા પ્રમાદવશ પોકારે લખારો કર્યાં કરે છે, અને હાથ આવેલો અમૂલ્ય સમય આળસમાં અટવાઇ એળે ગુમાવે છે. માટે પ્રભુ નામનું[2]અહોરાત્ર સ્મરણ કરી સંસાર સમુદ્ર તરી જઈ, ભગવાનના ચરણકમળમાં ભ્રમરરૂપે ઠરી જઇ, જન્મ સાર્થક કરવું.

એક વખત દ્વાપરયુગને અંતે દ્વારિકામાં શ્રીકૃષ્ણ ચંદ્ર પરમાત્માની અષ્ટ સ્ત્રીઓ[3]અવાસમાં આનંદે એકઠી થઇ બેઠી હતી. ભગવાનને સોળ હજાર એકસોને આઠ રાણીઓ હતી. તેમાં આ આઠે મુખ્ય પટરાણીઓ હતી. રૂક્ષ્મણી, જાંબુવંતી, સત્યભામા, કાલિંદી, મિત્રવિંદા, સત્યા, ભદ્રા, લક્ષ્મણા. એ આઠેમાં એકજ માતાની પુત્રિઓના જેવો સમાન સ્નેહ હતો. આજે ભગવાન કૃષ્ણચંદ્ર કોઇ ભક્તના કાર્ય[4]નિમિત્તે બહાર પધારેલા હોવાથી આ આઠે પટરાણીઓ સાથે મળી વાત વિનોદ કરતી હતી. એ અરસામાં જાંબુવતીને કંઇક જાણવાની[5]જીજ્ઞાસા થવાથી સામે બેઠેલાં સત્યભામાને બધાં સાંભળે તેમ પૂછ્યું. " બ્હેન સત્યભામા ! મને ઘણા દીવસ થયાં હૃદયમાં એક શંકા ઉત્પન્ન થઇ છે, તે આજે હું તમારી પાસે [6]નિર્મૂળ કરવા માગુંછું."

**સત્યભામા**—" વારૂ બ્હેન ! ખુશીથી કહો, હું જેટલું જાણતી હોઇશ તેટલું કહીને તમારૂં મન શાંત કરીશ."

૧. રોગરૂપ. ૨. નિશદીન. ૩. મહેલમાં. ૪. માટે, વાસ્તે. ૫. ઇચ્છા. ૬. નાશ.

**જાંબુવંતી**—"મ્હને એ વિચાર આવે છે કે ભગવાનને આપણે સોળહજાર એકસો આઠ રાણીઓ છીએ, તેમાં આપણે આઠે પહેલાં પરણેલાં હોવાથી મ્હોટાં ગણાઇએ છીએ, પણ એ આઠેમાંથી ભગવાન કૃષ્ણને વધારે વ્હાલી કોણ હશે ?"

**સત્યભામા**—"ગાંડાંરે ગાંડાં, શું [1]શંકાસમાધાનનો સવાલ શોધી કાઢયો ! આટલા દીવસ થયાં પ્રભુની સેવા કરોછો છતાં આટલાં બધાં અજાણ ? પ્રભુને આપણે બધાંય એક સરખાં વ્હાલાં છીએ. જડ ચૈતનાત્મક આખું જગત પણ એમને સમાન પ્રિય છે. મનુષ્યને જેમ પોતાના અંગના સર્વ અવયવો પ્રિય છે. અને ઘરની તમામ વસ્તુઓ માટીથી તે છેક [2]સુવર્ણ સુધી ગૃહસ્થને પ્રિય છે. તેમ ભગવાનને જગત અને જગતને ભગવાન પ્રિય છે."

**જાંબુવંતી**—"બ્હેન ! આતે કાંઈ જવાબ કહેવાય, ભગવાનને બધાં પ્રિય, અને બધાંને ભગવાન પ્રિય એતો હું યે જાણુંછું. વળી શરીરના પ્રત્યેક અંગ મનુષ્યને પ્રિય છે પણ તેમાં ઉત્તમતા અને મધ્યમતા રહેલી છે. માથાપર કોઇ ઘા કરે તો હાથ આડા ધરીએ છીએ તે ઉપરથી સમજાતું નથી કે હાથના કરતાં માથું વધારે પ્રિય છે ! તેમ પીઠના કરતાં પેટનો વધારે બચાવ કરાય છે. તમે કહ્યું કે ગૃહસ્થને ઘરની દરેક ચીજ પ્રિય છે એ વાત પણ હું કબુલ કરૂંછું. પરંતુ વિસરવું ન જોઇએ કે માટીના કરતાં સુવર્ણ કાંઇક વધારે પ્રિય છે. સોનું સાચવી મુકાય છે, અને માટી બારણામાં અથડાય છે. તેમ આપણે બધાં પ્રભુને પ્રિય ખરાં પણ તેમાં ભગવાનને કોઇક પણ વધારે વહાલાં હોવાં જોઇએ."

**સત્યભામા**—"હા, એ વાત ખરી, પણ તે તો તમેય જાણતા હશો કે જુઓ સ્વર્ગના દેવતાઓ, અંતરિક્ષના વિદ્યાધર ગંધર્વો, પૃથ્વીપરના મનુષ્યો, અને પાતાળના નાગલોકો, વગેરે 'કૃષ્ણ રૂક્ષ્મણી' નામનો ઉચ્ચાર કરે છે. કંઇ સાંભળ્યું છે 'જાંબુવંતી કૃષ્ણ,' 'મિત્રવિંદા કૃષ્ણ !' હવે સમજ્યાં, જેનું નામ પ્રભુની સાથે જોડાયેલું રહે છે. એજ ભગવાનને વિશેષ પ્રિય. એમાં શંકા શી ? અને પૂછવું શું ?" જાંબુવંતીએ "ઠીક" કહી તે વાતનો સ્વીકાર કર્યો. પછી ભગવાનને વ્હાલાં [3]ભીમક તનયાના મુખ ઉપર પોતાનાં નયન પાથરી, [4]પ્રશંસા ભરી નજરે જોવા માંડયું. બધાંયે પ્રભુ કૃપા પાત્ર રૂક્ષ્મણીનાં હૃદયથી વખાણ કરવા લાગ્યાં.

---

૧ સંદેહ નિવારણનો. ૨ સોનું. ૩ ભીમકરાજાની પુત્રી રૂક્ષ્મણી. ૪ વખાણ.

*( સાખી. )

યશ ઉત્તમ પર મુખે સાંભળીએ, ગાન જે હરિગુણ ગાવા;
જીભ ઉત્તમ જુઠું નવ બોલે, શ્રેષ્ઠ તે સમ સૌ ન્હાવા.
ઘર ઉત્તમ જ્યાં સંપ સદા રહે, દેહવિણ રોગી વખાણું;
શોક્ય વખાણે તે સ્ત્રી ઉત્તમ, અન્ન ઉત્તમ અન્યે અપાણું.

**સત્યભામાના** શબ્દોથી અભિમાનનું વિષ સર્વાંગે વ્યાપી ગએલાં રૂક્ષ્મણી મનન કરવા લાગ્યાં કે—

( સાખી. )

" ચતુર્દશ બ્રહ્માંડે ચતુરા, બીજી થઇ ન થવાની;
કંથ કૃપાળુ શ્રીકૃષ્ણે કામિની મુજને મ્હોટી માની. "

અને તેથી તેમનું આખું શરીર ખીલેલા ખાખરાની પેઠે રોમાંચ થયું પણ ભગવાનતો—

( સાખી. )

મદ ગંજન કરી વિપત વિતાવે સ્વજનની સરકાર;
તે દામોદર દૂર નહોતા વામાની કરવા વ્હાર.

આવા દયાળુ ને અંતર્યામી હોઈ, થોડી વારમાં રૂક્ષ્મણીને ઉદ્દભવેલો અભીમાનનો જુસ્સો શાંત પાડવા નજીકમાં બેઠેલાં અને પ્રભુને છેલ્લાં પરણેલાં ન્હાનાં લક્ષ્મણાના અંતરમાં પ્રભુએ પ્રેરણા કરી.

**લક્ષ્મણા**—" રાખો, રાખો, બ્હેન સત્યભામા, જાંબુવંતીના કરેલા પ્રશ્નનો ઉત્તર તમે બરાબર આપ્યો હોય એમ મ્હને તો લાગતું નથી.

**સત્યભામા**—" કેમ બ્હેન ! મ્હારા બોલવામાં કાંઇ અતિશયોકિત થઇ છે ? કે આપને કાંઇ ભૂલ ભળાઇ છે ? કદી મ્હારો અપાયલો ઉત્તર યોગ્ય ન હોય તો આપ કહો કે ભગવાનને પ્રિય કોણ છે ? તેથી હું અને આ બધાં બ્હેનો વધારે હર્ષવાન થઇશું." રૂક્ષ્મણીને આ પોતાને રૂચતી વાતમાં ખલેલ કરનાર લક્ષ્મણાનું બોલવું કાંઇક અરૂચિકર થયું પણ શું કહે છે તે સાંભળવા આતુર હતાં.

**લક્ષ્મણા**—" સાંભળો. જેમ આજે જાંબુવંતી બ્હેનને શંકા થઇ, અને

---

* ' મરાઠી સાખી ' ના ... જેવી.

આપને પૂછ્યું, તેમ મ્હેં પણ એક દીવસ વ્હાલા કૃષ્ણચંદ્રને આવોજ પ્રશ્ન કર્યો હતો. જવાબમાં શ્રીપતિએ સાફ સમજાવ્યું હતું કે મ્હને પોતાના પ્રિય ભક્તો સીવાય બીજું કોઇ પણ વહાલું નથી. એટલે આપનો આ-પેલો જવાબ મેં પ્રથમ પ્રભુથી વાત જાણેલી હતી તેથી મને રૂચ્યો નહિં. પ્રભુ હૃદય પ્રિય ભક્તના નિરંતર નિવાસથી પૂર્ણ રહે છે તો તેમાં રૂક્ષ્મણી ક્યાંથી પ્રવેશ કરી પ્રિયતાના પવિત્ર આસન ઉપર બીરાજમાન થાય ?" સઘળાં ચકિત થયાં. ભગવાનને ભાર્યા કરતાં ભક્તો વધારે પ્રિય છે તે સમજી સૌ સહજ ચિંતા નિમગ્ન થયાં. રૂક્ષ્મણી દેવીનું અભિમાન તો ઘાસના અગ્નિની માફક જરાવાર પ્રગટીને હોલવાઇ ગયું. તેને ન્હાની લક્ષ્મણાની મોટી જીભ અસહ્ય ઓળખાઇ. આનંદરૂપ ઉકળેલા દૂધમાં આ લક્ષ્મણાના વાક્ય રૂપ મીઠું પડવાથી ફાટી ગયું. ક્રોધે લાલ બનેલાં રૂ-ક્ષ્મણી ઉઠીને કોઇની સાથે કાંઇ પણ બોલ્યા ચાલ્યા વગર ક્રોધમાં પોતાના ભુવન તરફ ચાલ્યાં ગયાં. રૂક્ષ્મણીના કલેશનું કારણ કોઇને વિદીત નહોતું. ભક્તના ભારેપણાની વાત સૌના હૃદયમાં ખટકી રહી. થોડી વારે બધી બ્હેનો એક બીજીને આવકારભર્યા શબ્દો કહી, છુટી પડી. રોષ રંગે રંગાયેલાં રૂક્ષ્મણી સ્વ સદનમાં આવતાં દાસ દાસીઓને તુચ્છકારતાં નીચે ભુમી ઉપર બેસી ગયાં. ક્રોધ ઇર્ષામાં ફેરવાઈ ગયો. આંખ અગ્નિના તણખાની પેઠે લાલ જ્વાળા પ્રગટાવતી બળી રહી. વીખરાયલા માથાના વાળ મુખ ચંદ્ર ઉપર છવાઇ ભયંકરતામાં વધારો કરતા હતા. હાથની હથેળી આંખ ઉપર ઢાંકી અસહાય જેવી કૌડિન્ય પૂરાધિપતિની કન્યા આક્રંદ કરવા લાગી. આંખમાંથી ટપકતાં અશ્રુ વ્હેણુથી તેમનું ઉત્તમ વસ્ત્ર અને અંગ પલળવા લાગ્યું. ભગવાન શ્રીકૃષ્ણ દ્વારીકામાં પધાર્યા. પ્રથમજ રૂક્ષ્મ-ણીને મળવા ઉતાવળા એ ભુવનમાં આવ્યા. મકાનમાં પગ મુકતાંજ રૂક્ષ્મ-ણીની આ દયા કરવા યોગ્ય દશા દેખાઇ. થોડેક નજીક ગયા. પણ શું જોયું ?

( દોહરો. )

શોક વદન તન શોકમાં, શોક સદન મન ' શોક ';
શોકજ હેતુ શોકનો, શોક શોક ને શોક.

મોઢું અને શરીર શોકમય બની જવાથી રૂક્ષ્મણી શોકનું નિવાસ સ્થાન બની રહ્યાં હતાં. ખરી રીતે આ શોક થવાનું કારણ શોકજ હતી. તેથી મનમાં, તનમાં, અને ભુવનમાં શોકજ છવાઇ રહ્યો હતો. તે જોઇ, માની, માનિનીને મનાવવા શ્રીકૃષ્ણે કહ્યું—

( ધન્યાશ્રી )

વાહ ! આ શું કૃત્ય તમારૂં, મન હેતુ છુપવનારૂં;
ગણો કે કર્યું મ્હેં સારૂં, પણ માનું હું નઠારૂં.
અમથું કર્યું છે અકારૂં, મન હેતુ છુપવનારૂં—વાહ. ૧

થયું કો દુઃખ દેનારૂં, ગણી જીવનને ખારૂં;
કરૂં સજા તેને ન ઉગારૂં, મન હેતુ છુપવનારૂં—વાહ. ૨

પ્રભુથી મનાવાતાં રૂક્ષ્મણી વધારે માનમાં તણાવા લાગ્યાં. પ્રભુ પાસે જઈ, બેઠેલાંના કંઠદેશે પોતાના કરપદ્મ આરોપી હલાવી રહ્યા. અત્યારેજ જાગ્યાં હોય તેવો આડંબર દર્શાવતાં રૂક્ષ્મણી ઉઠયાં. પ્રણય કોપિની પ્રમદા માન લીલામાં મસ્ત બની બોલ્યાં.

( આશાવરી. )

જાણ્યા નંદ કુમાર, તમોને જાણ્યા નંદ કુમાર.
વ્હાલી વ્હાલી કહી, વ્હાલ બતાવો, અંતર વિષ આગાર—તમોને.
ભોળી ભામિનીને ભરમાવો, દાખવી કૃત્રિમ પ્યાર—તમોને.
હયો આ વસ્ત્રાભુષણ તમારાં, મ્હારે નથી દરકાર—તમોને.
મ્હારા પિયરની ઓઢણી ઓઢી, બેસી રહીશ આ ઠાર—તમોને.

વળી વધારે કહ્યું કે—“ પતિપ્રેમ વગરના પતિને અમે શું કહીએ ! આપ બીજીવાર આ મ્હારા ભુવનમાં પધારવા શ્રમિત ન થશો, અને હું પણ આપનાં દર્શન કરવા અન્ય સ્થળે આવીશ નહિ. આજથી અન્ન જળનો ત્યાગ કરી હું મ્હારા અપમાનિત આ શરીરનો તરત ત્યાગ કરીશ. ” શ્રીકૃષ્ણ—“ દેવી, સ્વેચ્છાનુકુળ વર્તન કરવા તમે સ્વતંત્રજ છો. હું તમારા નિશ્ચય કરેલા નિયમમાં આડો આવવા આગ્રહ કરતો નથી. પણ મ્હારી કઈ ભૂલને લીધે તમારે આમ ક્રોધિત થવું પડયું છે ? તે ન સમજાતું સમજાવવા મ્હારી માગણી છે. દોષ દર્શાવ્યા વગરનો રોષ મ્હને યોગ્ય લાગતો નથી. મ્હને જો આ ભુવનમાંથી જવાની સદાને માટે રજા આપો તો હું અત્યારેજ જાઉંછું અને ફરી ન આવવાને પણ બંધાઉંછું. માત્ર થએલી કસુર જાણવા ઉમેદવારછું. તે જણાવવા તમારી ખુશી ન હોય તો હું આ ચાલ્યો. ” એમ કહી ભગવાન રૂક્ષ્મણીથી વિમુખ થયા. મનાવવા અભિલાષામાં આવેલાં દેવી તરતજ પ્રભુ ત્યાગ કરી ચાલ્યા જશે એ જાણતાં નહોતાં. ભગવાનનો તિરસ્કાર કરવાનો તેમનો આશય નહોતો. પણ સહજ આગ્રહમાં તણાઈ તેમને વધારે ‘ કોણ પ્રિય છે ’ એ જાણવા ઇચ્છા હતી.

ભગવાન ભુવનમાંથી બહાર જશે તો મ્હારા મનની મનમાં રહી જશે. એમ ધારી ઉતાવળાં બોલ્યાં. "વ્હાલા, મ્હારે એક વાત આપને પૂછવાની છે તે સાંભળી, પછી પધારો."

શ્રીકૃષ્ણ—"રૂક્ષ્મણી! ત્યારે કાં કહેતાં નથી? હું તો તમને કયારનો પૂછી રહ્યો છું. પણ તમે ધ્યાનમાંજ લેતાં નથી. તમારે કહેવું છે તો મ્હારે સાંભળવું છે. કહો."

રૂક્ષ્મણી—"ભલા! આપને પ્રિય કોણ?"

શ્રીકૃષ્ણ—"બસ! આટલુંજ! મને પ્રિય શું? તે મ્હારાથીજ જાણવાની ઇચ્છા છતાં મ્હને આટલીવાર આવા અપમાનિત શબ્દથી ઓળખાવી, અંતે આલય પ્રવેશથી અળગો કરવો એ શું ઉચિત છે? વ્હાલી વિલોલ નેત્રે! મને પ્રિય, તમો સોળ હજાર એકસો આઠમાં આઠ મુખ્યા અને તે આઠમાં તમે વિશેષ. તમારા કરતાં મને બીજું કોઇપણ વ્હાલું નથી."

રૂક્ષ્મણી—આ વાકયો સાંભળી સ્તબ્ધ થયાં. પોતે પતિને વિશેષ પ્રિય, અને તે સ્વામી સાથે આટલીવાર આવાં ઉદ્ધત થયાં તેને માટે પસ્તાયાં. પતિ ચરણે પડી, માફી માગી. અને લક્ષ્મણાના વદાયેલા વચનની યાદી આવતાં પુનઃ પ્રભુને પૂછ્યું—"નાથ! આપ કહોછો કે આપને મ્હારા સીવાય અન્ય કોઇ પ્રિય નથી ત્યારે મેં સાંભળ્યું છે કે ભગવાન પોતાના ભકતોને વિશેષ વ્હાલા માને છે. શું એ ખરૂં છે?"

શ્રીકૃષ્ણ—"ભકતોની વાતોમાં ભળવું ભામનીનું ભૂષણ નથી. જવાદો એ વાત."

રૂક્ષ્મણી—"પ્રભુ આપને કહેવામાં કાંઇ અડચણ છે? માનો કે હુંજ આપને પૂછું છું કે આપના ભકતો અને હું એ બંન્નેમાં વધારે પ્રિય આપને કોણ?"

ભગવાન—"મ્હારા અનન્ય દાસોની તુલનામાં ત્રિભુવનની તમામ વસ્તુઓ તુચ્છ છે."

રૂક્ષ્મણી—"ત્યારે હું?"

શ્રીકૃષ્ણ—"પછી તમારી ગણત્રીજ કયાં રહી! મ્હારા ભકતો કે જેઓ દેવતાઓ પણ નથી જીતી શકયા એવી માયાને જીતે છે. પ્રસિદ્ધ રૂષિ મુનિયોને અઘરૂં પડતું ઇંદ્રિયદમનનું કાર્ય તેઓ સુગમતાથી કરે છે. બાહ્ય કરણોને અંતઃકરણ સમેત તેઓ મ્હારી ઇચ્છાને આધિન રહે છે.

મ્હારા શીવાય તેઓ બીજા કશાને પ્રિય માનતા નથી. તે ભક્તો મ્હને અત્યંત પ્રિય છે."

**રૂક્ષ્મણી**—"જીવન જીવન આટલાં કારણોથી એમનું ઉચ્ચ પદ છે તો અમારામાં શું ન્યુનતા છે?"

**શ્રીકૃષ્ણ**—"સુવદને! પતિપત્નિનો પ્યાર, તે પ્રેમની ઉંચામાં ઉંચી દશા છે. સ્ત્રી પતિને ચાહે, તેના કરતાં તમારી ચાહના મ્હારા પ્રત્યે વિશેષ છે એમ હું માનુંછું. પણ મ્હારા ભક્તની બરાબરી કે તેમના જેવું સ્વાર્થ રહિત કાર્ય દેવી, તમારાથી તો ન બને પણ બીજું કોઇએ કરવા સમર્થ નથી."

**રૂક્ષ્મણી**—"હશે, આપ જેની આટલી પ્રશંસા કરોછો એવો એકાદ ભક્ત કોઇ મને બતાવશો તો હું આપને ખાત્રી કરી આપું કે ભક્ત અને ભાર્યામાં શો તફાવત છે?" મૂળ વાતનું કાંઇ વિષયાન્તર થઇ જતાં રૂક્ષ્મણીને આવેશમાં યાદ રહ્યું નહિં. ભગવાને તે વાતને પકડી લીધી, અને અત્યારે તો ઉત્પન્ન થએલા રોષ અગ્નિને મુદ્દત મેળવવાનું પાણી છાંટી શાન્ત કર્યો.

**શ્રીકૃષ્ણ**—"જો તમારે ભક્ત પરિક્ષા કરવાની ઇચ્છા છે તો હું પ્રસંગ આવેથી દેખાડીશ."

ભગવાન કૃષ્ણચંદ્રે રૂક્ષ્મણીની ભક્ત પરીક્ષાની આશા પૂર્ણ કરવા 'પ્રભુદાસ' નામના એક ભક્તને બતાવ્યો. તે ભક્તનું ચારિત્ર્ય આવું હતું.

(કેદાર.)

**ભજ શ્રીપતિ સુમતિ ધરી ભાવથી, તરભવ જળ પ્રભુ પ્રભાવથી;**
**રંગ પતંગ સમ નરતન જાણી, સમજી સમય ભજ સારંગ પાણી.**
**મોહ માયા પરહર કર ધર તું માળ શ્રીવર શુદ્ધ સ્વભાવથી—ભજ૦**

**રત્નપુર** નામના એક સુપ્રસિદ્ધ ગામમાં **સોમદત્ત** નામના એક નગરશેઠ નિવાસ કરતા હતા. માતા પિતા રહિત ઉછરતી યુવાવસ્થામાં તે સર્વ સંપત્તિના સત્તાધીશ બન્યા હતા. પિતાની સમૃદ્ધિ અધિક હતી. દાસ દાસીઓની પણ ન્યુનતા નહોતી. દેશ પરદેશમાં દુકાનો આડતો અને પેઢીઓ ચાલતી બરાબર વીશ વર્ષ પૂરાં થયે તેમનાં માતા પિતા પરલોકવાસી થયાં હતાં. એક ગ્રીષ્મ ૠતુની સાયંકાળે સંતપ્ત શરીરને શાંન્તિ આપવા પોતાની દુકાનના ઓટલાપર પાણી છંટાવી, સુંદર શ્વેત ગાદી તકીયા પર બેઠા બેઠા સોમદત્ત શેઠ સાંજની શીતળ હવાને આલિંગતા

મીઠો અનુભવ કરી રહ્યા હતા. એટલામાં તેમના પિતાના બાળમિત્રો બે વૃદ્ધ પાડોશીઓ તેમની પાસે આવી બેઠા.

**૧ વૃદ્ધ**—"કેમ! સોમદત્ત શેઠ! ખુશીમાં તો ખરા?"

**સોમદત્ત**—"હા આવો આવો આપના પ્રતાપથી અને ભગવાનની કૃપાથી હું હંમેશા આનંદિતજછું."

**૨ વૃદ્ધ**—"ધન્યવાદ ઘટે છે સોમદત્ત! તમારા જેવા ગર્ભ શ્રીમંત તરૂણોના મુખેથી ભગવાન કૃપાનું વાક્ય સાંભળતાં અમે અસિમ આનંદ પ્રવાહમાં તણાઇએ છીએ. ભાઇ, ઇશ્વર કૃપાની ઓળખાણ એ આ જગતમાં જીવન લ્હાણુ છે. જેઓ તેનાથી અજાણુ છે, તેને સુખ નહિં પણ મોકાણુ છે."

**૧ વૃદ્ધ**—"સોમદત્ત, સંસારમાં કમળનું પાંદડું જેમ જળથી અલગ રહે છે તેમ રહેવું, "એજ અવતાર સાર્થકતા અને અંતિમ કલ્યાણમાર્ગ છે."

વગર સમજ્યું વપરાતું વાક્ય બોલી સોમદત્ત સંકટમાં સપડાયો. બુઢ્ઢાઓની થતી વાતચીતમાં તે જરાએ સમજતો નહોતો તેથી સ્પષ્ટ સમજવા સોમદત્તે પૂછ્યું——"કાકા, આપ શું કહ્યા છો તે હું સમજતો નથી. પિતા પરલોક પહોંચ્યા પછી માજી મુનિમો વ્યાપારનું કામ યથાસ્થિત ચાલ્યું આવતું તેમજ ચલાવે છે. હુ પણ ધીમે ધીમે તેમાં ધ્યાન આપતો જાઉં છું.

**૧ લો વૃદ્ધ**—"સોમદત્ત, વેપારનું કાર્ય કરવું, પૈસા પેદા કરવા કે માન પ્રતિષ્ઠા મેળવવા રાત દીવસ મચ્યાં રહેવું તેમાં મનુષ્યાવતારની મહત્તા નથી; પણ પ્રભુને ભજી પરમપદની પ્રાપ્તિ કરવી એજ કર્તવ્ય છે."

**સોમદત્ત**—"પ્રભુ ભજન અને પરમપદ એ વાકયોજ હું સમજતો નથી તેમ પિતા તરફથી મળેલા વારસામાંય આ વાકયો નથી."

**૨ જો. વૃદ્ધ**—"નથી, તો લાવવાની જરૂરેય નથી. હું તમને સીધો રસ્તો બતાવું. આવતી કાલથી તમે અમારી સાથે મંદિરમાં જ્યાં નિત્ય ભગવત્ કથા વંચાય છે ત્યાં આવતા જાઓ એટલે સુગમતાથી સ્વકર્મને જાણનારા થશો. વળી વધારે વખત વ્યય કરવો પડે તેમ પણ નથી મધ્યાન્હે જમ્યા પછી છેક દીવસના ત્રીજા પહોરને અંતે ફક્ત એક કલાક આવવં. સાંભળવું, સમજવું વિચારવું, અને વર્તવું એટલે બેડો પાર." સોમદત્ત આ સાંભળી અજાયબીમાં ડુબી ગયો. "વાતો કરતાં લપ વળગશે" એ જાણતો નહોતો. પિતાના મિત્રોની વાત ઉરાડી દેવી પણ તેને અનુચત લાગી. વૃદ્ધોનું

માન ખંડન કરવું એ તરૂણ શેઠ પુત્રને ભીતિકર ભાસ્યું. તેના મનમાં બીક પેઠી કે વખતે ના કહીશ તો તેઓ મને અધિક ઉદ્ધત માની નીંદિત બનાવશે. અને લોકો પણ માનશે કે માબાપ મરી જતાં છોકરો વંઠી ગયો. તેથી સ્વમત દર્શાવતાં બોલ્યો "વારૂ વડીલ, કાલથી આપ જ્યારે કથામાં પધારો ત્યારે મને પણ બોલાવતા જજો." બંન્ને વૃદ્ધો ખુશી થયા. સોમદત્તની મુક્તકંઠે પ્રશંસા કરતા કરતા પોત પોતાને ઘેર ચાલ્યા ગયા. બીજે દીવસે બરાબર વખતે સોમદત્તને બોલાવા આવ્યા. કથા સાંભળવા ગયા. એક કલાક રોકાઇ તે પાછા આવ્યા. ફરી બીજે દીવસ, ત્રીજે દીવસ એમ હર-હમેશ જવા લાગ્યા. બે ચાર વરસ વીતતાં એ બુઢ્ઢાઓ ગુજરી ગયા. પણ સાંભળનારની સંખ્યા કમી થઈ નહિ. જુના ગયા તો નવા જાગ્યા. સોમ-દત્ત હમેશાં જતા. લગભગ ચાલીસ વર્ષ પૂરાં થયાં. શેઠની ઉમ્મર ૬૦ વ-ર્ષની થઇ. વીશ વર્ષની વયથી કથામાં જવાનો ક્રમ ચાલુ રહ્યો. સખત તાપ વરસાદ કે શીતળ પવનમાં પણ તેઓ પ્રમાદી થઇ, કથામાં ગયા વગર રહ્યા નહોતા. અંતે એ શ્રવણનું ફળ તેમને પુત્ર રૂપે પ્રાપ્ત થયું. વૃદ્ધ નગર શેઠને ત્યાં બાળક જન્મના ખબરથી નગ્ર જનો આનંદોત્સવ કરવા લાગ્યા. નામ પાડતી વખતે કથા શ્રોતા સંગીની સલાહથી તે જન્મ પામેલા બાળકનું નામ 'પ્રભુદાસ' રાખવામાં આવ્યું. શુકલ પક્ષના વૃદ્ધિ પામતા ચંદ્રની પેઠે બાળક પ્રભુદાસ દિનાનુદિન વૃદ્ધિ પામવા લાગ્યો. સોમદત્ત શેઠ હજી પણ કથા સાંભળવા જતા હતા. બાળક લગભગ બાર વર્ષનો થયો. સ્વજાતિ અનુસાર દરેક સંસ્કાર કરવામાં આવતા. કયારેક શાળામાં, અને કયારેક પોતાને ઘેર શિક્ષકના હાથતળે પ્રભુદાસ વિદ્યાભ્યાસ કરતો. એક દહાડો રવીવારનો દીવસ હોઈ ભણવાનું બંધ હતું, સ્હવારના નવેક વાગ્યાને શુમારે પોતાનું વાંચવા ભણવાનું સમેટી લેઇ એકલો બેઠેલો પ્રભુદાસ નવિન વિચારમાં ઉતરી જતાં બોલવા લાગ્યો.

( કાનરો. )

આજ જનક[1] સંગ જકર[2] કરી જાઉં, નેત્રે નિહાળી શ્રવણે સુણી ખુશી થાઉં;(ત્યાં જઇને)
પિતુ હમેશ જઇ ત્હેમનોચ્છિતાનંદ,[3] એક દીવસ જવા શે ન મન ચ્હાવું.
નિશ્ચય કર્યું ઠર્યું નક્કી જવું સાથે, 'આવું' કહેતાં શું કહેશે નવ કર[4] અહાવું. આજ૦

આજે અવકાશનો દીવસ પિતા સાથે ગાળવાનો બાળકે નિશ્ચય કર્યો. સમય થતાં પિતાની સાથે મધ્યાન્હ ભોજન કર્યું. વૃદ્ધ સોમદત્ત જમીને

૧ પિતા. ૨ હઠ. ૩ ઇચ્છા મુજબ લાભ. ૪ કાં, શીદ.

જરા શૈય્યાવાસી થયા.[૧] અપરાન્હકાળ[૨] થતાં પોતાનાં વસ્ત્રો પહેરી, હાથમાં લાકડી લેઇ, નિત્ય નિયમ પ્રમાણે કથામાં જવાને તૈયાર થયા. બાળક પ્રભુદાસ પણ ડગલો ટોપી પહેરી પિતા સાથે જવા તૈયાર થઈ ગયો. વૃદ્ધ પિતાએ પ્રભુદાસને આવા તાપમાં બહાર ન નીકળવા તાપનો[૩] ભય આપી અટકાવ્યો. સુજ્ઞ બાળક હાથ જોડીને બોલ્યો, " પિતા, હું ક્યાંઈ બહાર ફરવા જતો નથી. પણ આજે છુટીનો દીવસ હોવાથી ભણવા જવાનું નથી. તેમ મ્હારા સરખા ગોઠીઆઓ સાથે રમવા જવાને પણ હું તૈયાર થયો નથી. "

**સોમદત્ત**—" વારૂ, ત્યારે અત્યારે કપડાં પહેરી ક્યાં તૈયાર થયા છો ? "
**પ્રભુદાસ**—" મ્હારી ઇચ્છા આજે આપની સાથે આવવાની થઈ છે. "

પુત્રના આ શબ્દો સાંભળતાં વૃદ્ધ મગજ તપી નીકળ્યું. કરચોલી પડી ગયેલી ક્ષીણ ચામડી થરથરી ઉઠી. મુખમાં પડતા બાકી રહેલા દાંતો પીસાવા લાગ્યા. પોતાના હાથની તર્જની આંગળી બાળકના તરફ વાંકીને કહ્યું—

( સાખી. )

" જન્મધરી નવ જાણી, અજાણી વાણી કેમ આજ તેં જાણી. "
નહિં તન વૃત્તિ તજાણી, જાણી વધોઓ પિતા એ મન જાણી.

"પુત્ર પ્રભુદાસ ! મ્હારી સાથે આવવાનું તને કોણે શીખવ્યું ? હું ક્યાં જાઉં છું ! અને તે જગ્યા ત્હારે આવવાને લાયક છે કે નહિ તે તું જાણે છે ?"
**પ્રભુદાસ**—" પિતા ! જાણુતો નથી માટેજ આવવા ઇચ્છું છું. અને

( દોહરો. )

પિતુ ઇચ્છા સ્ફુરિ[૪] તને[૫] જવું એક દીન ત્યાંય. "
(**સોમદત્ત**)— મેં આજ્ઞા આ કરી તને, જવુંએ કદીન ત્યાંય.

પિતાએ સખત શબ્દોમાં પુત્રને મનાઇ કરી. ક્રોધિત થઇને છેવટ એટલે સુધી કહ્યું કે " મ્હારો પુત્ર હોય તો કોઇ પણ દીવસ હું જાઉં છું તે જગ્યાએ જતો નાં ! " બાળક પ્રભુદાસની ઉત્થાન[૬] પામેલી વૃત્તિએ આગ્રહનું રૂપ પકડયું.

**પ્રભુદાસ**—" પિતા, આપ જશો તો તો હું જરૂર આવીશ. "
**સોમદત્ત**—" હું ના કહું છું તો પણ તું ત્હારો આગ્રહ તજતો નથી ?

---

૧ સુતા. ૨ મધ્યાન્હ પછી ત્રણેક વાગવાનો વખત. ૩ જ્વર, તાવ. ૪ ઉઠી. ૫ શરીરે. ૬ ઉઠેલી.

વારૂ, જા ત્યારે હું પણ આજથી પ્રતિજ્ઞા કરૂં છું કે હવે હું પણ કોઈ દહાડો જઈશ નહિ. ઘણું સાંભળ્યું, ઘણા દીવસ ગયા. હવે તો મ્હારે પણ જવું બંધ" એમ કહીં પોતાનાં પહેરેલાં કપડાં કાઢી નાખી, લાકડી ફેંકી દેઇ, શાન્તિથી ગાદી પર બેઠા. પોતાને દુઃખે પિતા પણ જવાનું બંધ કરે છે, માટે જરૂર તે સ્થાન કંઇક પણ ખુબીવાળું હોવું જોઇએ. અને તે મ્હને બતાવવાથી પરિણામ નુકશાનકારક આવે એમ પિતાનું માનવું છે. તેથી પ્રભુદાસે પિતાને નિડર રહેવા કહ્યું—" ફરી કદી આપને ન જવું હોય તો આપ સ્વતંત્ર છો, હું આપને જવા દેવા અગર તો અટકાવવા અસમર્થ છું. પરંતુ હું મ્હારી આજે જવા ઉશ્કેરાયલી વૃત્તિને શાંન્ત કરવા અશક્ત છું. આપ ન જાઓ કે ન આવો એ આપની મરજી પણ હું તો આજે જરૂર જઈશ."

સોમદત્ત—"પણ હું ના કહું છું ને તું જઇશ? નથી જવું નાદાન છોકરા, નથી જવું." એમ કહી બુઢ્ઢાએ બાળકનો હાથ પકડયો. છોકરો પણ મકાનના બારણામાં પગ ભરાવી, જવાને માટે જોરથી ખેંચાતાણ કરી રહ્યો જગતમાં 'તમાસાને તેડું' હોતું નથી. તે પ્રમાણે આ પિતા પુત્રની થતી રકઝક જોવાને રસ્તા પર માણસો એકઠા થયા. કેટલાકતો બીજા ચાલ્યા જતાઓને બોલાવવા લાગ્યા.

( સાખી. )

નવી નવાઈ જુઓ આજે છે, પિતાપુત્ર બાઝે છે;
વૃદ્ધ થઇ નવ મન લાજે છે, નવ સુત તન દાઝે છે.

દુનિયાં આખી કંઈ દુર્જનથી ભરેલી નથી કે આવા તમાસા જોઈ બધા કાખલીયો કુટે. સજ્જન અને સોમદત્તના સ્નેહી પુરૂષો આ પિતા પુત્રની તકરાર વખતે તેમની દુકાન ઉપર ચડી ગયા, અને સોમદત્તને ઠપકા ભર્યા શબ્દો કહેવા લાગ્યા—

૧ ગૃહસ્થ—" સોમદત્ત શેઠ! આ શું કરો છો?"

૨ ગૃહસ્થ—" બાળક કદાચ બાળ હઠ લીધી તો આપણે મોટા એ તે વાત મુકી દેવી જોઇએ."

૩ ગૃહસ્થ—" કદી, છોકરો કોઇ પાંચ દશ રૂપીઆની ચીજ માગતો હોય તો તમારે કયાં ખામી આવે તેમ છે? વળી છોકરો પણ તમારે એકજ છે."

૪ ગૃહસ્થ—" શેઠ તમારી વૃત્તિ કાંઇ લોભમાં પડી જતી હોય તો અમને કહો, અમારા ઉપર તમોએ અનેક ઉપકાર કર્યાં છે માટે આ બાળકને

જોઇતી વસ્તુ અપાવી પાંચ દશ રૂપીઆનું ખર્ચ કરવું એ અમારી ફરજ છે. અને તે રસ્તે પણ આપના ઉપકારનો બદલો વાળી અમે ખુશી થઇશું."

**સોમદત્ત**—"વાહવા, વાહવા, શી પૈસાની રેલછેલ કરનારા પરાક્રમી પુરૂષો! મ્હારે આ એક બાળક કાંઇ હઠ કરે અને તે પૈસા ખરચતાં પાર પડે તેમ હોય તો પાંચ દશ તો શું પણ પાંચ દશ હજારનું ખરચ કરતાં પણ આ બુઢો સોમદત્ત પાછો હઠે તેમ નથી. પરંતુ એ કાંઇ માગતો નથી. એને કાંઈ જોઇતું નથી."

**૧ ગૃહસ્થ**—"ત્યારે તકરાર શાની છે તે કહો?"

**સોમદત્ત**—"ભાઈ, એ પણ એક નજીવી વાત છે."

**૨ ગૃહસ્થ**—"પણ શું છે, કહો તો ખરા?"

**સોમદત્ત**—"આ છટેલ છોકરો આજે એક નવું ધત્તીંગ જગાડી રહ્યો છે. તે કહે છે કે તમે હમેશાં કથામાં જાઓછો ત્યાં મારે આવવુ છે."

**૩ ગૃહસ્થ**—"વાહવા, શા ઉમદા વિચાર! કેવો લાયક બાળક! આટલી ન્હાની વયથી કથામાં જવાની લાગણી! સોમદત્ત શેઠ ખરૂં કહું? કદી આ છોકરો તમારી સાથે કથામાં આવ્યો અને એ જ્ઞાનના શબ્દો સાંભળી, તેનું હ્રદય રંગાયું તો સમજી લેજો કે તમારી એકોત્તેર પેઢીનો* ઉદ્ધાર થયો."

**સોમદત્ત**—

( સાખી. )

"શું સમજો શઠ તજો હઠ ઝટ સહુ જાઓ ગૃહે તમારે;
એક પુત્ર એ આંખ અંધની પછી શું કરવું મ્હારે?

જાઓ મ્હારે તમારી વાત કે પંચાત કશું જોઇતું નથી. મ્હારી પુત્ર સાથે થતી તકરારનો નિવેડો લાવવા મેં તમને અરજી કરી નથી."

**૧ ગૃહસ્થ**—"સોમદત્ત શાંત થાઓ, ગુસ્સે થવાનું કારણ નથી. ભલા, કથામાં જવું એ કાંઈ દૂષણવાળું છે?"

**સોમદત્ત**—"દૂષણવાળું કે તદ્દન ખરાબ કામ છે? બીલકુલ નાલાયક, મ્હારૂં માનો તો કોઇએ કથામાં જવું નહિં. કદી મ્હોટા જાઓ તો પરવા નહિં પણ ન્હાનાને તો લઇ જવાજ નહિં."

**૨ ગૃહસ્થ**—"સોમદત્ત શેઠ! આજે તો આ કાંઇક નવું સાંભળ્યું.

---

* પિતાના, માતાના, અને સસરાના પૂર્વજોનો.

ન જવું તો અમારે પણ કબુલ છે. પણ તમે કૃપા કરીને કથાના દોષો કાંઈ બતાવશો? કથામાં જનારને શી હાનિ છે તે કહેશો?"

**સોમદત્ત**—"હા સાંભળો. કથા વાંચનાર બ્રાહ્મણો કહે છે કે-'આ જગતનો વ્યવહાર સઘળો ખોટો છે. પૈસો, ઘરબાર, સ્ત્રી, બાળક, પશુઓ કે જમીન કાંઇ પણ સાથે આવવાનું નથી. બધુંય અહીં મૂકી જવાનું છે. તમે બધાય પ્રભુનું ભજન કરો. ખોટા વ્યવહારમાં ના પડો, અને અમને બ્રાહ્મણોને લાડુ લેવરાવો. પ્રભુ તમારૂં કલ્યાણ કરે.' કહો આ શીવાય બીજું કાંઇ સાંભળવાનું છે? તમે કોઇ મહીના વર્ષ બે વર્ષ કે દશ વીશ વર્ષ કથા સાંભળવા ગયા હશો. પણ મને આજે બાવન વરસ થયાં છે કથા સાંભળતાં. મેં પૂર્ણ અનુભવ મેળવી લીધો છે. તેથી મ્હને ખાત્રી થઇ છે કે પૂર્વના કોઈ જુના પુરાણીઓએ આ બ્રાહ્મણોના નિર્વાહનો વ્યાપાર સારો ઘડી કાઢયો છે. બીજાને કહેવું જગત ખોટું છે, અને પોતે પૈસા પડાવવા. શી કથાની મહત્તા!"

**૧ ગૃહસ્થ**—"હશે જવા દો એ વાત. આપણે એથી શું કામ? આપણે તો કહેનારનાં કર્મો જોવાનાં કે શબ્દો જોવાના છે?

**સોમદત્ત**—"તે ખરૂં. કિન્તુ આ મ્હારો પુત્ર પ્રભુદાસ એવો ગ્રાહ્ય બુદ્ધિનો છે કે તે એક વાર જે વાત સાંભળે તે તેના હૃદયમાં વજ્રની પેઠે ચોટી જાય છે. એ કદાચ મારી સાથે કથામાં આવે, અને બ્રાહ્મણનાં વચનો શ્રદ્ધાથી સત્ય સમજી જાય તો આ ઘરબાર અને મ્હને મુકી ઇશ્વર ભજન કરવા જંગલમાં ચાલ્યો જાય ત્યારે મ્હારે કોની પાસે ફરીઆદ કરવી? મ્હારે આંધળાની આંખ જેવો એ એકજ છોકરો છે. તમેય ઠીક પરાયા છોકરાને સાધુ બનાવવાને બોધ આપવા આવ્યાછો!"

**૨ ગૃહસ્થ**—"શેઠજી! તમે બાવન વરસ કથા સાંભળી તેમાં તમને કાંઇ અસર ન થઇ, અને છોકરાને એક દીવસમાં થઇ જાય એમ કેમ બને વારૂ?"

**સોમદત્ત**—"છોકરો કાચી બુદ્ધિનો છે. તેની વિચારશક્તિ હજી ખીલી નથી. મ્હારૂં કાળજું કાંઇ કાગડા કાઢી ગયા નથી કે હું અંધશ્રદ્ધામાં પ્રેમલો બની જાઉં. હું તો એક કાને સાંભળી, બીજે કાને કાઢી નાખી ચાલ્યો આવું. એટલે મને શાની અસર થાય. પણ છોકરામાં કાંઇ સમજણ છે?"

નિરાશ થઇને દરેક ગૃહસ્થો ચાલ્યા ગયા. પ્રભુદાસ કથામાં ગયા વગર કથાનો ઉદ્દેશ્ય પિતાના મુખથીજ પામી ગયો. કથામાં જવું બંધ કર્યું.

પિતા ખુશી થયા. અને તે દીવસ પણ વ્યતીત થયો. બીજે દીવસે છોકરાને સંસારમાં સાંકલી લેઇ કથા સાંભળે તો પણ અસર ન થાય એવો બનાવવા વૃદ્ધ પિતા સોમદત્તે યુક્તિ આદરી.

( સાખી. )

મોકલ્યો દ્વિજ નિજ બાળતણું, શુભ વેવીશાળ કરવાને;
લાગ્યો તે તત્કાળ ભાળમાં, કાળ ક્રમણ કરવાને.

અને પોતે—

*( છંદ. )

કરતો નહિં દૂર દ્રષ્ટિથી સુત કદી જુદો પડી કો સમે;[1]
તન મનથી દીન રૈન ચૈન ત્યજતો, અંતર દુઃખ કો સમે.[2]
વેળા વીતી ગઇ તદાએ સમજ્યો રાખ્યું ન કંઇ પાસમેં;[3]
અથડાયો અવનીએ અધ મહિં ગૃહ્યો જમનો જરૂર પાસમેં.[4]

મોટી દક્ષિણાની આશાએ પ્રભુદાસનું વેવીશાળ કરવા નીકળેલો બ્રાહ્મણ રત્નપુરથી સાઠ ગાઉ દૂર કુંદનપુર નામના શહેરમાં આવી પહોંચ્યો. ત્યાંના નગરશેઠને ગુણમાં અને રૂપમાં ઉત્તમ એક પુત્રિ હતી. તે કન્યાનું નામ મોહિની હતું. બ્રાહ્મણને મુખે સોમદત્ત શેઠના પુત્ર પ્રભુદાસની વાત સાંભળી, પિતાએ પોતાની કન્યાનું વચનથી દાન દીધું. શ્રીફળ લેઇ બ્રાહ્મણ પાછો રત્નપુર તરફ આવ્યો. સોમદત્ત શેઠનું આયુષ્ય ૭૨ વર્ષનું ભાગ્યદેવીએ નિર્માણ કર્યું હતું તેથી તે સખત બિમારી ભોગવતા બિછાનાવશ થયા હતા. બ્રાહ્મણે વધાઇ આપી, પોતે ખુશી થયા. સાથે બાળક લગ્ન નહિં કરી શકાય એ વિચારે નિરાશ થયા. કાર્યના બદલામાં બ્રાહ્મણને યોગ્ય દક્ષિણા આપી વિદાય કર્યો. પ્રભુદાસને કપાળે ચાંલ્લો કરી શુભ મુહુર્ત જાળવ્યું. તે આખો દીવસ શેઠના ઘરમાં ઉત્સવ થયો. બીજે દીવસે બીમારી વધી ગઇ. સોમદત્ત શેઠે છેલ્લા શ્વાસ ભરવા માંડયાં. પ્રાણ કંઠસ્થ થયા. સંબંધી અને મુનિમોએ જીવ ન નીકળવાનું કારણ પૂછ્યું. સોમદત્તે કહ્યું "મ્હારા પુત્રને મ્હારી સમક્ષ બોલાવો."

* "શાર્દૂલ વિક્રીડીત"...ના જેવો.

૧. કોઈ વખતે. ૨. કોણ સમાવે. ૩. પોતાની પાસે. ૪. યમદુતોની જીવને પકડવાની દોર.

( ગીતી ).

બોલાવ્યો તવ સુતને, વદ્યો સંભાળી દુઃખદ કાળનિજભૂતને;[1]
કરી મન વશ વિદ્યુતને,[2] શિક્ષા માની ભજજે અચ્યુતને.[3]

પ્રભુદાસ—"પિતા એ અત્યારે યાદ કેમ આવ્યું ?

સોમદત્ત— ( સોહિણી. )

"વિશ્વમાં વિચરીને જોયું, અંતે સાથે કંઇ નથી;
મ્હારૂં મ્હારૂં કરીને ખોયું, અંતે સાથે કંઈ નથી, (ટેક)
લક્ષ્મી લટકે લેવાયો હું, વસ્ત્રાભુષણો ત્યાં નહિં;
નવ સમજ્યો હું મન મ્હારૂં મોહ્યું, અંતે સાથે કંઇ નથી. વિશ્વમાં૦ ૧
બાગ બંગલા બહુ બનાવ્યા, પણ એ કહો શું કામ આવ્યા;
પુન્ય કરી નહિં પાપ ધોયું, અંતે સાથ કંઇ નથી. વિશ્વમાં૦ ૨
સાંભળ્યું કીર્તન પ્રભુનું, તે બધું ઉભરી રહ્યું છે;
ઢોળી નાખ્યું દુધ દોહ્યું, અંતે સાથે કાંઈ નથી. વિશ્વમાં૦ ૩

બેટા પ્રભુદાસ જો આ જગતની અસત્યતાનો દાખલો. હું પોતે આ મ્હારૂં મેળવેલું બધું મુકી ખાલી હાથે જાઉં છું. તેમ તું ના કરતો. હાથમાં પાણીલે અને પ્રતજ્ઞા કર, કે આ મ્હારૂં સંચય કરેલું જે દ્રવ્ય છે તે 'પ્રભુનામે પરોપકારાર્થે વાપરીશ'. તું સત્યસ્વરૂપ પરમાત્માનું સ્મરણ કરજે. આ ભૂલવનારી ભારે [4]ભવાટવીમાં ભૂલાવો ખાઇશ નહિં." અજ્ઞાનંદિત થઇ પ્રભુદાસે પિતાનાં વચનને શિરોધાર્ય[5] કર્યાં, અને પ્રતિજ્ઞા લેઇ હાથમાંનું જળ પિતુ મુખે સમર્પિત કર્યું. સોમદત્ત પંચત્વ[6] પામ્યા.

( [7] છંદ )

ગણ્યા પત્રે નિજ તાતને એ સભાગી,
કુળાચાર સમવર્તને ભુલ ભાગી.
પિતુ વાક્ય સ્મરતાં કહ્યું રે અભાગી,
જતી કાં નથી મોહ વૃત્તિ દુર ભાગી."

પોતાની જ્ઞાતિ અને કુળાચાર પ્રમાણે પિતાનું [8]ઉર્ધ્વદૈહિકકાર્ય કરી પ્રભુદાસ સત્કર્મારૂઢ[9] થયો.

---

૧. પોતાના પ્રથમના અનુભવેલા સમયને ૨. વિજળી. ૩. ભગવાન. ૪. જગતરૂપ જંગલ ૫. કબુલ. ૬. મરણ. ૭ 'ભુજંગી'...ના જેવો. ૮. ઉત્તર ક્રિયા. ૯. સારા કામમા પ્રીતિવાળો.

( છંદ. )[1]

નાશી ગઈ સ્વવૃત્તિ વિત્તથી[2] ચીતથી પણ ભ્રમ ગયો દુર નાશી;
નાશી ગઇ મમતાનિતથી[3] હિતથી ભજવાને શ્રી અવિનાશી.
નાશીર ભોજ લહ્યો ભય ભીતથી, રીતથી રહે ન સંસારી સન્યાસી;
નાશીપાસ થયો ન અજીતથી પ્રીતથી ઈશે કરી કરૂણારાશી ?

સારા રીતે ખેડેલા અને ખાતરથી યુક્ત ખેતરને વરસાદ કંઇક નવિનજ લાભ દેખાડે છે. પથ્ય પાળનાર દર્દીને વૈદ્યની દવા કાંઇક જુદીજ અસર કરે છે તેમ—

( દોહરો. )

[4]ઇન્દુપ્રભા પડે સહુ જગે, સ્ફાટિક શ્રેષ્ઠ સોહાય;
મનમાન્યું મેળે મળ્યું, કેમ ન મન હરખાય.

પ્રભુદાસ પ્રથમથીજ સંસારાસક્તિથી છુટવા મથતો હતો. તેને પિતાનાં વચન અને મર્ણ પુરાવા રૂપ થયું. સોમદત્તના મૃત્યુ પછી પ્રભુદાસની માતા પણ એક માસે મરણ પામી. પ્રભુદાસ પિતાનાં છેલ્લાં વાક્યોનું સ્મરણ કરતો, સ્હવારમાં પ્રભુ પૂજન કરતો, અને પિતૃ દ્રવ્ય પરોપકારાર્થે વ્યય[5] થતું.

[6]( જંગલો. )

અત્યાલ્હાદે[7] આનંદ તન થાય, અભિનંદે[8] ભૂસુર[9] સુર[10] પાય; (હાંહાંરે,)
પ્રાત મધ્યાન સંધ્યા કે નિશાયે, દ્વાર કો' આવ્યું જણાય;
આપેલ આજ્ઞા અનુંચરોને, અલ્પ ન કદી અટકાય—અભિ૦ ૧
દુર્વાસા સમ તિવ્ર તમોગુણી,[11] શાંન્તી કરે નવ થાય,
તેને પણ ગણી મણી સમ મનમાં ત્રાસે રખે એ દુભાય—અભિ૦ ૨
તન અન્ન ધન જન માગે તે અરપણ ક્ષણ નવ મન સંકુચાય;
બ્રહ્મ મય બ્રહ્માંડ બાહ્યને[12] અંતર, સ્વાર્થ જરા ન જણાય—અભિ૦ ૩

બે વર્ષ વીતી ગયાં. એક સવારે આઠેક વાગે પ્રભુદાસ પિતાના મર્ણ પછી પધરાવેલ ઠાકોરજીના મંદીરમાં પોતે પૂજન કરવા બેઠો હતો.

---

૧. 'સવૈયા'...ના જેવો. ૨. દ્રવ્યથી. ૩. અનિત્યવસ્તુપરની આસક્તિ. ૪. ચંદ્ર કિરણ. ૫. ખર્ચ. ૬ 'પામ્યો પામ્યો પદમણી'—ના જેવો. ૭. અતિ હર્ષે. ૮. વંદે. ૯. બ્રાહ્મણ. ૧૦. દેવ. ૧૧. ક્રોધી. ૧૨ બહાર.

## ( પ્રબંધ. )

### જે નિત્ય કર્મે ચિત્ત રાખે, તે અંતે ઉત્તમ રસ ચાખે.

પ્રાતઃસ્નાન કરી, ઉજ્વલ રેશમી વસ્ત્ર અંગ ધરી, ઉપવસ્ત્રે સ્કંધે નવ વીસરી, સદ્ય સંચરી, હર્ષ ઉર ભરી, સ્હમજી ફરજ ખરી, પૂજનાલયે પ્રેમે પરવરી આસને આસીન[1] આસન મારે, આવાહન કરે પ્રભુ પધારે, વિશ્વ વિચારે, ત્યજી ત્યજી વારે, પીઠ પાલખે, આપ આળખે, પ્રણતપાલ સખે, રહેન આગ્યા પખે, ભુલે મોહ હરખે, ઉર્ધ્વ પુંડ તુલસીની માળા, મુદ્રા યુક્ત દ્વાદશ રૂપાળા, ચિન્હ અંકિત વપુ વૈશ્નવ વ્હાલા,—પછી સુવીધી કરે, આસન ધરે, તવ ધ્યાનમાં ઉરે, સત્ય રૂપ સ્ફુરે.—અર્ધ્યે પાદ્યાદિ આચમનીય, સ્નપન સ્નાન, વસ્ત્ર પરિધાન, ભુષણ નિદાન, ઘંટાદિ વાદ્યોનાં પૂજન, સહસ્ત્ર નામ શ્રી હરિનું સ્મરણ, પુરાણાધ્યયન, વિશેષ ઉપવિત, અર્થે મહી હીત,—ચંદન ચર્ચે, કુમ કુમ અર્ચે, તન મન ખર્ચે, પૂરણ પરચે,—બાદ પુષ્પ તુલસી પરણેથી, સુવાસિત દ્રવ્યાચરણેથી, ધૂપ દીપ નૈવેદ્ય નિરંજન, પાદ્ય વંદનાદિ પ્રિય પૂજન, ચરણે તન ધન, મનહર્ષિત ધન,—પાન હોમ બલિ ક્રિયા ખાસ, લવંગાદિ પાનપુંગી મુખવાસ, પુનરાય ગંધ, નોસજી સબંધ, શંખ ઘંટાનાદ, ઉભરે આલ્હાદ, જય જય વરસાદ, પ્રદક્ષિણા જપ, પ્રાર્થના ન અલ્પ, યાચે જે ખપ, અપરાધ ક્ષમાપન, નિર્માલ્ય ધારન, જગજીવન નિરાજીત શંખજલ, ગ્રહે ચરણોદક તેજ તેજ પળ, વાકયે સકળ, પદગાન ગીત, મદહાણ નીત, રદ કર્મ અન્ય, તે નરો ધન્ય, અશુપરજન્ય, ભગવદ ભક્તને શ્રી ભાગવત, દુર્જન નિંદા ન ધરે કાન, સુંદર પુરાણ, કે વિશ્નુ શાસ્ત્ર શ્રી ભાગવત ગીતામૃતરત ભગવાન લીલા કથા, વાકય ન વદે વૃથા, અલગ અન્યથા, એજ પડી પૃથા, સુખદ સર્વથા, ભગવદ્ધર્મને સંધ્યોપાસના, રહે નિરંતર લાગી વાસના, મૂર્તિ દર્શન, કપિલા પ્રદાન, ન રહે સ્થાન, એમ સમજતા, ભાવે ભજતા, ભક્તિ સજતા, બ્રહ્મલોક લગી યશ ગરજતા, સૂર સુમને સુમન વરસતા, અદ્ભુત સત્તા, પૂજન પ્રકાર એ, નવ જાણે નવ પામે પ્યાર એ, કરૂણાધાર એ, ને સ્વીકારએ, નહિં વીસારીએ, કર્ણધારએ, નિત્ય નતિ નિતિ સુધારીએ, બાહ્યકરણે અંતર સ્વચ્છ બણે ન્હાવ્યાવીણ કયાંથી ફળને લણે, ખેડયું ખાતર વિના ન જામે, પાણીપાય ભલે આઠે જામે, કાળ વીતે ફરે ઠામે ઠામે, નિત્યકર્મ નવ કરતા ધામે, દર્શન પ્રિય દર્શનને પામે, બેપરવા રહેશે તે સ્હામે, માનુકર્મે સુશીલ કર્મે, શીર ચમર ઢુલે છે કર્મે, દીન દુઃખે ઝુલે છે કર્મે, મ્હોટા કર્મે ન્હાના કર્મે. નિંદા વખાણ ન્હાના કર્મે, કર્મ વિનાનો ધર્મ શું કહીએ, આંક વિનાનાં મીંડાં લઇએ, કર્મવાદી પણ કર્મને માને, કર્મ ન કરતા ભટકે રાને, માટે કર્મ ન તજીએ વીરા, ધારણ રાખીએ થઇને ધીરા, ભજીયે કૃષ્ણ કે શ્રી રઘુવીરા, 'અમૃત' વદે અભિલાખે.—નિત્ય૦

---

[1] બેસી.

આ વખતે પરદેશથી આવેલા પત્રો શેઠને પહોંચાડવાને નોકર [1]પૂજનાલયના દ્વાર પાસે આવ્યો. પ્રભુદાસ આંખો બંધ કરી હાથમાં માળા લેઇ પ્રભુ નામ સ્મરણ કરી રહ્યા હતા. તેમને બોલાવી પૂજનમાં વિક્ષેપ પાડવો તે અનુચિત ધારી નોકર બધા કાગળો બારણામાં મૂકી ચાલ્યો ગયો. થોડીવાર પછી પ્રભુદાસે પૂજન કાર્ય સમાપ્ત કર્યું. પણ પોતે હજુ સ્થાન પરથી ઉઠયા નહોતા. ભગવાનની ચિત્ર છબી સામે પાલખામાં બિરાજતી હતી તેને પણ વિસર્જન કરી નહોતી. અચાનક તેમની દ્રષ્ટિ બારણામાં પડેલા પત્રોપર પડી. અક્ષર ઉપરથી તે નવિન જણાતા કાગળોએ પ્રભુદાસનું ધ્યાન ખેંચ્યું. બેઠે બેઠે એક પત્ર લેઇ લીધો, ખોલ્યો, વાંચ્યો, અને વિચારમાં પડયા. આ પત્ર તેમના સસરાએ કુંદનપુરથી લખ્યો હતો. અને તે સાથે લગ્ન પત્રિકા પણ મોકલેલી હતી. પત્રનો પ્રાધાન્ય વિષય. " અમારી કન્યા મોહિની મ્હોટી થઈ છે. લગ્ન ઉતાવળથી કરવા અમારી અભિલાષા છે. તમારાં વૃદ્ધ માતા પિતાને ગુજરી ગયે લાંબો વખત થયો છે એટલે તમને પૂછાવ્યા વગરજ સાતમ ને સોમવારનું લગ્ન મુકરર કર્યું છે. ને લગ્નપત્રિકા સાથે મોકલી છે. તે સ્વીકારી લેઇ, જાન સમેત સમયાનુકુળ આવી પહોંચજો. " એ હતું. પિતાના મરતી વખતના શબ્દો સંસાર ત્યજાવનારા હતા. અને આ સંસારમાં બંધન કરનારો પત્ર હતો. તેથી આ બંન્ને ઉપાધિમાં કયો વિચાર દ્દઢ કરવો તે પ્રભુદાસને તો હાથે સમુદ્ર ઉલેચી સુકવા નાખવા જેવું વિકટ હતું ' મનહરદાસ' નામનો એક પ્રભુદાસનો નજીકનો સંબંધી હતો તે ટપાલ આવી ગયાનો સમય જાણી પરદેશમાં ચાલતા ભાવતાલનો પત્તો મેળવવા પ્રભુદાસની પાસે આવ્યો. તપાસ કરતાં જણાયું કે પ્રભુદાસ પૂજનગૃહમાં છે. તરત તે ત્યાં ગયો. આજે પત્ર વિચારે નિમગ્ન પ્રભુદાસને પરદેશના ભાવતાલની વાત પૂછી. ચિંતા ચગડોળે ચડેલા ચિત્તવાળો પ્રભુદાસ કાંઈ પણ જવાબ ન આપી શકયો. એટલે અટકચાળા મનહરદાસે પ્રભુદાસના હાથમાંનો પત્ર ખેંચી લીધો, અને વાંચી રાચી નાચીને જાનની તૈયારી કરવા મુનિમને જાણ કરવા દોડયો.

મનહરદાસના ચાલ્યા ગયા પછી પ્રભુદાસે એક બીજો કાગળ લેઇ ખોલ્યો તેમાં ફક્ત બેજ લીટીઓ લખેલી હતી. કોના ઉપર લખાયો છે, કોણ લખનાર છે તેમાંનું કશું જણાતું નહોતું પણ—

---

૧. મંદીર.

( દોહરો. )

લક્ષ્ય[1] લક્ષધાર[2] લક્ષિને,[3] લેખે[4] આળખ્યો[5] લેખ;
લક્ષે[6] લક્ષાધિપ[7] સુતે,[8] લેખે ઓળખ્યો લેખ.

થોડા પણ હૃદય આકર્ષણીય અક્ષરોએ વાંચનારનું મન વશ કર્યું.

*( છંદ. )

પેખી પત્ર પરવશ પ્રીછે પ્રાણપતિ એ,
પૂરણ પ્રેમ પ્રમદા પ્રત્યે પ્રેર્યો પતિ એ.
સરલ સૂચવ્યું સ્નેહે સહુ સ્પષ્ટ સતી એ,
સજીતસેન[9] સ્મર[10] સ્ફુરે[11] સુખ નાસતીએ.

પવિત્ર પત્નિના પ્રવીણતા પ્રદર્શિત પત્રથી પરવશ પડેલા પ્રભુદાસને પ્રથમનાં પિતુ વાકયોનું પુનઃ સ્મરણ થયું. તેથી વિચારવા લાગ્યો કે—

( સાખી. )

ભક્ષ ભરોસે ભૂલ ભોગવે, મીન જેમ જલમાંહે;
ભક્ષ ભરોસે ભૂલ ભોગવે, પન્નગ પણ પળમાંહે.
તેમ તરૂણ તન તર્ક તલ્લીન, તૃષ્ણા અસ્રરંગ[12] તણાતો;
તોડ તાત તેલોક તણાં તું તારંતરગતનાંતો.[13]

આ ન્હાના લેખને સમાપ્ત કરતાં સતીએ સૂચના કરેલી હતી કે— 'આપને જોવા મેં મ્હારી છબી મોકલી છે' તે ચિત્ર છબી પરબીડીયામાંથી બહાર કાઢી પ્રભુદાસે પોતાના ડાબા હાથ પર ધરી, અને જમણા હાથમાં સામે પાલખ માં બીરાજેલ ભગવાનની છબી લેઇ, બંન્નેની તુલના કરવા લાગ્યો.

[14]( જંગલો. )

જય [15]હૃદયની આવી સ્વારી, આ સાચું ? કે આ સાચું ?
[16]શ્રીપતિને સ્ત્રી [17]પ્રતિ મતિ મારી, આ સાચું ? કે આ સાચું ? જય. ૧
મોર મુકુટ પિતાંબર ધારે, [18]નવસપ્તે તનને શણગારે;
હું વારી તો એ બલીહારી, આ સાચું ? કે આ સાચું ? જય. ૨

૧ ધ્યાન. ૨ લાખગણું. ૩ વાપરીને ૪ લખાણે. ૫ ચીતર્યો; લખ્યો. ૬ નજરે. ૭ લાખોપતિ. ૮ છોકરે. * "ભુજંગી"...ના જેવો. ૯. તૈયાર કરેલા સૈન્ય સાથે ૧૦ કામદેવ. ૧૧ ઉદ્ભવે; ઉત્પન્ન થાય. ૧૨ પાણીનાં મોજાં. ૧૩ હૃદયથી વ્યાપેલાં વિષયી દોરડાં. ૧૪ 'મારા બાપે વેં ગયા'... ના જેવો. ૧૫ બે. ૧૬ ભગવાન. ૧૭ તરફ ૧૮ સોળ શણગાર.

જ્યાર પ્રભુનો મોહ હરે છે, જ્યારે સ્ત્રી તન કેર કરે છે;
નમું પદે એ પદનમનારી, આ સાચું ? કે આ સાચું ? ભય. ૩
પ્રભુ ભજું તો હું ભવ ખોઉં, સ્ત્રી ભજું તો સહુ સુખ લેઉં;
(જગતની) આશ તજું તો તન તજનારી, આ સાચું ? કે આ સાચું ? ભય. ૪

તોલ કરતાં તરૂણીનું ત્રાજવું કાંઇક ભારે થયું. સંસારાભિમુખ શેઠ પુત્રને શ્રીવર કરતાં સ્ત્રી સુખદાયિની સમજાઈ તેથી—

( ગીતિ. )

[1]મનમથ મર્મને સ્હેવું, તન ઉસ્કેરાટું 'પ્રિય' 'પ્રિય' મુખ કહેવું;
મળ્યા સ્વાર્થે હેતુ,[2] લાવવી કન્યા એજ મુખ્ય હેતુ.[3]

કપાળે ચાંલ્લો કરાવી, ગળામાં ઘરેણાં ઘાલી, પ્રભુદાસ લગ્નના પંથમાં પરવરતા જણાયા. બે ચાર દહાડા પછી તરતજ જાન લેઇ શ્વસુર નગ્ર તરફ પ્રયાણ કર્યું—

( લાવણી. )

સહુ સાથ મળ્યા શુભ જ્ઞાત, ખ્યાત પણ ચાલી;
દાઝ્યાં દીલ ખરીને થઇ સજ્જનમાં ખુશાલી. ૧

ગજ રથ સ્વાર, શીબીકા તૈયાર, કરી સંગે;
શકટ[4] એક સહસ્રને લીધાં સાથ ઉમંગે. ૨

વૃદ્ધ યુવા બાળ, સુસ્વર તે કાળ, મનોહારી;
ગાતી હરખાતી જાતી સર્વ સુનારી. ૩

રસ્તે પણ સહુ, કરે ધર્મ બહુ, ન મનાઈ:
નહિ દ્રવ્ય તણી દરકાર કશી એ ભાઈ. ૪

કોઇ દીન, મળે દુઃખ લીન, તો પોતે જાતે;
કરે સંકટ તેનું દૂર હૃદય હરખાતે. ૫

ભક્ત અને અભક્તનો આટલોજ ભેદ દેખાય છે. અભકતો કીર્તિને માટે દાન કરે છે. સારાં પવિત્ર સ્થળો બંધાવે છે. અનાથ પશુ અને મનુષ્યોને મદદ આપવા મહેનત લે છે, પણ એ બધા વેશમાં છુપાયેલી યશની તૃષ્ણા છાની રહેતી નથી અને ભકતો ભાવથી ભગવાનની ભકિત કરે છે બહારથી. પણ અંતરમાં અપૂર્ણતા રહિત વૈરાગ્યવાન રહે છે તેમ અહીં પણ જાનવાળાઓ પ્રભુદાસના પિતા મરતી વખતે પોતાનું દ્રવ્ય પરમાર્થે

૧ કામદેવ. ૨ સંબંધીઓ. ૩ કારણ. ૪. ગાડાં.

વાપરવા કહી ગયા છે એ જાણુતા હોવાથી રસ્તાના દરેક ગામોના મનુષ્યોને ખાનપાનથી સંતોષતા અને બદલામાં કીર્તિનો કોલાહલ કરાવતા કોઇ દુઃખી કે દરિદ્રીની દયા ખાતા નહોતા. પણ પ્રભુદાસનું વર્તન એમનાથી ઉલટું હતું. જાન ચાલતી બરાબર લગ્નને દીવસે કુંદનપુરથી ચાર ગાઉ દૂર રહી. ગ્રીષ્મ રૂતુના મધ્યાન્હનો સખત તાપ દરેક મનુષ્ય અને પશુઓને પીડિત કરતો હતો. એટલે સઘળાં સરિતા તટ ઉપર સ્થંભ્યા. એક દૂતને આગળથી રવાના કરી પ્રભુદાસના સસરાને જાણ કર્યું. 'સૂર્ય કિરણોનું જોર જરા શાન્ત થાય એટલે અહીંથી બધા આગળ ચાલી સાયંકાળે ત્યાં પહોંચી જશું.' આવો વિચાર જાન ભાર ઉઠાવનારા મુનિમો કરતા હતા. એટલામાં—

( સાખી. )

શંકીત ચિત્તનું સમાધાન કરવા શ્રીવર શ્રી[1] સંગે;
જોયું દ્રષ્ટ કષ્ટ નષ્ટ કરવા થયા ભ્રષ્ટ સુપ્રસંગે.

પ્રથમ રૂક્ષ્મણીને ઉદ્‌ભવેલી ભક્તની પરીક્ષા કરવાની ઈર્ષામય આશા પૂર્ણ કરવા પરમ પુરૂષ કૃષ્ણચંદ્રે આ પ્રભુદાસ ભક્ત બતાવ્યો. રૂક્ષ્મણી તે ભક્તને હલકો પાડી, પોતાની ઉત્તમતા દર્શાવવા અત્યંત આતુર હતાં. ગરૂડ પર બેસી કૃષ્ણ રૂક્ષ્મણીએ જતી જાનના રસ્તામાં મુકામ કર્યો. ભગવાને ગલીત કુષ્ટ અંગ બનાવ્યું અને રૂક્ષ્મણી તદ્દન દારિદ્રય વેશ ધારિણી બન્યાં. કુંદનપુરથી પા ગાઉ દૂર એક પાંદડા વગરના સુકા ઝાડ નીચે મનુષ્ય અવર જવરના રસ્તાની બાજુએ બેઠાં. ભગવાનના રક્તપિત્તમય શરીરમાંથી રૂધિર પાચ અવિચ્છિન્ન ગતિથી પ્રવાહિત થતો હતો. અને સાથે અસહ્ય દુર્ગંધ પણ ઉડી રહી હતી. મધ્યાન્હનો સમય વીત્યો. એટલે જાનનાં વાહનો તથા મનુષ્યો કુંદનપુર પહોંચવાના પંથી બન્યા. પ્રખ્યાત મ્હોટા મુનીમની ગાડી બધા કરતાં આગળ ચાલતી હતી. તેના મનમાં જાનને વેળાસર લેઇ જઈ માન મેળવવાની ઉત્કટ આશા ભરાઇ રહી હતી. તે જ્યારે આ બીરાજેલાં કૃષ્ણ રૂક્ષ્મણી પાસે આવ્યો ત્યારે તેમની દુઃખી દેહ દશા, તથા દુર્ગંધ આવતી જોઇ કંટાળી નીચે ઉતર્યો. અને 'આ લફરૂં જો શેઠ દેખશે તો તેની સારવાર કરવામાં આજનો અમૂલ્ય વખત નકામો વહી જશે. જાન મોડી પહોંચતાં બદનામી મ્હારે શીર રહેશે. માટે ઉચિત

---

૧. લક્ષ્મી.

છે કે આ બેસી રહેલાં રાંકાંઓને શેઠની ગાડી આવી પહોંચતાં પહેલાં અહીંથી દૂર કરવાં જોઇએ.

( સાખી. )

ભાળી ત્રાડી ઘાડી રીસથી, ઉઠાડવા અભિમાને;
વાળી ગાડી આડી દીશથી, પણ શ્રી નવ મન માને.

રૂક્ષ્મણીએ ખોળામાં સુતેલું આ જરજરીત શરીરવાળું પુતળું ઉઠાવી દૂર મૂકવા મુનિમને કહ્યું. મુનિમે ના પાડી. રૂક્ષ્મણી પણ ખસ્યાં નહિં. મુનિમે શેઠની ગાડી બાજે રસ્તે લઇ જવા યુક્તિ રચી. પણ ગાડીઓ બધી એક બીજીને અડોઅડ ઉભેલી હોવાથી મુનિમ મનોચ્છા પાર પડી નહિં તરત બુદ્ધિના ચાલાક મુનિમે ત્રીજી યુક્તિ અમલમાં આણી, જાનની સાથે રક્ષણ કરનાર સોએક સિપાઇઓ હતા તે બધાને બોલાવી બેઠેલાં કૃષ્ણ રૂક્ષ્મણીને ચાલુ રસ્તા વચ્ચે તેમને ઉભા રાખી એક દુર્ગ[1] જેવી દીવાલ રચી. સઘળાંને સખ્ત હુકમ આપેલો કે તેમણે શેઠની ગાડી પસાર થતાં સુધી એવું એક બીજાને અડકીને ઉભા રહેવું કે વચમાં જરાય માર્ગ રહે નહિં, અને શેઠની નજર આ રાંકાઓ ઉપર પડે નહિં. તેમાં જે કસુર કરશે, તેનું જોખમ તેને પોતાને શીર રહેશે.

ગાડીઓ પછી ગાડીઓ પસાર થવા લાગી. શેઠની ગાડી પણ આવી પહોંચી. લાઇન બંધ ઉભેલા નોકરોને જોઇ પ્રભુદાસને સહજ શંકા થઇ. પ્રભુએ પણ પોતાના શરીરમાંથી ઉડતી દુર્ગંધી વિશેષ વિસ્તારિત કરી. ઉભેલા બીચારા સોએ નોકરો પોતાના નાક આડાં કપડાં દઇ રહ્યા હતા. તેથી બેવડી શંકામાં પડેલા પ્રભુદાસે તે અનુચરોને પૂછ્યું—

( દોહરો. )

"અટકી અનુચર અહીં રહ્યા, વળી આ શી દુર્ગંધ;
કહો કારણ ઝટ ઉભયનું, કેમ કર્યાં મુખ બંધ."

પુનઃ પુનઃ પ્રશ્ન કરતાં જથરવથર જવાબ મળતો જોઇ ગાડીમાંથી શેઠ નીચે ઉતર્યા.

*( છંદ. )

પરહરી વાહનને ઉતરી ઝડપથી ચાલ્યો અભીમાન શો,[2]
રહેજો ઠરીને જરી અહીં વળી કહ્યું આજ્ઞા સહુ માનશો.

---

૧. કિલ્લો. * 'શાર્દુલ વિક્રીડીત'...ના જેવો. ૨. શું.

દ્રષ્ટિ ફરી ગયું મન ડરી કહ્યું હરી ! કરવો અનુમાન શો ?
શ્રી અંકે શીર ધરી સુતા જર જરી દેહ દ્રશ્ય અંગમાં નસો.?

પ્રભુની વિભૂતિને પ્રભુમય સમજનારો પ્રભુદાસ આ દુ:ખી દેહ જોઇને અત્યંત દીલગીર થયો. દુનિયામાં આવા દુ:ખીયા વસે છે એ વિચારે તેની આંખમાં પાણી ભરાઈ આવ્યું તેથી પાસે જઈ પોતાના બંન્ને હાથ જોડી બોલ્યો—

( કલ્યાણ. )

નમન કરૂં પડું પાય, ક્યાંથી પધાર્યા, સત્ય કહો કરી સહાય—ક્યાંથી.
અશક્ત અંગે સંગે છે કો આ? સાંભળવા ચિત્ત ચહાય—ક્યાંથી. ૧
આવ્યું આ દુષ્ટ દર્દ કહો શાથી, કાં નથી કરતાં ઉપાય ?—ક્યાંથી. ૨
સેવો નીત્યે, પ્રિત ધરી ચિત્તે, વળી મન હર્ષ દેખાય ?—ક્યાંથી. ૩
મુક્ત થવા વૃત્તિ કેમ નથી થતી, એકલાં આ અરણ્યમાંહ્ય ?—ક્યાંથી. ૪

પ્રભુદાસના પૂછવા ઉપરથી રૂક્ષ્મણીજીને હૃદયે ખાત્રી થઇ, કે આ ન્હાની ઉમ્મરનો ભક્ત મ્હારી આશા નિષ્ફળ કરી શકશે નહિં. એટલે પ્રત્યુત્તરમાં—

( દોહરો. )

[૨]કૃત્રિમ કૃતિ કરીને કહ્યું, કહેણ કર્મનો વાંક;
વળતી વૈશ્ય[૩] વિનયે વદી, કહે ન કર્મનો વાંક.

( સાખી. )

હકીકત મારી શ્રવણે ધરતાં, જરો શુદ્ધ સાંન તમારી;
અસહ્ય વેદના સહું અંગે, વદું શું આરત[૪] મારી.

પ્રભુદાસ—" માતાજી તમને કાંઈ કહેવામાં અડચણ છે ? "
રૂક્ષ્મણી—" ભાઇ, ન કહેવાનું કારણ એટલુંજ છે કે હું જે જે સ્થળે જાઉંછું તે તે સ્થળે ત્હારા જેવા પૂછનાર મ્હને બહુ મળે છે. હું દરેકની પાસે આ વાત કહી કહીને થાકી ગઇછું. હવે તો મેં સંકલ્પ કર્યો છે કે જે આ દર્દને મટાડનાર મળે તેનેજ મ્હારે મ્હારી હકીકત કહેવી. "
પ્રભુદાસ—" માજી, જો આ દર્દ મટે એવું છે તો તેને ગમે તેવી મુશ્કેલી ભરી દવા કરવાની હશે તો પણ હું કરીશ તેને માટે હું મ્હારા ઇષ્ટદેવના સોગન ખાઇ બંધાઉંછું. "

---

૧. શ્રીગો. ૨. બનાવટ. ૩. પ્રભુદાસ. ૪. પીડા.

રૂક્ષ્મણી—"ભાઇ, તું ન્હાનો છે. ત્હારાથી તે કાર્ય ન બની શકે એવું હોય તો તું શું કરે ?"

પ્રભુદાસ—"તો શું કરૂં ? સાંભળો—

( દોહરો. )

બોલ્યો મુખથી બોલતે, ફરૂં ન જાય છો જાન,[1]
તમ હકીકત જાણ્યા વિના, ફરૂં ન જાય છો જાન.[2]

માજી, આપ નિડર રહી આ દર્દની દવા કહો. હું એ દવા મેળવ્યા વગર અહીંથી જવાનો નથી. તેમ તમારાથી થોડો પણ દૂર થવાનો નથી. મ્હારૂં આપેલું વચન હું ના પાળું તો મ્હારી ઇકોતેર પેઢી રૌરવ નર્કમાં પડે. અને આ કાર્ય પૂર્ણ થતાં સુધી હું અન્ન જળ લઉં તો પણ મને હરામ કે અગ્રાહ્ય જેવું છે."

શબ્દ સાંભળી રૂક્ષ્મણીનું હૃદય કરૂણાથી પુરાઇ ગયું. ભક્તોની આવી ભયંકર સાહસિક કૃત જોઇ કૃષ્ણાર્ધાંગનાના અંતરમાં ઉત્તમ લાગણી ઉત્પન્ન થઇ. તેથી ગળા ગળે સાદે બોલ્યાં—

( ગીતિ. )

દુઃખદ સમય જનારો, નથી તેમ નથી કોઇ સ્હાય અંતે કરનારો.
વૃથા શોચ કરી નારો,[3] સમજ નજીક છે [4]દુઃખાબ્ધિ ફીનારો.

આખર રૂક્ષ્મણીએ પોતાની ઓળખાણ, દર્દની ઉત્પત્તિ, અને દર્દનાશક દવા ક્રમે ક્રમે કહેવા માંડયું.

( કાલંગડો. )

કહું વાત ભ્રાત શું મારી, જગતાત નાથ હું નારી. (ટેક.)
ચતુર્વર્ણમાં ઉત્તમ જ્ઞાતી, દ્વિજ તણી છે અમારી,
હું હીણભાગ્યની પત્નિ એ પતિમુજ અંતની આશા મારી. જગ૦ ૧
રહેતાં સંગે રંગે ઉમંગે, બન્ને સમય સ્વીકારી,
નહિ કલેશ લવલેશ અચાનક, થયો ફેર આકારી. જગ૦ ૨
પુષ્પવાટિકા નગ્ર સમીપે, ત્યાં નિત મુજપતિ જાતા.
એક દિવસ રૂપિ કન્યા કુમારી, સરે ન્હાતી જોઇ જાતાં. જગ૦ ૩
વસન[5] વિનાની વીણ પરણેલી, જોઇ અટકયા પતિમારા,
'પ્રણ'[6] પૂરૂં થયું જાણી કન્યા કહે, પાણી[7] ગૃહો પતિ મારા. જગ૦ ૪

---

૧ જીવ. ૨. પરણવા જતા વરરાજાના સાથેનો માનવ સમૂહ. ૩ રડીશ નહિ. ૪ દુઃખ દરીયો. ૫ વસ્ત્ર. ૬ તે કન્યાની પ્રતિજ્ઞા હતી કે-'જેનું મુખ જોવું તેની સ્ત્રી થવું.' ૭ હાથ.

એક પત્નિના ગુમાને પતિએ, કન્યાને તુચ્છકારી;
ક્રોધિત શ્રાપે કરી આ દેહી, થઈ અમ આશ અકારી. જગ૦ ૫
શ્રાપ નિવારણ કરવા કારણ, થઈ દીનાધિન ચરણે,
ગમ્યા દમ્યા જે નમ્યા તે સમજી, વદી વિરૂદ્ધ આચરણે. જગ૦ ૬

આ સાંભળી પ્રભુદાસના અંતરમાં ભય, દયા, અને શોક મિશ્રિત કરૂણાનો ઉદ્દભવ થયો. દર્દ મટાડનારી દવા જાણવાને તેનુ મન અધિકાધિક ઉછાળા મારવા લાગ્યું. ઉપરોક્ત હકીકત સાંભળી હૃદય રૂંધાઈ ગએલું તેથી એ બાળબુદ્ધ બાળક બોલી શકતો નહોતો પરંતુ બોલતાં રૂક્ષ્મણીના મુખ સામે ટાંપીને જોઈ રહેલો વાતમાં લીન થએલો સમજાતો હતો. માથું હલાવી પ્રત્યેક શબ્દો માન્ય કરતો હતો. રૂક્ષ્મણીએ શ્રાપ આપનાર રૂષિ બાળાની શ્રાપ નિવારણાર્થે કહેલી વાત દર્દની દવા રૂપે કહેવા માંડી.

( ગીતિ. )

નિજ શુભકર્મ નિવારી,[1] સ્ત્રી ઉત્કંઠિત લેવા પતિ પદ વારી;[2]
પ્રભુ ભક્તિ પર વારી,[3] પતિ રૂધીર દેશે સુખની વારી.[4]

**પ્રભુદાસ**—" માજી, ફરીથી કહો, હું બરાબર સમજ્યો નહિ.

**રૂક્ષ્મણી**—" સમજ્યો નહિં શું થોડીવાર પછીતો કહીશ કે સાંભળનોય નથી. સાંભળ, વગર વિચારે વચન આપનાર મૂર્ખો સાભળ. તે શ્રાપ આપનાર કન્યાએ કહ્યું છે કે—જે મનુષ્ય પરણવા જતો હોય અને તેના પરણવાનો દીવસ હોય ત્યારે પરણનાર દંપતિ અમારી પાસે આવે, અને પરણનારી તે સ્ત્રી પરણનાર પોતાના પતિના કંઠપ. તલવાર મારી ગળું કાપી નાખે અને તેમાંથી નીકળતું રૂધિર આ અશક્તના શરીરે લગાડે તો તેજ વખતે આ દરદ સૂર્યથી અંધકાર નાશ પામે તેમ નષ્ટ થાય. "

પ્રભુદાસ વિચાર કરવા લાગ્યો કે પિતાએ મરતી વખતે પોતાનું મેળવેલું દ્રવ્ય પરમાર્થમાં વાપરવા કહેલું તેથી સ્પષ્ટ સમજાય છે કે મનુષ્ય જન્મમાં પરમાર્થ એજ કંઈક ઉત્તમ કૃતિ છે. પિતાએ 'ધન'ને માટે કહ્યું હતું તો આ 'તન'ને માટે છે.

[5]( છંદ. )

જન્મી જગતમાં કૃતિ નહિં કરી સકામી, ફર્યો મોહ મદ લોભ ઈર્ષાએ કામી.
નહિં 'અન્ય શુભ' ચાહ ઇચ્છિત સ્વકામી, પામી તેહનું દુઃખ જનની નકામી.

**પ્રભુદાસ**—" માજી હવે હું બરાબર સમજ્યો. "

---

૧. ટાળી. ૨. પાણી. ૩. બલિહારી. ૪. વખત.
૫. 'ભુજંગી'... ના જેવો.

**રૂક્ષ્મણી**—" સમજીને બેસી રહેવાનું નથી. વર્તન વગરનું સમજવું નકામું ગણાય છે. "

પ્રભુદાસ માથું નીચું નમાવી, તેમનાં વચન શીરોધાર્ય કરી ઉઠયો.

( દોહો. )

દ્રઢ મન કરી પાછો વળ્યો, રોકયો સર્વ **સમાજ**,
દાસ મોકલ્યો પત્ર દઈ, લખ્યાં વેણ **વસમાંજ**.

પોતાની આજે પરણનાર પતિને બોલાવવા પ્રભુદાસે પત્ર લખી પરિચારકને[1] પૂરપ્રતિ[2] રવાના કર્યો. અને પોતે જાન જનોને આગળ એક પગ પણ ન વધવાના સોગન આપી અટકાવ્યા. એટલે વાહનો બંધન મુક્ત કરી, દરેક મનુષ્યોએ તે જંગલમાં મુકામ કર્યો. ને પ્રભુદાસ પ્રભુની સેવા કરવા લાગ્યો.

( દીંડી. )

પહોંચ્યો સત્વર તે નગ્રમાંહે **દાસ**,
વદન પ્રસન્ન નવ જણાતો કંઇ **ઉદાસ**.
શોધી શોધ્યો શેઠ સુંદરી **અવાસ**,
વદી વામા કર્યો હર્ષ હૃદય **વાસ**.

આવતી જાનને આદર સત્કાર આપવા કુંદનપુરના પ્રત્યેક પ્રતિષ્ઠિત ગૃહસ્થો છુવતોડ મહેનત કરી રહ્યા હતા. વાજાવાળાઓને બોલાવવા, રોશનીવાળાઓને તૈયાર રાખવા, તથા આતશબાજીવાળાઓને અગાઉથી આવી પહોંચવા માણસો પર માણસ મોકલાવ્યો જતા હતા. દરેકને સખત ભલામણ અપાતી હતી કે આ આવતી મ્હોટી જાનના કોઈ પણ માણસનું મન કોઈપણ માણસે બીલકુલ દુભાવવું નહિં. પત્ર લેઇને જતા આ અજાણ્યા દૂતને જોઇ એક વણિક ગૃહસ્થે સ્વમતિ અનુસાર અનુમાન કર્યું. અજાણ્યાઓ અધમ હોય છે, અથવાતો પરદેશીઓ પાપી હોય એમ માનાર આ ગૃહસ્થે દૂતને દમામમાં પૂછ્યું—" આમ ટગર મગર આંખો એ આડું અવળું જોતો એલા કોણ છે તું ? "

**દુત**—" ભાઇ, હું એક અજાણ્યો પરદેશી છું. "

**શેઠ**—" પરદેશીના દીકરા આ ગામમાં કેમ આવ્યો છું, કાં કહેતો નથી ?

**દુત**—" ભાઈ હું તો જાનમાં આવ્યો છું. "

---

૧ નોકર. ૨. નગર તરફ

દૂસ્થ—" કોની જાનમાં ?"

દૂત—" રત્નપુરના શેઠ સોમદત્તના પુત્ર પ્રભુદાસની " નામ સાંભળતાં સાંભળનારનાં ગાત્ર ઢીલાં થયાં. જાનના કોઈપણ માણસનું મન ન દુભાવવાની થોડીવાર પહેલાં થયેલી આજ્ઞા, પોતાથીજ ના પળાઈ એમ સમજી કંપિત થવા લાગ્યા, અને માનભરી વાણીથી શેઠ બોલ્યા. "ત્યારે ભાઈ આપનું આવવું નગ્રમાં શા કારણે થયું છે વારૂ ?"

દૂત—" હું પ્રભુદાસ શેઠનો પત્ર લેઇ તેમની સ્ત્રીને પહોંચાડવા અહીં આવ્યો છું."

—" અલ્યા મૂરખા ! ત્હારા જેવા બેવકુફ જાનમાં કેટલા છે, છે ખબર ! કોણીને શેઠની સ્ત્રી કહીને બોલાવે છે ? મોહિની બાઇ કહેતાં જીભમાં કાંટા લાગે છે ! જા અહીં બજારમાં સ્ત્રીઓને ના શોધાય; આ સામે જો અમારા નગર શેઠ—તમારા શેઠના સસરાનું મકાન, સ્ત્રીઓને વસવાનું અંતઃપુર તેના પાછલા ભાગમાં છે ત્યાં જા. " બતાવેલે રસ્તે પ્રભુદાસ ગુણિધિએ[1] ચાલવા માંડ્યું. સદ્ ભાગ્યવશાત્ અંતઃપુર પાસે પહોંચતાંજ કાર્ય સફળ થયું. દૂત બહાર ઉભો ઉભો મને અને નયને માર્ગ શોધતો હતો ત્યાં મોહિનીની ખાસ દાસી કે જેનો વક્કર શેઠના ઘરમાં વિશેષ હતો, અને જેણે મોહિનીને નાનપણથી આયા તરીકે ઉછેરી હતી તે બહાર આવી.

દાસી—" કેમ, અલ્યા, અજાણ્યા ઉલ્લુક અહીં બૈરાં રહે છે ત્યાં તાકી તાકીને શું જુએ છે ? " દૂત વિચારવા લાગ્યો કે માનો ન માનો આ ગામજ કજીઆળું છે, જ્યાં જઇએ ત્યાં બધા લડવાજ ઉઠે છે શું કે કોઇ કોઇને શાન્તિથી બોલતાંજ આવડતું હોય એમ જણાતું નથી.

દૂતે તે દાસીને પોતાને અહીં આવવાનું કારણ અને પત્ર પહોંચાડવાની મુશ્કેલી વગેરે જણાવ્યું. દાસીએ મોહિની પાસે પહોંચાડવાનો પત્ર માગ્યો. નોકરે 'મોહિની બ્હેન સીવાય બીજાને પત્ર આપવા શેઠની મનાઇ છે' કહી ચોખ્ખો નકાર કીધો. સત્તાવાનને પ્રતિષ્ઠિત દાસી પત્ર સમેત દૂતને પોતાની બા પાસે અંતઃપુરમાં લેઈ ચાલી.

આજે લગ્નનો દીવસ હોઈ મોહિની પહેલા માળ ઉપરજ એક સુંદર પાટ ઉપર અનેક દાસીઓ સેવિત બેઠી હતી. પરિચારિકાઓ[2] પોતાની ફરજ બજાવવા, મોહીનીને નિમ્ન લિખીત વાકયો બોધરૂપે સમજાવતી હતી.

---

૧ દૂતે. ૨ દાસીઓ.

## ( રાગ સારંગ. )

શાણી સમજી, શિયળ ભુષણુ સુખદા સજીએ શણગારને.
ભરથાર ભજી, ભુલે ન ભમીએ પામીએ ભવજળ પારને;

જેથી જગમાં જશ અતિશય જામે, ઓળખાઇએ સતી સાધ્વી નામે;
કીર્તી કીરણ્ ઝગે સહુ ઠામે. શાણી૦ ૧

પતિ પરમેશ્વરથી અધિક ગણી, પ્રતિદીન પૂજનમાં પ્રીતિ ઘણી,
ધરી બનવું ચતુરાનો ચુડામણી. શાણી૦ ૨

નિજ નાથનો નેહ ન ક્ષણ તજીએ, પ્રિય થાવા પતિને પ્રભુ ભજીએ;
સદાસાજ સેવાનાં સુભગ સજીએ. શાણી૦ ૩

વિણ ભુલ કદી પ્રિય કોપ કરે, થવું આકળાં નવ દેતાં ઉત્તરે;
બને શાન્ત તદા કહો શાન્ત સ્વરે. શાણી૦ ૪

સુખભોગે થવું નહિં અભિમાની, વડીલોથી કદી ન બનવું જ્ઞાની,
કરો વાત પ્રસિદ્ધ ન જે છાની. શાણી૦ ૫

નોકરને પુત્ર સમા ગણીએ, બેની કોને તુંકારો નવ ભણીએ,
ગુણ ગોવિંદના મનમાં ગણીએ. શાણી૦ ૬

ઈતર જનથી ન હોશે હસીયે, પરને ઘેર પળ પણ નવ ધસીયે;
તન મન સુવિચારોથી કસીયે. શાણી૦ ૭

થઈ મ્હોટી ભારતમાં અનેક સતી, જેહ રાખતી નિર્મળ આપ મતિ;
પામી તેઓ અંતે પરમગતિ. શાણી૦ ૮

*લોપા સાવીત્રી ને સીતા, અનસુયા, સુકન્યા ને લલિતા.
તારા દમયંતીની ગુણગીતા. શાણી૦ ૯

માતા કુંતી સુભદ્રા ને લીલાવતી, ગાર્ગી મૈત્રેયી છે પુરાણે છતી,
સતી દ્રૌપદી શી કરો શ્રેષ્ટ કૃતિ. શાણી૦ ૧૦

ચંદ્ર પ્રભા, કૌશલ્યા, મંદોદરી, દેવહુતી, સુમિત્રા, પદમા, ખરી,
રૂક્મણી રેવતી દુઃશલા સુંદરી. શાણી૦ ૧૧

સતરૂપા સુલોચના શાકુંન્તલા, અરૂંધતી, અહલ્યાની ન્યારી કળા,
ભોગવતી, મૃદાલશા, વર અબળા. શાણી૦ ૧૨

એવું નામ તમારૂં પ્રસિદ્ધ કરો, દુઃખ દૂર કરી સુખ નિત્ય ભરો;
અંતે ઉત્તમ પદ આપ વરો. શાણી૦ ૧૩

---

* લોપા મુદ્રા.

ગાજતું ઘરેણું ન પહેરો કદી, વધુ સમજણ આપે છે સપ્તપદી,
વાણી વિદ્વાનો ગયા આગે વદી શાણી૦ ૧૪

વરતન વિશુદ્ધ તમારૂં થશે, બ્હેન બન્ને કુળો તો ઉદ્ધરશે,
ભવ જન્મ મરણ દુઃખ દૂર જશે. શાણી૦ ૧૫

જગમાં જગ જનની સ્વરૂપ થઇ, પતિસેવે પતિ સહુ પીડ ગઇ,
કરી આકરી ચાકરી ચિત્ત દઇ. શાણી૦ ૧૬

સદ્‌ગુણી જનની કરે શુભકૃતિ, સુધરે તો અવશ્ય સહુ સંતતી:
"સ્ત્રી ઉન્નતિ વિના દેશોદ્ધાર નથી." શાણી૦ ૧૭

સ્હમજુને વધુ સ્હમજાવવું શું, નથી બાકી રહેતું કહેવાનું કશું.
પ્રમદા પતિવ્રત વિનાની પશુ. શાણી૦ ૧૮

કામિની ઉત્તમ ઉત્તમ કરણી છે પુરાણ પુરાણ મહિં વરણી;
સતી સ્વર્ગ સંચરવા નીસરણી. શાણી૦ ૧૯

બોલ બાળા યુવા મનમાં ધરજો, વૃદ્ધ સ્મરજો નવ કદી વીસરજો,
વાણી 'અમૃત'ની સફલા કરજો. શાણી૦ ૨૦

દાસીઓને મુખેથી નીકળતી આ પવિત્ર વાણી–શાણી મોહિની સ્વ-હૃદયે સ્થાપન કરતી હતી. પતિવ્રત પાળી સ્વામી સેવન કરવાને અનહદ ઇચ્છાવાળી હતી, તીણા મધુરે નાદે ગવાતું ગાયન ભુવનના પ્રત્યેક સ્થળોમાં પ્રતિધ્વનિત[1] થઇ ઉઠયું હતું, એટલામાં દૂતને સાથે લેઇ દાસીએ દાદર ચઢવા માંડયો. પુરૂષને ઉપર આવતો જોઇ મોહિની ગુસ્સે થઇ, દાસીએ સમાધાન કર્યું. અવિવાહિત બાળાને વિવાહને દીવસે પતિ પત્ર વાંચવા સુગમતા આપી દરેક દાસીઓ તે ખંડનો ત્યાગ કરી બીજા ભુવનમાં ચાલી ગઇ. સ્વામી સેવકના હાથમાંથી કાગળ લેઇ મોહિનીએ વાંચવા માંડયો.

( કલ્યાણ. )

પ્રિયે પાણ મનોહર મ્હારી, લખીતંગ તુજ સ્નેહ વિહારી,
અહીં રાહ હું જોઉં છું ત્હારી, સત્વર મળ પત્ર સ્વીકારી.
થશે વાર કે પત્ર ભુલાશે, તો અંતે થવું ન કળાશે,
પસ્તાશે વૃથા અકળાશે, જશે પ્રાણ રહેશે મુજ લાશે[2].
જો ચહે શાંતિ તું મ્હારી, તો તરત આવજે નારી,
નહિંતો પ્રણામને સ્વીકારી, થજે 'અન્ય' ને તું ન્હાનારી;

૧ ગર્જી. ૨ શબ.

[૧] ( છંદ. )

ભયે થરથરતીએ ડરતી, વદી દ્રુતથી સ્થાન તજવા,
શરીરે કરગરતીએ ફરતી લાગી પતિ નામ ભજવા.
પિતુ વર[૨] વરતીએ કરતી વિનતી માતુ પુજવા,
પતિપર મરતી એ ભરતી પદ ત્વરિત સ્નેહ સહજવા.

આવેલા દૂતને વિદાય કરી મોહનીએ પિતા પાસે શીવપૂજન કરવા જવાની રજા મેળવી. દાસીઓને પૂજનનું સાહિત્ય લાવવાનું કહી પોતે એકલી કોઇને કહ્યા વગર પતિને મળવા ચાલતી થઈ.

( દોહરો. )

સમજી શિબીર[૩]માં પહોંચતાં, શ્રમનો આવ્યો પાર.
જાણ્યું શેઠે સ્ત્રી આવતાં, શ્રમનો આવ્યો પાર.

સરલ બાલિકા મોહિની, દુત સાથે જંગલમાં મુકામ કરી રહેલા જાનના માણસો પાસે આવી પહોંચી. પ્રભુદાસ માટે ઉભા કરેલા તંબુમાં પેસી આ થોડું ચાલવાથી પણ ચડેલો થાક ઉતારવા આસન શોધવા લાગી એકાએક ખુશી થએલો પ્રભુદાસ તંબુમાં આવ્યો, અને કહ્યું " પ્રિય આવી ? "

( દોહરો ).

નૌતમદંપતી ભેટતાં, હર્ષનો શું ઉચ્ચાર;
ઉભય ન મુખથી વદી શકે, નેત્ર વહે જળધાર.

પતિ મુખમાંથી નીકળતા થોડા પણ રસ ભર્યા શબ્દો સાંભળી, મોહિનીનું હૃદય વીદીર્ણ થયું. સ્વામી સ્વરૂપ, પત્રમાં લખાયેલ શબ્દો, અને આ બોલાયલાં વાકયો ત્રણેમાં ત્રણ લોક જેટલો અંતર હતો. બાળાનું મુગ્ધ મગજ ગભરાઈ ગયું, અને નવલ દંપતિના મિલન સમયનો હર્ષને બદલે ખેદમાં જમાવ થયો. પ્રભુદાસ પણ બોલ્યો એજ બોલ્યો. સ્ત્રીની સુંદરતા જોઇ તે છક થઈ ગયો. શિબીરની મધ્યમાં ઉભેલી આરસ પહાણની પુતળી જેવી તે દીપતી દેવી, બરફના કકડામાંથી બનાવેલી શીતળ, મોગરાંના પુષ્પની ગંધ સરખી સુવાસિત, અને રૂપાના રસથી ઢાળેલી, મનમોહક દેખાતી દૂધની તરે છંટાયલી અથવા સાચાં મોતીની ગોઠવેલી શેરો જેવી દેખાતી હતી. "થોડીવાર પછી આ સૌન્દર્ય પુતળી પતિ વિહીના

---

૧ 'શીખરણી' ... ના જેવો. ૨ વરદાન. ૩ તંબુ.

થશે" એ તર્કે પ્રભુદાસનાં નેત્રમાં જળ આવી ગયું. બન્ને એક બીજાના પગના અંગુઠાને જોઇ ઉભાં રહ્યાં. પાષાણના પુતળાં જેવાં દ્રય[1] સ્તબ્ધ[2] હતાં.

શિબીરમાં સ્ત્રીસમિપે ગએલા આ ભગવાને માની લીધેલા ભક્તને કંઇક કટુ શબ્દ કહીશ તો પોતાની પતિ પાસે પ્રતિષ્ઠા જાળવવા તે કાંઇક પણ ગુસ્સે થઇ જવાબ આપશે એટલે હું પ્રભુને બતાવીશ એમના ભક્તની શ્રેષ્ઠતા ! એમ વિચાર કરીને રૂક્ષ્મણીએ એકદમ ઘાંટા પાડવા માંડયા— " કયાં ગયો, નીચ, પાપી, ક્રૂર, ઘાતકી, દુષ્ટ પ્રભુદાસ !" અધિકારી અવાજે બોલાતા શબ્દોથી જંગલમાં પડઘો પડયો. પ્રભુદાસે અને મોહિનીએ તે સાંભળ્યું. સ્ત્રીને કાંઇપણ કહ્યા વગર પ્રભુદાસ પાછો ફર્યો. અને ગુસ્સે થયેલાં રૂક્ષ્મણીના ચરણમાં પડી, માફી માગવા લાગ્યો. પવિત્ર માતા પિતાની કન્યા પોતાના કરોડો અપરાધ કરનારને ક્ષમા આપી શકે છે. પરંતુ પોતાના પતિને એક પણ કટુ શબ્દ કહેનારની જીંદગીપર્યંત મુલાકાત ઇચ્છતી નથી. ત્રષિત[3] મૃગ બાળશાં ચમકતાં નેત્રે હાફ્લીફાંફ્લી જેવી અહીં તહીં જોઇ રહી. તંબુના બહાર ઉભેલા એક અનુચરને પૂછતાં સઘળી હકીકતની જાણ થઇ પોતાને હાથેજ પતિ કંઠ છેદનકાર્ય થવાનું છે. અને તેને વિશેષ વિલંબ પણ નથી તો થોડી વારને માટે થવાના પતિવધ પાસે આ તુચ્છ મનાતી મર્યાદાની શી વિસાત છે ? એમ માની તંબુનો ત્યાગ કરી બેઠેલા માણસોના મધ્યમાં બિરાજેલાં રૂક્ષ્મણીની સન્મુખ ઘુંઘટ વગરની મોહિની પ્રભુદાસની પાછવાડે જઇ ઉભી રહી. રૂક્ષ્મણીના બાણ જેવા શબ્દો પ્રભુદાસ રૂપ નિરપરાધી હરણ પર વરસી રહ્યા હતા. ગુન્હો ફક્ત એટલોજ હતો કે પ્રભુદાસ તબુમાં જતી વખતે રૂક્ષ્માણીની રજા લેઇ શકયો નહોતો અનેક માફીના શબ્દો બોલતો તેમના ચર્ણોમાં પડતો હાથ જોડી ચિંતાથી કાલાવાલા કરી રહ્યો હતો. છતાં રોષિતા[4] રૂક્ષ્મણી રજ પણ શાંન્ત દેખાતાં નહોતાં. મોહિનીને ગુસ્સો આવ્યો. આવી એક રાંકડી ભીખારણ પોતાના પતિને ગમે તેમ બોલે છે તે સાંખી ન શકાયું. પણ વિચારશીલા વણિક પુત્રિ સમજી ગઈ કે " મ્હારા પતિ જેના સામે એક પણ શબ્દ બોલી શકતા નથી, અને માન જાળવી મર્યાદામાં રહે છે તેની સામે મ્હારે બોલવું યોગ્ય નથી." પણ પતિનું થતું અપમાન અસહ્ય થવાથી ક્રોધમાં મર્યાદા ભરી બોલી.

૧ બે. ૨ ચૂપ. ૩ બ્હીનેલા. ૪ ચીડાયેલાં.

## ( ભૈરવ. )

નથી વાર થઈ શીદ ક્રોધ કરો ? વાંક ખરો નવ આંક કરો  નથી૦ (ટેક)
અલ્પમતિ અમે જાત વણિકની, આપ સ્વવર્તન કાં વિસરો?  નથી૦ ૧
એહ પતિ મમ પ્રાણજીવન છે, તેને કટુવેણ[1]ના ઉચરો.  નથી૦ ૨
અર્જ આ મ્હારી ઉતારી હૃદયમાં, બંધ કરો બાઇ વાક્ય શરો[2]. નથી૦ ૩
એમનું કાર્ય કહો હું દઉં કરી, શાન્તિ ધરો કરો ક્રોધ પરો[3]. નથી૦ ૪

[4]( છંદ. )

ચુપકી પસરી, રહ્યા શાંતિ ધરી, ન શકે ઉચરી, કોઈ વેણ કદાપી;
દ્રષ્ટિ ઠરી, રહીને વીસરી, ગયા ભાન ખરી, ભયતા તન વ્યાપી.
તન ડરી, ગયું ને ઉતરી, રીસ શ્રી[5] ભરી, રોશ શકે ન તથાપી;
ફરીને વિફરી, દુર રહેમ કરી, રજ ક્રોધ ધરી, કહ્યું ' રે નીચ પાપી '.

રૂક્ષ્મણી આ યુગલ[6]ના અરસ્પરસ લાગણી દર્શાવતા સ્નેહ ભર્યા શબ્દો સાંભળી સંતોષ પામ્યાં. ભક્તની મહત્તા આ સદ્વર્તને સીદ્ધ કરી બતાવી, તોપણ પોતાને પોતાનું ઉચ્ચપદ કાયમ કરવાની અભીલાષા તૃપ્ત થઇ નહિં તેથી તે બોલ્યાં—

## ( આશાવરી. )

કૃત્ય આ કર વા[7] કહી દેના ? આપી આશ્રય પછી તું શું મનમાં ગભરા ?
કહી હા ? હવે ના ? કરવા ? શરમા ? આ કર વા કહી દેના ? ( ટેક. )

હું દુઃખિઆરી, પતિ સહનારી, આવી આ વનમાં;
નવ સમજી હું ભોળી તજ કપટ મનમાં. કહી હા ?  —કર૦ ૧

થશે થવાનું નહિં રહે છાનું. ધાર્યું જે તે તનમાં;
દઈ પહેલું વચન શીદ ? શોચે હવે જનમાં. કહી હા ?  —કર૦ ૨

નિત્ય હું ભાઈ રહ દુખદાઇ. પતિ સેવ તજુ ક્ષણ ના;
જા નવ કર કાંઈ વિચાર તું, આ પણ[8]ના. કહી હા ?  —કર૦ ૩

"નથી રહેવાની અંને જવાની. દેહ હું કરૂં ગણના ?
સ્ત્રી સાથ જવા મન મુર્ખ હવે બન ના". કહી હા ?  —કર૦ ૪

આ અંતિમ વાક્યો દ્વિઅર્થી હોઇ પ્રભુદાસે પોતાના પક્ષે સત્ય સમજી પોતાનું આપેલું વચન પાળવા તૈયારી કરી.

---

૧ કડવું વચન. ૨ વચનરૂપી બાણો. ૩ દૂર. ૪ 'સવૈયા ' ના ... ભેદો. ૫ રૂક્ષ્મણી. ૬ બે. ૭ અથવા. ૮ પ્રતિજ્ઞા.

[1] છંદ.)

સાંભળી વાણ એ, જાણ બાણ સરખી, રહિતે હૃદયમાં વસી;
કરી નહિં તાણ એંધાણ હાણ નીરખી, સહિતે મુખે મંદ હસી,
આવ્યું ભાન એ માન ખાણ પરખી, લાવ્યો ત્વરાએ ખસી,
આપી લ્હાણ એ પ્રાણ પાણ[2] હરખી છુટી કરીને અસી[3]

પ્રભુદાસે ખુલ્લી તલવાર મોહિનીના કરમાં આપી, મોહિનીએ ગૃહણ કરી. જાનના પ્રત્યેક માણુસો જોઈ રહ્યા. અણસમજુને કડવો આનંદ થયો અને સમજુને મીઠો સંતાપ થયો એટલે ટુંકી સમજવાળાઓને તો પ્રભુદાસ પોતાની પત્નિને હાથે મરે એ જોવાનો આનંદ હતો. માત્ર જાનનું કાર્ય રખડે એટલીજ કડવાશ હતી, અને સજ્જનોને આવા પરોપકારીની સાથે આવવાનું ગૌરવ[4] હતું. તથા સાથે ઉગતો ચંદ્ર ગ્રહણે ઘેરાવા જેવું આ જોડાતું જુગલ તરતમાં તુટતું એ સંતાપજનક હતું.

(ગીતિ.)

કંપે કર[5] કરવાલે[6], શોચે[7] શેં આ અર્પિ મુજકર[8] વ્હાલે,[9]
નહિં તો શું કરવાલે અણસમજી ગૃહી રહી નવ કરવાળે,[10]

તલવાર પકડી ધ્રુજતી તરૂણીને જોઈ પ્રભુદાસે સંક્ષેપમાં સર્વ હકીકત અથઇતિ[11] કહી સંભળાવી. તે સાંભળતાં.

[12](છંદ.)

જાણે અસ્ત્રના[13] ઘાવે, કદળી[14] લડથડી ભૂપર[15] પડી,
વળી નાનું તન[16] અજયાતણું[17], જળ પીતા સરિતા[18] ઉપડી.[19]
નગ[20] તોડવા ચપળા[21] પડે તો વેલીશું કરે બાપડી,
તેમ વાત સાંભળી નાથની અસી હાથથી દૂર જઇ પડી.

(દોહો.)

કંપી ટરી મન સતી અતી, પડી મહીપર તજી ભાન,
રહ્યા ચિત્ર સમ જોઇ સહુ, દંપતી આરતવાન.[22]

---

૧ 'શાર્દૂલ' ... ના જેવો. ૨ હાથ. ૩ તલવાર. ૪ અભિમાન. ૫ હાથ. ૬ તલવારે. ૭ વિચારે. ૮ મ્હારે હાથે. ૯ પ્યારે. ૧૦ હાથવાળે. ૧૧ બધી. ૧૨ 'હરીગીત' ... ના જેવો. ૧૩ હથીઆરના, ૧૪ કેળ. ૧૫ જમીનપર. ૧૬ બચ્ચું. ૧૭ બકરીનું. ૧૮ નદી. ૧૯ વહેવા લાગી. ૨૦ પર્વત. ૨૧ વીજળી. ૨૨ પીડાવાળા.

અને પ્રભુદાસે— (સાખી.)

દાખવી ભાવી ગતી સમજાવી, સ્ત્રીને ધીરજ આવી;
મનાવી લાવી આપી અસી કે, સ્ત્રીને (અ)ધીરજ આવી.

પ્રભુદાસ—" તું તલવાર હાથમાં પકડી શકતી નથી ત્યારે પરોપકારાર્થે આ મ્હારી ગરદન કાપી રૂધિર કયાંથી આપી શકશે ? "

મોહિની— ( ગોડી. )

નાથ કહો નહિં કૃત્ય આકારી, રહેમ ધરો કરો નહિં દુખિયારી,
જોતાં ખડ્ગ વસે તન ચિંતાગ્ની, તો પછી કેમ ગ્રહું કરે નારી—નાથ૦ ૧

પ્રભુદાસ—"શાણી સુખની શરૂઆત દુ:ખથીજ થાય છે."

મોહિની—"લગ્ન થયાં નથી સંગે રહ્યાં નથી, રહી મનમાંએ સહુ આશ મારી.-નથા૦૨

પ્રભુદાસ—"વ્હાલી, એ વિષયની વાતો અત્યારે જવાદે. મ્હને પ્રતિકૂળ મટી પરમાર્થને પંથે પરવરવાદે."

મોહિની—"મુજ પિતુભ્રાત સ્નેહીજનો બહુ, હોંશભરી કરે લગ્ન તૈયારી."—નાથ૦ ૩

પ્રભુદાસ—"પરણવું એ પણ પતિપત્નિએ સાથે મળી, પરમાર્થ પદપર પહોંચવા માટેજ છે."

મોહિની—"તે અટકાવીને ભાવીએ અહાવી, કૃતિ નીપજાવી બતાવી ન્હારી."નાથ૦૪

પ્રભુદાસ—"ભાવી કરે શું કર્યું પણ જાતે, કોટી ઉપાયે ન વાત જનારી. નાથ૦ ૫
નવ ગમે કરવું આકૃત્ય જો તુજને, તો જાતું નગ્રમાં સંઘ સીધારી—નાથ૦ ૬
પ્રાણ જતા છો,પણ હું તજું નહિં,સ્વાર્થનાં માત પિતા સુત નારી" નાથ૦૭

મોહિની—"આપ પહેલા મ્હારી સાથે પરણી મને પોતાની કરો."

પ્રભુદાસ—"ઘેલી, અત્યારે એ સમય નથી."

મોહિની—" ત્યારે હું શું કરૂં ? હું આપનું કહેણ માનવા છતાં પણ આપની સ્ત્રી તો થઇ શકતી નથી આપનું ફરમાવેલું કાર્ય કદાચ હું પુરૂં કરૂં, અને મ્હારે ઘેર પાછી જાઉં તો મ્હારા પિતા મને બેસાડી મુકે નહિં. પણ 'કુમારી રંડાય નહિં' એ કાયદાને અનુસરી મ્હને વિવાહિત કરવા પ્રયત્ન કરે માટે પ્રથમ મને સ્વીકારો. પછી ઇચ્છામાં આવે તે આદેશ[1] કરો. પ્રભુદાસને અને સાંભળનાર સઘળા જનોને આ મોહિનીનું વાકય ડહાપણ ભર્યું માનનીય લાગ્યું. પણ પરોપકાર માટે પ્રવૃત્ત થએલા પ્રભુદાસ વિશેષ વિચારમાં ન ઉતરતાં તરત બોલ્યા.

પ્રભુદાસ—"અન્ય નથી કાંઇ કહેવાનું બાકી,'જા' નહિતો 'થા'વું મ્હને મારનારી—નાથ૦૮

---

૧ હુકમ.

( સાખી. )

ઘુમી પડતી રડતી એ રામા, ફરી શુદ્ધિમાં આવી;
ફરી પ્રશ્નોત્તર[1] નવ કરવા પતિએ દાશ[2] સમજાવી.

અંતે પ્રભુદાસે મોહિનીને બે રસ્તા બતાવ્યા. એક તો આ કૃત્ય કરવું ન ગમે તો તેણે પોતાને ઘેર પાછી ચાલી જઈ ગમે તેને પોતાનો હાથ સોંપવો અને બીજું જેની અત્યાર સુધી કહેવાઈ છે તેનીજ રહેવા રૂચિ હોય તો તલવાર લઇ, કહેલું કામ કરવું. તે સીવાય એક પણ શબ્દ બોલવા પોતાના ગળાના સોગન આપ્યા. ભ્રમિત ચિત્તા મોહીનીનું આ બોલવાનું બારૂં પણ બંધ થયું તેથી પ્રભુદાસને સમજાવવું છોડી આ કાર્યના કારણ રૂપ રૂક્ષ્મણીની પાસે ગઇ અને બોલી—

[3]( છંદ. )

તવપદે નમી કરૂં છું વિનતી, માત કરી કૃપા છોડીદો પતિ;
રંક બાળકું રોશ પરહરો, શુભ પ્રસંગમાં વિઘ્ન નવ કરો.
મુકત કરી તજી સ્વામીને પ્રાણને[4] બદલે ચાહોતો લ્યોને પ્રાણને;
જેમ અશકત કંથ આ તમારા છે તેમ આ પતિ પ્રાણ મ્હારા છે.
અનાથ હું થઉં ! ઇચ્છા શું બાઈ છે? એકજ ભવતણી સૌને સગાઇ છે.

**રૂક્ષ્મણી**—“ તેમાં કાંઇ મને કહેવાનું નથી. જેને કહેવા સમજાવવા મુકરર થઇ છે તેને કહી સમજાવ. હું તમારે ઘેર નહોતી આવી; તેમ વગર પૂછે કોઇને મેં મ્હારૂં કાર્ય કહ્યું નથી અને આ—

[5]( છંદ. )

હતી મુજ પતિની અતિ દેહ સારી, હજુએ નથી તેજ તીરજ વિસારી;
કહે તુજ પતિ કે દઉ કાર્ય સારો,[6] વિધુ[7] અસ્ત થતાં વાર ઉગે નિસારી.[8]

છોકરી તુ શીદ સંતાપ કરે છે ? જાણતી નથી કે રાત્રિ પછી દીવસ અને દીવસ પછી રાત્રિ થાય છે. ત્હારો વગર પરણ્યો પતિ નાશ પામે અને મહાન ત સારા થાય એ બધું એકનું એકજ છેને, એમાં તફાવત શો છે?

મોહિની આ સાંભળી અત્યંત અજાયબ થઇ. રૂક્ષ્મણીના તરફ તેણે તિરસ્કાર યુક્ત દ્રષ્ટિ કરી અને મનમાં બબડી કે શી નિષ્ઠુર નારી પ્રભુએ પેદા કરી છે ! કુલટાની ક્રૂરતાની કંઇ હદ છે? હૃદય તો પત્થર જેવું છે પણ જીભમાંય હાડકું નથી. બોલતાં વાર લાગી? મ્હારા પતિ નાશ પામે

---

૧ સવાલ જવાબ ૨ સ્રી. ૩ ‘લલિત’ ના... જેસે. ૪ પતિને. ૫ ‘ભુજંગી ’ ના... જેવો. ૬ બનાવી. ૭ ચંદ્ર. ૮ સૂર્ય.

અને તેના પતિ સારા થાય એમાં કાંઇ તફાવત નહિ ? હત્ તારૂં સત્યાનાશ જાય નફ્ટ ! પ્રભુદાસ પાસે આવી બોલ્યો—

( ગીતિ. )

"વિધીએ શીદ સરજાવી, અહાવી અધમ સ્ત્રી સમજે નહિં સમજાવી."

મોહિની—" ( રૂક્ષ્મણી તરફ આંગળી કરીને ) હું પણ એજ કહું-છું કે-

"વિધીએ શીદ સરજાવી ? અહાવી અધમ સ્ત્રી સમજે નહિ સમજાવી."

પ્રભુદાસ—' હાં, હાં, હાં, એમના પ્રત્યે એમ ન ઉચરાય. એતો સાક્ષાત જગત્જનની, આદ્ય શક્તિ, આપણા જેવાં આંધળાઓને પરમાર્થને પંથે ચલાવી, પરમપદે પહોંચાડનારાં છે. તું—

દેઉટ કૃત્ય બજાવી, ન ધાર મ્હારી પ્રતિજ્ઞા ગદ જાવી".

મોહિની ગળગળી થઇને બોલવા ગઇ પણ શબ્દ ગળામાંથી સ્પષ્ટ નીકળતા નહોતા. આંખ પાંણીથી ભરાઇ ગઇ હતી, ને હૃદયમાં ડુમો ભરાયો હતો. મગજમાં પોતાની ભૂત ભવિષ્ય સ્થિતિનું ચક્કર ફરતું હતું ત્યારે અંતર કોઇ પણ વચમાં આવતું નથ એમ માની ખેદ કરતું હતું. છેવટ—

( દોહરો. )

સતી કહે કૃત્ય થાય તો, પ્રાણતણું શું કામ ?
પતિ કહે 'પણ' જાય તો, પ્રાણતણું શું કામ ?

પ્રભુદાસે કંટાળી જઇ પરોપકાર માટે સ્વશરીરનું દાન કરવા કોઇ સહાય કરતું નથી એમ બોલી ખેદ દર્શાવ્યો તે સહન ન થઇ શકાવાથી મોહની-એ પડેલી તલવાર ઉચકી લીધી, અને જેની સાથે શરીર લગ્નથી ન જોડાયું તેના રૂધિરની સાથે પોતાનું રૂધિર જોડવા તત્પર થઇ. તેણીએ માન્યું કે એમના કંઠમાં ભોંકેલી લોહીથી ભીંજાયલી તલવાર મ્હારા કંઠમાં ભોંકી સ્વર્ગમાં હું એમની સાથે એત્રડીએ[1] વીહરીશ[2]. એક પગના ઝાહનુને વાંકોવાળી વીરાસને[3] વણિક દુહિતા[4] વીરાજમાન થઇ.

( સાખી. )

બેહીશક્તિ[5] સમ શક્તિ[6] લઇ પણ શક્તિ[7] નવ અંગે,
અતિ ઉમંગે હર્ષિત પતિએ, મુકયું શીર સ્ત્રી ઉત્સંગે[8].

ડાબે હાથે ગરદન દબાવી જમણે હાથે તલવાર ખેંચી ઘાવ બરાબર પડશે કે નહિં એ જોવા પતિ મુખ તરફ દૃષ્ટિ કરી ત્યાં તો—

૧ સાથે. ૨ ફરીશ. ૩ શૂરવીરને છાજતી રીતે. ૪ દીકરી. ૫ દેવી. ૬ તલવાર. ૭ જોર. ૮ ખોળે.

(દોહો.)

પતિ મુખ 'ઈંદુ' સમાનને, 'રાહુ' સમ તલવાર,
'પૂર્ણિમા' થઈ પ્રેમદા, ગૃસતાં શાની વાર?

એ વિચારે હાથ શિથિલ થયો. પ્રભુદાસ સમજ્યો. સુતેલો ઉઠયો. સ્ત્રીને છેલ્લા શબ્દોમાં સમજાવી કહ્યુ કે— મ્હારૂં નામ પરોપકારી કૃતિમાં અમર થશે. તો પણ ત્હારૂં નામ તે સાથે જોડાયું રહેશે. મ્હારી કિર્તિની ધ્વજા ફરકશે તો તું તેમાં દંડ[1] રૂપ થશે. નામનાં પરણુતાં જોડાંઓ કરતાં આપણે અવિવાહિત દંપતિ કર્મ ધર્માનુસાર બજાવી અવતાર સાફલ્યતાને અધિકારે આરૂઢ થઇએ છીએ. જરાવાર હૃદયને સખત કરી કંઠપર કૃપાણનો[2] એક ઘાવ થવાદે. મળેલો સમય ન જવાદે."

એટલું કહી પ્રભુદાસ પુનઃપત્નિ પદ પાસે સુઇ ગયો. બોલવાને પણ અશકત મોહિનીએ કંથ કંઠ કરે દબાવ્યો. ને તિક્ષ્ણ તલવાર ઉંચી ઉચકી આશ્વાસન માટે આજુબાજુ જોયું. પક્ષ માટે પાછળ દૃષ્ટિ કરી. અમર અનુકંપા મેળવવા આકાશ તરફ નિહાળ્યું. પરંતુ નિરાશા સીવાય કંઇ ન ભાળ્યું. આંખોનું નીર ખાળ્યું નજ રહ્યું. વિલાપ કૃતિનું વહેણ વાળ્યું ન રહ્યું. બોલી—

[3](બાર માસી.)

વિશ્વપતિ શી ગતિ આ અમારી, દાદ ન લે શે કોઇ અમારી
બાઇ દયા કરી માફ કરો હવે, શ્રવણ ધરો મુજ અર્જ વિચારી,
ધન્ય દીવસ ધિક્ક શાને કરો છો? જશે સૌભાગ્ય થઈશ હું 'બીચારી'.-વિ૦ ૧

સતીનો સંતાપ સમજી ભગવાને કહ્યું—"રૂક્ષ્મણી, હું ઉઠું."

**રૂક્ષ્મણી**—"શા માટે?"

**શ્રીકૃષ્ણ**—"મ્હારા પ્રિય ભકતનો નાશ થાય છે તે માટે."

**રૂક્ષ્મણી**—"બસ આટલી વારમાં? મ્હને હજુ પૂરી પરીક્ષા તો કરવાદો?"

**ભગવાને કહ્યું**—"સારૂં ત્યારે."

**મોહિની**—

પૂર્વે શું પાપ કર્યાં મ્હેં કરોડો કે જોડવા વખત શું તોડો મુરારી?
આધીન અબળા દીન પોકારૂં, સ્હાય કરી લેકો પ્રાણ[4] ઉગારી. વિશ્વ૦ ૨
જુડો જમાનો મેં માન્યો છે આવ્યો, ફાવે આ પાખંડી નાર ધુતારી. (ગુસ્સો)
વ્હાર નહિં કોઇ કરશે શું મ્હારી? આજ થઈ શું હું પ્રિય હત્યારી? (ખેદ) વિશ્વ૦ ૩

૧ લાકડી, ૨ તલવારનો. ૩. "રાધાની બારમાસી"...ના જેવો. ૪ પતિ.

ઓ ક્રુર દેવો અંધ થયા શું, કે રહેમને મુકી સહુએ વિસારી ( રોષ )
આવો ધાવો કોઈ દુ:ખથી બચાવો, પાવો જરા કોઈ આશનું વારી[1]. (વિનંતી)વિ૦૪
રહેશે કલંક સત્યતાપર આજે, ધરશે ન સત્ય જગમાં નરનારી ( મર્યાદા ભંગ )
સત્યાધીન થઇ ખડ્ગ હસ્તગૃહી, અર્પુંછું 'પ્રાણ'નાર[2] 'પ્રાણ' હું નારી.(દીનતા)વિ૦૫

સમય વ્યતીત થતે છતે સહાય દેખાઈ નહિં. અંતે કામીનીએ આંચકા વગર અસી ખેંચી. પ્રભુ સમજી ગયા. ઉઠવા અનુમતિ માગી. રૂક્ષ્મણીએ ના પાડી રમાપતિ રોકાયા નહિં—ધાયા.

( ગીતિ. )

સતી જવ ખડ્ગ ઉપાડે, તદા પ્રગટી પ્રભુ કર પકડી ના પાડે.
વિષ સમતાપ તપાડે, પણ અંતે 'અમૃત'સમ 'પણ' પાડે. (બે)

પ્રભુદાસે ઉભા થઈ પ્રભુ હાથે પકડાયલો પોતાની પત્નિનો હસ્ત જોયો તે પાસે જઈ છોડાવવા લાગ્યો, અને કહ્યું કે—" અમારી પ્રતિજ્ઞા અમે પાળીએ તેમાં તમારાથી આડા અવાય નહિં. આ કાર્ય તમારા જેવા રોગી શરીર માટે નથી પણ એ શરીરમાં વસી રહેલા સચરાચર પરમાત્મા માટે છે. " ભગવાન અત્યંત ખુશી થયા. રૂક્ષ્મણીને ભક્તની પરીક્ષાનું પરિણામ જાણવા પૂછ્યું " રૂક્ષ્મણી બંન્ને હસ્ત જોડી ભક્તની મહત્તા કબુલી બોલ્યાં—" નાથ ! ધન્યવાદ ઘટે છે આપના પરમ પ્રિય ભકતોને ! આપે પ્રથમ કહ્યું હતું કે મ્હને મ્હારા ભક્તો સીવાય બીજું કાંઇ પ્રિય નથી. તેની મ્હને અત્યારે અનુભવ સીદ્ધ ખાત્રી થઇ.

( ગીતિ. )

રાખે ભક્ત હ્રદયમાં, પ્રતિદીન પ્રભુને અન્ય ન પ્રિય ગણતા;
રાખે ભક્ત હ્રદયમાં પ્રતિદીન પ્રભુ ને અન્ય ન પ્રિય ગણતાં.

પણ આવું પરસ્પર વર્તન જોયું ત્યારે ભગવાને સ્વરૂપ પ્રગટ કર્યું. પ્રભુદાસ મોહિની અને જાનના સર્વ માણસો ચરણે પડી એકી અવાજે બોલ્યા કે— " બોલો રૂક્ષ્મણી કૃષ્ણનો જય."

મોહિનીને પાછી પુરમાં રવાના કરી. પણ પ્રભુએ એવી માયા બતાવી કે તે મકાને પહોંચ્યા પછીજ પૂજન સાહિત્ય એકઠું કરવા ગએલી દાસીઓ આવી. 'વખત વીતી ગયો છે' એમ જણાવી મોહિનીએ પૂજન કરવા જવું બંધ રાખ્યું. નાહી ધોઇ વસ્ત્રાલંકાર પહેરી સ્વામીથી લગ્ને જોડાવા સજ થઇ ગઇ.

૧ પાણી. ૨ પતિના.

સેવકને અપરોક્ષાનુભવ આપતા ભગવાન કૃષ્ણચંદ્રે પ્રભુદાસને ઇચ્છિત વરદાન માગવા કહ્યું—પ્રભુદાસે માગી લીધું કે પરણવા જાઉં છું પણ માતા પિતા વગરનો છું. અત્યારે પધાર્યા છો તો તે લ્હાવ આપો. ભગવાને ખુશી થઇ રૂક્ષ્મણીને વરમાતા થઇ માથામાં મોડ ઘાલી હાથમાં દીવડો ઝાલી રથમાં બેસવા કહ્યું. રૂક્ષ્મણીએ હસીને કહ્યું—" આપણે શું કરવા આવ્યાં હતાં ? " ભગવાને કહ્યું—" ભક્તોનાં કાર્ય એમજ થાય છે. " પોતે પિતા બન્યા. મનુષ્યોને માયા આવરણે ભુલવ્યા. પ્રભુદાસ મોહિનિનાં સાંગોપાંગ લગ્ન થયાં. પ્રભુએ બહોળે હાથે વરના પિતા બની દ્રવ્ય વાપર્યું. જાન પાછી રત્નપુર પહોંચાડી. ઉભયને અભય આપી અવિનાશી અંતર્ધ્યાન થયા.

કેશરી–" પૂજ્યપાદ ગુરૂવર્ય આ આપે કહેલા આખ્યાનમાં અતિશયોક્તિ, અને અયોગ્ય મ્હારી અલ્પમતિ આગળ ઉભું રહેલું દેખાય છે તેનું શું કારણ ?–"

ગુરૂ—" શાબાશ, કેશરી, શાબાશ, મ્હને આ ત્હારા પ્રશ્ને ઉત્તમ આનંદ અર્પ્યો છે. ધન્ય છે તને. સાંભળવું તેનું નામજ કહેવાય. ભાઇ, જે સાંભળનાર ખરો શ્રોતા છે તેનેજ સંદેહ ઉદ્ભવે છે. શંકા કરતો નથી તે સમજતોજ નથી એમ હું માનું છું. સાંભળ.–

**વસ્તુ.**

પ્રથમ કૃષ્ણ અને રૂક્ષ્મણીનો કલહજ સંભવે નહિં. પણ પ્રત્યેક આખ્યાનોનો હેતુ શ્રોતાઓને વ્યવહારિક અને પારમાર્થિક જ્ઞાન પ્રાપ્ત કરાવવાનો હોય છે, તેથી આરંભેલો ઉપોદ્ઘાત, રૂક્ષ્મણીનું રીસાવું, એ પતિવ્રતમાં દૂષણ રૂપ છે. એ જણાવવા; સ્ત્રીઓની ટુંકી મતિનો આ ચિતાર છે. રીસાયા પછી પસ્તાવો કરી માફી માગવી એ પોતાની ભૂલનો પસ્તાવો છે. એટલે સાબીત થયું કે સ્ત્રીઓએ પતિથી રીસાવું નહિં જોઇએ.

બીજું સોમદત્ત રૂપ પિતા–ગુરૂથી જીવ રૂપ પ્રભુદાસે ઉપદેશાનુસાર વિષયોની વિકારી વિરૂપતા વર્તી, પિતૃદ્રવ્ય પરમાર્થે વાપરવાનો બોધ પોતેપોતાને પણ પિતૃદ્રવ્ય ગણી, પરમાર્થે વિતરણ કરવા પ્રવૃત્ત થયો. માયા રૂપ રૂક્ષ્મણીએ અવનવા રંગો બતાવી છેક મરવાના અણી ઉપર લાવી મૂકયો. નિશ્ચયાત્મિકા સુબુદ્ધિ સુંદરીએ પ્રથમ જીવથી પ્રતિકુળ બની, સ્વામી ચર્ણમાં સેવકને સોંપવા આનાકાની કરી, પણ અંતે દ્દઢતા જયવંત નીવડી. બુદ્ધિ અનુકુળ થઇ અને જ્ઞાન અસી હાથમાં ખેંચી, જીવનુ

જીવ રૂપ મટાડી, ભૂધર ચરણામ્બુજે ભેટાડી દેવા ઉદ્યુક્ત થઈ. તેથી સ્પષ્ટ સમજાયું કે– અવનિમાં આવેલા અલ્પજ્ઞ જીવો જો ગુરૂ વચન ઉપર દૃઢ શ્રદ્ધા ધારી, સુબુદ્ધિને પોતાની મદદમાં લેઈ, જ્ઞાન તલવારે પોતાના સંસારી અહંત્વ મમત્વને છેદી, પ્રપંચની જાલિમ જાળને તોડી, દૃઢતા ધારે તો શ્રીવર સ્વીકારે એ નિર્વિવાદ સત્ય છે.

( સાખી. )

વાંચક વૃંદને[1] શ્રોતા જનનાર[2], પ્રભુ મનોરથ પુરે[3],
શ્રવણ[4], મનન[5], નિદિધ્યાસથી[6] પહોંચે, પ્રેમા પરમપદ[7] પૂરે.[8]
અંતરથી આનંદે અર્પી, સૌને સદા આશીષ,
'અમૃત' બોલીને બોલાવે, 'જય જય દ્વારિકાંધિશ'.

*( ૧ )

ઝાકળની કણી હીરા જેવી, તૃણપર બણી;
ચમકતી ઘણી જોઇએ હાથમાં લેવાય શું ?
જગતની બાજી તાજી, જોઈને થઈએ ન રાજી;
બાજીગરની બાજી જેવી, કાયમ રખાય શું ?
થયા કેટલા ને ગયા, કેટલા રહ્યા છે કોણ ?
ચહ્યા છે વિષયો તેઓ, અંતે લઈ જાય શું ?
કાળની અકળ કૃતિ, 'અમૃત' થાકે છે મતિ;
આજની ખબર નથી, કાલનું કહેવાય શું ?

( ૨ )

ઔષધ અનેક મૃત્યુ નવ અટકાવી શકે,
લાવી મન વિવેકને વિચાર ચલાવીએ.
વેળા ન વીતાવી છેક, રાખીએ સુદ્રઢ ટેક;
પૂર્વ પુન્ય દરેકને, ખાઈ ન ગુમાવીએ.
કા'લ કા'લ કરતાં આવી પડયા છીંકાળ પાસ;
કા'લની ત્યજને આશ, આજેજ બજાવીએ.
કાયા ન ઘસાઈ ત્યાં સુધી કરો કમાઈ પછી;
'અમૃત' અનલ લાગે પાણી કયાંથી લાવીએ ?

---

૧ વાચનાર. ૨ સાંભળનાર. ૩ પૂર્ણ કરે. ૪ સાભળવું. ૫ વિચારવું. ૬ વર્તવું ૭ મુક્તિ. ૮ પામે. * 'મનહર છંદ'...ના જેવો.

( ૩ )

અંજળીના જળસમું, આયુઃ જાય પળ પળ;
વિષય વમળમાં,[1] પ્રબળ બની ધસના.
પંથમાં મુકામ છે ના બાપનું આ ગામ,
જવું આખર જે ધામ તેને માટે કાય કસનાર[2] ?
ખાન સુલતાન, મ્હોટા મ્હેરબાન, જાણ તે;
અજાણ થયા ભક્ષ કાળ કૃતાંત રાક્ષસના.
મ્હાંજને સ્હવાર જાય ચાલ્યાં નર નાર અમે,
'અમૃત' સંસારમાં મ્હેમાન બે દીવસનાં.

( ૪ )

કરીને અકાજ, ત્યજી લાજ પતરાજ કરે;
કુટુંબને કાજ મળ્યો મમતના મૂળમાં.
બની રહે સાર પોષવાને તું આતુર પણ,
સંબંધીઓ દુર દુર રહેશે પ્રતિકુળમાં;
પહેરેલી લંગોટી મ્હોટી રહેવા ન દે અંગે ચોટી.
ખોટી ખુશામત ઝુલે મોહતણી ઝુલમાં,
'અમૃત' ન હદ રદ મદ કરી શકે વદ;
જનમીને મળ્યો કેટલીવાર તું ધૂળમાં ?

( ૫ )

હરિશ્ચંદ્ર જેવા સત્યવાદીની આબાદી નથી,
યાદી સમાં થઇ ગયાં સીતા અને રામ છે;
નળશા[3] સભાગી અને મુંજશા[4] અભાગી નંહિં.
તેહ ગયા ત્યાગી રાગી રહેવાના ન ઠામ છે,
લાખો ગયા આંખોથી નિહાળ પુરે શાસ્ત્ર શાખો;
રાખો પ્રીતિ, ચાખો રસ હરી ધરી હામ છે
હાથીઓ હણાય તેમાં ગાડરાં ગણાય નહિં,
'અમૃત' જણાય અંતે યમ સાથે કામ છે.



૧ ભમર. ૨ દેહને શ્રમ આપવો. ૩ નૈષધરાજ. ૪ ધારાનગરીનો રાજા.

શ્રીપરાત્પર પરમાત્મને નમઃ



# દામાજી.

*( ગરબી. )

આ નર તન ઉત્તમ જાણી રે, અહંતા પદ અભિમાન તજો.
કરીલ્યો એ સાચી કમાણી રે, ભક્તવત્સલ ભગવાન ભજો;
અસત્ય કર્મ અધર્મમાં, કદી ન થાય કલ્યાણ,
પિત્તળથી પડતી નથી, અલંકાર ઓળખાણ.
વિવેકે વર્તી વાણી રે.— અહંતાપદ૦ ૧
ન્યાય નીતિને નેહમાં, કેશવ કૃપા કળાય;
ધુમસ ઘેરૂં સહજમાં, સૂર્યથી દુર પળાય.
છે વાત ન ભ્રાત અજાણીરે. — ભક્તવત્સલ૦ ૨
હિરણ્યકશ્યપુ હામથી, પામ્યો ત્રિભુવન રાજ;
દેવ દબાવ્યા દાબથી, કીધું કાજ અકાજ.
પરિણામ એનું પ્રમાણીરે.— અહંતાપદ૦ ૩
પ્રલ્હાદે નિજ શીર્ષપર, સંકટ સહ્યાં અપાર,
વ્હાલે વ્હાર કરી અને, અંતે કીધો પાર;
કરૂણા કર ઉરમાં આણીરે.— ભક્તવત્સલ૦ ૪
રાવણ રગડાવ્યો રણે, સુતને સૈન્ય સમેત;
લંકાં શી બંકા પુરી, કનક મટી થઇ રેત.
નથી છેક કથા એ અજાણીરે.— અહંતાપદ૦ ૫
વિભીષણ વેર વિસારીને મળ્યો રામની સાથ;
અભય બન્યો આખર લગી થઇ લંકાનો નાથ.
એ હાથ થતી નથી હાણીરે.— ભક્તવત્સલ૦ ૬
નાશાત્મક નિશી સ્વપ્નશાં સમજી સંસ્કૃતિ કર્મ;
ખોટે ખોટ ન ખાઇએ, ધારીએ ધીરજ ધર્મ.
ગયા કોઈની રહી છે નિશાનીરે.— અહંતાપદ૦ ૭

---

* ' અચકો મચકો કારેલી '...ના જેવી.

અર્ક ઉગે, અંતર વિષે, રહે ન તમ અજ્ઞાન,
સુલભ ભોગ ભુમિ તણા, અંતે ઉત્તમ સ્થાન.
'અમૃત' ઉર છાપ છપાણીરે. ભક્તવત્સલ૦ ૮

( સાખી. )

નાગા નનને[1] નેહે નમન કરી, સલિલજસુતસુતા[2] ગાઉ;
'અમૃત' અઘહર[3] અમીતાનંદે,[4] ચારૂ[5] ચરિત્ર ચિત્ત લ્હાઉં.



યજ્ઞ, દાન, અને તપ બુદ્ધિને પવિત્ર કરનાર છે. તેમાં યજ્ઞ ઉત્તમ દ્રવ્ય, સારૂં સ્થાન, અને ઘણા વિદ્વાનોની સહાય વગર થઇ શકતો નથી. બીજું દાન તે પણ શી રીતે કરવું તે આજે સમજાતું નથી. કોઇ બ્રાહ્મણને કોઇ સાધુને, કોઇ પશુ પક્ષીને, કોઇ દેવ મંદીરમાં અને [6]કોઇ અપંગ અનાથોની મદદમાં અપાતું દાન ગણે છે, અને તે બધાં કાર્યો પણ પૈસા વગર પાર પડતાં નથી. ત્રીજું તપ એ ઇંદ્રિય દમનનું કલેશ કર કાર્ય સર્વ અંશે પરિપૂર્ણ કરવું તો બને તેમ નથી પણ દંભ સીવાય બીજી કોઇ રીતે આધુનિકમાં બનતું નથી. એટલે આ ચાલતા સમયમાં ઉપરનાં ત્રણ કામોને બદલે પ્રભુ ભજન રૂપ એકજ કાર્ય સઘળા અર્થો સારી ઇચ્છિત આશા પૂર્ણ કરે છે. સંભાળવાનું એટલું જ છે કે માન કીર્તિને આડે કહેરે ચડી જઇ પ્રાપંચિક ભક્ત થઇ જવાય નહિં.

**દ્રષ્ટાંત**—એક ન્હાના ગામડામાં મધ્ય ભાગે ઠાકોરજીનું મંદિર હતું. વર્ષો થયાં હિંદુસ્તાન તરફથી આવેલા ભકત સંતોતે મંદિરમાં પૂજનાર્થે રહેતા, ગામના માણસો તેમનો નિર્વાહ ચાલી શકે તેવી દરેક જાતની મદદ કરતા. અને તે લાભ પણ ફક્કડ એટલે એકલા ફરનાર મસ્તરામનેજ મળતો. એક વખતે એ મંદિરની પૂજા કરનાર સાધુ મરણને શરણુ થવાથી ગામજનો બીજા મહારાજને શોધવાની તજવીજ કરતા હતા. એટલી વાર ગામમાં રહેતા બ્રાહ્મણો પૂજનનું કાય પતાવતા. આઠેક દીવસ વીત્યા પછી આ મંદીરમાં પૂજા કરવાને લાયક એક સર્વ ગુણ સંપન્ન ચૈતન્યદાસ નામના સંતનું તિર્થ ભ્રમણ કરતાં કરતાં ત્યાં આવવું થયું. આ ન્હાના ગામડામાં ધર્મશાળા કે મુસાફરખાનું જે ગણીએ તે આ ગામ વચ્ચેનું મંદીર હર્તું[6]

---

૧. ગણપતિ. ૨. સરસ્વતિ. ૩. પાપવિદારણ. ૪. આત્માનંદ.
૫. સારૂં. ૬. અથવા.

ચોરો હતો. ચૈતન્યદાસે ત્યાં આવી મુકામ કર્યો. ગામના માણસો તેને ઘેરી વળ્યા. કંઇ કંઇ વિનંતીઓ, કંઇ કંઇ કહેણ, કંઈ કંઇ સોગન, અને કંઇ કંઈ ભવિષ્ય સુખની લાલચો ચૈતન્યદાસને બતાવી, ગામના માણસોએ પૂજારીની ખાલી પડેલી જગ્યા પૂરી મહારાજ રહેવાને કબુલ થયા-રહ્યા. સાત્વિક ચૈતન્યદાસ સ્વાર્થ નિમિત્તે કદી પણ મંદીર છોડતા નહિં. બીજા સાધુઓ કયારેક ગામમાં લોટ વગેરે માગવા નીકળતા ત્યારે તેમને શરીર રક્ષણાર્થ સાધન મળતું. ચૈતન્યદાસ મંદીરમાં કોઇ કંઇ આપી જાય તોજ તે ઉપયોગમાં લેતા, નહિંતો સ્વ શરીર રક્ષણાર્થે કોઇ પણ જાતની ચેષ્ટા કરતા નહિં. તેઓ તો પોતાના જન્મને સફળ કરવા રાત્રિ દીવસ પ્રભૂ ભજનમાં તલ્લીન રહેતા. ખાસ કાળજી પૂર્વક જોનાર પણ તેમને સ્મરણ કે પૂજન વગરના કદીય પણ જોઇ શકતો નહિં. ટુંકામાં તેમનું બાહ્ય અને આંતરિક સર્વ કાર્ય કેવળ પ્રભુમય હતું. જગતમાં મનાતા મહાપુરૂષોની વગર સમજયા શ્રદ્ધાળુ જનો સેવા કરવા જાય છે તેનું પરિણામ પવિત્રને પતિત બનાવનારૂં થઇ પડે છે. તે લોકો જાણે છે કે સેવા કરવાથી સંત અને પ્રભુ બંન્નેની દયા થશે પણ તે સ્વતંત્ર મહાત્માઓ સેવનના વ્યસની બની અધમાધમ પગથીએ ઉતરતા જાય છે. વિચારશીલ અને સુજ્ઞ મનુષ્યોથી તે સાધુ અને તેની સેવા કરનાર ઉભય નિંદાય છે. પહેલાંની પ્રખ્યાતિ પામેલી પવિત્રતા તે સંતની પણ પતિતતામાં ફેરવાઇ જાય છે અને જગતમાં સંચરતા સાધુઓ બધા આવાજ હોય છે. એ કહેણ ખોટું ઠરાવાતું નથી. આ ચૈતન્યદાસ મહારાજને પણ આવો એક કસોટીમાં ઉતારનારો પ્રસંગ આવી પડયો.

એ ગામમાં સારી આર્થિક સ્થિતિવાળો એક વણિક રહેતો હતો. તેનું મન ભગવાનને ભગવાનના ભકતો તરફ વધારે વળતું રહેતુ હતું. હમેશ દરશન કરવા આવતાં આ મહારાજની ચાલતી વર્તણુંક તે બારીકાઈથી તપાસતો. ત્રણેક માસ વીત્યા. ચૈતન્યદાસની મતિ કૃતિ ચારે તરફ વખણાવા લાગી. પેલા વણિકને પણ આ પરદેશી મહારાજ પર દ્રઢ શ્રદ્ધા બેઠી. તેના મનમાં દરેક પળે એજ વિચાર આવતા કે આ મહારાજ કયાંય કશુંય માગવા જતા નથી. અહીં મળે તે ઉપરજ સંતોષ રાખે છે તો એમની ખાનપાનની વ્યવસ્થા અત્યંત કષ્ટદાયક થતી હશે તેથી તે વણીકે એક દ્વાદશી પર્વણીને દીવસે તરતની વીઆયેલી સુંદર ગાય વાછડી સમેત મંદીરમાં અર્પણ કરી.

**ચૈતન્યદાસ**—" શેઠ, ગૌકો યહાં લાનેકા સબબ કયા હૈ ? "

**શેઠ**—" મહારાજ ! મ્હારે ત્યાં ગાયોની સંખ્યા વધી ગઇ છે અને કેટલાક દીવસ થયાં મ્હારે એક ગાય ઠાકોર મંદીરમાં આપવા સંકલ્પ હતો ત્રીજું ગાયનું દૂધ પ્રભુ નૈવેદ્યમાં ઉપયોગી થશે તે પણ લાભ છે. અને ચોથું આપ પણ પ્રભુ પ્રસાદનું દૂધ આરોગી ખાનપાનની ખોટને પૂર્ણ કરી શકશો. આવી અનેક ઇચ્છાઓ હું આવ્યો છું. "

**ચૈતન્યદાસ**—" બાત ઠીક હૈ. પરંચ ગૌ માતકી સેવા કાર્ય મેં હમ જગતાત કે સેવનસે વંચિત રહેંગે. ગૌકી સેવા કરનાયે ઉત્તમ કામ હૈ. લેકીન હમને તો પ્રભુકોહી યહ પાંચો તત્વકા પિંડ સમર્પિત કર દીયા હૈ. ભાઇ, મહેરબાની કરકે આપ યહ તકલીફમેં હમેં ન ડારો. "

મહારાજના બેપરવાઇ બોલો સાંભળી શેઠનું મન વધારે ખેંચાયું. કેટલીક રકઝકને અંતે ગાય આપી. વણિક ચાલ્યો ગયો. ગામના બધા માણસો ખુશી થયા. વણિકને વખાણવા લાગ્યા. ગાયને માટે ઘાસ ચારો પણ વગર માગ્યે આવવા માંડયો. ગાયને બાંધવા છોડવાને કામગીરી પણ ભકતો કરતા. મહારાજ ફક્ત એકજ પ્યાલો દૂધ સ્હવારે અથવા સ્હાંજે ભગવાનને ધરી પાન કરી જતા. બાકી બધું વાછડીને મળતું. તે કેટલાક કહેવાતા ભકતોથી ન સંખાયું. મહારાજને સમજાવી બધું દૂધ દહોવરાવવા લાગ્યા. દૂધ પણ દશેક શેર નીકળતું. મહારાજ તો એક પવાલામાંથી બે ત્રણ પવાલા પીવા લાગ્યા. કયારેક કયારેક મલાઇ પણ મળે. કયારેક માવો બનાવી નાખે. કયારેક દહીં આખરે,[1] એટલે છાશ, માખણ, ઘી બધા રસ ચૈતન્યદાસને પ્રાપ્ત થવા માંડયા. આ ફકકડ મહારાજના મંદીરમાં ગાય નિમિત્તે સ્ત્રીઓનો અત્રર જવર[2] પણ થવા લાગ્યો. કોઇ ગાયના છાણ મૂતરની આશાએ આવે, ને કોઇ છાશની આશાએ આવે, અને કોઇ પૈસા આપી દૂધ લઇ જાય, અંતે ગામ પરગામના વેપારીઓ આવી મહારાજની પાસેથી ઘી પણ વેચાતું લેવા લાગ્યા. એક સોનાએ આવી. મહારાજને સમજાવ્યું. 'ઘીના આવેલા પૈસા એકઠા થયા હોય તો ઘરમાં રાખવા ભીતિકર[3] છે ' આમ કહી ૫૦—૬૦ થએલા રૂ. લેઇ જઇ સોનાની એક સુંદર કંઠી કરી મહારાજના ગળામાં પહેરાવી. મહારાજ ચાટલામાં પોતાનું મુખ જોવા લાગ્યા. તો કુબેર ભંડારી જેવા પોતે પોતાને દેખાવા લાગ્યા. દીવસે દીવસે મહારાજની વૃત્તિ પરોક્ષ ફળ આપનાર પ્રભુથી બદ-

---

૧. જમાવે. ૨. આવવું જવું. ૩. ભય ભરેલું.

લાઇ, પ્રત્યક્ષ ફળ આપનારી ગાયમાં વધારે જોડાઇ એથી ભગવાન પૂજાનું કાર્ય પણ ક્રમે ક્રમે ઓછું થવા લાગ્યું. કાર્યને ચ્હાનાર મૂર્ખ લોકો કારણને ભુલી જાય છે. ફળ ખાનાર થડની ઓળખાણ ત્યજી દે છે તેમ મહારાજ તો એટલાબધા હઠી ગયા કે ઠાકોરને મહિનામાં એએક વાર સ્નાન કરાવતા. રોજ ચડાવેલાં ફુલોજ ફક્ત બદલતા. પોતે દૂધ કે છાશથી ચલાવી લેતા એટલે નૈવેદ્ય સામગ્રી પણ રોજ રોજ કરવી કંટાળા રૂપ લાગી તેથી એક મજબુત ભાખરી બનાવી રાખી મૂકતા. રોજ ભગવાનને બે વખત એની એ ભાખરી ધરતા. એટલે મહીનાને મહીના મહારાજને નૈવેદ્ય કર્મથી નિવૃત્તિ મળતી. જ્યારે પેલી ભાખરી કોહી જાય અને અડકવા જેવી ન રહે ત્યારે બીજી બનાવવી પડતી તે પણ કેટલાક ખેદ સાથે અને ભગવાનને બે ચારેક અપવાસ કરાવ્યા પછી. દાન કરવા જતાં નાદાન બનેલો પેલો શેઠ ધર્મ તજી કર્મ માર્ગમાં ઉતરેલા મહારાજને ખેદ દર્શાવી એક દીવસ કહેવા લાગ્યો--

**શેઠ**—"મહારાજ ! આજ કાલ પ્રભુ પૂજન કંઈ બરાબર થતું લાગતું નથી. ભગવાનને પહેરાવેલાં વસ્ત્રો પણ ઘણા દીવસ થયાં બદલ્યાં નથી દેખાતાં. નિજ મંદિરમાં કચરા પુંજાનો પણ અભાવ નથી. જુઓને ચારે બાજુએ બધાં બાવાં બાઝી ગયાં છે. આમ કેમ થયું છે પ્રભુ ?"

**ચૈતન્યદાસ**—"તુમકો યે બાતકી કયા જરૂર ! ભાઇ, તુમને ગૌ માતા તો બડા અચ્છા દીયા આજ કલ દૂધ કમતી હો ગયા. આગે દો વખ્તમેં આધામન નીકલતાથા, અબ દો દીનસેં કમ નીકલતા હય. ઘીકા ભાવ બી ઠીક આતા હૈ. આજ કલ ભક્ત લોકકી શ્રદ્ધા કમ હોજાનેસે ગૌકે બાસ્તે બરાબર ઘાસ નહિં આતા હૈ. પરવા નહિં ગામ લોક ઘાસ ન દેંગે તો હમ કહાં પૈસા દેકે લાનેમેં અશક્ત હૈ. ઠાકોરજી તો આજ કલ દૂધ નહિં પાવતે. હમ બી નહિં પીતે. હાં છાંશસેં કામ ચલતા હૈ પર ઘી ઠીક જમા હોતા હૈ." શેઠ તો આ વાત સાંભળીને સડકજ બની ગયા. છેવટ હાથ જોડીને કહ્યું–"મહારાજ ! ફકત સેવનમાં પ્રીતિ રાખવાથી આ ગાય તમને અર્પણ કરવા મ્હારી ઇચ્છા થઇ હતી. મ્હને ખેદ થાય છે કે તે સેવનના ફળરૂપ મળેલી સુરભી[1] પ્રાપ્ત કરી તમે ફળ પ્રદાતા[2] પરમેશ્વરને ભૂલી ગયા. એ માયાનો શો ચમત્કારીક પ્રભાવ[3] ?"

**ચૈતન્યદાસ**—"શેઠ, માયા, માયા, કયા કર રહે હો, દેખો ઠાકુરજીકી

૧. ગાય. ૨. આપનારા. ૩. પ્રતાપ.

સેવામેં નાવણો ઔર ધોવણો. ઔર ગૌકી સેવામાં દોહણો, બિલાવણો. ઔર ઠાકુરજીકી સેવામેં માલા તુલસી કાષ્ટનકી, ઔર ગૌકી સેવામાં યે માલા રૂપયે સાઠનકી."

વણીક ચાલ્યો ગયો. કેટલેક દીવસે આ માયા વશ મહારાજને ગામ લોકોએ રજા આપી અને ચૈતન્યદાસ, ચૈતન્યદાસ મટી જડદાસ થઇ જગતમાં રઝળતા રહ્યા.--

**તાત્પર્ય**--એ કે પ્રભુ સેવામાં તલ્લીન થયેલું મન માયાના ભિન્ન ભિન્ન રંગો નિહાળી ભુલાવામાં પડી જાય છે તેમ ન થવા દેવા પૂર્ણ કાળજી રાખી માયાપતિને મેળવવા ઉદ્યુક્ત રહેવું.--

મણિપુર નામના એક ન્હાના ગામડામાં દામાજી નામના એક વણિક ગૃહસ્થ રહેતા હતા. પૂર્વ પુન્ય પ્રતાપથી તે દરેક રીતે સુખી હતા. અધિક ઐશ્વર્યવાન[1] હોઇ નગર શેઠ જેવા હતા. દાસ દાસીઓથી સેવાતા એક રાજા જેવા હતા. સૌન્દર્ય અને ગુણાન્વિતા સ્ત્રીના પતિ હોઇ દેવ જેવા હતા. આરોગ્ય અને સ્વરૂપ કાન્તિથી કામદેવ જેવા હતા. દાનમાં કરણ જેવા અને સત્યમાં હરિશ્ચંદ્ર જેવા, બુદ્ધિમાં બૃહસ્પતિ જેવા, અને સહિષ્ણુતામાં પૃથ્વી જેવા ક્ષમાશીલ હતા.

એક રાત્રિએ પર્યંક[2] પર પડેલા દામાજીની સ્ત્રી પતિ ચર્ણ સેવા કરતી હતી.

**દામાજી**—"દેવી, દીવાના પ્રકાશથી જેમ અંધકારનો નાશ થાય છે તેમ તમારા જેવી સતી સ્ત્રીના સહવાસથી દુઃખ નાસતું ફરે છે."

**સ્ત્રી**—"નાથ, દીવો બહારના અંધકારને મટાડે છે પણ..." ચતુર દામાજી તરત વચમાં બોલી ઉઠયા—"જવાદે, જવાદે એ વાત" સ્ત્રીની બન્ને આંખોમાંથી પાણી ટપકવા લાગ્યું, અને તે અશ્રુબિંદુઓએ દામાજીના પગ ભીંજવવા માંડયા. શેઠે સ્ત્રીનું સમાધાન કરવા માંડયું અને સ્ત્રીએ પોતાના હૃદયોદ્‌ગાર દીપાન્યોકિત રૂપે બહાર કાઢવા માંડયા.

( સોરઠ. )

**સ્ત્રી**—પ્યારા પુત્ર પ્રદીપ વિના, અંધારૂં ઘોર છે રે, ચારે કોર છે રે. પ્યારા૦

**દા૦**—દીપક[3] સ્નેહને ખેંચી લે છે;

**સ્ત્રી**—પુત્ર પ્રેમ વધતો કરી દે છે.

દીપનિશાયે શોભે ને સુત અષ્ટ પ્હોરછેરે.— પ્યારા૦ ૧

ગુણને[4] દીપક બાળી નાખે, પુત્ર ગુણો અંગે ભરી રાખે,

પાત્ર[5] તપાવે નહિં સુત સુખ શીર મોર છે રે.— પ્યારા૦ ૨

૧ સમૃદ્ધિવાળા. ૨ પલંગ. ૩ દીવો. ૪ પ્રીતિ, તેલ. ૫ કોડિયું.

દીપક મળ[1] ઉત્પન્ન કરનારો, શિંશુ મળ[2] બળને છે હરનારો,
શીતળતા કરનારો ન તાપિત તોર[3] છે રે.— પ્યારા૦ ૩
દીપ અનળ સંગે સળગે છે, બળતો ઠરે બાળક વળગે છે,
દીપ ગૃહને બાહેર સુત યશ શોર છે રે.— પ્યારા૦ ૪
દીપક રક્ષકને બાળે છે, સપુત પાળકને પાળે છે,
કુળ દીપક મૃદુ થાતો કદી ન કઠોર છે રે.— પ્યારા૦ ૫
સુજ્ઞ સુત પ્રભુકૃપાયે પામે 'પુ'નામ નર્કનાં સંકટવામે,
'અમૃત' ઉરવસી વદતો, માખણ ચોર[4] છે રે.— પ્યારા૦ ૬

દામાજીને સ્ત્રીના શબ્દોથી પુત્ર રહિત સંસાર દુઃખ રૂપ દેખાયો પણ સ્ત્રીની પાસે દુઃખ જાહેર કરતાં, નારી હૃદયને વધારે આઘાત લાગશે એમ માની પ્રમદાના વિરૂદ્ધ પક્ષે બોલવા માંડયું.

**દામાજી**—"સ્ત્રી, પુત્ર સુખ કર્તા નહિં પણ કેવળ દુઃખ કરનાર છે. પ્રથમ માતાના ગર્ભમાં રહે, ત્યારથી તેણી સારા ખાનપાનને લઇ શકતી નથી. બાળક જન્મ પામતાંજ સ્ત્રીનું યૌવન નષ્ટ થાય છે. ઉછેરવામાં પણ અનેક ઉપાધિઓ સહન કરવી પડે છે. યુવાન થયે કુસંગમાં પડી, માબાપની આબરૂને ધુળમાં મેળવી દે છે અને જો કદી મર્ણ પામે તો માતાપિતા પુત્રના પ્રેમમાં ઝુરી ઝુરી મરે. કહો, પુત્ર પ્રાપ્તિમાં સુખ કઇ જગ્યાએ જાયું? વળી જે કામ મનુષ્ય કૃતિ બ્હાર છે તે કરવા પ્રયત્ન કરવો, એ પણ મૂર્ખતા નહિં તો બીજું શું? અલબત્ત પુત્રથી ઘર ગાજતું દેખાય છે, વાંઝીયાં મ્હેણું નષ્ટ થાય છે, જ્ઞાતિમાં બીજા કુટુંબો સાથે સંબંધથી જોડાવાય છે. મૃત્યુ પછી સદ્દગતિ પમાય છે, એ વાત કબુલ કરવા જેવી છે પણ ઇશ્વર કૃપા વગર કંઇ મનુષ્યથી બાળક મેળવી લવાય છે?"

**સ્ત્રી**—'પતિ, ઇશ્વર કયારે કૃપા કરે છે?"

**દામાજી**—"સત્કર્મમાં પ્રીતિ રહે ત્યારે."

**સ્ત્રી**—"આપણે નથી?"

**દામાજી**—"આ અવતારે નહિં, ગયા અવતારનાં સત્કર્મો જોઇએ.

**સ્ત્રી**—'પતિ, ગયા અવતારના સત્કર્મો નથી તેથી તો અપ્રજ[5] રહ્યાં છીએ કોટી ઉપાયે પણ ગએલો વખત મેળવવાને આપણે શકિતવંત નથી. હવે એ થએલી ભૂલને સુધારવા કોઇ પણ માર્ગ નથી. પણ જેમ બીજાના ઘરને લાગેલી આગ જોઇ આપણે આપણું ઘર એવી દશામાં ન આવી પડે તેને

૧ મેંશ, કાજળ. ૨ નર્ક યાતના. ૩ નિભાવ. ૪ ભગવાન કૃષ્ણ. ૫ પુત્ર વગરનાં.

માટે સાવચેત રહીએ છીએ તેમ ગયા અવતારની ભૂલ માટે આ અવતારમાં શોચ કરીએ છીએ તે હવે પછીના અવતારમાં કરવા વખત ન આવે એવું જાણ્યા પછી કરી જવા પ્રમાદી કાં થવું ?

દામાજી—" વાહવા, ઘણુા ઉમદા વિચાર, બહુજ સારી સ્હમજણ,

[1]( માઢ. )

બોલો ને વ્હાલી નાર, સલુણી બોલોને વ્હાલી નાર,
જેથી ઉતરીએ દુઃખનીધિ[2] પાર. સલુણી. ૧
ધર્મશાળા, અન્નક્ષેત્ર બંધાવી, મેળવું પંથી[3] પ્યાર;
વૃક્ષ વવરાવી, નવાણ ખોદાવી, કરીયે સુયશ વિસ્તાર. સલુણી. ૨
દાન દહાડી, જોડાં જમાડી, અર્પી વસ્ત્રાલંકાર.
કે અનાથ બાળોનો કરીએ આપણ કંઈ ઉપકાર. સલુણી. ૩
સંત સાધુની સેવા કરીએ, નિત્ય ખોલાવી દ્વાર.
યાત્રીને[4] ખરચી આપીને, પામીએ દયા લગાર. સલુણી. ૪
લગ્ન જનોઇ કરાવી આપીએ, કરીએ દરિદ્રીની વ્હાર.
વિધવા અશક્તની, વ્હારે રહીએ, તન ધનથી તૈયાર. સલુણી. ૫
પશુ આશ્રમમાં પ્રેમે આપીએ, પ્રતિદીન દાણો ચાર;
પરબડીયો પોળે બંધાવી, કરીએ ખગ[5] સત્કાર. સલુણી. ૬
માંદાની માવજત કરીએ, ઔષધ આપી અપાર.
હોંશે હરકત હરીએ કરાવીએ શબને અનલસંસ્કાર[6]. સલુણી. ૭
તનથી મનથી કે ધનથી કંઇ બનતો પર ઉપકાર;
રમાપતિની રીઝ મેળવીએ, 'અમૃત' આવતે અવતાર. સલુણી. ૮

સ્ત્રી—" પતિ, આપે ગણાવ્યાં તે બધાં પુણ્યનાં કામ છે. પણ તેની યાદી કરનારને થોડો સમય અને જોનારને લાંબા વખત સુધી રહે છે. મ્હારી ઇચ્છા સત્કર્મની સદૈવ યાદ રહેવા હમેશાં એક સાધુને જમાડીને જમવાની છે. આગળ આપણી જ્ઞાતિમાં થએલા સગાળશા શેઠ પણ હંમેશ એક સંતને જમાડતા હતા તેથી ભગવાન તેમને ઘેર પધાર્યા હતા. માટે આપણે પણ એવું કાંઇક કરીએ તો ? "

દામાજી—" કરીએ તો શું મ્હારે આવતી કાલથીજ કરવાનું કબુલ છે. સંતને જમાડયા વગર જમવું હરામ છે. "

સતિ પતિ રાત્રિએ દૃઢસંકલ્પગ્રહ[7] થયાં હમેશાં એક સાધુને જમાડયા

૧. ' પ્રેમનો કાલ '...ના જેવો. ૨ દરીઓ. ૩. વટેમાર્ગુ. ૪ તિર્થોમાં જનારયાત્રાળુને. ૫. પક્ષી. ૬ અગ્નિસંસ્કાર, દહનક્રિયા. ૭. ચોક્કસ નિશ્ચયવાળાં.

પછી જમતાં. અને પતિ જમ્યા પછીજ સતિ ભોજન લેતી. આમ કેટલાક માસ વીતિ ગયા. પછી વર્ષાઋતુનો આરંભ થયો. ઘણું ખરૂં ચાતુર્માસમાં સંત સાધુઓ, યતિ સન્યાસીઓ, એકજ સ્થળનો આશ્રય કરી રહે છે એટલે આ ન્હાના ગામમાં સંત સમાગમ દુર્લભ થતો. અનેક નોકરો દાસત્વમાં હાજર રહેવાથી દામાજીની એ મુશ્કેલી દેખાતી નહોતી. ચાકરો ગમે ત્યાંથી સંતને શોધી લાવતા અને દામાજીની પ્રતિજ્ઞાનું યથેષ્ટ પાલન થયે જતું.

(સાખી).

સ્વચ્છ અંતર નભ,[1] વિપદ વારિદ[2] અશ્રુમેઘ વરસાવે,
બહાર ઇંદ્રને ઘરમાં દામાજી સમવર્તને સમજાવે.

આકાશ મેઘ પૂર્ણ થઇ ગયું છે. પવન અને વીજળીની સ્પર્ધા ચાલતી હોય તેમ ઉભય વેગવંત વહન કરી રહ્યાં હતાં. પશુ પક્ષીઓ તો સ્વસ્થાનથી[3] બહાર નીકળી શકતાં નહોતાં પણ મનુષ્ય અવરજવર પણ બંધ થયો હતો. દામાજીના નોકરો સાધુ શોધનાર્થે કંઇ જઇ શકયા નહિં. વરસાદનું ઝડી બંધ વરસવું બંધ થયું નહિં. રસ્તાઓ જળથી ભરાઇ ગયા હતા, અને પુર આવેલી નદીઓ ચાલતા વટેમાર્ગુઓનો અટકાવ કરતી હતી. મણીપુરની બંન્ને બાજુએ બે નદીઓ વહેતી હતી. તેમાં હાથીની શકિતને પણ હણી નાખે તેવું જોરદાર પુર આવેલું હતું. તેથી નોકરોની ગતિનો રોધ[4] થતો. એક દીવસ શેઠ શેઠાણીનો જમ્યા વગર પસાર થયો. બીજે દીવસે પણ વરસાદની ગતિમાં કંઈ ફેરફાર દેખાયો નહિં. તેમ દામાજી કે દામાજીની સ્ત્રીથી પોતાની પ્રતિજ્ઞા તજાય નહિ. આમ સાત દીવસ પુરા થયા. ભોજન પાન વગર દંપતી અશક્ત થઇ ગએલાં એક જગ્યાએ બેઠાં રહેતાં હતાં. હાથમાં માળા લઇ કાળા કૃષ્ણનું નામ જપતાં હતાં. અચાનક એક નોકરે આવી ખબર આપ્યા—

**નોકર**—"દામાજી શેઠ! આપને ભોજન પાન વગર આજે સાત દીવસ થઇ ગયા છે પરંતુ મંદભાગ્યે કોઇ મહાત્મા મળી શકયા નથી. પણ આપણા ગામમાં એક સાધુ રહેતો હતો તે તો મરી ગયો છે તેની સ્ત્રી અને આઠેક વરસની છોકરી છે. આપ કહોતો એને બોલાવી લાવું. આપ ભોજન લો, ખાનપાન વગર આપનું શરીર તદ્દન લેવાઇ ગયું છે.

૧. આકાશ. ૨ વાદળાં. ૩ પોતાના રહેઠાણથી. ૪ અટકાવ.

ભારે વરસાદના જોરથી અમે પણ લાચાર થઈ રહ્યા છીએ. સંત જમાડવાની પ્રતિજ્ઞા જો સાધુડીને જમાડવાથી પળતી હોયતો આજ્ઞા આપો."

**દામાજી**—"ભાઇ, સાધુની સ્ત્રી અને બાળકીને જમાડવી એ કાંઇ પાપનું કર્મ નથી પણ અમારે સાધુનેજ જમાડીને જમવાની પ્રતિજ્ઞા છે.

**નોકર**—"શેઠ! પુરૂષ અને સ્ત્રી એમના શરીરાવયવો જુદા પણ આત્મા તો બંન્નેના એકજ હોય છે. વળી તમારે તો શરીર સંતોષવાની પ્રતિજ્ઞા છે કે આત્મા આનંદિત કરવાની?" દામાજીને વિલક્ષણ બુદ્ધિના નોકરની વાણી કંઇક નવું રહસ્ય જણાવતી દુઃખિત દીલને આરામ આપતી જણાઇ.

**દામાજી**—"ભાઇ, શરીર કે આત્મા તે હું કાંઇ જાણુતો નથી. મ્હારે તો સાધુ ને જમાડીને જમવું એજ સંકલ્પ છે."

**નોકર**—"શેઠજી બરાબર છે. કેટલાક માણસો સ્ત્રીઓ કરતાં પુરૂષોનેજ જમાડવા કે દાન દેવાનું ઉત્તમ ધારે છે અને તેનું કારણ મ્હારા મ્હમજવા પ્રમાણે પુરૂષોને સંસ્કાર થયા હોય છે ને સ્ત્રી સંસ્કાર રહિત છે અસંસ્કારિત દાન લેનાર દાન દેનાર જેવાજ છે અને સંસ્કાર પામેલા પવિત્ર પુરૂષો ઉંચી પદવીના છે. એટલે આ સાધુને જમાડીને જમવાનો આપનો નિયમ પણ શરીર પોષણાર્થે છે અને તે શરીર સંસ્કારિત હોવાની આવશ્યકતા છે તેથી આપે કહ્યું તે વચન મને અત્યંત ગમતું થયું છે.

દામાજી પણ આ ન ધારેલો ખુલાસો મળવાથી આનંદિત થયા આટલી વાત કરવામાં નોકરનો આશય દામાજીના દુઃખિત શરીરને અનંદિત કરવા શીવાય બીજો કાંઇ નહોતો. સાતમો દીવસ સંપૂર્ણ થયો. આઠમા દીવસનું સ્હવાર વરસાદ વગરનું થયું.

સૂર્ય નારાયણનાં દર્શન થતાં નોકરોના હૃદયમાં હિંમત આવી. જુદા જુદી દિશામાં નોકરોએ જવા માંડયું. તેઓ સઘળા ગામમાં જંગલમાં કે શહેરમાં જ્યાંથી કોઇ સાધુ મળે ત્યાંથી તેડી આવવા એકઠા થયા હતા. એક સારા નોકરને પૂર્વ પુન્ય પ્રતાપથી યશ પ્રાપ્ત થતો દેખાયો.

### (ગીતિ.)

જીવનમય[1] એ પાંથે,[2] સંત સમાગમ થયો ચહ્યો મનમાં,
મુકુંડાત્મજની[3] સાથે, પ્રાગવડે પ્રભુ ભેટ્યા પ્રેલયવનમાં.[4]

સામેથી ચાલ્યા આવતા એક ભગવાં વસ્ત્રધારી બ્રહ્મચારી ગુમાસ્તાએ દીઠા. પાસે જઇ બ્રહ્મચારીને વિનંતી કીધી. જવાબમાં બ્રહ્મચારીએ કહ્યું—

---

૧ પાણીવાળા. ૨ રસ્તે. ૩. માર્કંડેયમુની. ૪ પ્રલયના જળમાં.

(ખમાચ.)

સંસારીના સંગી થાતાં, સંકટ સ્હેવાં વસમાંરે,[૧]
દુઃખ દરિયામાં ડબકાં ખાવાં ને વિષયોમાં વસમાંરે.[૨] સંસારી. ૧

ભોગ[૩] ચહુંતો ભોગ[૪] મળ્યા ગણ[૫] ભોગી રોગી ભાળુંરે,
યોગ[૬] વિયોગ તરંગે વ્હડતાં, યોગ[૭] વિયોગ ન ખાળુંરે, સંસારી. ૨

નયન ભાગવત[૮] ભગવત નીરખે તે પણ બદલી જાતાંરે,
રંગ નિહાળી પતંગ સમાં બની, નાશમાં નારાજ થાતાંરે, સંસારી. ૩

કરણે સાંભળું કૃષ્ણ કથાતે જગજનમાંહે કયાંથીરે,
નિંદા કુથલી કલેશ સાંભળતાં થતું પશુ મનુષ્યમાંથીરે, સંસારી. ૪

નાસા પ્રભુ પ્રસાદી પુષ્પો, તુલસીથી તૃપ્તી પામેરે,
તેલ અત્તરે તરબોળ રહેતાં વિપત્તિ કયાંથી વામેરે, સંસારી. ૫

રસના નાથ નૈવેદ્ય રસીક તે રસહીણાને ન મળેરે,
ષટ્ રસ શોખી મીન સમા મરે, ભવિષ્ય ભયને ન કળેરે, સંસારી. ૬

વાણી વિઠ્ઠલ વરને વિસારી, વચન નવ એક બોલેરે,
ખાસ ખુશામત માટે બોલે, પામર શ્વાનની તોલેરે, સંસારી. ૭

સ્પર્શ ચહીએ તિર્થ[૯] ત્વચાએ[૧૦], કે પ્રભુ ચરણે અડીયે,
હસ્તીશાં સ્પર્શે બંધાઇ નિશ્ચે નર્કે પડીયેરે, સંસારી. ૮

હરી હર ગાઇ સ્મરીને હૃદયે મૂર્તિ કાયમ રાખુંરે,
તવ[૧૧] પ્રસંગે જગતારણ તજીને નર તન ખોઇ ન નાંખુંરે, સંસારી. ૯

ધાર્યું ધરણી ધર પાર ઉતારે, એજ આસરો સાચોરે,
'અમૃત' ઈશ તજી અન્ય ઉપાસે, જાણું ગુરૂ મળ્યો કાચોરે, સંસારી. ૧૦

**ગુમાસ્તો**—''મહારાજ ! આટલો બધો સંસારીનો ભય રાખો છો ત્યારે પ્રથમ દીક્ષા લેતાં વિચાર કાં ન કર્યો ? વળી સંસારીઓ તો બધા આશ્રમોના આધાર રૂપ છે તેને તજી કયાં દૂર નાસી જશો ?

**બ્રહ્મચારી**—" ભાઇ, એ વાર્તા ખરી છે. પણ જેટલો સંગ ઓછો તેટલો રંગ ઓછો. ભાઇ, સંગતિ ભયથી મ્હેં અમારો ચાતુર્માસનો નિયમ પણ તોડયો છે. એક ગામમાં વસીયે ને કોઇની સાથે સ્નેહ થાય તો છુટા પડતી વખતે કલેશ થાય અને હૃદય પણ તે સ્નેહી તરફ આકર્ષાય માટે મ્હને તો એક પ્રભુ વગર બીજા કોઇની પરવા[૧૨] નથી. દરેક આશ્રમીઓનો

૧ કઠણ અઘરાં. ૨ સ્હીશ નહિં. ૩ વૈભવ. ૪ દુર્દશા. ૫ સમજ. ૬ મળવું. ૭ અષ્ટાંગ યોગ. ૮ સંતજનો. ૯ પાણી. ૧૦ ચામડી. ૧૧ તમારા. ૧૨ દરકાર.

સંસારી પર આધાર છે પણ મ્હારે તો એક જગપતિ સીવાય બીજાની દરકાર નથી. જન્મ પહેલાં જેણે માતાના સ્તનમાં દૂધ તૈયાર કર્યું હતું તે અત્યારે ભૂલી ગયો હશે તે વ્હાર નહિં કરે ?

**નોકર**—" મહારાજ ! એ બધું સાચું. તમે ખાન પાનને માટે કોઇની સ્પૃહા ન રાખતા હો તે યોગ્ય છે. પણ મ્હારી સાથે નહિં આવો તો તમારે મ્હોટા પાપના ભાગી થવું પડશે. અમારા શેઠ અને શેઠાણી આજે આઠ દીવસ થયાં અનાજને પાણી વગર બેસી રહ્યાં છે. એમની દૃઢ પ્રતિજ્ઞા છે કે કોઈ 'સંતને જમાડીને જમવું.' એટલા માટેજ હું સંત સાધુને શોધવા નીકળ્યો છું. તમે મળ્યા છો. હવે નહિં આવો તો તે શેઠ શેઠાણી જરૂર આજે ભૂખ્યાં ભૂખ્યાં મરી જશે. અને તમારે માથે એ બે હત્યાનું પાપ બેસશે. હવે તમારી મરજી. ભગવાન પર આધાર રાખતા હો અને પાપથી ન ડરતા હો તો તમે સ્વતંત્ર છો."

બ્રહ્મચારી આ ચાલાક ચાકરની વચનની યુક્તિ સાંભળી સ્તબ્ધ થયા. તેમનું ભોળું અને પવિત્ર મન પાપ ભયથી થરથરી ઉઠયું. સંસારીનો આટલો પ્રસંગ પણ બે હત્યા આપનારો થયો તો અધિક સંગતિ શું ખરાબ નહિં કરે ? એમ ધારીને કહ્યું—" જો ભાઇ, હું ત્હારી સાથે આવું છું, પણ શરત એ કે મ્હારી ઇચ્છા રહે ત્યાં સુધી હું રોકાઉં."

**ગુમાસ્તો**—"બહુ સારૂ બાપજી ! પધારો. આજે ફક્ત આપ ભોજન લ્યો એટલે અમારાં સઘળાં કાર્ય થયાં" એટલું બોલી બ્રાહ્મચારીને તેડી ગુમાસ્તા એ ગામમાં પ્રવેશ કર્યો. દામાજીને ખબર મળી કે સાનંદે બ્રહ્મચારીનું પૂજન કર્યું. આસને બેસાડયા. નોકરે મહારાજની શરતથી શેઠને વાકેફ કર્યો. વિચારવંત વણિકે બ્રહ્મચારીની શરતમાં કાંઇક જુદોજ ભેદ કળ્યો. રસોઇ તૈયાર થતાં દામાજીએ પરસાલમાંની એક પોતાની કોટડી સ્વચ્છ કરાવી. અંદર એક ન્હાનો શો પલંગ ન્હાના તળાઇ તકીયાથી બીછાવ્યો. શ્વેત મચ્છરદાનીથી ઢાંકયો એકાદ ન્હાની ચટાઇ, ત્રાંબા પિત્તળનાં બે ચાર પાણીના વાસણ, અને બે ત્રણ પવાલાં ત્યાં મૂકાવી દીધાં. ભોજન કરાવી મહારાજને આ ન્હાના મકાનમાં પધરાવ્યા. બ્રહ્મચારીની પાસે એક ઓઢવાનું વસ્ત્ર, કસેલીકોપીન, શ્રીમદ્ ભગવદ્ગીતાનું પુસ્તક, અને પગમાં પહેરવાની ચાખડી, શીવાય બીજું કાંઇ નહોતું. બ્રહ્મચારીજી આ થોડા સામાનથી શણગારેલી કોટડીમાં પર્યંકપર બીરાજ્યા. ગીતાનું પુસ્તક વાંચતાં સાંજ પડી ગઇ. શાંતિમય સ્થાન મહારાજને કંઇક ગમ્યું. સાયંકાળે

નોકરો બત્તી કરી ગયા. દામાજી દુકાનેથી ઘેર આવ્યા. મહારાજને બીજી વખત જમવા બોલાવ્યા. બ્રહ્મચારીએ એકજ વખત નિત્ય જમવાનો નિયમ છે એમ કહી ના પાડી. દામાજી રાત્રિ ભોજન લેઇ મહારાજ પાસે આવ્યા. ગીતાના વાંચનમાં લીન થઇ ગયેલા સાધુને કહ્યું—"પ્રભુ, આપ આમ એકલપેટા આનંદ લ્યો છો. તો કૃપા કરીને અમને પણ કાંઇક ભાગ આપોને ?" મહારાજ એ સાંભળી હસ્યા અને પોતે વાંચતા હતા તે વિ-ષયજ શેઠને સમજાવવા માંડયો. દામાજીની સ્ત્રી પણ બહાર બેઠાં બેઠાં સાંભળતાં હતાં. કલાકેક કામ ચાલ્યું. દામાજી અને તેમની સ્ત્રી સાધુ ચર્ણ સેવા કરવા લાગ્યાં. મહારાજને કંટાળો આવ્યો. દામાજીને પગ દાબવા મનાઇ કરી, પોતે નિદ્રાવશ થયા. સવારે આઠેક વાગે મહારાજ નદીપર સ્નાન કરવા પધાર્યા. મધ્યાન્હે ભોજન કર્યું, સાયંકાળે કથા વાંચી મધ્ય રાત્રી સુધી પગ દબાવ્યા, અને સુઇ ગયા. આમ આઠ દીવસ વીત્યા. મહારાજની ઇચ્છા પ્રમાણે રહેવાની શરત દ્વિઅર્થી બની પ્રતિદીન વંચાતી કથાથી પાડોશીઓને જાણ થઈ ધીમે ધીમે સ્ત્રી પુરૂષો શ્રોતા બની શ્રવણાર્થે આ-વવા લાગ્યાં. કથા વંચાયા પછી પ્રસાદ વહેંચાતો. માણસો ચાલ્યા ગયા પછી દામાજીની સ્ત્રી થોડીવાર ને દામાજી ઘણીવાર સુધી બ્રહ્મચારીની ચર્ણ સેવા કરતા. એક મહીનો પુરો થયો. બ્રહ્મચારીને પગ દબાવવાનુ બંધારણ થઇ ગયું. રાત્રે કોઇ પગ દબાવનાર ન હોયતો બ્રહ્મચારીને ઉંઘ આવતી નહિં. અને પગે કળતર થતી. દામાજી નિત્ય નિયમમાં ચુકતાજ નહિં. સંત સેવામાં તેમની એટલી બધી પ્રિતિ હતી કે પગ દબાવતાં પણ મ-હારાજ કહે કે—"જા સુઇજા" તોજ ઉઠે. તે વિના સેવા છોડી સુવાની ઇચ્છા કરતા નહિં. બરાબર સાઠ દીવસ સંપુર્ણ થયા. મહારાજ પગ દબાવવાના પૂરા વ્યસની થઇ ગયા. એક રાત્રિયે દામાજીને ચર્ણ સેવા કરતાં કરતાં સ્હવાર થઇ ગયું. મહારાજને હંમેશની ટેવ પડી ગયેલી હોવાથી સુખે નિદ્રા આવી ગઇ. દામાજીને ઉઠવાનું કહેવું ભૂલી ગયા. સ્હવાર થતાંજ જાગ્યા. દામાજીને રજા આપી. મહારાજના પવિત્ર અંતઃકરણમાંથી આ સેવા પ્રેમી શેઠને માટે પૂર્ણ સંતોષ ભર્યો આશીર્વાદ નીકળી ગયો. પ્રભુ દરબારમાં પ-હોંચ્યો ને તેનો બદલો દામાજીપર પ્રભુ કૃપાના વરસાદ રૂપે વરસવા લાગ્યો. બરાબર દશ માસ પૂર્ણ થતાં દામાજીની સ્ત્રીએ પુત્રને જન્મ આપ્યો. સર્વ મળેલી સંપત્તિમાં આ એક ન્યુનતા હતી તે સંત સેવા પ્રસાદે પૂર્ણ થઇ. દામાજીની પ્રીતિ મહારાજ ઉપર હતી તેથી વિશેષ થઇ. બ્રહ્મચારી પણ

પવિત્ર સાત્વિક અને નિર્મળ અંતઃકરણવાળા હતા. અહીં રહેતાં બાર માસ પૂરા થઇ ગયા. દામાજીનો છોકરો દીનપરદીન મોટો થવા લાગ્યો. નાનપણથી તંદુરસ્ત હોઇ ચાર વરસનો થયો ત્યાં સુધી કોઇ પણ રૂતુમાં વસ્ત્ર પહેરતો નહોતો. દામાજીએ પોતાની સંપત્તિના ચિન્હ દર્શક બાળકને બે હાથે ચાર સોનાનાં નક્કર કડાં, બાંહ્યે અને કાંડે પહેરાવ્યાં હતાં. કટીમાં સોનાનો કંદોરો અને કંઠમાં પણ કીમતી કનક કંઠી સજાવી હતી. ગૌર શંકરના જેવા વર્ણવાળો પણ કૃષ્ણ જેવો હૃષ્ટ પુષ્ટ, ભૂષણવિભૂષિત[1] તે બાળક સૌને અત્યંત પ્રિય લાગતો. પાંચેક વર્ષનો થયો. બ્રહ્મચારી હજુ પણ તે કોટડીમાં નિવાસ કરી રહ્યા હતા. દામાજીનો પુત્ર ક્યારે ક્યારે મહારાજને પણ કંટાળો આપતો. મહારાજ જ્યાં અધ્યયન કરતા હોય ત્યાં બારણા માંથી છોકરો બોલે—"મહારાજ! શું કરો છો?" બ્રહ્મચારી જવાબ ન આપે એટલે વળી પાછો પાસે જઇને બોલે—"મહારાજ! મ્હારા બાપા ધોળાં લુગડાં પહેરે છે, તમે આવાં રંગેલાં કેમ પહેરો છો?" બ્રહ્મચારી નાકે આંગળી મૂકી ચૂપ રહેવા ઇશારત કરે ત્યારે જતાં જતાં પણ એકાદ પ્રશ્ન કરતોજ જાય—"મહારાજ! મ્હારા બાપાતો બધા વાળ કઢાવી નાખે છે અને તમે આ દાઢીએ ઘાસના પૂળા જેવું શું વળગાડયું છે?" મહારાજ બહુ ગુસ્સે થતા, છોકરો ચાલ્યો જતો. પણ બ્રહ્મચારીના અંતરમાં તે છોકરા માટે ઉત્તમ પ્રેમ ભર્યું સ્થાન હતું. પોતે નદીએ ન્હાવા જાય ત્યારે બાળકને પણ સાથે લઇ જતા. સ્ત્રી બાળકના પરિચયથી અજ્ઞાત બ્રહ્મચારી આ બાળકના પરિચયથી આનંદિત થતા. સરિતા પર સ્નાન કરાવતી વખતે બાળકનું શરીર ચોળતા, સારી રીતે નવરાવતા, ભગવાં વસ્ત્રથી તેનું શરીર લૂછતા. આમ સંસાર ત્યાગી બ્રહ્મચારીની બાળરાગી ચેષ્ટા ચાલતી હતી. દામાજી હમેશાં સ્હવારમાં પહેલાં દુકાને જતી વખતે મહારાજને વંદન[2] કરી રજા લઇને જતા. એક સ્હવારમાં મહારાજની રજા લેઇ દુકાને જવાને દામાજી મહારાજની કોટડીમાંથી બહાર પગ મૂકે છે ત્યાં ત્રણ ચારેક ગૃહસ્થો તેમને મળવા આવ્યા. આવનાર મનુષ્યોએ શરીરપર સ્વચ્છ ઇસ્ત્રીબંધ કડકડાટ થતાં કપડાં પહેર્યાં હતાં. માથાપર લાલ ગોળ પાઘડીઓ જરીના પાલવથી ઝગઝગતિ હતી. સુંદર સોનેરી ખેસ સ્કંધે[3] લટકતા અને અત્તર ગુલાબથી મઘમઘિત કરતા બ્રહ્મચારી વાળી કોટડીમાં પેઠા. મહારાજ પલંગપર બીરાજેલા હતા. દામાજી ઉભા રહ્યા. અને આગન્તુક[4] ગૃહસ્થો નીચે બીછાવેલી ચટાઇપર બેઠા.

૧ આભૂષણોથી શોભીતો. ૨ નમન, ૩ ખભે. ૪ આવનારા.

( દિંડી. )

બની આજ શી બીના આ અણધારી, શેઠ મુખ જુએ સર્વ ધારી ધારી;
બ્રહ્મચારીએ નિજ આશને વધારી, હેતુ નવ જણાવે આજ કાં પધારી;

**દામાજી**—" શેઠજી આજે સ્હવારમાં પધારવાનું પ્રયોજન !

**૧ ગૃહસ્થ**—" દામાજી શેઠ, આપ જાણોછો કે હાલમાં મ્હારા પુત્રનાં લગ્ન છે. આજે સાયંકાળે વરઘોડો ચડવાનો છે. મ્હારો એકજ પુત્ર હોઇ અવતાર લ્હાવ લેવાનો મ્હારો આ એકજ પ્રસંગ છે માટે આપ કૃપા કરીને આજે વરઘોડામાં પધારશો તો મ્હને મ્હોટું માન મળશે, અને વરઘોડાની શોભામાં વધારો થશે. "

**દામાજી**—" ઘણુંજ સારૂં, વારૂ રાત્રે કેટલા વાગે વરઘોડો ચડશે ?

**ગૃહસ્થ**—" લગભગ આઠેક વાગે." દામાજીએ કબુલ કર્યું, અને આવનારા ઉઠયા. દામાજી પણ તેમને વળાવી આવી, દુકાને જવા પુનઃ મહારાજની રજા લેવા આવ્યા. મહારાજ વિચારતા હતા કે દુનિયામાં થતા ઘોડા પૈકી કેટલાક તો મેં જોયા છે. આરબી ઘોડાઓ મસ્ત શરીરવાળા, બટ ઘોડા ન્હાના ટટ્ટુ સરખા, કેટલાક ઊંચા ને મ્હોટા કેકાણુ, કચ્છી, વાજી મજબુત, અને કાઠિયાવાડી પાણીદાર, પણ આટલી ઉમ્મરમાં કોઇ દહાડો વરઘોડો તો જોયોજ નથી. તે જાણવા અને જોવાની જીજ્ઞાસાથી દામાજીને પૂછ્યું.

**બ્રહ્મચારી**—" દામા, આજે આ લોકો શા અર્થે આવ્યા હતા ?"

**દામાજી**—" મહારાજ ! એ અમારી સંસારી જનોની કુથલી છે એમાં આપે ધ્યાન આપવા જેવું નથી. હું હમેશાં આપને કંટાળો ન આવે એટલા માટે આવી પ્રાપંચિક ખટપટથી દૂર રાખું છું. આજે એ લોકો ઓચિંતા આવી ચડયા, અને આપની કોટડીમાંજ આ આટલીવાર ગરબડ થઇ તે મ્હારી ભૂલ થઇ છે. મ્હને ક્ષમા આપો ફરી આવી કસુર નહિં કરૂં."

**બ્રહ્મચારી**—" ના, ના, તેથી કંઇ મને અડચણ થઈ નથી. હું તો જાણવા માગું છું કે તેઓ શા માટે આવ્યા હતા અને તને એમણે શું કહ્યું ? હું તો કાંઇ સમજ્યો નહિં."

**દામાજી**—" ભગવાન, એ અમારી નાતના હતા. અહીંનાજ રહીશ છે. પૈસાદાર છે. એમનો છોકરો પરણે છે તેનો આજે વરઘોડો ચઢવાનો છે તેનું મ્હને આમંત્રણ આપવા આવ્યા હતા.

**બ્રહ્મચારી**—" દામા, તું જઇશ ?"

દામાજી—" ના પ્રભુ, હું તો કોઇ જગ્યાએ જતો નથી."

બ્રહ્મચારી—"દામા, તે તો ઠીક ન કહેવાય. તને બધા ચાહે ને તું તેમને ત્યાં ન જાય, એ તો અન્યાય કહેવાય. વળી વિચાર, ત્હારો છોકરો વરઘોડો થશે ત્યારે ત્હારે ત્યાં કોણ આવશે!"

દામાજી—" પ્રભુ, છોકરો વરઘોડો થાય નહિં પણ વરઘોડે ચડે પરણનાર છોકરો તે વર. અને તેને ઘોડાપર બેસાડી ગામમાં ફેરવે તેનું નામ વરઘોડો"

બ્રહ્મચારી—" હા, હા, એ તો ખરૂં પણ ત્હારે જવું જોઇએ. દામા, જો તું જાય, તો આજે તો મ્હારીય ઇચ્છા છે કે હું પણ આવું." દામાજી શાન્ત રહ્યા, મહારાજની ઇચ્છા વરઘોડામાં આવવાની થઇ છે તેથી પોતે કબુલ કર્યું. 'આઠ વાગે જવાનું છે' એમ સ્હમજાવી દુકાને ચાલ્યા ગયા. મહારાજ પણ નદી પર સ્નાન કરી આવ્યા. મધ્યાન્હે ભોજન કર્યું, અને સ્હાંજ થવાની રાહ જોવા લાગ્યા. વરઘોડો જોવાની અધિકાધિક લાલસાથી[1] બ્રહ્મચારીએ સૂર્યને પણ ગાળો દેવા માંડી, અને કહી રહ્યા કે, "નીચ સૂર્ય પણ જલદી અસ્ત નથી થતો કે ઝટ સ્હાંજ પડે ને વરઘોડો જોવા જઇએ." બરાબર સાત વાગ્યા કે બ્રહ્મચારી તૈયાર થઇ ગયા. 'આજે કથા વાંચવાની નથી' એમ શ્રોતાઓને[2] કહેવરાવ્યું. આઠ વાગ્યા કે દામાજીની સાથે બ્રહ્મચારી ચાખડીઓ પર ચડી, બગલમાં ગીતાનું પુસ્તક રાખી, વરઘોડા-વાળા ઘરના દ્વાર આગળ આવ્યા. ૭ વરસ થયાં અહીં રહેતા મહારા-જને પ્રત્યેક[3] સ્ત્રી પુરૂષો ઓળખતાં હતાં. મહારાજ પધાર્યા એટલે વરઘો-ડામાં મળેલાં સર્વ માણસો મહારાજના ચર્ણમાં મસ્તક મુકી નમન કરવા લાગ્યા. સઘળું તૈયારજ હતું. વરઘોડો ચાલ્યો અને મહારાજ પણ સાજન-માં મળી ચાલવા લાગ્યા. વાજાઓના નાદથી, ઉડતી આતશબાજીના વિવિધ રંગના દેખાવથી, રોશનીના પ્રકાશથી, સામટા મનુષ્યના કોલાહલથી અને સ્ત્રીઓના કલકંઠથી બ્રહ્મચારી નવિન ઉત્સાહ ઉદધિ[4]માં તરવા લાગ્યા. તેમનું મન બધા કરતાં ઘોડે બેઠેલા વર તરફ વધારે હતું. સારાં સારાં ઘરેણાં અને લુગડાંથી તેનું શરીર શણગારેલું હતું. માથે ચકચકતી પાઘડી, અને લટકતા સોનેરી તોરાઓથી તેનું મુખ છવાયલું હતું. માથાપર ભારે ઓઢા-ડેલી કિનખાબની છત્રી, કાચના ગોટા, જરીના તોરા અને રેશમી ફુમતાં-ઓથી વધારે સુશોભિત દેખાતી હતી. બાજુમાં ચમ્મરવાળો અને બીજી તરફ ઘાંચજો પંખો ફેરવતો હતો.

---

૧ ઈચ્છા. ૨ સાંભળનારા. ૩ દરેક. ૪ સાગર.

## ( ધનાશ્રી. )

ફરી ફરી વર મુખ જુએ, બાવાજી, ફરી ફરી વર મુખ જુએ;
નવ સમજે સંસારીઓ મૂરખ, કાદવે કાદવ ધુએ—બાવાજી. ૧

મહારાજ એ નહોતા જાણતા કે સંસારીઓ પરણવાની ઇચ્છા કરે છે પણ એ મ્હોટી મૂર્ખતા છે. વૃદ્ધ વડીલોએ પ્રથમથી આચાર પ્રણાલી[1] બાંધી દરેકને ચેતાવ્યા છે. પરણવા જનાર પુરૂષ હજુ કન્યાને જોવા પણ પામ્યો ન હોય તેની પહેલાં વરઘોડેથી ઉતરતાં તેને દરવાજા પાસે ઉભો રાખે છે. સાસુ પોંખવા આવે ત્યારે સાથે ન્હાના ન્હાના ધુંશળ મુશળ રવૈયો, ને તરાક, લેતી આવે છે. પ્રથમ ધોંસરૂં જમાઇને બતાવે છે તેમાં સમજાવે છે કે આજ દીવસ તું સ્વતંત્ર સાંઢના જેવો ફરતો હતો. આજે મ્હારી કન્યા પરણવા આવ્યો છે તો ત્હારે બળદ સમાન બની આ ધોંસરૂં ખાંધે લઇ સંસાર ગાડું ખેંચવું પડશે. જો ન બને તો હજુએ અહીંથી પાછો વળીજા. પણ પેલો માથું ઝુકાવી કબુલ કરે છે ત્યારે બીજું મુશળ બતાવે છે. એમાં પણ એવીજ સ્હમજણ છે કે આ સાંબેલું જેમ ડાંગરને ખાંડી ચોખા ને છોતરાં જુદાં પાડે છે તેમ પરણવાથી તારે પણ એ દશા ભોગવવી પડશે. ત્રીજું રવઇયો બતાવી કહે છે કે આખરેલું દહીં જેમ આનાથી મંથન કરાઇ છાશ થઇ જાય છે તેમ ત્હારૂં પણ તન ધન મંથાશે. ચોથું તરાક એટલે લોઢાનો તીક્ષ્ણ ધારવાળો સોયો (તરાક) જમાઇની નજરે કરીને સાસુ કહે છે કે જો આ જેવો તીક્ષ્ણ ને શરીરે ભોંકાય તો ભયંકર વ્યથા કરે તેવો છે તેમ મ્હારી મોઢે ચઢાવેલી પુત્રિ એક એક આવા તીક્ષ્ણ બોલ બોલી ત્હારા હૃદયને ભેદી નાખશે. હજુ પરણવાની ઇચ્છા છે? નહિંતો પાછો વળીજા. પરણવા આવનાર તે પણ કબુલે છે. ત્યારે ગળામાં વરમાળા નાખી પશુને ખેંચે તેમ જમાઇને અંદર લે છે. ચાલતાં ચાલતાં પણ સાસુ નાક આમળે છે તે સૂચવે છે કે જો તું અંદર આવે છે પણ મેં બહાર જે સૂચનાઓ તને કરી છે તે નક્કી થઇ ભૂલી જતોના આ સંસ્કારોથી મહારાજ અજાણ્યા હતા. તેઓ તો—

ફરી ફરી વર મુખ જુએ બાવાજી ફરી ફરી વર મુખ જુએ—
વર બનવા અભિલાષા[2] ઉપજી, ધર્મ, કર્મને ખુવે—બાવાજી૦ ૨
જોખમ સાથે ને ચોર સંગાથે, કોણ નિડર થઇ સુવે—બાવાજી૦ ૩
ઉભય આશ્રમોથી અળગા થઇ, પડે પસ્તાઇ ખુવે—બાવાજી૦ ૪

૧. પૃથા, રીત. ૨. ઇચ્છા.

શ્રીવર[1] સેવન તજી ગમ્યું આ, પડવું કષ્ટમય કુવે—બાવાજી૦ ૫
સુકર્મ ધનને આમ ગુમાવી, મુર્ખ રાંક થઇ રૂવે—બાવાજી૦ ૬

રસ્તે ચાલતાં ચાલતાં મહારાજે દામાજીથી જાણી લીધું કે લગ્નનું કામ હજાર દોઢ હજાર રૂપીયા વગર પારપડે નહિં. વરઘોડો ફરીને ઘેર ગયો. મહારાજ પોતાની કોટડીમાં આવ્યા. દામાજીને પગ દાબવાને પણ ના પાડી. વરઘોડા સાથે આખું ગામ ફરીને આવ્યા હતા તેથી થાક પણ ખુબ લાગ્યો હતો. દામાજી ઘરમાં નિદ્રાવશ થયા, અને મહારાજ કોટડીમાં પોઢયા. વિચારમાં પડવાથી કે પગ ન દબાવાથી મહારાજની આંખોએ ઉંઘના અખાડા કર્યા. 'કાંઇક વાંચવાથી ઉંઘ આવશે' એમ માની ગીતાનું પુસ્તક હાથમાં લેઇ વાંચવા માંડયું.

( સાખી. )

પુસ્તક પૃષ્ટ[2] ફેરવે પણ નવ અક્ષર નજરે આવે,
ભ્રમિત ચિત્ત એ બ્રહ્મચારીને સ્વવિચાર સપડાવે.
નિદ્રા નયને લાવવા માટે, આ યુક્તિ અજમાવે,
પાને પાને વરઘોડો નીરખે, વ્યર્થ[3] વખત વીતાવે.
કામ દામનું[4] અહીંયાં કપરૂં,[5] મનોવૃત્તિ[6] મુંઝાવે;[7]
આશા પણ દ્રવ્યના તમાસા, ભારે ને ભૂલાવે.

માહારાજને પરણવાની ઇચ્છા પૂરી જાગી હતી પણ પૈસા મેળવવાનો રસ્તો હાથ લાગતો નહોતો. સંકલ્પમાં આખી રાત્રી વીતિ ગઇ. સ્હવાર થતાં દામાજીના પાંચ વર્ષના છોકરાને સાથે લઇ સરિતાપર સ્નાન કરવા ચાલ્યા. રસ્તામાં બાળકના પહેરેલા દાગીનાપર મહારાજનું મન લલચાયું તેથી હમેશ ન્હાતા તે સ્થાન છોડી બાળકને તેડી આગળ વધ્યા. આગળ નદીનો ભાગ વાંકો વળેલો હતો તેથી નદીએ ન્હાનારાઓની દ્રષ્ટિ ત્યાં પડી શકે તેમ નહોતું. બન્ને તરફ તીરની ઉંચી ભેખડો અન્ય દ્રષ્ટિનો[8] અટકાવ કરતી હતી. આ નિર્ભય સ્થળે મહારાજે ન્હાવાનું મુકરર કર્યું. પોતાનાં કપડાં ઉતારી પહેલાં છોકરાનો હાથ પકડી પાણીના પ્રવાહ વચ્ચે ઉભા રહ્યા. ચાલતા પાણીના બળવાન વ્હેણથી છોકરો ખુશી થઇ ગમ્મત માનવા લાગ્યો. પ્રેમ ઉપજાવે એવા શબ્દોથી મહારાજની પાસે પાણીના વખાણ કરવા લાગ્યો. છોકરાનું બેદરકાર બોલવું સાંભળી, મહારાજનું મન બીજા વિચારે

---

૧. પ્રભુ. ૨. પાનાં. ૩. ફોગટ. ૪. પૈસાનું. ૫. કઠણ. ૬ મનની ઇચ્છા. ૭. ગભરાવે. ૮. બીજાની નજર.

ચડતું. પ્રથમ વિચારતો એ હતો કે છોકરાનાં ઘરેણાં કાઢી લેઇ પોતાનું કાર્ય સાધવું પણ હૃદયમાં બીક ઉત્પન્ન થઈ. આ બટક બોલો છોકરો હું દાગીના લઇ લઉં તો તેનાં માબાપને કહ્યા વગર રહે તેવો નથી. અને કહી દે તો મ્હારા નામની સાથે દરેક સાધુઓના નામને નામોશી લાગે. તેથી ઉચિત છે કે પ્રથમ આ છોકરાનેજ મારી નાખવો જોઇએ. એટલે સઘળી વાત શાંતતાથી પૂર્ણ થશે. એમ વિચાર કરી બાળકનો હાથ પકડી પાણીમાં નવરાવતાં, નવરાવતાં જરા ઉંડા પાણીમાં જઇ છોકરાને ડુબાડયો. છોકરો તફડાટા મારવા લાગ્યો. બ્રહ્મચારીએ પણ કોઇ દીવસ પાપકર્મ નહિં કરેલું તેથી આ છોકરાના તફડાટા જોઇ શકાયા નહિં. પાણીમાં ડુબાવેલા બાળકને બહાર કાઢયો. છોકરાનું મોઢું લાલ થઇ ગયું હતું. થોડું પાણી પી ગયો હતો. બહાર નીકળતાં બોલ્યો.

**છોકરો**—" મહારાજ ! આપ મ્હને આવા ઉંડા પાણીમાં ઉતારો નહિં. મ્હારે ન્હાવું નથી. મને જવાદો હું ઘેર ચાલ્યો જઇશ. હવે કોઇ દીવસ તમારી સાથે ન્હાવા આવીશ. નહિં. મને બ્હાર કાઢો. કિનારે મુકીદો."

**બ્રહ્મચારી**—" હવે જઇશ કયાં ? તું મ્હારા હાથમાંથી છુટી શકશે નહિં. હાથીની સૂંઢમાં પકડાયેલી કમળની ડાંખળી જેવો ત્હારો હાથ હવે બહાર નીકળવાની આશા રાખતો ના. "

**છોકરો**—" મહારાજ ! આમ કાં બોલો છો ? મ્હારી સામે આંખો કાં કાઢો છો ?

**બ્રહ્મચારી**—" નાદાન છોકરા મ્હારે ત્હને મારી નાખવો છે, "

**છોકરો**—" શા માટે ? "

**બ્રહ્મચારી**—" ત્હારાં ઘરેણાંની મ્હને જરૂર છે એટલા માટે. "

**છોકરો**—" મ્હારાં ઘરેણાં તમારે જોઇએ તો તમે લઇ લ્યો, પણ મ્હને મારશો નહિં. "

**બ્રહ્મચારી**—" નીચ, ચંડાલ, હું ત્હારાં ઘરેણાં લઇ લઉં એટલે તું ત્હારાં મા બાપને કહી દે. આટલો ન્હાનો તું મ્હને મ્હોટાને બનાવવા ઇચ્છે છે ? હું તો ત્હને મારી નાખીશ કદી છોડીશ નહિં. "

**છોકરો**—" હું ભગવાનના સમ ખાઇને કહું છું કે કોઇને કહીશ નહિં." વળી મ્હારાં માબાપને તમે કહો તો તે પણ તમને ઘરેણાંની ના પાડે તેમ નથી. મ્હને મારો ના. મ્હને મરવું નથી ગમતું મહારાજ પાણીમાં ડુબવાથી

કેટલુંક પાણી પી જવાય છે. હું બહુ ગભરાઉં છું. હું આમ ક્યારેય પાણીમાં ડુબ્યો નથી. "

**બ્રહ્મચારી**—" હું ત્હને આજે મરી જતાં શીખવું છું. " એમ કહી પુનઃ પકડેલા હાથને મજબુત પકડી જળમાં ડુબાવવાને જરા જોર કર્યું. છોકરો આર્તનાદની[1] સાથે ગભરાતો અકળાતો ધ્રુજતો બોલવા લાગ્યો.

( આશાવરી. )

સેવકના બની દેવ ન મારો, હાથ જોડી કહું નાથ વિચારો. સેવકના૦ ૧
ભક્તિ તમારીમાં ભૂલ ન મ્હારી, રહેમ વિસારી, કેમ ન ઉગારો. સેવકના૦ ૨
પાપ હોય કદી, બાપ કહું વદી, આપ શ્રાપ દઇ બાળ સુધારો; સેવકના૦ ૩
તુચ્છ અલંકારો માટે મારો, વિનતી સ્વીકારો સદ્ય ઉદ્ધારો. સેવકના૦ ૪
ભગિની ન ભ્રાતે એકલો હું જાતે પિતુ માને કો દિલાસો દેનારો. સેવકના૦ ૫

રડતા બોલતા છોકરાના શબ્દોની કાંઇ પણ દરકાર રાખ્યા વગર આજુ બાજુ જોઇ નિડર બની, બ્રહ્મચારીએ પુનઃ બાળકને પાણીમાં ડુબાડયો. માત્ર થોડીવારમાંજ તે ન્હાના શરીરમાંથી પ્રાણ નીકળી ગયા. કુમળા ફુલને કરમાઇ જતાં વાર ન લાગી. દામાજીના કુળનો ન્હાનો દીપક હોલાઇ ગયો. મહારાજે તે મૃત દેહને બહાર કિનારે મુકી ઘરેણાં કાઢી લીધાં. પોતાના ઓઢેલા લુગડામાંથી એક નાનકડો કકડો કાપી તેમાં ઘરેણાં બાંધી રેતીમાં ખાડો કરી અંદર દાટયાં. અને બીજો મ્હોટો ખાડો કરી તેમાં છોકરાના શરીરને દાટયું. પછી પોતે નાહી પવિત્ર થઇ, ગામમાં પધાર્યા. ગામના માણસો હમેશ પ્રમાણે નમન કરી રહ્યા હતા. મહારાજની ઉજ્વળ પવિત્રતામાં આ કાળા કર્મની કાળી રેખા પડેલી કોઇ જાણી શક્યું નહિં. મધ્યાન્હે જમવા બેઠા. મહારાજ પોતાનું ઘર છોડીને નાશી ન જાય એટલા માટે દામાજી, બબ્બે ચાર ચાર દીવસે સારૂં ખાવાનું કરતા. આજે પણ દૂધપાક પૂરીનું ભોજન કરાવ્યું હતું. ભોજન કરીને મહારાજ પોતાની કોટડીમાં બેઠા, અને દામાજી દુકાને ગયા. દામાજીની સ્ત્રીએ પણ જમી લીધું. છોકરો હમેશાં બહાર રમવા જતો ત્યારે કોઈ કોઇ તેને પોતાને ઘેર તેડી જતા—દૂધપાતા, સાકર ખવરાવતા, પોતાનાં બાળકો જોડે રમાડતા. અને કોઇ કોઇ તો પોતાને ત્યાં પારણું બાંધી છોકરાને સુવાડતા, હિંચોળતા વગેરે—તેથી છોકરો ઘેર વહેલો મોડો આવતો. ત્રણેક વાગ્યા પણ છોકરો ના આવ્યો ત્યારે અધીર અંતઃકરણવાળી માતા નોકરો મોકલી છોકરાની

1 દયાજનક પોકાર.

તપાસ કરાવી રહી. જાણીતા સ્થળોએ ગુમાસ્તાઓએ તપાસ કરી પણ આજે કોઇ જગાએ છોકરાની ભાળ મળી નહિં.

( ભજન. )[૧]

જાઓ જાઓ જાઓરે, વેળા ન વિતાવોરે, લાવો મ્હારા બાળને હોજી.
રે વાર થશે તો, વાર ન લાગે પાડું તન— જાઓ૦ ૧

બહુ બહુ લાગે બિહામણી, ચંદ્ર વિનાની રાત;
માનસ સર વીણ હંસને, નાક વિના જેમ ગાત.[૨]
તેમ જગતમાં માનીએ પુત્ર વિનાની માત.
સહુ સત્વર સીધાવોરે, લાવો મ્હારા બાળને હોજી— જાઓ૦ ૨

વાછરૂ વિણ વગડા મહિં, ગાય વિતાવે કાળ;
પાંખ વગરનાં પંખીને, મણી વગરનો વ્યાળ.[૩]
તેમ ઝુરે દુઃખી માવડી રે રે વ્હાલા બાળ.
મને રોતી ન રીબાવોરે, લાવો મ્હારા બાળને હોજી— જાઓ૦ ૩

દશા જેવી દશરથની, વનમાં જાતા રામ;
સુભદ્રા અભિમન્યુ જતાં, રૂવે કૃપણ[૪] જ્યમ દામ.[૫]
ચહું[૬] તેમ મળવા બાળને પૂરો કોઇ હામ.[૭]
હવે જાઓ ન રોકાઓરે, લાવો મ્હારા બાળને હોજી— જાઓ૦ ૪

પાંચ વાગતા સુધી પ્રત્યેકપરિચારકે તપાસ કરી, છેવટ નિરાશ થયા. સ્ત્રીએ દુકાને પતિને ખબર પહોંચાડી. દામાજીએ કહ્યું—"બાળકની રક્ષા કરનાર સમર્થ જગપતિ છે, પ્રભુએ સવળે હાથે આપ્યો હશે અને જો તે તેનું રક્ષણ કરવા ધારશે તો આખા જગતની શક્તિ નથી કે કોઇ તેનો વાળ પણ વાંકો કરી શકે. અને જો એ ઇશ્વરનીજ અકૃપા થઇ તો જગતમાં રક્ષક કોઇ નથી. માટે પોતાપર ભાર લેવા કરતાં પરમેશ્વરનેજ ભળાવવું ઉત્તમ છે. દૂત ઘેર ગયો અને પોતે નિત્ય નિયમ પ્રમાણે ગામની બહાર લક્ષ્મીનારાયણના મંદીરમાં દર્શન કરવા ચાલ્યા.

( દોહરો. )

ભાળ મેળવવા બાળની, નવ ઉચ્ચાટ લગાર,
ગામ બહાર જતાં મળ્યો, સુંદર એક અસ્વાર.

એક મુસલમાન સિપાઇનો છોકરો પંદરેક વરસનો ગામવાસીઓનાં ઘોડાં

૧. 'વ્હાલા વેગે આવોરે' ના જેવું. ૨. શરીર. ૩. સાપ. ૪. કંજુસ. ૫. દ્રવ્ય. ૬. ઈચ્છું. ૭. હિમ્મત.

ચારવા જંગલમાં જતો હતો. સ્હવારમાં આઠ વાગે ગામની બહાર નીકળેલો સાયંકાળે છ વાગે પાછો આવતો હતો તેજ છોકરો દામાજીને સામો મળ્યો. શેઠને જોઇ ઘોડા પરથી નીચે ઉતરી સલામ કરી. દામાજીનો તે કરજદાર હતો, એ છોકરાનો બાપ પરણ્યો ત્યારે શેઠે સો રૂપીઆ મકાનપર ધીર્યાં હતા. તેને આજે વીશ વર્ષ વીતી ગયાં હતાં. ફરીયાદીની મુદત વીતી ગઇ હતી. તેમ દામાજીની ઇચ્છા પણ એ ગરીબને રંજાડવાની ન હતી. પરંતુ પોતે પૈસા માગતા, તેથી તે સીપાઇના છોકરાને દાબમાં રાખતા.

**દામાજી**—"કેમ છોકરા, મુદ્દલ પૈસા તો નથી અપાતા, પણ વ્યાજ તો ભરતો જા?"

**છોકરો**—"શેઠજી આપ જાણો છો કે હું ગામનાં આટલાં ઘોડાં જંગલમાં ચારવા લઇ જાઉં છું. તેના માસિક પૈસા ઉપરજ અમારો નિર્વાહ ચાલે છે, બચાવ કાંઇ થતો નથી. આપે ખાત્રી રાખવી કે મ્હારો વખત આવશે તો હું તમારા રૂણથી જરૂર છુટીશ. પણ શેઠજી તમને તમારો છોકરો મળ્યો?" દામાજી આ વાકયથી અજાયબ થયા. આખો દીવસ બહાર રહેનાર આ સિપાઇ પુત્ર મ્હારો બાળક ગુમ થયાની વાત કયાંથી જાણે? જરૂર આમાં કાંઇ છુપો ભેદ છે. તેથી વધારે જાણવા છોકરાને પૂછ્યું. સિપાઇ પુત્ર બોલ્યો—

(ભજન)[1]

આવો આવો અહીંયાં, કહું વ્હાલે, એક વાતરે, સમજીને,
દુઃખ તજીને જાશો, મ્હારૂં જો માનો તમે—
જુઓ આ કુહાડીને ઉપાડીને હું મ્હારે હાથે;
કરૂં ક્રુર તમારા એ બાવાજીની ઘાતરે—સમજીને— ૧

**છોકરો**—"કેમ દામાજી શેઠ! તો તમે મ્હારા પૈસા માફ કરી દો કે નહિં? શેઠજી! અમે મુસલમાન, પૈસા તો પેદા ન કરી શકીએ, પણ અમારાપર કોઇએ ઉપકાર કર્યો હોય તો તેનો બદલો આવાં કાર્ય કરીને વાળી આપીએ. આ મ્હારા હાથમાંની નાની કુહાડી છે તો લાકડાં કાપવાની, પણ ચાર દહાડા પહેલાંજ ધાર કઢાવેલી છે. જોઈ આ અસ્ત્રા જેવી તીક્ષ્ણ, એકજ ઘાવમાં તમારા બાવાનું માથું કાપી નાખું તો મ્હારા પિતાનો કરી આપેલો પૈસાનો દસ્તાવેજ આપ ફાડી નાખો કે નહિં."

---

૧. 'બલીહારી રસીયાજી ગીરધારી સુંદીર શ્યામ'...ના જેવું.

દામાજી—"કમબખત, બેખબર છોકરા, તું મ્હારા મહારાજને મારે ને હું ત્હારા પૈસા માફ કરૂં? એ મ્હારા ઇષ્ટ દેવ છે. એ મ્હારા પ્રભુ છે. એ મ્હારૂં સર્વસ્વ છે. આટલા શબ્દો તું એમને માટે બોલ્યો એ પણ હું તને માફ કરીશ નહિં."

છોકરો—"ગુસ્સે ન થાઓ, વાતને પૂરી સાંભળો. મ્હારે કાંઇ તમારા બાવાની સાથે વેર નથી. પણ—

બાળ તમારાનો એ કાળ બન્યો છે, કર્યો છે એ નફ્ટે,
કાળા પોતાના હાથરે. સમજીને. ૨

દામાજી—"તું શું બોલે છે? હું કાંઇ સમજી શકતો નથી.

છોકરો— ચાલો સંગે શંકા ખુઓ, નજરે તમારી જુઓ, પાસે છે અહીં ચાલો,
તમે ઝાલો મ્હારો હાથરે. સમજીને. ૩

આમ કહી, દામાજીનો હાથ પકડી, નદીને તીરે લઈ ગયો અને છોકરાની લાશને રેતીમાંથી બહાર કાઢી બતાવી. દામાજીનું હૃદય ભરાઇ ગયું. આંખમાં પાણી આવ્યાં. છોકરાની વાત સાચી મનાઈ. પણ ખુની ઓળખાયો નહિં.

દામાજી—છોકરા, આ બાળકના શરીર પરનાં ઘરેણાં કયાં? વળી આ વાત તેં શી રીતે જાણી?"

છોકરો—"શેઠજી! હું હમેશાં સ્હવારમાં ઘોડા લેઇને ગામ બહાર આવુંછું. અને છુટાં તૃણ ચરતા ઘોડાઓની દેખરેખ રાખવા મ્હોટા ઝાડ ઉપર ઉંચે ચડીને બેસુંછું. આજે જુઓ આ પાસેના ઝાડ ઉપર હું બેઠો હતો. ગામમાંથી તરતજ આવેલો એટલે મ્હારી નજર ઘોડાઓ તરફ હતી. તમારા બાવાએ જ્યારે આ મરેલા છોકરાને રેતી ઉપર નાખી ઘરેણાં કાઢવા માંડયાં ત્યારે મ્હારી નજર પડી. જો પહેલાં મેં જાણ્યું હોત તો આપને પૂછવાની પણ રાહ જોયા વગર આ કુહાડીનો ઉપયોગ કરત. તમારા બાળકને તો ન મરવા દેત. મ્હારૂં તો જે થવાનું હોત તે થાત."

દામાજી સાંભળી રહ્યા. છોકરાએ ઘરેણાંની પોટલી કાઢી બતાવી. ભગવા લુગડામાં બાંધેલાં ઘરેણાં જોઈ દામાજીને છોકરાની વાત સાચી લાગી. ભગવું કપડું આ મહારાજ સીવાય બીજું કોઇ ગામમાં વાપરનાર નહોતું પણ વૈદ્ય દરદીને ભૂખ્યો રાખે છે તે દરદીના વૈર ખાતર નહિં પણ તેના દર્દને દૂર કરવાના આશયથી. તેમ દામાજીને મહારાજનું કૃત્ય કંઇક ભવિષ્યમાં ઉત્તમ ફળદાયક હોય એમ જણાયું.

દામાજી—" છોકરા, તું જા મેં તારી પાસે લેણા પૈસાનો દસ્તાવેજ આજે ફાડી નાખ્યો સમજી લે, અને બીજું પણ વચન આપીને બંધાઉં છું કે ત્હારાં લગ્ન થવાનાં હોય અને ત્હારે પૈસાની જરૂર પડે તો તું મ્હારી પાસે આવજે તો હું ત્હારા પિતાને આપ્યા હતા તે કરતાં પણ બમણા પૈસા હું ત્હને ઇનામ આપીશ. પરંતુ યાદ રાખજે કે આ વાતની વરાળ સરખી પણ બહાર જવી ન જોઇએ. જો કોઇએ જાણ્યું અને મ્હને ખબર પડી તો આ બાળકનો ખુની તું છે એમ ઠરાવી તને ફાંસીને લાકડે લટકાવીશ.

છોકરો ઘર તરફ ચાલ્યો ગયો. પોતાની માતાને રૂણ મુક્ત થયાના ખબર આપ્યા. દામાજીએ ના કહેલી વાતની હવા સરખી પણ પોતાની માને જણાવી નહિં. જાતે મુસલમાન હતો, પણ લાયકાત ને ખાનદાની જાત ભાતની દરકાર રાખતાં નથી. નદી તીરે મૃત પુત્રની લાશ પાસે રહેલા દામાજી ગુંચવાડામાં પડયા હતા. અત્યારે છોકરાને અગ્નિ સંસ્કાર કરે તો મહારાજને ખબર પડયા વગર રહે નહિં. અને ખબર પડે તો મહારાજનું દીલ દુઃખાય. કારણકે મહારાજે આ વાત મ્હારાથી ગુપ્ત રાખી છે. તે કદાચ મ્હને બે દીવસ પછી જણાવવાની હોય અને હું પહેલાં જાણી ગયો છું. એમ તે જાણે તો તેમના સાત્વિક હૃદયને કેટલો ધક્કો પહોંચે અરે રામ રામ! તો હું ખરેખર હતભાગી કહેવાઉં! અને આજે છ વરસ થયાં તેમની હું સેવા કરૂં છું તે ઉપર પાણી ફરી વળે છે. છોકરો મરી ગયો એ જીવતો થવાનો નથી. માટે મહારાજને કલેશ કરાવવો એ પણ મ્હને ઉચિત નથી. મ્હારૂં મુંઝાએલું મગજ મહારાજને જણાવ્યા વગર છોકરાને અગ્નિસંસ્કાર કરવા કોઇપણ માર્ગને શોધી શકતું નથી. માટે આજની રાત્રિ છોકરાની લાશને પડી રહેવા દઈ કંઇપણ વિચાર શોધી કાઢું જેથી સ્હવારે છોકરો અગ્નિ પામે અને મહારાજ અજાણ રહે. જરા અંધારૂં થવા દીધું. પછી બાળમૃત દેહને ઉઠાવી, પોતાના ખેસે ઢાંકી, ઘરેણાંની પોટકી સાથે લઈ ગામમાં પેઠા. દરવાજા પાસની એક પોતાની જુની દુકાન કે જેનું એક છાપરૂં તુટી ગએલું ને ભીંતો પણ ભાંગી ગએલી હતી. તેમાં ઘરેણાં સાથે શિશુ શરીર મૂક્યું. પોતે સરિતામાં જઇ સ્નાન કર્યું. કપડાં બધાં બોળ્યાં અને ઘેર ગયા. શેઠનાં ભીંજેલાં કપડાં જોઇ મહારાજને ભીતિ ઉત્પન્ન થઇ. ત્યાં તો દામાજીની સ્ત્રીએજ પૂછ્યું—

સ્ત્રી—" બધાં કપડાં કેમ બોળવાં પડ્યાં ?"

દામાજી—" દરશન કરવા જતાં રસ્તામાં ઢેડ અડકી ગયો તેથી—" સ્ત્રીએ

કોરૂં વસ્ત્ર બદલવા માટે લાવી પતિને આપ્યું, અને બોલી.

સ્ત્રી—"પતિ, બાળકની કાંઈ ભાળ મળી ?"

દામાજી—"હું ત્હારા કકળાટથી બહુ નારાજ છું. છોકરા તો ગામમાં ઘણી સ્ત્રીઓને હશે પણ ત્હારાથી તો હદ થઇ. જ્યારે ને ત્યારે છોકરો ને છોકરોજ કરી રહી છે. આજે ત્હારો છોકરો સ્હવારે બજારમાં રમતો હતો ત્યારે ત્હારા ભાઇ ગામમાં કાંઇ લેવા આવેલા તે છોકરાને ઘોડે બેસાડી પોતાને ગામ લેઇ ગયા છે." સ્ત્રી શાન્તિ સાથે ખુશી થઇ તેના ભાઇનું ગામ ત્યાંથી ત્રણેક ગાઉ દૂર હતું. જ્યારે ત્યારે તે છોકરાને આ આમજ તેડી જતો. એટલે દામાજીની રચેલી યુક્તિ સફળ થઇ. મહારાજ આ બન્ને વાતોથી ખુબ ખુશી થયા. બરાબર સમય થયો. શ્રોતાઓ ભરાયા, મહારાજે કથા કહેવી શરૂ કરી. દામાજી અને તેમની સ્ત્રી શ્રવણ કરવા બેઠાં. કથા પૂર્ણ થયા પછી મહારાજ પોઢયા. દામાજી નિત્ય નિયમ પ્રમાણે સેવનાર્થે ચરણ દાબવા બેઠા. બરાબર મધ્ય રાત્રિએ મહારાજ પલંગમાં બેઠા થયા અને દામાજી પ્રત્યે કહ્યું—

( પીલુ. )

પ્રાતઃ કરૂં હું પ્રયાણ, દામાજી પ્રાતઃ કરૂં હું પ્રયાણ.

દામાજી ભયભીત થઇ, મહારાજનું મુખ જોઇ રહ્યા. એકદમ સ્હવારમાંજ ન જવા ગળગળા થઈ વિનંતી કરી, અને જણાવ્યું કે આપ પધારો ત્યારે આપના શ્રોતાવર્ગને ખબર આપવા જોઇએ. નહિં તો બીચારા આપને મળ્યા વગરના રહી બહુ ખેદીત થશે. આપ જ્યારે પધારો ત્યારે બધા મળી ગામ બહાર વળાવવા આવીએ. કાંઇ ભેટ ભાતુ ધરીએ કે એકાદ પુષ્પની માળા આપના ગળામાં આરોપી અમે કૃતાર્થ થઇએ. આપને જલદી જવાની ઇચ્છા હોય તો કાલે હું કથામાં દરેકને કહી દેઇશ, અને આપ ખુશીથી પરમ દીવસ પધારજો. મહારાજને એક દીવસ વધારે થાય અને વખતે છોકરાના ખુનનો પત્તો મળે તો ઉપાધિ થાય તેથી જેમ તેમ જલદી નીકળી જવા એમની ઇચ્છા હતી. અને ધાર્યું હતું કે દાટેલા એ છોકરાનાં ઘરેણાં કોઇ બીજા ગામમાં વેચી, રોકડા પૈસા કરી, વરઘોડે ચડી વાજાં વગડાવવાં એટલે બોલ્યા—

ના જોઇએ પૂજન કે ભોજન, નથી હું ત્હારો મિજમાન—દામાજી. ૧

મ્હારે તમારા ભાતા કે ભોજનની કાંઇ દરકાર નથી. આટલો આગ્રહ કરે છે તે હું તે શું ત્હારો મિજમાન છું ! હું આવ્યો ત્યારે કહ્યું નહોતું કે

મ્હારી ઇચ્છા આવશે ત્યાં લગી રેકાઇશ! બસ હવે મ્હારૂં મન ઉઠયું છે હું સવારેજ જવાનો છું. તે સાંભળી દામાજીએ કહ્યું—

નથી થયો અપરાધ અમારો કાંઈ, દુભાયા ભગવાન ?—દામાજી. ૨

આંખમાં પાણી ભરી ગળગળી વાણીથી દામાજીએ કહ્યું—"પ્રભુ ! કયા અપરાધે દાસનું ભુવન ત્યાગ કરો છો ?" દયાર્દ્ર ચિત્ત દામાજીનું આ વિવેકી વર્તન જોઇ, બ્રહ્મચારીને ખરૂં કહી દેવાની ઇચ્છા થઇ તે બોલ્યા—

પરણવું મ્હારે એ ઈચ્છા છે,—

( દામાજી— "આપ બ્રહ્મચારી છો તે ?" )

( બ્રહ્મચારી—"હવે નથી રહેવું." )

થાઉં સંસારી સમાન.—દામાજી. ૩

**દામાજી**—"ત્યારે આપ સ્હવારે પધારો છો શા માટે ?"

**બ્રહ્મચારી**—"જો દામા, હું ત્હારે ત્યાં છ વરસ થયાં રહું છું તું. ત્હારી સ્ત્રી, અને ત્હારા નોકરો; બધા મ્હારી ઘણી સારી રીતે બરદાસ કરો છો તેથી ત્હને આવા હજાર રૂપીઆના વધારે ખરચમાં ઉતારવો તે મ્હને યોગ્ય લાગતું નથી. માટે હું સ્હવારે જઉં છું. કોઇ બીજા ગામમાં સારો શેઠ શોધી પરણી લઇશ."

**દામાજી**—"પ્રભુ, એ લાભ મ્હને કાં આપતા નથી ? આપ જેવા સત્પાત્રને માટે ખરચાતું દ્રવ્ય ખર્ચ ગણાતું નથી પણ સાર્થક ગણાય છે. માટે આપ અહીંજ રહો. હું પ્રતિજ્ઞા કરૂંછું કે આપને બે હજાર રૂપીઆ ખરચીને હું પરણાવીશ. અને આ ગામમાં કોઇએ નહિ કર્યા હોય એવા હું આપનાં પૂર્ણ ઠાઠ તથા ભપકાથી લગ્ન કરીશ—"

**બ્રહ્મચારી**—"શાબાશ શાબાશ દામાજી ! તું ખરો ઉદાર છે. પણ જો "દીકરા મ્હોટો થા હું તને પરણાવીશ" તેની પઠે તું દીવસો વિતાવે એ મ્હને કામ ના આવે.

પરણું તો હું કાલે પરણું, કહે તું પડેછે જમાન ?—દામાજી. ૪

દામાજીએ કબુલ કર્યું. મહારાજ રોકાવાને કબુલ થયા. ઉભય નિદ્રાવશ થઇ ગયા. સ્હવારે વહેલા ઉઠી પોતાનું વચન પાળવા દામાજીએ પોતાના જ ગામમાં રહેતી એક સાધુની સ્ત્રી કે જેની કન્યા ૧૪-૧૫ વર્ષની હતી તેને પોતાની પાસે બોલાવી, અને તે કન્યા આ બ્રહ્મચારીને આપવા નિશ્ચય કર્યો, લગ્ન પણ આજને આજ મુકરર કર્યા. બન્ને ઘેર દામાજીને નામે ભભકા ભરી ગોઠવણ થવા લાગી. દામાજી મૃત પુત્રની વાત વીસરી ગયા

નહોતા, પણ પરોપકારી શુભ કાર્યમાં એ વિષે હવા સરખીયે બહાર કાઢવી એ અનુચિત કર્મ દેખાયું. દામાજીની સ્ત્રી આજે પૂર્ણ આનંદમાં હતી. તેને એટલો બધો હર્ષ વ્યાપી ગયો હતો કે આખો દીવસ ખાવાપીવાની પણ ખબર રહી નહિં ઘેર ઘેર જઇ અત્યાગ્રહે બૈરાંઓને પોતાને ઘેર મંગળ ઉત્સવ કરવા બોલાવતાં આખો દીવસ આનંદ મચાવી રહ્યા હતા. રાત્રિએ આઠ વાગે અપૂર્ણતા રહિત અસાધારણ દેખાવે મહારાજનો વરઘોડો નીકળ્યો નગર શેઠ દામાજીના માન ખાતર ગામના બધા માણસો આ વરઘોડામાં એકઠાં થયાં હતા. સુંદર વાજાં અને રોશનીની કોઇપણ રીતે ખામી નહોતી. આતશબાજી પણ ઉત્તમ રીતે છુટી રહી હતી. દામાજીની સ્ત્રી વરમાતા બન્યાં હતાં. માથે મોતીનો મોડ ઘાલી હાથમાં ચાંદીનો દીવડો ઝાલી રહ્યાં હતાં. વરઘોડો કન્યાને માંડવે આવ્યો. વરરાજાને દ્વાર પાસે તારી ઉતાવળથી પોંખવાને માટે દામાજી મકાનમાં જઇ, કન્યાની માતાને બોલાવા લાગ્યા—ખીજાયેલી સીંહણ જેવી તે વિધવા સાધુડી દામાજી પ્રત્યે બોલી—

(સાખી.)

જાઓ જાઓ હું મુજ કન્યાને, આજે નવ પરણાવું;
મ્હોટા હો તો રહો ઘેર તમારે, મ્હારે ન કરવું આવું.

તુચ્છકાર ભર્યા સાધુડીના શબ્દો સાંભળી ખેદ પામેલા દામાજી ધીમે પગલે બહાર આવ્યા. સ્ત્રીએ પૂછ્યું—

સ્ત્રી—' કેમ વાર લાગે છે? મહારાજની સાસુ પોંખવા કેમ આવતી નથી? હજી તે કેટલીકવાર લગાડશે? વર કયાં સુધી બહાર ઉભા રહેશે?"

દામાજી—"શું વગર સમજી બૂમાબૂમ કરી રહી છે? તે વિધવા તો અત્યારે વીફરાઇ ગઇ છે. મ્હારી માન અને મર્યાદાને તજી દઇ, કન્યા પરણાવવાની ચોકખી ના પાડી."

સ્ત્રી—"તમને ના પાડી તો વર શું તોરણે આવ્યો પાછો જશે? વારૂ, મ્હને જવાદો—"એમ કહીને દીવડો બીજી સ્ત્રીના હાથમાં આપી પોતે અંદર પેઠી. કન્યાની માતાએ ન પરણાવવાનું કહેવાનું કારણ કન્યાને માટે કંઇક પણ દાગીના જોઇએ એમ બતાવ્યું. ઔદાર્યવૃત્તિ વાળી દામાજીની સ્ત્રીએ તે વચનને માન્ય કરી, પોતાના પહેરેલા જે દાગીના હતા તે બધા ઉતારી, મહારાજની થનાર સ્ત્રીને અર્પણ કર્યા. વર અંદર આવ્યા. લગ્નનું કાર્ય ચાલવા માંડયું. દામાજીએ આ મહારાજનાં લગ્ન કરવા ચાર

વિદ્વાન બ્રાહ્મણોને રોકયા હતા તેઓ યોગ્ય વિધીસર કામ કરી રહ્યા હતા. લગ્નકાર્ય અરધું સમાપ્ત થયું. ગ્રામના માણસો મંડપમાં બેઠા હતા. સ્ત્રીઓમાંથી પણ કોઇ ઘેર ગયું નહતું. દામાજી પણ છુટે હાથે ખર્ચ કરતા પુત્ર પરણાવતા હોય તેવો લ્હાવ લઇ રહ્યા હતા. તેટલામાં એકાંત ઓટલા પર બેઠેલાં દામાજીની સ્ત્રી કંઇ વિચાર આવી જવાથી, ઉદાસ ચહેરે બેસી રહ્યાં હતાં.

**એક સ્ત્રી**—"કેમ બ્હેન ! અત્યારે કાંઇ ખેદમાં ડુબ્યાં દેખાઓ છો ?"

**દામાજીની સ્ત્રી**—"બ્હેન, ખેદિત થવાનું કારણ.........

(ભજન.)*

નથી આવે પ્રસંગે મ્હારો બાળરે, આનંદ અંગે કેમ ધરૂં,
લાવે કોણ બોલાવીને આ કાળરે, આનંદ અંગે કેમ ધરૂં;
હરખું અતિશે બાળ મંડપમાં ચાલે મ્હાલે,
સાંભળું હું વચનો રસાળરે—આનંદ અંગે કેમ ધરૂં.

સ્ત્રી આ વાત સાંભળીને દિલાસો આપવા લાગી. બન્નેની થતી વાર્તા સાંભળી, બીજી સ્ત્રીઓ પણ ત્યાં એકઠી થઇ. સૌએ પુત્ર વિયોગીની માતાની વાત યોગ્ય ગણી. દામજીની સ્ત્રીએ લગ્નની ધામધુમમાં પડી જવાથી પોતાના ભાઇ અને પુત્રને ત્રણ ગાઉ પરથી બોલાવવાનું ભૂલી ગયાં તેને માટે શોક દર્શાવ્યો.

પુરૂષ મંડળમાં બેઠેલા દામાજીએ સ્ત્રીઓ એકત્ર થએલી જોઇ અશુભ પરિણામની આશંકા આણી. પાસે જઇ વરકન્યાને જમાડવા માટે કંસાર રંધાવવાની તજવીજ કરવા સ્વસ્ત્રીને ફરજ પાડી. સ્ત્રીએ બાળકની વાત કહાડી. દામાજીએ તરત ઉરાડી દીધી. અને ટુંકામાં પતાવવા કહ્યું કે પાંચ વર્ષના છોકરાને આ લગ્નમાં શું મહાલવાનું હતું ? આ એક દીવસમાંજ ઉભા કરેલા ચાલ ચલાઉ મંડપમાં શું જોવાનું હતું ? હું પ્રતિજ્ઞા કરૂં છું કે જ્યારે છોકરો મ્હોટો થશે ને આપણે પરણાવીશું ત્યારે ત્હારી હોંશ પુરી પાડવા દીલ્લી લખનોરના કુશળ કારીગરોને બોલાવી મ્હોટા મંડપની રચના ૭ માસ અગાઉથી કરાવીશું તે બાળકને જીંદગી પર્યંત યાદ રહેશે. અત્યારે તું જા, કંસારની તૈયારી કરાવ, સ્ત્રીએ ઘણા કાલાવાલા કર્યા. એકાદ માણસને મોકલવા વિનંતી કરી. દામાજીએ સ્ત્રીના વચનની કાંઇ

* 'મ્હારા રામ ગયારે વનવાસ' ...ના જેવું.

પણ દરકાર ન કરી. ઊલટા હડધુત્ કરીને પુરૂષ મંડળમાં જઇ બેઠા. સરખી સ્ત્રીઓમાં પતિથી અપમાન પામેલી સ્ત્રી પોતાના પતિને બાળક માટે કહેતી, પણ તેના બોલની કશી કિંમત ન થઇ. ત્યારે તેની આંખમાં પાણી આવ્યું, ક્રોધે ભરાઇ તેણે પ્રતિજ્ઞા કરી કે "મ્હારો પુત્ર મંડપમાં આવ્યા પહેલાં જો આ મહારાજનાં લગ્ન પૂર્ણ થાય તો હું દામાજીની સ્ત્રી નહિં. 'મહારા પિતાની પુત્રિ' નહીં. જો, આ મ્હારૂં વચન સત્ય ન કરૂં તો મ્હારા પિતાની એકોત્તેર પેઢી નર્કમાં વાસ કરે" પ્રચંડ મનોબળવાળી બૈરીએ લગ્ન કાર્ય માટે નિયત કરાએલા ચાર બ્રાહ્મણોને પોતાના પક્ષમાં લીધા. મ્હોં માગ્યા પૈસા આપવાનું કબુલી બ્રાહ્મણોને તૈયાર કર્યા. પોતે જો પતિ વિરૂદ્ધ બોલે તો સ્ત્રી ધર્મથી ઉલટું વર્તન કહેવાય. ને સાંભળનાર લોકો "દામાજી મહારાજને પરણાવવા ખર્ચ કરે છે તે આ બૈરીથી સાંખી શકાતું નથી" એવો આક્ષેપ મૂકે. તેથી બ્રાહ્મણોને હાથે કામ લેવું ઉચિત માન્યું. ચતુર વિપ્રવર્ય વર કન્યાને મંડપમાં પધરાવી દેવતાર્ચન કરાવી. લાજ્યા હોમ કરતી વખતે કન્યાના ભ્રાતની આવશ્યકતા દર્શાવી રહ્યા.

દામાજી—"હુકમ કરો મહારાજ, શી આજ્ઞા છે?"

૧ લો બ્રાહ્મણ—"શેઠ તમારૂં કામ નથી. કન્યાના ભ્રાતુનું કામ છે. આ સાધુની કન્યા પિતા રહિતા છે. તેને તમે પુત્રિની પેઠે પરણાવોછો. શાસ્ત્ર નીતિ રીતિ મુજબ. હોમ કરવાને વર કન્યાના હાથમાં હુત્ દ્રવ્ય કન્યાના ભ્રાતુએ આપવું જોઇએ. તેથી તમારા પુત્રની અત્યારે જરૂર છે."

દામાજી—"ધરાસુર! છોકરો તેના મામાને ઘેર છે. તે ગામ અહીંથી ત્રણ ગાઉ દૂર છે." વળી લગ્નમાં વરકન્યા શીવાય બીજાની ખાસ જરૂર જણાતી નથી. કદાચ વિવાહ પદ્ધતિમાં કન્યાના ભાઇની જરૂર રખાઇ હશે પણ ન હોય તો તે કાર્ય અટકે એમ મ્હારૂં માનવું નથી. દુનિયામાં ભાઇ વગરની બ્હેનો પરણતી નથી શું? ભાઇને બદલે ભાઇનું કામ બીજાથી નથી થતું? બ્રહ્મદેવ! પાછળ બુદ્ધિ બ્રાહ્મણ જેવા ન થઇએ. દક્ષણા કંઇક વધારે આપીશ. લગ્નમાં વિઘ્ન ન લાવો, કામ ચલાવો."

૧ લો બ્રાહ્મણ—"પૈસાની લાલચે શાસ્ત્રનાં વચનો ખોટાં કરવાં અને કર્મમાં ગોટા વાળવા એ અમારાથી નહિં બને. તમે અમને વિદ્વાન સમજી રોકયા છે તો અમે અવિદ્વાનની પંક્તિમાં નહિં ગણાઇએ. ત્રણ ગાઉ ચાલવામાં તમારા ઘોડાના પગ દુઃખતા હોય કે તમારા નોકરને દર્દ થતું હોય તો જવા દો. અમને હુકમ કરો. અમે બે જણા અહિં

રોકાઇએ અને બે જણા જઇ તમારા સાળા, તેમની વહુ, અને છોકરો ત્રણેને હમણાં બોલાવી લાવીએ. નિશ્ચય માનજો કે છોકરો આવ્યા પહેલાં આ લગ્નનું કાર્ય પૂર્ણ થશે નહિ."

બ્રાહ્મણોના આ ન ધારેલા નિશ્ચયથી દામાજી દિગ્મૂઢ બન્યા. "પોતાના સાળાને ત્યાં પોતાનો છોકરો નથી." એ વાત નિર્વિવાદ હતી. એટલે કોઇને ત્યાં મોકલવા એ નિષ્પ્રયોજન હતું. ક્રમે ક્રમે મહાજન મંડળ પણ બ્રાહ્મણોની પક્ષમાં વળ્યું. સ્ત્રીઓ તો સ્ત્રીના પક્ષમાં પ્રથમથીજ હતી. ટુંકામાં પરણનાર બ્રહ્મચારી સીવાય ત્યાં મળેલાં સર્વ માણસો દામાજીનાં પ્રતિપક્ષી બન્યાં. ઉદ્ધારનો અને ઉચ્ચારનો કોઇ પણ ઉપાય હાથ ન લાગવાથી ગભરાયેલા દામાજી એકાંત સ્થળમાં જઈ આંખમાંથી અશ્રુપ્રવાહ વરસાવતા ભગવત આરાધન કરી રહ્યા.

(ખાદ.)

એક આપ આધાર હવે તો એક આપ આધાર;
વિણ વાર કરોને વ્હાર.— હવે તો૦ ૧
હતાં ઘણાં તે હવે નથી રહ્યાં, વ્હાતા તે નવ વ્હાય,
વિષમ વારિધિ આ ઉતરવા અન્ય નથી ઉપાય.— હવે તો૦ ૨
તન બદલે કે મન બદલે ભલે, જગજન બદલી જાય,
એક ન બદલી તું રહે મદદે નથી તો કલેશો કાંય.— હવે તો૦ ૩
માગું નહિં ધન સંપત્તિ કે નવ માગું મુએલો બાળ;
પણ માગું પ્રિયતમ તવ પાસે વૃત્તિ આ વિપ્રની વાર.— હવે તો૦ ૪

[1]નીરાપેક્ષ નગરશેઠની સ્તુતિ સાંભળી—

(દોહરો.)

મદરદકર[2] અનહદ[3] દયા ધારણ વિશ્વાધાર;
અખળ અક્ષરો શેઠના, સુણી થયા તુર્ત તૈયાર.

**લક્ષ્મી**—"પ્રભુ, અત્યારે મધ્ય રાત્રિયે નિદ્રાથી જાગી ઉઠવાનું કંઈ ખાસ પ્રયોજન છે?"

**ભગવાન**—"હા, ભક્ત ભીડમાં હોય, તો સ્વામીથી સુખે સુવાય નહિં બાળકની ચિન્તા પાળકે પુરવીજ જોઇએ. અહંતા મમતાને ત્યાગ કરનાર એક ચિત્ત મને ચ્હાનારની વ્હારે મ્હારે ચ્હડવુંજ જોઇએ. અત્યારે એવાજ કારણથી મ્હારે મ્હારાને મદદ કરવાની જરૂર છે.

૧ ઈચ્છારહિત. ૨ અભિમાન ટાળનાર, ૩ અપાર, ઘણી.

**લક્ષ્મી**—"નાથ, ત્યારે હું પણ સાથે આવું તો ?"

**ભગવાન**—"તમે આવો તો કાંઇ અડચણ નથી. પણ જો જો આ તો ભક્તોનું કામ છે. ગુસ્સામાં બળ્યો ઝળ્યો ભક્ત વખતે એ વાંકા બોલ બોલશે તો તે સહન કરવા પડશે. હું તો સાંખતો આવ્યો છું ને સાંખીશ પણ તમારાથી સંખાશે નહિ." લક્ષ્મીએ હસીને કબુલ કર્યું. ગતિવાળા ગમને ત્વરાથી ભગવાન ને લક્ષ્મી મણીપુરમાં પધાર્યાં.

(ભજન.)*

વણિક વેશ ધારે રે, પોતે શ્રી હરી, અનેકને ઉગારે રે, પોતે શ્રી હરી.
આપ બન્યા એ શેઠના સાળા, પોતે લક્ષ્મીવર રૂપાળા,
સાથે લીધી [1]સિંધુની બાળા, ચાલ્યા પગપાળા, વ્હાલા જગ પ્રતિપાળા—પોતે૦ ૧
જાતે દુકાનને ઉઘાડી, મૃત પુત્રને લીધો ઉઠાડી;
નિર્વાણ[2] દીપક પુનઃ જગાડી, ભયને ભગાડી, ધાડી[3] કરૂણા દેખાડી.—પોતે૦ ૨
શેઠ સંકટને સત્વર વામી,[4] ચાલ્યા લક્ષ્મી સાથે બહુનામી;
ભાણેજ ભળ્યો ન રહી ખામી, મામી સામી દ્રષ્ટી જામી[5]. વધ્યા હર્ષ પામી—પોતે૦

(દોહરો.)

મંડપમાં આવી મળ્યા, સૌના સરજનહાર;
વેષ પ્રમાણે વણિકને, જુગતે કર્યા 'જુહાર'
'જ'જનમાં જગદીશ ને, 'હ'હામાં હરી સાર;
'ર'રામાં રહે રામજી, તેનું નામ 'જુહાર'—

મંડપ મધ્યે પ્રભુ પધારતાં મનુષ્ય મંડળ દામાજીના સાળા આવ્યા સમજી હર્ષિત થયું. બ્હેને ભાઇને જોઈ કહ્યું—

**દામાજીની સ્ત્રી**—"અક્કલ વગરના ઉદ્ધત બંધુ આટલો બધો મોડો આવતાં તું શરમાતો નથી ? લગ્નનું ચાલુ કામ અટકી ગયું. બ્રાહ્મણો ગુસ્સે થયા તેનું તને કાંઇએ છે ? મુર્ખા, મ્હેં ત્હને કેટલી વાર મનાઇ કરી છે? પણ તું માનતોજ નથી. ત્હને મ્હેં કહ્યું નથી કે ત્હારે મ્હને પૂછ્યા વગર છોકરાને કોઇ દહાડોય ત્હારે ગામ તેડી જવો નહિં. દરેક વખતે ત્હારૂં નાક કાપુછું છતાં ઉગી આવે છે ?"

(દોહરો.)

અંતર એક અંતર વિના, રહેતાં દીવસ રૈન;
બેપણું જ્યાં બીલકુલ નહિં, કહીએ તેને 'બેન'

* "વિચીત્ર જમાનો સુધારાનો આવ્યો રે" ...ના જેવો. ૧ લક્ષ્મી. ૨ ઓલાયલો. ૩ ઘણી. ૪ દૂર કરી. ૫ ચોંટી.

**ભગવાન**—" બ્હેન ! ક્ષમા કરો. તમે મ્હોટાં મ્હને બોધ આપવાને પ્રત્યેક વખતે નાક કાપોછો ખરાં, પણ ભાણેજનો ભાવ મ્હને ભૂલાવી દે છે તેથી વખતો વખત હું નવું નાક ચડાવી લઉંછું. આજની ભૂલતો કેવળ પ્રમાદ-થીજ થઈ ગઈ છે. મ્હને ખબર વ્હેલા પડયા હતા પણ સાંજે દુકાનના કાર્યથી પરવાર્યો. મોડી રાત્રે નામું માંડી, નવરો થયો. ભોજન કર્યું ને આંખ ભારે થઈ, એટલે વાત વીસરી ને સુઇ ગયો. અત્યારે જાગ્યો ને યાદ આવ્યું. લાગલોજ તમારી ભાભીને તથા ભાણીયાને સાથે લેઇ ઉતા-વળો અહીં આવ્યોછું." એટલામાં બાળકને તેડી લક્ષ્મીજીએ પ્રવેશ કર્યો. નણદે ભાભીને પણ બે માર્મિક શબ્દો કહી, સત્કાર કર્યો. પ્રભુએ પ્રથમ જણાવેલી વાર્તા લક્ષ્મીએ સંશય રહિત સ્વીકારી. તેજ દેહમાં એજ જીવને આશ્રયરૂપ[1] બનાવનાર અવિનાશીએ, બ્રહ્મચારીએ હાથ પકડી જળમાં ડુબાવવાની વાત વીસરાવી દીધી. બાકી દરેકની યાદ જેવી ને તેવી રહેલી હતી તેથી છોકરો દોડીને માને મળ્યો. માતાએ હૃદયથી લગાડયો અને "આપણા મહારાજનાં લગ્ન થાય છે" એમ કહી, મંડપમાં બેઠેલાં વર કન્યાને પોતાની આંગળીએ પુત્રને દેખાડયાં. બેદરકાર બાળક એકદમ દોડયો, પાસે ગયો, મહારાજના મુખને જોઇ રહ્યો. પહેલાં બ્રહ્મચર્ય દર્શાવનારાં પંચ-કેશનો નાશ થયો હતો એટલે દાઢી ન દેખી તેથી છોકરો સહજ સંકો-ચાયો. અંતે ઓળખ્યો ને બોલ્યો "મહારાજ ! પેલું ઘાસના પૂળા જેવું દાઢી હતું એ કયાં ગયું ?" બ્રહ્મચારી ન બોલ્યા. છોકરે પુનઃ કહ્યું—" મ-હારાજ ! આ ઝગઝગતાં કપડાં પહેરીને અહીં બેશીને શું કરોછો ?" તો પણ બ્રહ્મચારી ન બોલ્યા ત્યારે ત્રીજો પ્રશ્ન બાજુમાં બેઠેલી કન્યાને જોઇને પૂછયો—" મહારાજ, આ લુગડામાં સંતાઇને પાસે કોણ બેઠું છે ?" બ્રહ્મચારીથી બોલાયુંજ નહિં. પોતાને હાથે ડુબાવી મારી નાખેલા છોકરાને પુનઃ જીવિત જોઇ તેમનું હૃદય કંપી ઉઠ્યું હતું. શરીરમાં લોહીનું હરવું ફરવું પણ બંધ થયું હોય એમ તેમની મુખ મુદ્રા સુચવતી હતી. ચારે બ્રાહ્મણો પાસે આવ્યા. દામાજીની સ્ત્રીએ કહેલી દક્ષીણાની રકમ હવે પો-તાને મળશે એ વિચારે ચારેજણા અત્યંત હર્ષમાં હતા. વિધિમય મંત્રો-ચ્ચારે વરકન્યાને ઉઠાડયાં. વરના હાથમાં કન્યાનો હાથ આપી, કન્યાના ભાઇ રૂપ શેઠ પુત્રના હાથે તલ જવ હોમવાને માટે મૂકાવા માંડયાં. બટક-

---

[1] આશ્રય લેનાર.

બોલા બાળકથી બોલી જવાયું કે—" આ મહારાજના હાથમાં ન્હાનો હાથ કોનો છે ? "

બ્રાહ્મણ—" ભાઇ, એ બ્હેનનો હાથ છે. "

છોકરો " સારૂં " કહીને ચુપ રહ્યો. થોડીવારે અહીં પોતાની હાજરીની જરૂર ન જણાઇ એટલે દોડતો દોડતો તે માતાની પાસે ગયો અને બોલ્યો—" બા, તેં જોઇ કે મહારાજની ન્હાની બ્હેનને ? " હસીને દામાજીની સ્ત્રીએ કહ્યું–" ભાઈ, એ મહારાજની બ્હેન ના કહેવાય, આપણી બ્હેન કહેવાય, મહારાજની તો તે વહુ થાય ! "

લગ્ન કાર્ય સર્વ વિધિથી પરિપૂર્ણ થયું. વરકન્યા કંસાર જમવા અંદરના ભુવનમાં ગયાં. લગ્નનાં અંતિમ[1] ગીતો સ્ત્રીઓના કલકંઠે ગવાતાં સાંભળી દામાજી બહાર આવ્યા. મનુષ્યોએ ખબર આપ્યા કે આપના સાળા આવી ગયા, છોકરો પણ આવી ગયો છે, અને કામ પણ સંપૂર્ણ થઇ ગયું છે. દામાજી ચકિત થયા. પોતાને હાથે મૂકેલી લાશ પુનર્જીવન[2] પામી એ અમાનુષિક[3] કાર્ય કરનાર પોતાના સાળા સ્વરૂપે આવેલ વ્યક્તિ સમીપે ગયા, અને હાથ જોડી બોલ્યા—

( ગોડી. )

અંબુજનયન અમર વદો, કવણ આપ આશું ?
સત્ય જાણી ભૃત્ય[5] આણી, મોદને[6] હુલાશું[7].—અંબુજ૦ ૧
બ્રહ્મા કે વિષ્ણુ રૂપ શંકરે પ્રકાશ્યું—
જોઉં પણ ન જાણું કહો ખચિત ખરૂં ખાસું.—અંબુજ૦ ૨
અટકળી[8] અંધકારમાં હું તરફડું ને ત્રાસું;
આપો ઓળખાણ સ્તુતિ પ્રેમથી પ્રકાશું.— અંબુજ૦ ૩
તરકાબ્ધી[9] તરંગે ચડી, તીરને તકાસું;[10]
નગ્રવાસી નામ સુણી નેહ નીરે ન્હાસું.— અંબુજ૦ ૪

દામાજીની દ્રઢતા દેખી દયાળુએ દર્શન દીધાં. નગરશેઠને લીધે હાજર રહેલા પ્રત્યેક નગરવાસીઓને પ્રભુ દર્શનનો લાભ મળ્યો. ભગવાને દામાજીની દ્રઢતાને વખાણી, સહિષ્ણુતા[11] સર્વ શ્રેષ્ઠ છે એ પોતાની હાજરીને પુરાવે સાબીત કરી બતાવી. અન્યથી પોતાના કરાતા અપરાધમય

૧ છેલ્લાં. ૨ બીજો અવતાર. ૩ દૈવી. ૪ કમળ જેવી આંખો. ૫ નોકર, દાસ. ૬ આનંદ. ૭ હર્ષે. ૮ અનુમાન કરી. ૯ વિચાર સમુદ્રનાં મોજાંએ. ૧૦ જોયું. ૧૧ સહનશીલતા.

અપકાર અલ્પ આશંકા વગર જે સહન કરે છે, અથવા અપકારની ઉપર ઉપકાર કરવા ઇચ્છા રાખે છે, તેનો આ સાક્ષાત પુરાવો સર્વ જન મન સમક્ષ છે. ભૂત કાળના બ્રહ્મચારીના પ્રાથમીક[1] પુન્યના બળે ભગવાનની ભેટ થઇ "પાપ કર્મ કરી, પરણેલી પત્નિ સાથે આયુષ્યંત[2] લગી અસહ્ય ઉપાધિના ભોકતા થશો." એમ ભગવાને શ્રી મુખે મહારાજને કહ્યું, અને 'કરવું તે પામવું' એ વાકય પણ સત્ય કરી બતાવ્યું.

## તાત્પર્ય.

ગુરૂએ કેશરીને સમજાવ્યું કેઃ—અન્યનાં અપકારી કૃત્યોથી ઉશ્કેરાઇ જના ઉચ્છૃંખલ[3] હૃદયને સહનશીલતા શીખવનાર આ શેઠ દામાજીનું ચારિત્ર્ય ચિરસ્મરણીય[4] છે. કહેવત છે કે–"નમ્યો તે ઇશ્વરને ગમ્યો." અને બીજું "મનુષ્ય સહન કરશે, પણ ભગવાન સહેશે નહિં." એ વાકય પણ સિદ્ધિ પૂર્વક સત્ય બતાવવાની, આ આખ્યાયિકા સજ્જડ સાબીતીરૂપ છે. આપણે જાણતાં છતાં અજાણ બની જતાં, સમજતા છતાં સંતાપિત થતાં, અને માનતાં છતાં મુંઝવણમાં પડતાં પ્રત્યેક મનુષ્યોને ધૈર્ય ધારણ કરવાનો આ પ્રશંસનીય પાઠ છે. માટે—

## સાખી.

અપકારી પર બની ઉપકારી, સંકટ સહીને જાતે;[5]
ધીર ધરી અધીરતા ઉખેડી, યશ મેળવવા જાતે.[6]
વાંચક વૃંદને શ્રોતા સઘળા, પામો યશ સુખ બમણા;
'અમૃત' આનંદે ઉચરો સહુ, "જય જય રાધારમણા."

---

૧ પહેલું. ૨ મરણ સુધી. ૩ તોફાની. ૪ કાયમ યાદ રાખવા લાયક. ૫ પોતે. ૬ વિદાય થતાં.

શ્રી હરિ: પરમાત્મને નમઃ

# વંશુમાન.

*( પીલુ. )

મનુષ્ય અવતાર છે, કૃષ્ણ કહીએ;
મુક્તિતણું દ્વાર છે, કૃષ્ણ કહીએ.
સંકટમય સંસાર છે કૃષ્ણ૦ ભજતાં બેડોપાર છે.— કૃષ્ણ૦
અંતે સહુ નાશ છે કૃષ્ણ૦ ઉદ્ધરવાની આશ છે— કૃષ્ણ૦ ૧
સુખ વૈભવ ને આપતું શ્રીવરકેરૂં નામ,
રટતાં હૃદયે રાખતાં, સરશે સઘળાં કામ;
પ્રબળ પ્રમાણથી સર્વ પ્રમાણો, આજ પ્રતાપ અમાપ છે જાણો;
નામ તુરત તારનાર છે કૃષ્ણ૦ મનુષ્ય અવતાર છે.— કૃષ્ણ૦ ૨
રામે વાળી રાવણ હણી, તાર્યા વિભીષણ સુગ્રીવ;
નામે કોટી ઉદ્ધર્યા, નર્ક કોટીના જીવ.
શબરીની સહાય રઘુવરે કીધી, ગીધ જટાયુને સુગતિ દીધી;
નામે અગણ્ય ઉદ્ધાર છે કૃષ્ણ૦ મનુષ્ય અવતાર છે.— કૃષ્ણ૦ ૩
કૃષ્ણે કંસ વિદારીને, નાથ્યો કાળો નાગ;
ગોપીને વશ થઈ રહ્યા, ભૂધર સુંદર ભાગ.
અઘ વકાસુર કેશીને માર્યા, પાંડવ યાદવ ભક્તને તાર્યા;
નામે તો તાર્યા અપાર છે. કૃષ્ણ૦ મનુષ્ય અવતાર છે.— કૃષ્ણ૦ ૪
'નામ' રામને કૃષ્ણથી, મ્હોટું એમ મનાય.
સ્વરૂપ સગુણથી શ્રેષ્ઠ છે નામથી નામી જણાય;
નામ મુખે અને હાથથી તાળી, જન્મ મરણને જરૂર દે ટાળી;
'અમૃત' એક ઉચ્ચાર છે કૃષ્ણ૦ મનુષ્ય અવતાર છે.—કૃષ્ણ૦ ૫

( સાખી. )

હીમનગ[1] તનયા[2] તનુજને[3] પ્રણમી, બ્રહ્મચારિણી[4] ભજું ભાવે;
'અમૃત' પૂર્ણ થતાં પ્રવૃત્તિઆ, અલ્પ અનૃત[5] નવ આવે.

---

* 'અતુલ શૃંગાર'...ના જેવો. ૧ હીમાલય પર્વત. ૨ પુત્રી પાર્વતીનો. ૩ પુત્ર. ૪ સરસ્વતી. ૫ અસત્ય.

( આશા. )

એથી શું તારૂં વધારે—એથી શું તારૂં.
વિત્ત મેળવ્યું હીત થવા ચિત્ત ચીવટથી ચારૂ,
ખરચ્યું ખાધું આપ્યું હાથે વળતીશું વારૂં— વધારે. ૧
ધાન્યતણા કોઠાર ભરેલા છે પોષણ સારૂ,
એક શેરનો હું અધિકારી બીજું પરબારૂં— વધારે. ૨
સાત માળના સાત ભુવન રચ્યું સાતે સ્થળે ન્યારૂં,
સાત વેંતમાં તારો સાથરો અંત સુધી ત્હારૂં.— વધારે. ૩
નથી શરીર ત્હારૂં આ અંતે થાતાં અંધારૂં,
'અમૃત' ઈશ્વરને ભૂલી કાં કર મ્હારૂં મ્હારૂં.— વધારે. ૪



સંસારનું સંકટમય શકટ, વહન કરતાં શાન્તિ દર્શન સમજુનું દૂર થાય છે. સંતતિ સંપત્તિમાં વધતા જતા મનુષ્યો શ્રેષ્ટતા મેળવી સમજે છે. પણ વ્યવહારનું વિષયી વ્યસન વધતું વ્હોરવાથી વધારે વિપત્તિવશ રહેવું પડે છે. એ ભૂલી જવાય છે. બરાબર તપાસીને જોતાં પોતાનાં મનાતાં પ્રત્યેક પ્રિય કરનારાં માનનારાઓ અંતે અલગજ રહેતાં ઓળખાય છે.

દ્રષ્ટાંત—છેક મૃત્યુને કિનારે પહોંચેલી, એક એંશી વર્ષની અતિ વૃદ્ધા ડોશીને તરૂણાવસ્થામાં વિહરતો, આ ભવ સમુદ્રમાં બાથોડિયાં ભરતાં, આધાર રૂપ એક છોકરો હતો. આ વિધવા વૃદ્ધા, પોતાના સમસ્ત સુખનું કેન્દ્રસ્થાન આ એકના એક પુત્રને માનતી, પૂર્વ પાપ ઉદયે તે છોકરો એકાએક બિમાર બન્યો, અતિ વૃદ્ધા, તનુજને તંદુરસ્ત બનાવવા, હદ ઉપરાંત હરકતો ને હેત ભરી હોંશે સ્વશીરે ઉઠાવી, જે જે ઉપાય જેના જેનાથી સાંભળતી, તે તે ઉપાય પુત્રને આરોગ્ય અપાવવા અમલમાં આણતી. અનેકાનેક ઉપચારો કરતે છતે આ દુઃખી દેહ, દુઃખ મુક્ત કરી શકી નહિં. માંદગી લંબાઇ, બે ચાર માસ વીત્યા. તે યુવાન પુત્રનું શરીર તદ્દન ક્ષીણ બની ગયું. અતિ વૃદ્ધા, બાળકને જોઇ રડતી માથું કુટતી, કંઇ કંઇ ભવિષ્ય દુઃખના ભણકારાનો ભોગ થતી. અને વખતો વખત તે બિમારના બિછાના પાસે બેસી, પ્રભુ પ્રાર્થના કરતી, અને માગતી કે આ મ્હારા પુત્રના પાપો અને તાપો હરી, હરીલઇ તેને બદલે મ્હને મર્ણ આપે. હું મ્હારા એક પુત્રને પાછળ મુકી જઇ મર્ણ પામું, તો મ્હારે સ્વર્ગ ગમન કરવું પણ શાન્તિમય, અને સુખકર થશે.

તે અતિ વૃદ્ધાની પાસે તેની પાડોશમાં રહેનારી, તેના સરખીજ ઉમ્મરની એક બુઢ્ઢી ડોશી નાનપણથી સખીભાવ સાચવતી હતી, તે મળવા આવી. પુત્રની માંદગી, દર્દ, દવા, વગેરે બાબતોની અરસ્પરસ આપલે કરતી હતી, તેટલામાં પેલી બુઢ્ઢી ડોશીએ પોતાનાં હમેશનાં કાર્યો ગણાવતાં એક જગ્યાએ કોઇ વખત કથા સાંભળવા ગયાં હશે તે પણ કહી દીધું. અને કથામાં સાંભળેલું તેનું છટાદાર વર્ણન કરતાં કહ્યું કે—"બ્હેન માણસ જ્યારે મરે છે ત્યારે યમ મરનારનો જીવ લેવા પાડારૂપે આવે છે. આવતાં તરતજ શીંગડું ભોંકી જીવ લઈ ચાલ્યો જાય છે." આ બુઢ્ઢીનું કહેવું ખોટું નહોતું, પણ બોલવામાં સહજ ફેરફાર થયો હતો. "યમ પાડા ઉપર બેસીને આવે છે તેને બદલે યમ પાડારૂપે આવે છે." એવું સમજેલી તેથી તેવુંજ કહ્યું. થોડીવારે રજા લેઇ ચાલી ગઈ. બિમાર પુત્રની માતા, સાંભળેલી વાતનું સ્મરણ કરતી હિમ્મતમાં આવી. આ થએલા થોડા સત્સંગની વારે વારે પ્રશંસા કરવા લાગી. અને નિશ્ચય કર્યો કે—'ન કરે નારાયણ ને કદી મ્હારો પુત્ર પરલોકવાસી બને તો તેના પ્રાણ લેવા જરૂર જમ પાડારૂપે આવશે. શું હું તે વખતે અતિ કાલાવાલા સાથે તે યમની વિનયભરી વિનંતી કરીશ, તો તે મ્હારા બાલકને બચાવવા દયા નહિં કરે? કદી કહેશે કે અહીં આવેલો જીવ લીધા વગર નહીં જાઉં, તો અતિ આનંદે હું મ્હારો પ્રાણ તેને અર્પી, આ મ્હારા બાળકને આપત્તિથી અળગો કરીશ. આવો સંકલ્પ કરી, તે અતિ વૃદ્ધા રાત દહાડો પુત્રની પાસે જમને જોવા બેસી રહેતી, બે ચાર દીવસ નિદ્રારહિત તે વૃદ્ધાએ વીતાવ્યા, એક રાત્રે ઔષધની ઉત્તમ અસરે બિમાર યુવક અંદરના ભાગમાં સુખરૂપ નિદ્રા સ્વાદ લેતો હતો, વૃદ્ધા ફરતી દીવાલથી રક્ષાયલા પોતાના ફળીયામાં દ્વાર વાસી, ખુલ્લા આકાશ નીચે, ચંદ્રની શીતળતાભરી કૌમુદીમાં, એક ખાટલા ઉપર સુતી હતી, તેટલામાં એકાએક બે ચાર દીવસના ઉજાગરા અને વૃદ્ધાવસ્થાની અશક્તિને લીધે ન સુવાનો દ્દઢ નિશ્ચય છતાં સુઇ ગએલી હોવાથી તેને સુખરૂપ નિદ્રા આવી ગઇ. નજીકમાંજ બાંધેલી એક પોતાની ભેંસ ગર્ભિણી હતી તે મધ્ય રાત્રિ થતાં વીઆઇ. તરતનું જન્મેલું તરફડતું પાડું ઓચિંતુ ઉભું થઇ ગયું. ને સુતેલીના ખાટલા પાસે સુસવાટ ભર્યા નસકોરાનો અવાજ કરવા લાગ્યું. ડોશી જાગી ગઇ, પાડાને દેખી ભયભીત થઇ, અને પુત્રનો પ્રાણ લેવા યમ આવ્યો છે એમ તેને જણાયું. ભયને સમિપ ભાળી, પુત્રને બદલે પોતાના પ્રાણ આપવાની

કરેલી પ્રતિજ્ઞા પળવારમાં પત્રપર પડેલા ચમકતા જળ બિંદુની પેઠે પ્રસરી ગઇ. પોતાનો ઝીણો સાળુ મુખપર ઓઢી લીધો. જાણે જાણતી ન હોય, તેમ શાન્ત પડી રહી. પણ પેલું પાકું ત્યાંથી આમ કે તેમ જરાય ખસતું નથી તે જોઇ, ભૂલેલાને માર્ગ બતાવવા જેવી દયા દર્શાવતી અતિ વૃદ્ધા બોલી–"જમ ભાઇ, જમ ભાઇ, બાપા, તમે ભૂલી ગયાછો ? આ તો ડોશીનો ખાટલો છે, માંદાનો ખાટલો તો ઘરમાં છે..........." સહજવાર પછી સંપૂર્ણ જાગી, તપાસ કરતાં પોતાની ભૂલ ભળાઈ, આ ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે રાત્રિ દીવસ દીલસોજી દર્શાવનારાં અકારણ હેતુ ખુદ માતા સમાન સ્વજનો પણ સંકટ સમય આવી પહોંચતાં, વૃદ્ધાએ બતાવી દીધેલ પુત્રના ખાટલાની પેઠે, સંકટથી સરવા સ્વાર્થમય યુક્તિઓ સાધે છે તો સંસારમાં "કોણ" "કોનું છે ?"

વર્ધમાન શહેરના મહારાજા વંશુમાન એક ઉજવળ રાત્રિએ પોતાની પ્રિય પટરાણી સાથે દરબારગઢની ઉંચી અગાશીમાં ઉભા રહીને નગ્ર સાગર સૌન્દર્યતા નીરખતા હતા. એક પછી એક દેખાતાં મકાનનાં છાપરાંઓ, સમુદ્રમાં ઉછળતાં મોજાનું ભાન કરાવતાં હતાં. મ્હોટા વિશાળ માળો તરતી તરણીઓની[1] પેઠે દેખાઇ, નુતન ગૃહ શ્રીણો ઉરાડી રહ્યા હતા ત્યારે સતી—

( છંદ. )[2]

લઇને પ્રિય પતિ સાથમાં હરખથી, હરશાવતિ પ્રાણને,
દઇને ઇચ્છિત માન ભાન ઉરનું, ભૂલાવતિ પ્રાણને;
થઇને રસમાં પ્રેમવશ સહુણી, રુઆવતિ પ્રાણને,
કહિને 'જુવો' 'જુવો' સહીને કર, દર્શાવતિ પ્રાણને.

દરબારગઢની સામે નજીકમાં એક ગૃહસ્થનું મકાન હતું. તેની બારી ઉઘાડી હતી. અને અંદર દીવો બળતો હતો તેથી અગાસીમાં ઉભેલાં રાજા રાણી તે ઘરની અંદર થતી હીલચાલ બરાબર જોઇ શકતાં હતાં. તે ગૃહસ્થની સ્ત્રી બારેક માસના એક બાળકને ખોળામાં તેડીને બેઠી હતી. પુરૂષ તરતનો બહારથી આવેલો પોતાનાં કપડાં કાઢી, ખુંટીએ ભેરવતો હતો તેને ખોળામાં બેઠેલું બાળક હાથમાં લેઇ ઉંચું કરી સ્ત્રી આપતી હતી. પુરૂષ અટકાયત નિમિત્ત હાથની આંગળીઓ પહોળી કરી કપડાં ઉતા-

૧ હોડીઓ. ૨ 'શાર્દુલ'...ના જેવો.

રતાં સુધી અટકાવ કરતો હતો. તે દ્રશ્ય પુત્ર પીપાસુ રાણીએ જોઇ પતિને બતાવવા, પતિનો હાથ પકડયો, અને બતાવવા લાગી.

( દોહરો. )

નિરખે દંપતિ પ્રેમમાં, રમતું ગમતું બાળ,
ઇર્ષાવિણ્ ઓછે મને, ખમતું તન દુઃખ જ્વાળ.

ગૃહસ્થના મકાનમાં થતી હીલચાલ, દેખાડવાનો સ્રીનો હેતુ વિલક્ષણ બુદ્ધિનો રાજા **વંશુમાન** સમજી ગયો હતો. પોતાને પુત્ર નથી. તેથી સંસાર સુખમાં એક ન્યુનતા છે તે તેની જાણ બહાર નંહોતું. પણ અત્યારે એ પુત્ર લાલન પાલન સુખમાં અન્યને મહાલતાં જોઈ પોતાની ન્યુનતાને પરખતી પત્નિના મતમાં મળી બળતી ને વધારે બાળવી એ રાજાને રૂચ્યું નહિં તેથી કહ્યું.—

( ગીતિ. )

અહાવહાશી ? માયા, નાથતણી નીરખીને નર રહવાયા;
સારંગ[1] સમ સપડાયા, અસત્યવારી[2] પર[3] વારી[4] ધાયા.

**વંશુમાન**—"દેવી, એ દુનિયાંની દુસ્તર[5] મોહજાળ છે ઝાંઝવાના નીરને જોઇ તૃષા છુપાવા દોડતાં હરણાંની પેઠે આપણે મનુષ્યે આ નશ્વર[6] પ્રપંચને મેળવવા પશુવત્ આચરણ કરવું જોઇએ નહિં.

**રાણી**—"વાસ્તવિક છે વ્હાલા પણ—

( સાખી. )

નિશા શશીવિણ સરિતા જળવીણ, ગૃહ દીપકવિણ સૂનું,[7]
વૃક્ષ પત્રવિણ દેહ પ્રાણવિણ તેમ તન ધનવિણ સૂનું. [8]
અસંતતી[9] આપત અહરનિશ પ્રિય બાળે તન કહો શાને ?
વ્યર્થ શિતોપચાર સહુ પતિ જણાય મુજ આશાને.

કહેતાં કહેતાં સ્રીનો કંઠ રૂંધાઈ ગયો, મોતીની તુટી ગયેલી માળામાંથી ખરતાં મોતીની પેઠે ચક્ષુદ્વયમાંથી અશ્રુ બિંદુઓ પડવા લાગ્યાં.

( છંદ. )[10]

રહી પ્રેમદા ચિત્ત આશાગ્નિ બળતી,
નૃપે સદ્ય ખાળી પ્રિયા ભૂવી પડતી;
વદ્યો વેણ સુખદેણ રહેને તું રડતી,
રહે મ્હારી બુદ્ધિ એ મન સાથ લડતી.

---

૧ મૃગ. ૨ મૃગતૃષ્ણા. ૩ ઉપર. ૪ બલિહારી. ૫ દુઃખે તરાય તેવી. ૬ નાશ પામે તેવા. ૭ ખાલી. ૮ બાળક. ૯ વાંઝીયા. ૧૦ 'ભૂજંગી' ... ના જેવો.

રાજાએ શાંન્તિમય શબ્દોથી સતી મતિને અનુકુળ રહી, સ્રીનું સં-તાપિત મન આશ્વાસિત કર્યું. અગાસીમાં ફરવું છોડીને ઉભયે ભુવનની અંદર પ્રવેશ કર્યો. અંતર આપદ્ પતિને જણાવતાં હૃદય ભાર ઓછો થવાથી રાણી નિર્ધારિત નિદ્રાવશ થઇ. પણ રાજાને—

( બિહાગ. )

સ્મરતાં વાક્ય ત્રિયાતણું ચિત્તમાં ચિંન્તાવસી,
શોચી કષ્ટ સહ્યું ઘણું, ચિત્તમાં ચિંન્તાવસી;

પોતાને વિચાર કરતાં સમજાયું કેઃ—

સંસારમાં સુત વીણ સઘળું વ્યર્થ છે ખરે,
પણ ચાલે શું આપણું. ચિત્તમાં૦ ૧

વિશેષમાં એ વિપત્તિ હતી કેઃ—

પુરજન પ્રાતઃકાળમાં, આનન[1] અવલોકે નહિં;
શું એ દુઃખ થોડું બન્યું. ચિત્તમાં૦ ૨

હૃદય વિદીર્ણ વિચારોમાં રજની વિતાવી, સ્વકર્મ સમાપ્ત કરી સ્હવારે સભામાં સીધાવ્યા—

પુર્વાન્હે[2] પધાર્યા પુરોહિત અંગિરા ઋષિ,
ન્યુન પુન્યમાં નહિં અણું. ચિત્તમાં૦ ૩

તેઓ પ્રવેશ કરી તુરતજ—

મહિપ[3] મુખ મયંક[4] ચિંન્તા રાહુએ ઝાંખું જોઇને;
વધો વિપત્તિ અતિ ગણું. ચિત્તમાં૦ ૪

પુરોહિતના પૂછવાથી નૃપતિએ પુત્રરહિતે થતી પીડા પ્રદર્શિત કરી. ગુરૂએ રાજાને પુત્ર પ્રાપ્તિની પ્રબળ ઇચ્છા પરખી લેઇ, યજ્ઞ કરવા તથા યજ્ઞ નારાયણ પ્રભુની કૃપા મેળવવા માર્ગ બતાવ્યો રાજાને એ વાકય બરાબર ઠસ્યું. પણ કાર્ય કરી શકાય કે કેમ? અથવા કરૂં તો ફળ પામીશ કે કેમ? એ વિષે પ્રશ્ન કરવા માંડયા.

( ગીતિ. )

સુણી ભૂપની વાણી, આપી ઋષિએ અનેક એધાણી;
પ્રેમે જોડી પાણી,[5] ઉચર્યો સત્વર કરો હરોહાણી.

ગુરૂએ રાજા સાથે મળીને—

---

૧. મોઢું. ૨ સ્હવારે. ૩ રાજા. ૪ ચંદ્ર. ૫ હાથ.

( દોહરો. )

નિહાળી શુભ મુહુર્તને, કીધો યજ્ઞારંભ;[1]
સામગ્રી શુચિ[2] સજ્જ કરી, રોપ્યા રંભશુરથંભ.[3]

( ખમાચ. )

બિરાજ્યા મંડપમાંહે આવી રાય રાણીરે,
મળયાં વૃંદે[4] નારી નર ઉર હર્ષ આણીરે;
બ્રહ્માર્ચન[5] પૂજન વંદન કરી પ્રિતેરે.
આવાહને સૂરો પધરાવ્યા સ્વસ્થ ચિત્તેરે,
વેદતણા ઘોષે ધ્વનિ ચહુ દિશે ગાજીરે;
હુત દ્રવ્યે* હુતાશન[7] થયા રાજી રાજીરે.
ચિત્ત કરી સ્થિર ધરી ધીર દ્રઢાસન્નેરે,
વંશુમાન પાળે સખ્ત નિયમ પ્રસન્નેરે.
તદાકાર[8] વૃત્તિ નરનારી તણી જાણીરે,
આપવાને વર આવ્યા શ્રી સારંગપાણીરે.[9]

યજ્ઞની મુકરર કરેલી મુદત પૂરી થતાં છેલ્લે દીવસે—

[10]( છંદ )

પૂર્ણાહુતિ થાતાંજ પ્રગટયા પરમ પ્રિય કમળાપતિ,
કરી દર્શ પામ્યા હર્ષ વંધા, હસ્ત જોડી દંપતિ૦
મન માંહે મગ્ન થયાને સમજ્યા આજ નાશી આપત્તિ,
વર માગ તું વર માંગ તું વર માંગ કહે નૃપતિ પ્રતિ.

ગુરૂ વાકયમાં શંકા ધરતું વંશુમાન રાજાનું મન અત્યારે સંતુષ્ટ થયું.

( સાખી. )

સિદ્ધ કાર્ય થયું જાણી હર્ષથી ગર્વ ધરી ફુલાયો;
"નાથ આપો સંતાન" કહેતાં લેશ નહિં અચકાયો.

હર્ષાવેશમાં હિંચોળા ખાતો રાજા—

( દોહરો. )

માન ચહી શ્રી નાથનું, વધોજ વંશુમાન;
દાનત સત્ય પિછાણી કહે "લે વિણ સુત વરદાન."

પુત્રને માટે માગણી કરતા મહીપતીને યજ્ઞનારાયણ પ્રભુએ સંતતિ વગર બીજું કાંઇપણ વરદાન માગવાને કહ્યું—વંશુમાનને તે સીવાય બીજી કોઇપણ જાતની

---

૧ યજ્ઞની શરૂઆત. ૨ પવિત્ર. ૩ કેળ. ૪ ટોળે. ૫ બ્રહ્મનું પૂજન. ૬ અવાજે. * હોમવાની ચીજો. ૭ અગ્નિ. ૮ તે રૂપ. ૯ વિષ્ણું. ૧૦ "હરિગીત"...ના જેવો.

ન્યુનતા નહોતી તેથી ફરી ફરીને પુત્ર કે પુત્રિ મેળવી, 'વંધ્યા' વાકયની બદનામીમાંથી છુટવા આતુર હતો. માટે બીજીવાર પણ સંતાનજ માગ્યું.—

( કાનરો. )

વદે હરી ફરી એ તું વચન ઉચરના—
નહિ થવાનું થાશે ન કદી એ, હોંશે મોટી ખોટી આશ ડર ચિત્ત ધરના; —વદે. ૧
પૂર્વે જન્મે સંતાન સપ્ત તજ્યાં, ચહી સુખ ગ્રહી દુઃખ મોદ મન ભરના —વદે. ૨
સંતતી સંપત્તિ ઉભય ના મળશે, ધરીને ઉમંગ તન તરંગમાં તરના;—વદે. ૩
માગ તજી ખટપટને ઝટપટ, ઉચર વિચારી હવે વિલંબતું કરના. —વદે. ૪

પ્રભુએ વારંવાર સંતાન વરદાનમાં ન માગવા કહ્યું તેનું કારણ આ રાજા પૂર્વ અવતારમાં ભીલ જ્ઞાતિનો હતો. તેને એક સ્ત્રી અને સાત છોકર હતા. લાકડાં કાપી ચીરી વેચી, પોતાનું ગુજરાન ચલાવતો હતો. એક વખત જંગલમાં કોઈક સાધુનો સમાગમ થયો, તેથી તે ભીલના જાણવામાં આવ્યું કે તપ કરવાનું ફળ અમૂલ્ય છે. મનુષ્ય તપથી ધારે તે સ્થિતિને પ્રાપ્ત કરી શકે છે. એટલે આ તાત્કાળિક મળેલા જ્ઞાનથી ભીલનું હૃદય પ્રફુલ્લિત થયું. ઘણા દીવસ થયાં પોતાના બહોળા કુટુંબનું એકલે હાથે કેવળ મજુરી કરીનેજ ગુજરાન ચલાવવું તેને ભારે થઇ પડયું હતું. તેથી, અને આવતે અવતારે ઇચ્છિત ફળ આપનાર આ તપનું કર્મ છે. એમ સ્હમજી તુરતજ તે બાળકોની સંભાળ લીધા વગર કે કોઇને સોંપ્યા વગર વનમાં તપ કરવા લાગ્યો. તેના તેસાતે છોકરાઓ ખાનપાન વગર ક્રમે ક્રમે મરણ પામ્યા. એટલે પૂર્વે કરેલા તપના બળે રાજ્ય સમૃદ્ધિ પ્રાપ્ત થઇ પણ ઉદર પોષણની અશક્તાઇએ ત્યજેલા સાત પુત્રો આ અવતારે પ્રાપ્ત થઈ શક્તા નહોતા. કદાચ તપનું ફળ સંતાન મેળવવા માટે વાપરવા ઇચ્છા હોય તો ભગવાને કહ્યું કે–" આ ત્હને મળેલું રાજ્ય, પુત્ર મેળવતાં નષ્ટ થશે. અને જો રાજ્ય સુખ ભોગવવું હોય, તો સંતાન મળશે નહિં. આ ફેરફાર કરવો એ પણ વગર પુન્યે થઈ શક્તો નથી. ત્હારા કરેલા યજ્ઞનું ફળ તને સંતતિ સંપત્તિ ઉભયમાંથી ઇચ્છાનુકુળ લેઇ લેવા બળવાન બનાવે છે. કહે ત્હારી શી ઇચ્છા છે ?"

**વંશુમાન**—" પ્રભુ ! જે થવાનું હો તે થાઓ. મ્હારે તો કેવળ પુત્રનીજ ઇચ્છા છે. સંતતિ વગર સંપત્તિ અળખામણી લાગે છે પણ સંપત્તિ વગર સંતતિ અળખામણી લાગે એ મ્હારૂં માનવું નથી."

બાળક મેળવવાની પ્રબળ ઇચ્છા વાળો રાજા સ્હમજી શકયો નહિં કે આ અવતારમાં પણ પહેલા અવતારના જેવોજ હું થઇ રહુંછું.

( દોહરો. )

'અસ્તુ' વંશુમાનને, કહી આપ્યું વરદાન;
વિજ્ઞપ્તિ કરવા સતી, 'વદી જયશ્રી ભગવાન.'

( બિલાવર )[1]

અકળ કળા જગજીવન ત્હારી.
અનંત ઉદધિથી અસંખ્ય ગુણો તુજ જ્ઞાન મહાલઘુ બુદ્ધિજ અમ્હારી,—અ૦ ૧
નીતિ ભીતિ નિરપેક્ષ[2] વિચારે, પહેલાં અનેક ગયા વદી હારી;— અ૦ ૨
વિકલ્પ[3] કરતાં પાર ન પામ્યા, નિર્ વિકલ્પથી પણ ગતિ ન્યારી.—અ૦ ૩
અંતર અનુભવ રહિત તવાંઘ્રિ[4] પ્રાપ્ત થવા નથી એકે બારી;— અ૦ ૪
'અમૃત' આપ કૃપા કરી આપો, યોગ્ય ઇનામ ગણી અધિકારી.— અ૦ ૫

સ્ત્રીના સ્તુતિમય શબ્દો સાંભળી પ્રભુએ કર્મની પ્રાધાન્યતા સમજાવવા સારૂ કહ્યું—

( છંદ. )[5]

**ભગવાન—** પડે વિપત્તિ તે ન મુજથી વિનાશે,
**સ્ત્રી—** રહે દુઃખ મળ્યાં ! આપ પરમાત્મ નાશે ?
વધા શ્રીપતિ "સ્ત્રી ન કોથી મનાશે,
સ્તવે મુજને ભેટું કરે આર્ત નાશે."

અંતે "તમારા ઉપર જ્યારે ભારે દુઃખ પડે ત્યારે મને સ્મરશો એટલે હું આવી, તમારો ઉદ્ધાર કરીશ. પણ કર્મ ભોગવ્યા વગર ચાલશે નહિં." આમ કહી, પ્રભુ અંતર્ધાન થયા.

યજ્ઞનું કામ સંપૂર્ણ થયું. બ્રાહ્મણો દક્ષિણા લેઈ પોત પોતાને સ્થાને પધારી ગયા. રાજા અને રાણી પણ સંતાન ચિંતાથી મુકત થઇ પ્રભુ ઇચ્છાવશ વર્તતા હતા. પીડા કરનારો પ્રસંગ પાસે આવી પહોંચ્યો.

( ગીતિ. )

પ્રભુપદ વારી નારી, મનવચ કર્મથી થઇ નિત્ય રટનારી;
કરી નિજ આયુ અકારી, ધારી ગર્વ રહે ભારી અહંકારી.

તેથી એક દીવસ—

( ખમાચ )[1]

મદ ધરી અપાર, થઈ અશ્વે સ્વાર, કરવા શીકાર, ગયો પુર બ્હાર;
જાતાં જુએ એ ઠઠ જનની શી જામી.— મદધરી૦ ૧

---

૧ 'આવોરી ગોપાલ'...ના જેવો. ૨ ઈચ્છા રહિત. ૩ શંકા. ૪ તમારા પગ. ૫ 'ભુજંગી...'ના જેવો.૧ 'એક ચતર નાર'...ના જેવો.

દીવસનો બીજો પહોર પૂર્ણ થતાં પહેલાં સુભટ સૈનિકોની સાથે વંશુમાન રાજાએ શિકાર કરવા પુર બહાર પ્રયાણ કર્યું. ટોળે મળેલા જનસમુહને જોઇ પોતાનો ઘોડો અટકાવ્યો અને જોયું તો—

હિંસક[1] તે ઠાર, પડયો થઇ લાચાર, મળ્યા લોક થોક, કરે કોણ વ્હાર;
ગૌ વધ ઇચ્છનાર પડયો ભુવિ દુઃખ પામી.— મદ ધરી૦ ૨

એક કસાઇ ગાયને લઇને જંગલમાં વધ કરવા ગયો હતો. એકલો અસહાય કસાઇ તે મસ્ત ગાયની ગરદન પર પોતાના હાથમાંનું હથિઆર ફેરવે તે પહેલાં ગાય ચપળતાથી તેના હાથમાંથી છટકી નાસી ગઇ. પોતાના કાર્યમાં નાસીપાસ થયેલો તે ક્રૂર હિંસક હથિયારને કમરમાં સંતાડી ગાયની પાછળ પાછળ દોડયો પણ પકડી ન શકયો. અને ગાય ગામમાં પેસી ગઇ, દૂર જંગલમાંથી દોડયા આવતાં તે કસાઇ ગ્રીષ્મના સખત તાપથી અકળાઇ ક્ષુધા તૃષાથી વ્યાકુળ થઇ નગ્રના દરવાજા પાસે બેશુદ્ધ થઇ પડી ગયો. તેને જોવા ગામલોક એકઠા થયા હતા. અને મહારાજા વંશુમાન પણ તેજ બનાવ જોવા ઉભા રહ્યા હતા. અનુભવિઓના અનુમાનપરથી ઓળખાયું કે આ પડીજનાર માણસ કેવળ ખોરાકના અભાવેજ બેશુદ્ધ થયો છે.

જોઇ વંશુમાન, દઇ ખાનપાન, આપ્યું જીવિતદાન, કર્યું કૃત્ય મહાન;
થઈ સાવધાન કર્યો ગૌ વધ એ હરામી.— મદ ધરી૦ ૩

પોતાની પ્રજામાં પરોપકારી કૃતિમય કીર્તિ સંપાદન કરવાની ઇચ્છાએ રાજાએ આ વગર સમજયું કાર્ય કર્યું. અસ્વસ્થ ચિત્તવાળો તે હત્યાકાંક્ષી[1] ભોજન પાન પામી સ્વસ્થ થયો નગ્રમાં પેસી છટકી ગએલી ગાયને શોધી કહાડી પુનઃ જંગલમાં લઇ ગયો. તેના પગને પ્રથમથીજ મજબુત બાંધી પોતાનું હથીઆર તેના ગળામાં ખુંપાવ્યું.

રાજા આ મહાન્ કાર્ય કરી શિકાર કરવા સંચર્યો આખો દીવસ અરણ્યમાં ભટકયો. રાત્રિ પણ વનમાંજ કહાડી. સ્હવારે પુર પ્રત્યે પાછો ફર્યો. પણ ગત્ દીવસના કરેલા કાર્યમાં—

નવ સમજ્યા આપ, એ લાગ્યું પાપ, લીધો હાથે વ્હોરી, શીરપર સંતાપ;
અતિ પરિતાપ પામ્યા સુખ નાંખ્યુ સહુ વામી.[2]— મદ ધરી૦ ૪

તે કરેલી પાપ કરણીનું ફળ જાહેર થતાં વાર ન લાગી.

પહોંચ્યા રાજદ્વાર, મળ્યા સમાચાર, 'લઇ ગયા તસ્કર, દ્રવ્ય તોડી ભંડાર';
'સળગી ઘોડાર'[3] 'શત્રુ ફોજ આવી સ્હામી'.— મદ ધરી૦ ૫

૧ કસાઈ. ૨ ગુમાવી. ૩ અશ્વશાળા.

એકીહારે ત્રિતાપ જ્વાળા વંશુમાનના તન મનને દગ્ધ કરવા લાગી. સળગતી અશ્વશાળા હોલાવવા સેવકોને આદેશ આપ્યો. ચોરોને પકડવાનું પરિજનોને ફરમાન કર્યું. અને પોતે જાતે સૈન્યસાથે નગ્ર બહાર શત્રુફોજની સામે સંગ્રામાભિમુખ[1] થયા.

જોઈ શત્રુ શુર, સૈનિક આતુર, ગયા દૂર દૂર, ભય સમજી પુર;
અંતે હજુર, નાઠા લઇ બદનામી.— મદ ધરી૦ ૬

સ્વસૈન્ય સમાપ્ત થયું સમજી પ્રિય પટરાણીને પુત્રોત્પન્ન થવાનો સમય નજીકમાં છે તેથી પુત્ર મુખ જોવાની ઇચ્છાએ રણસંગ્રામમાં મરવા કરતાં બચવા નાસી જવાનો નિશ્ચય કર્યો. દરબારમાં આવી રાણીનો કર સાહી શત્રુઓ આવી પહોંચે તે પહેલાં બંન્નેએ વનપ્રતિ ચાલવા માંડયું—

થયા પુર્ણ માસ, આશા નિરાશ, દંપતી ઉદાસ, ફરતાં ચોપાસ;
કરે નાશા નાશ, પડી સ્થળતણી ખામી.— મદ ધરી૦ ૭

અરણ્યમાં અટન કરતાં ખાનપાન વગર રાજા રાણીને ત્રણ દીવસ વ્યતીત થયા. ચોથા દીવસના ત્રીજા પહોરે એક નગર તેમની દ્રષ્ટિએ દેખાયું—

જોઇ ઉત્તમ ગ્રામ, બર આવી હામ, નૃપતિ સહ ભામ, ગણી વિધીવામ;
લેવા આરામ, ચાલ્યા સમયાનુગામી.[2] મદ ધરી૦ ૮

(દોહરો.)

નવિન નગ્રમાં પેસવા, થયો મન હર્ષ અપાર;
જેમ જનવારી[3] ડૂબતો, અચબુચ પહોંચે પાર.

હતાશ થએલી પોતાની સ્ત્રીને નગ્ર નિહાળતાં ખુશી થતી જોઈ, રાજાએ કહ્યું—

(ગીતિ.)

મ્હારૂં મન અકળાવું, ન કળાતું પ્રિય નિરર્થક મન મારૂં;
ધારૂં તન સપડાતું, ન પડાતું ન્યારૂં નીરખી અંધારૂં.

પતિ અંતરમાં ઉઠતા ઉદ્વેગને શાંત કરી રાયવૃત્તિ અન્ય રસ્તે વળાવવા રાણી બોલી—

(સાખી.)

ચાલો ઝડપથી પ્રાણપતિ કરીએ આશ્રમ[4] આનંદે;
રાજા— વ્હાલી વસીનીશી દુર આજે કરીએ આ શ્રમ[5] આનંદે.

સર્વ માન્ય વાત છે કે—

૧ લડવાને. ૨ વખતને અનુસરનાર. ૩ પાણી. ૪ મુકામ. ૫ થાક.

( દોહરો. )

**વસગી વિપત્ત જાળથી, છુટે તુટે. કીર–તાર.**
**વસગી વિપત્ત જાળથી, છુટે ત્રુટે. કીર–તાર.**

બંન્ને ચાલતાં ચાલતાં છેક એ અજાણ્યા નગ્રના દરવાજા પાસે આવી પહોંચ્યા. પણ ગર્ભ પરિપક્વ દશામાં આવી ગએલો હોવાથી ચાલવા અશક્ત બનેલી રાણી બોલી—

( કાલીંગડો. )

વ્હાલારે હાયે ચલાયે નહિં, હાયે ચલાયે નહિ.— વ્હાલારે૦ ૧
અરર શું ઉલટયો ઉદધી દુઃખનો, કહેતાં કહેવાયે નહિં.—વ્હાલારે૦ ૨
દુઃખદ સમય નવ આણે દયા કહી, અન્ય ઉપાય નહિં.—વ્હાલારે૦ ૩
પ્રસૂતિ પીડા હવે બહુ વસમી, થાયે રહેવાયે નહિં.— વ્હાલારે૦ ૪
પરવશ પ્રાણ થશે પ્રિય ધાઓ, પદ ભરાયે નહિં.— વ્હાલારે૦ ૫

બેશુદ્ધ બની જતી અધૈર્યા રાણીને આશ્વાસન આપતો અવનેશ[૧] બોલ્યો.

( લાવણી. )

ધૈર્ય ધરી પ્રિય શરીર સાચવી, **ધીમે વ્હાલી થોડું ચાલ;**
સમજી શીર પર આફત અવનવી, **ધીમે વ્હાલી થોડું ચાલ.**
હિમ્મત હારે વિપત્ત નથી જવી, **ધીમે વ્હાલી થોડું ચાલ;**
વિલંબ કરતાં થશે અસ્ત રવી, **ધીમે વ્હાલી થોડું ચાલ.**

( છંદ. )[૨]

રાણી— વચન આપનાં સાંભળી મ્હને, દવચિત્તે બળે કહું શું આપને ?

( લાવણી. )

રાજા— નગ્ર પરાયું નામ ન જાણે, **હિંમત ધરીને આગળ ચાલ;**
કોનેને ત્યાં જવું વિણ ઓળખાણે ? **હિંમત ધરીને આગળ ચાલ.**
સંકટ સહીને સમય પ્રમાણે, **હિંમત ધરીને આગળ ચાલ.**
સુદ્રઢ મનથી પ્રાણ પરાણે, **હિંમત ધરીને આગળ ચાલ.**

છેક દરવાજાની પાસે પહોંચ્યા જંગલમાં તૃણ ચરવા ગએલી ગાયો અત્યારે નગ્ર તરફ પાછી ફરી હતી. એટલે તે ગાયો ગામમાં પેસી જાય એટલીવાર આ દુઃખી દંપતિને ઉભા રહેવાની ફરજ પડી. વ્યથિતચિત્તા[૩] રાણી બોલી—

( છંદ. )

પ્રાણશું કરું ? કાંઇ થાયરે, પદ ઉપાડતાં, જીવ જાયરે.

ઉડવાને કે ચાલવાને અશક્ત બની ગએલી રાણીને જોઇ વંશુમાન હૃદયથી વિચારવા લાગ્યો—

---

૧ રાજા. ૨ "લલિત"...ના જેવો. ૩ દુઃખિતા.

( ગીતિ. )

ધર્મ શર્મ બે વચ્ચે, ત્રિશંકુ સમગતિ થઈ મ્હારી;
'શર્મ' સ્થાનભણી ખેંચે, 'ધર્મ' તજું તો જાયે પ્રિય નારી.

સંધ્યાકાળ થઇ ગયો. રાજાએ પોતાના હાથને ટેકો રાણીને આગળ ચલાવવા શબ્દે અને હાથે પ્રયત્ન કર્યો. અને બોલ્યો કે—

( લાવણી. )

વિશ્રાન્તિ સ્થળ નજીક શોધશું, માની વચન પ્રિય ચાલી આવ;
અનુભવ્યો મેં નથી ઉમ્મરમાં, આવો કદી પણ દુઃખદ બનાવ.
ગ્રામ દ્વારમાં પ્રસવ થાય નહિં, ચાલ ન કાંઈ પણ બ્હાનું બતાવ;
હઠીલી દે હઠ છોડી દોડી, વિચર થતો છો ગર્ભસ્રાવ.

એમ કહી, કંટાળા યુક્ત ક્રોધ દર્શાવી વંશુમાન રાણીનો હાથ પકડી ખેંચવા મંડયો.

રાણી— ( છંદ. )

છોડો હસ્તને, આમ શું કરો ? અરરરર પિયુ, રે'મ તો ધરો.

( લાવણી. )

રાજા— રહેમ ધરૂં હું કેમ હવે નહિં, ક્ષેમ રહે આ મ્હારા પ્રાણ.
વ્હેમ તજીને પ્રેમ વિચારી, એમ ન કર ધર મ્હારોપાણ;[1]
થશે થવાનું નહિં ટળવાનું માનું બ્હાનું સત પ્રસ્વેધાણ.[2]
કોણ સજાનું ? મળ્યું આ છાનું ફળ અનુમાનું ? થવી છે હાણ.

( છંદ. )

રાણી— ઓ અરે ગઇ, પ્રાણ દોડજો, પ્રસવ થઈ ચુક્યો. ... ...

અંતિમ્ પ્રસુતિ પીડા થતાંજ રાણી બેશુદ્ધ થઇ, ભૂમિપર બેસવા ગઇ તેટલામાં "અહીંજ બાળકનો જન્મ થશે તો સીમા વગરનો સંતાપ સહન કરવો પડશે;" એમ ધારી રાણીને બે હાથ પર ઉઠાવી, રાજાએ ગ્રામમાં ઝપાટાબંધ પ્રવેશ કર્યો.

( ગીતિ. )

કરધારી ઉરધારી, ધારી ધારી જન અવલોકે અવધારી;
ન ધારી જોર વધારી પધારી રજની ધારી અંધારી.

ચાલ્યો પણ આ અજાણ્યા ગ્રામમાં કોને ત્યાં જવું ? એ એક પ્રશ્ન

૧ હાથ. ૨ જન્મની નિશાની.

હતો પળ પણ વિલંબ કરવાનો વખત નહોતો. કંઈક ઇશ્વરની અનુકંપા દર્શાઈ, એક નવું મકાન બંધાતું હતું તેના કારીગરો સાંજ થવાથી કાર્ય બંધ કરી ઘર તરફ ચાલ્યા ગયા હતા. માણસ પુર ઉંચી ભીંતો ચણાઈ ગઇ હતી, બારણાં કે પાટીયાં કશુ જડવામાં આવ્યું નહોતું, તેમાં દોડયા આવતા રાજાએ રાણી સહ પ્રવેશ કર્યો. અને એક તરફ થોડી સારી જગા જોઇ સતીને શયન કરાવ્યું. બેભાન રાણી હજી શુદ્ધમાં આવી નહોતી, રાત્રિનો અંધકાર વધતો હતો. ધીમે ધીમે મનુષ્ય કોલાહલ પણ શાંત થયો. રાત્રિનો પહેલો પહોર પણ વીતી ગયો અંતે મધ્ય રાત્રિ આગમજ થોડીવારે—

( છંદ. )[1]

આવ્યો ઉદરથી બ્હાર બાળક, સ્ત્રી હતી નહિં ભાનમાં;
ઉપચાર શા કરવા ? એ સ્હમજણ ન્હોતી વંશુમાનમાં.
ક્ષણ નારને વળી બાળને, અવલોકે બેસી ધ્યાનમાં;
નિજ હસ્તતાડે[2] કપાળે શોચે કોણ હું ? કયા સ્થાનમાં ?

જન્મ પામ્યા પછી બાળકે રોવા માંડયું, રાજાએ જોવા માંડયું. અને શોચ્યું કે—

( છંદ. )[3]

દશા કેવી મ્હારી, શિશુ તુજ કરમની હદ નથી,
વળી વ્હાલી મ્હારી, તણું દુઃખ વંદુ શું ? વદનથી;
શય્યા ભૂમિ ધારી, પડી નીરખું એ કદ નથી,
શકું હું નવ ત્યારી, કષ્ટ ગયું મ્હારૂં પદ નથી.

થોડીવારે બાળકને જન્મ આપનારી સ્ત્રી શુદ્ધિમાં આવી. નજીકમાં બેઠેલા અને શોક સમુદ્રમાં ડુબેલા સ્વામીને કહેવા લાગી.

( ખમાચ. )

સ્વામી ભય પામી ગભરાવો નહિં, ગભરાવો નહિં, દુઃખી થાવો નહિં. સ્વામી૦
સંસ્કાર શુભદાઇતણા જે, તે કરો રજ ડરખાવો નહિં;
સમય વિચારે તેજ સુજ્ઞ જન, દુઃખ જોઈ દીલ કષ્ટ લાવો નહિં. સ્વામી૦ ૧

સંતાપિત અંતઃકરણવાળી સ્ત્રી પતિને સેવન કાર્ય સોંપતાં સંકોચાવા લાગી. પણ ઇતર મનુષ્યના અભાવે અન્યોઅન્ય મદદ રૂપ થયા વગર ઉપાયાન્તર નહોતું તેથી સ્ત્રીએ વિશેષમાં કહ્યું—

પર ભૂમિ છે ભૂવન પરનું, પ્રાણ પ્રાણ અચકાવો નહિં;— સ્વામી૦ ૨
વન્હિ વગર નહિં ચાલે ક્ષણ પણ લાવો જાવો રોકાવો નહિં.— સ્વામી૦ ૩

---

૧ 'હરીગીત...'ના જેવો. ૨ મારે. ૩ 'શીખરણી' ... ના જેવો.

( છંદ. )[1]

ઉઠયો આળસ પર હરી ધરી ચિત્તે કાન્તા તણા હુકમને,
લાવ્યો જે કહ્યું તે મહા પ્રયત્ને અસ્વસ્થને શકમને;
અવસર વિણ સુત પ્રકટને અરી થઈ બાળેશે નાહકમને,
ભેટયો આજ પુરે પુરો ન સમજ્યો આવી દશા હું કમને.[2]

આજુબાજુ પડી રહેલાં શણીઆં સાદડાંના કકડા એકઠા કરી, મહા મુશીબતે અગ્નિ મેળવી સળગાવ્યા. થતા પ્રકાશે પૃથ્વીપર પડેલી પ્રિયાને તથા કુમારને જોઇ વંશુમાનનું હૃદય ખેદિત થયું. અનેક દાસ દાસીથી સેવાતા પોતાના પતિને પોતાનુંજ કાર્ય કરવાનો સમય આવ્યો જાણી રાણી શોચમય શબ્દો સંભળાવવા લાગી—

( સાખી. )

લોભી વિત્ત વિદ્યુત વેલીપર વજ્રે સુમન છેદાય;
કામા કથન શ્રવણ કરી ઉરથી વૃતિ ચહાતિ વિદાય.

ધન ગુમાવેલા લોભી જેવા રાજાનું પુષ્પ સરખું મન, રાણીના વજ્ર સરખા દીલાસાનાં વાકયથી છેદાયું, આટલીવાર સુધી જે કાંઈ દૃઢતા રાખી રહ્યો હતો તે છુટી ગઈ; અને વર પરાક્રમી વીર પુરૂષ એક અબળાની પેઠે રૂદન કરી રહ્યો.

( સાખી. )

વધો ' અસ્ત રવી થતાં શું પ્રિય ઉદય ન થાય કદાય,
પડયુ નાવ નહિં રહે સમુદ્ર ડબકાં ખાતું સદાય'.

અરસ્પરસ શાન્ત્વન શબ્દોચ્ચારથી થોડાક સમય વીતી ગયો. ત્રણ દીવસથી ખાનપાન ન પામેલાં આજે ચોથા દીવસની મધ્ય રાત્રિ સુધી પણ એમજ રહેલાં હતા.

સહનશીલ પુરૂષ હજુ પણ સહન કરવાને સશકત હતો. પણ મૂળથીજ અશકત સ્ત્રી ખાનપાનના અભાવે વધારે અશકત બનેલી અત્યારે બાળકને જન્મ આપવાથી ખાલી થએલા ઉદરે પૂર્ણ લાચારીમાં આવી પડી હતી. તેથી કાંઇપણુ ખોરાક પ્રાપ્ત થાય તોજ જગતમાં જીવંત રહેવાશે એમ માની પોતાના પતિને કહેવા લાગી—

૧ 'શાર્દૂલવિક્રીડીત'...ના જેવો. ૨ મંદ.

( કલ્યાણ. )[1]

એ અબળાના આધાર, પતિ જાઓ,
પ્રિય ઉદર ક્ષુધા લાગી છે, જાણો જબર જઠર જાગી છે;
હવે અલ્પ કરો નહિં વાર.— પતિ૦ ૧
વિણ ભક્ષણ ન ક્ષણ રહેવાશે, માનો સાચે જીવ જાશે;
નથી વાર કરો ઝટ વ્હાર.— પતિ૦ ૨

વંશુમાન વામાનાં વાકયે વિશેષ વિસ્મયતામાં પડયો—

તજો વિલંબ સઘ હવે જાઓ, ભલે સુકું અજીઠું લાવો;
મલે કંદમૂલ ફલાહાર.— પતિ૦ ૩
ચારે દિશ છે અંધારૂં, પણ તેથી વિશેષ હું ધારૂં;
લાવોને નઠારૂં સારૂં, હું ગણીશ અશન અતિ પ્યારૂં;
નહિં કહું કાંઇ કરી ઉચ્ચાર— પતિ૦ ૪

માથાપર પહાડ તુટી પડયો હોય, કે દાવાનળમાં પ્રવેશ કરવો હોય, અથવા વિશાળ વારિ ભર્યાં વારિધિને તળાયે જવું હોય તેમ ભયંકર ભૂતપિશાચોની ભેટમાં મનુષ્ય કાયા કંપિત થઇ જાય, કે મગજ ભ્રમિત થઇ જાય, અને અસહાય, ઉપાય રહિત બની, પાષાણવત્ બની જવાય તેમ સ્ત્રીનાં વચન સાંભળી વંશુમાનની દશા થઇ. સ્ત્રી સ્હમજે તો સ્હમજાવવા યત્ન કરવા લાગ્યો—

( છંદ. )[2]

કહે પ્રાણ કોને જઇને કહું એ,
થયો તાબે દીન ત્રણથી ( ભૂખને ) એનેજ હું એ;

વળી અત્યારે આપણે પૈસા વગરનાં છીએ. જો ધન મેળવવાનો કોઇ પણ રસ્તો હોય તો એક યાચના તે સીવાય બીજું કાંઇ નથી. અને તે યાચના—

કદી ક્ષત્રિ સુત થઇને કૃત્યના ચહું એ,
થવું બાકી તે થાય સ્નેહે સહું એ.

અત્યારે બરાબર મધ્ય રાત્રિ થઈ છે. કદી ત્હારી ભુખ નીવારણ કરવા હું માગવા જાઉં પણ અત્યારે બને તેમ નથી. પતિએ કહ્યું—

( દોહરો ).

બાળ ન તન મન વાળતું, ભાળ સમય વિકરાળ;
પાળ વચન થઉં કાળનો, કાળ હું પ્રાત:કાળ.

પોતાને ભુખનું થતું કષ્ટ પતિને જાહેર કરતાં છતાં જવાબ પરથી જણાયું

૧ 'શું દઇશ તને જાવા' ... ના જેવો. ૨ 'ભૂજંગી' ...ના જેવો.

કે સ્વ આશા લેશ પણ સફળ થવા શકી નથી. તેથી ભુખ દુઃખે વ્યાકુળ બનેલી સ્વધર્મને ભૂલી, આવેશમાં આવી, બોલી—

( કેદાર )

જાઓ ને જાઓ પ્રિય થાઓ ખોટી નહિં, આવો ત્વરિતે કાંઈ ભક્ષ લાવો;
પ્રાણુને ચાહોતો રહાવો કર સ્વામીજી, વિપદનાં ઘાવોથી સ્ત્રી બચાવો.–જાઓ. ૧

રાજા–કાં વદે કામની, વાત બદનામની, જામની મધ્ય થઈ કયાં હું જાઉં ?
ગ્રામની ધામની નામની ખબર નહિં, ભામની રહેમ તુજ ચિત્ત ચ્હાવું.—કાં૦ ૨

વિપત્તિ વખતમાં હડી ગએલા પતિને જોઈ કંટાળેલી કામિની બોલી—

સિંહના બાળ શિયાળ શું થઈ રહ્યા? કાળની જાળમાં હું ફસાઇ;
સસપદી પાળને ટાળતાં મન ડરો, ખાળવા ક્ષુત જઈશ બાળ ખાઇ.–જાઓ૦ ૩

રાજા–નફટ ચંડાળ શું બાળપર આળ દે? વાળ મને અલ્પ કંઇ ભાળ લાવું;
ફાટતી જવાળ વિકાળ બનીને ધસું, જાઉં ધરૂં તાળ કે ગાળ ખાવું. —કાં૦ ૪

સ્ત્રી—"આવતાં વાર ન કરતા, મને અત્યંત ભૂખ લાગી છે. એક વીતતી પળ પણ મ્હને વર્ષ જેવી લાગે છે"—

વંશુમાન—"હું હમણાંજ આવીશ, ત્હારે માટે જરૂર કાંઇક લાવીશ. પણ આવતાં થોડી વાર થાય તો કૃપા કરી, આ બાળકને ખાઈ ન જતી.–તું જાણે છે કે આ બાળ માટેજ આપણા આ હાલ થયા છે." સ્ત્રીએ કબુલ કર્યું. પતિ મધ્ય નિશાએ માગવા જતાં—

( દોહરો. )

સોંપી સમયને વિધુ,[૧] રવી,[૨] અતિશય આ રતવાન;[૩]
ચાલ્યો નિશીથે યાચવા, અતિશય આરતવાન.[૪]

અત્યંત ધાસ્તીથી ધીમે ધીમે પોતાની ચંદ્રાનના પત્નિ અને સ્વકુલ પ્રકાશક ભાનું પુત્રને તથા એ નુતન ગ્રહને ત્યજી રાજા આગળ ચાલ્યો. રાત્રિનો અંધકાર સર્વત્ર વ્યાપી રહ્યો હતો. પહેરેગીરે પોકાર કરી, ચાલ્યા જતા રાજાને અટકાવ્યો. પાસે જઇ મુખ જોયું. ઉત્તર આપવામાં અજ્ઞાત પણ દુઃખ વાદળે છુપાઈ રહેલ રાજ્ય તેજ ચંદ્રનો ઝાંખો ભાસ પડયા વગર રહ્યો નહિં. સિપાઇએ "અત્યારે?" "કયાંથી?" "કેમ?" "કોણ?" વગેરે પ્રશ્નો કર્યા. જવાબમાં રાજાએ કહ્યું—

૧ ચંદ્રમુખી સ્ત્રી. ૨ સૂર્ય સદૃશ પુત્ર. ૩ પ્રીતિવાળો ૪ પીડાવાળો, દુઃખી.

( સાખી. )

વામ વિધાથી આમ ગતિ છે **હવે નથી કાંઈ બાકી**, ( દુઃખ પડવામાં. )
શેઠ શયનનો સમય થયો છે **હવે નથી કાંઇ બાકી**; ( બરાબર ૧૨ વાગ્યા છે. )

**વંશુમાનને** મુખેથી સઘળી હકીકત સાંભળી પહેરેગીરે પરોપકાર વૃત્તિથી કહ્યું—"અમારા નગ્રમાં એક ધર્મદત્ત નામના નગરશેઠ ઘણાજ ઉદાર અને પર કલ્યાણાર્થી છે. ભાઇ, તમે ખરેખર મંદભાગીછો. બાર વાગી ગયા છે. હું માનુંછું કે એ શેઠ પણ અત્યારે શયન કરી ગયા હશે.

**વંશુમાન**—"હશે ભાઇ, જેવાં મ્હારાં ભાગ્ય, પણ આપ કૃપા કરીને મ્હને તે શેઠના ઘરનો રસ્તો બતાવશો?" સિપાઈ "હા" કહીને **વંશુમાન** સાથે ચાલ્યો. રાજાએ "સ્ત્રીએ બાળકને જન્મ આપ્યો છે અને હું ખાવાનું લેવા જાઉંછું." એમ કહ્યું. પણ નહોતું જણાવ્યું કે "હું એક રાજા હતો." થોડે દૂર ગયા એટલે બહાર બળતા દીપકોના પ્રકાશથી શેઠનું ઘર દેખાયું. પહેરેગીરે દૂરથી બતાવી પોતાનો રસ્તો લીધો. આસ્તે આસ્તે **વંશુમાને** એ વણીક ગૃહસ્થના આવાસ નજીક આવવા માંડયું.

આજે આ ઉદાર ગૃહસ્થ અતિથી સત્કાર[1]માં અત્યંત આગળ પડતા હતા તેથી, સાધુઓની મ્હોટી જમાત[2] સાયંકાળે તેમને ત્યાં અડ્ડો જમાવી બેઠી હતી. ઇચ્છિત ભોજન અને જોઇતાં દામ વગર કામ પતે તેમ નહોતું. તેથી સહજ રકઝકને અંતે એ મ્હોટી જમાત શેઠ સદને જમવા બેઠી. તેમને જમાડી જોઇતા દામ આપી, રવાના કર્યા બાદ શેઠે શયનગૃહમાં પ્રવેશ કર્યો. જ્યારે બરાબર બારના ટકોરા થયા ત્યારે કામકાજથી કંટાળેલા નોકરો પણ સૌ સૌને સ્થાને નિદ્રાદેવીનું આરાધન કરવા તત્પર થતા હતા ત્યાં **વંશુમાને** આવી દ્વાર પાસેથી ધીમે સાદે દાદ માગી. ગુસ્સામાં આવી એક નોકરે ઉભા થઇ કહ્યું—

વખત વિત્યો કહે અહીં શીદ આવ્યો? **હવે નથી કાંઇ બાકી**; ( ખાવાનું )
સમજ્યો નિશ્ચય અન્ય જવાનું, **હવે નથી કાંઈ બાકી**. (વંશુમાન)

નોકરે ફરી ફરી કહ્યું—"ભાઇ, હવે જરા કંઈપણ વધારો નથી કે તને આપીએ."

**વંશુમાન**—"ભાઇ, અત્યારે મ્હારે જવાને આ સિવાય ઇતર[3] જગા નથી. ક્રોધ વશ થએલા દૂતે "બીજે કયાંઇ જવાનું ના હોય તો ખાડમાં પડ."

---

૧ પરોણાગત. ૨ ટોળું. ૩ બીજી.

એમ કહી ધક્કો મારી મકાનથી દૂર હડસેલી કાઢયો. વંશુમાનને પોતાના દુર્દૈવ અને આ સ્ત્રીના બતાવેલા કર્મપર ધિક્કાર આવ્યો. પરોપકારી ગૃહસ્થના નોકરો હમેશાં કંટાળેલા મગજવાળા, અને થાકેલા શરીરવાળાજ હોય છે. એ સર્વ વિદીત નિયમ છે. વંશુમાન અપમાન પામી મકાનથી થોડેક દૂર જઇ, આકાશ સામે જોઇ અશ્રુ વરસાવવા લાગ્યો. અને બોલ્યો--

( કાફી. )*

ચડી દુ:ખકર શી? ઘટા? બપૈયો કાં બિંદુ ન પામે;
વારીધરને[1] વિલોકી[2] વ્હાલે, વળી વિશ્વાસે વિરામે.
વળગ્યો પણ મુજ આશાદ્રુમને,[3] વાયુવિદારે[4] નકામે;
રખે આજ વિપત્તિ ન વામે? ચડી૦

મોર મનોહર નાચી રહ્યા છે, દાદુર દોડતાં હાંમે;
પડવું રહ્યું પણ શે ગરજે નહિં, આશ્રિત[5] આત્માભિરામે.
થવાને નિરખે તુજ સ્હામે. ચડી૦

આ વર્ષાન્યોક્તિ ધીમે સાદે બોલાતી પણ નિદ્રા મેળવવા પ્રયાસ કરતા શેઠને કાને અથડાઇ, તેથી શેઠે વિચાર્યું કે--

( દોહરો. )

વર્ષા રતુ વિણ કોણને, દુ:ખિત કરે વરસાદ?
નિ:સંશય મુજ દ્વાર કોઇ દુ:ખિત કરે વર[6] સાદ.[7]

જગજન માટે જીગરથી જહેમત ઉઠાવતા શેઠે બારીમાંથી ડોકિયું કરી બોલનારને બોલાવ્યો. વંશુમાને નીચેથીજ સંક્ષેપમાં હકીકત કહી. સાંભળીને તુરતજ શેઠ ઉપરથી નીચે આવ્યા. નોકરોને બોલાવ્યા, અને બાળકને જન્મ આપનારી બૈરીને જોઇતાં સાધનો તૈયાર કરવા સખત તાકીદ આપી. અલ્પવારમાં અનુચરોએ સમગ્ર કાર્ય સંપૂર્ણ કર્યું, અને શેઠના હુકમથી એક ચાંદીના મોટા ખુમચામાં સુવાવડી સ્ત્રીને જમાડી શકાય તેવો શીરો તથા પુરી. તળેલો ગુંદર અને કંઇક ઔષધિઓ વગેરે ભરી ઉપર એક સુંદર રૂમાલ ઢાંકી બળતું ફાનસ હાથમાં લેઇ, આવેલાને ઉતારે પહોંચાડવા એક નોકર વંશુમાન સાથે રવાના થયો.

---

* વર્ષાન્યોક્તી. ૧ વાદળાં. ૨ જોઈ. ૩ ઝાડ. ૪ નાશ કરે. ૫ માગનારની ઇચ્છા પૂર્ણ કરનાર. ૬ મ્હોટો. ૭ અવાજ.

( હિંડી. )

અહ લક્ષ શેઠ દુત મદમાતો, ચાલ્યો સંગ નથી ક્રમ હર્ષ માતો;
ભિનશે વદતો વંશુમાન શરમાતો, થયું આશ્ચર્ય અદ્દભુત માર્ગમાં તો.

મદમસ્ત નોકરે રસ્તામાં જતાં જતાં વંશુમાનને કહ્યું—

( ગીતિ. )

નથી હું નોકર તારો, વૃથા શ્રમિત કરે છે હજુ દુર ઉતારો;
વંશુમાન-બોલે આપ ઉતારો, પધારો ભાઇ ન વાત વિસ્તારો.

**નોકર**—"વાહ બનાવટ તો ખાસી જાણે છે. ભોજન તો માગ્યું મળ્યું પણ આ ચાંદીનો ખુમચો એ રૂમાલ સાથે ગેબ કરવા ઇચ્છા થઈ છે કે શું?"
**વંશુમાન**—"ભાઈ, આપ એવા તર્ક વિતર્કમાં ના તણાઓ. એ ખુમચો મ્હારા હાથમાં લાવો, હું ઉઠાવી લઉં, તેથી આપનો શ્રમ ઓછો થશે. કદી આપને પધારવાને ઈચ્છા હોય તોપણ ખુશીથી આપ ફાનસ લઇને જાઓ. મેં મ્હારો ઉતારો જોયો છે, અને આપ આ ખુમચા માટે બીલકુલ બેદરકાર રહો. હું પરમેશ્વરના સોગન લેઇને કહુંછું કે સ્હવારે સૂર્યોદય થતાં પહેલાં એ બંન્ને વસ્તુઓ તમને પહોંચતી કરી જઈશ." નોકર ગમતું થયું માની થાળ સોંપી ચાલ્યો ગયો. વંશુમાને અત્યાનંદે પોતાની પડી રહેલી પત્નિ તરફ ગમન કર્યું. ત્વરાથી તે સ્થાને આવી પહોંચ્યો, પરંતુ અટકયો. કારણકે આ નવા થતા મકાનના પાંચ સાતે દરવાજા સરખા હતા. પોતાની સ્ત્રી કયા દ્વારમાં જતાં પ્રાપ્ત થશે તે વંશુમાન જાણતો નહોતો. વળી ચાલવાથી ને ખુમચો ઉપાડવાથી શરીર પણ થાકી ગયું હતું તેથી એકદ્વાર પાસે પડી રહેલા પથરાઓ ઉપર પોતાનો જમણો પગ ટેકવી થાળવાળા હાથની કોણી જમણા પગના જાન્હુપર મુકી વિશ્રાન્તિ લેતો બોલ્યો—

(ગીતિ.)

વધો હર્ષથી વ્હાલી, છે? કયાં છે? કયાં છે? ક્યાં છે? ક્યાં છે?

અકસ્માત્ એક કુતરાનું ટોળું દોડતું તે રસ્તેથી જતું હતું. તે વંશુમાનનો થતો પોકાર સાંભળી સ્ત્રી અંદરથી જવાબ આપે તે પહેલાં વંશુમાનનો ડાબો પૃથ્વી પર રહેલો પગ કુતરાં સાથે અથડાવાથી જમીન પરથી ખસી ગયો, અને થાળ હાથમાંથી પૃથ્વીપર અંધારામાં પડી ગયો. સઘળાં કુતરાં ભોજનમાં ભળ્યાં. વંશુમાન બેબાકળો થઇ—

અચણુચ પડતાં થાળી, છે? કયાં છે? કયાં છે? ક્યાં છે? ક્યાં છે?

કહી, ઉડી ગએલું ભોજન મેળવવા ફાંફાં મારવા લાગ્યો. શ્વાનનું સબળ ટોળું સમાપ્તિ કરવામાં શિથિલ નહોતું. આખરે રેત સાથે મળી ગએલો શીરો વંશુમાનની એક મુઠીમાં આવ્યો. કુતરાં ચાલ્યાં ગયાં. થાળ ને રૂમાલ હાથમાં લેઇ લીધો. અને અંધારાં આવતી આંખે એકલો.-

(છંદ.)[1]

અરરરરરર આ શી વ્યાસ દુઃખી તન ઉદાશી,
ધરરરરરર રોઇ જોઇ, રહો તે વિમાશી.
ચરરરરરર દાઝયું કાળજું હર્ષ નાશી.
થરરરરરર કંપ્યો સત્ય વિપત્તી પ્રકાશી.

(લાવણી.)[2]

હવે શું થાશે? નહિં રહેવાશે, અસહ્ય પ્રયાસે ન ગયો ત્રાસે
વિપરીત ભાસે, યત્નો નાશે, દેખું દુઃખમય ચોપાસે.
અંદર પગ દેતાં ડર લાગે, જઉં શી? આશે પ્રિય પાસે,
વહી નિશ્વાસે, વ્હાલી વ્હાશે, અશન[3] કુરયો બેઉ પાસે.[4]

શનૈઃ શનૈઃ સજળ નેત્રે સદનમાં સુંદરી સમિપે સભય સ્વામી સંચર્યો.

**સ્ત્રી**—"નાથ મળ્યું કાંઇ ખાવાનું?"

**વંશુમાન**—"વ્હાલી, એક પરોપકારી પેહેરેગીરની પ્રેરણાથી ઉદાર વણિક ગૃહસ્થને ત્યાંથી વખાણુ પાત્ર ભોજન પ્રાપ્ત કર્યું હતું. અહીં આવતાં દ્વાર પાસે હું આવ્યો. પણ શ્વાનોએ સત્યાનાશ કાઢયું. નિશાનીરૂપ આ હાથમાં ભોજન છે. થાળ ખાલી છે." પતિનાં આવાં ગળગળાં અને દીન વચનો સાંભળી, સતી શરીરમાં રહેલું ક્ષત્રિ લોહી ઉછળી નીકળ્યું. ક્ષત્રાણી ખરા શૌર્યમાં આવી, અને કહી રહી-

( ગીતિ )

સતી કહે શું કરવું, ડરવું શે ઉતરવું દુઃખ ધરવું,
(રાજા) સતી કહે શું કરવું, ડરવું શે ઉતરવું, દુઃખ ધરવું.

**સ્ત્રી**— (છંદ)[5]

રહો શાંત ધરી પ્રિય કાન્ત આ કલ્પાંત મનથી પર હરી,
તત્કાળ લ્યો સંભાળ, પતિ શીદ રહેમ બાળક પર હરી.
આધીન વશ એકીન રહી હું દીન વચન ઉપર હરી.
થઇ શાંત ગઇ ક્ષુત ભ્રાંત ધર શ્રીકાંત કર શિર પર હરી.

---

૧. 'માલિની' જેવો. ૨. 'લંગડી' ના જેવો. ૩. ખાવાનું. ૪ બંધન.
૫ 'હરિગીત'...ના જેવો.

સમય વીતી જવાથી, અને પતિનો કરેલ યત્ન નિષ્ફળ થવાથી સ્ત્રીની ભૂખની વ્યથા શાંત થઇ ગઇ હતી. વારે વારે પતિને નિર્ધાસ્ત રહેવા દિલાસા યુક્ત વાક્યો કહે જતી હતી. બાળક હજી ભૂમિપર પડી રહ્યો હતો તેને સ્ત્રીએ ઉઠાવી લેવા પતિને કહ્યું. તરતનું જન્મેલું અને નાલિકા છેદન પણ નહિં કરાએલું બચ્ચું વંશુમાને પોતાના વસ્ત્રમાં સુવાડયું, અને સ્ત્રી યજ્ઞ નારાયણ ભગવાનનું આપેલું વચન સ્મરી સ્તુતિ કરવા લાગી.

( માઢ ).

કર સાહીને દાસી નિભાવો, બચાવો, આવો. ધાવો નાથ,
યજ્ઞે પધારી કહ્યું દુઃખ હારી, "નિવારીશ આર્ત હું નાર,"
એ વચન પાળો ને ટાળો ઉપાધી, વ્હાર કરો શ્રી મોરાર.— કર૦ ૧
ચીર પૂર્યા પાંચાળીનાં સભામાં, કીધી ગજેંદ્રની વ્હાર.
પ્રલ્હાદ સ્થંભે પ્રગટી બચાવ્યો, શીબીનો વેગે જઈ કર સાહ્યો,
હાર દઇ નરસીંહ છોડાવ્યો, અરજુન પણ રાખ્યું દ્વિજબાળ લાવ્યો,
તેમ સંભાળી વચન તમારૂં, પધારો લગાડો ન વાર.— કર૦ ૨
સંપતી ગઇ સંતતી મળી, પડયા ન દુઃખ નિધિપાર,
વચન દઇ વીસરી ગયા, શું? શ્રી જગ સરકાર. — કર૦ ૩
દાસને દુ;ખ દઈ દર્શાવતાં કંચનની હું કરૂં છું કસોટી,
ત્રિશંકુ સુત, સગાળશાને, બળી, મયુરધ્વજની વાત શું ખોટી?
બોર ને ભાજી તાંદુલની વાત વિચારી રહી આશ અંતર મોટી,
એકજ સુખ રહ્યું તુજ સાથે છે રંગ સમાન કહે કૃતિ કોટી.—કર૦ ૪

સ્ત્રીના સ્તવનને સ્વીકારી પરમાત્માએ કરૂણા વધારી, છેક સ્હવાર થઇ ગયું. સૂર્યોદય થતાં આપેલા વચન પ્રમાણે થાળને રૂમાલ પહોંચાડવા વંશુમાન બહાર નીકળ્યો. ખુલ્લે ખાંડે દોડતા ઘોડે સ્વારોની પાછળ સુશોભિત ગાડીમાં બેઠેલા તે નગરના નરેશ ત્યાંથી નીકળ્યા. વંશુમાન જોવા ઉભા રહ્યા. રાજાની ગાડી નજીકમાં આવી. પ્રભુ કૃપાયે તે રાજાએ વંશુમાનને ઓળખ્યા. ગાડીમાંથી નીચે ઉતરી, વંશુમાનના ચરણમાં તે રાજાએ પ્રણામ કર્યા. વંશુમાન નમ્રનામથી અજાણ્યો હોઇ આ રાજાને ઓળખી શકયો નહિં પણ મળતાં બરાબર ઓળખાણ પડી. બંન્ને મામા ફોઇના પુત્રો એક બીજાને ભેટયા. કુશળ સમાચાર કહ્યા. અને તરતજ દરબારમાં જઇ, અનેક દાસીઓ સાથે સુવર્ણ રથ મોકલી વંશુમાનની રાણીને મધ્ય નિશાએ જન્મેલા બાળક સમેત અંતઃપુરમાં પધરાવી લીધાં. વંશુમાન પણ ત્યાં રહી સુખે દીવસ નિર્ગમન કરવા લાગ્યો અને અંતે મ્હોટું સૈન્ય એકઠું કરી ગત રાજ્યને પુનઃ પ્રાપ્ત કર્યું. અસ્તુ.

## સારાંશ.

ગુરૂ એ કેશરીને સ્હમજાવ્યું—

"વીર અભયાત્મજ કેશરી! સમજ્યો વંશુમાનની આ અદ્‌ભુત આખ્યાયિકા? સર્વ મુમુક્ષુઓએ આવી રીતે કરણ્યોગયુક્ત, બનવું જોઇએ. યજ્ઞએ હોતા, ઉદ્‌ગાતા, અદ્‌વર્યુ અને ઋત્વિજ એ ચતુરની આવશ્યકતા ધરાવે છે તેમ અંતઃકરણ ચતુષ્ટય તદ્રુપ બનાવી, કર્મોપાસના રૂપ ઉભય મંથન કાર્યોનું પરસ્પર ઘર્ષણ કરી જ્ઞાનાગ્નિ ઉદ્‌ભવાવી દશેંદ્રિયો રૂપ દશ પ્રકાર સમિધો સમેત, વિષય વૃત્તિ રૂપ હુત્ દ્રવ્યને હોમી યજ્ઞ નારાયણ પ્રભુ રૂપ સ્વાત્મ સાક્ષાત્કાર શીઘ્ર ગતિથી કરવો જોઇએ તો મદોન્મત્ત મન, અકર્મ, સુકર્મ સ્હમજી વિકર્મે વશીભુત થતાં વિકટ વિપદ્ સ્વશીર્ષે વહોરી લઈ દુઃખારણ્યમાં દિન પ્રતિદીન દુર્દશામાં દોરાઇ અંતે સુબુદ્ધિ રૂપ સતિથી અડગ શ્રદ્ધારૂપ પુત્ર પ્રાપ્ત કરી, ગુમાવેલું પરમપદ રૂપ સ્વરાજ્ય પુનઃ પ્રાપ્ત કરી શકે છે."

(૬)

અહીં તહી ડોલી શીદ? દીન બોલી[૧] બોલી[૨] રહે,
પેટ રૂપ મોટી હોળી, ત્હને ન સંતાપશે;
ગરભમાં આપી શ્વાસ પાળ્યો દશ માસ રાખ.
તેની આશા દાસ ગણી, દુઃખ સહુ કાપશે;
દયા કરી દીધા દાંત, તેજ ચાવવા દે ભ્રાંત.
તજી રહો શાંત, હાથ શીર્ષ પરે સ્થાપશે;
જ્ઞાતને અજ્ઞાતને પ્રભાતમાં આપે છે ભાત,
'અમૃત' શું રાત વીતે ત્હને નહિં આપશે?

(૭)

માન[૩] મુકી દેશો તો ન માન[૪] મૂકી દેશે ત્હને,
વિભુતિને[૫] જાણી વિભૂતિને[૬] અંગે ધારીલે;
ભગ[૭] તજી દઇને રહે ભગતજી[૮] થઇને,
ગુસ્સા ઈર્ષા વિનાનો ગુસાંઈ વિચારીલે.
ભૂદેવ ન ઠરે શંભુ દેવ ન ઠરે જો નિજ,
નબી[૯] તે કહીએ ન બી[૧૦] કર્મ ન સ્વિકારીલે;
યોગી ન થવાય વિયોગી માયાથી થયાવિના,
'અમૃત' આશને માર આસન ન મારીલે.

---

૧ વાણી. ૨ બોલવું. ૩ ગર્વ. ૪ સ્હમજ. ૫ જગ પદાર્થ. ૬ ભસ્મ. ૭ કામવાસના. ૮ ભક્ત. ૯ ઓલિયા, ફકીર. ૧૦ બીજ.

( ૮ )

બાળપણું ખ્યાલમાં ખુશાલી હાલ લાલ બન્યા,
પુન્યની ન ચાલ, ખાવું ખેલવુંજ ભાવે છે;
ગઈ તરૂણાઇ, તોયે બન્યું નહિં કાંઇ,
જરા[1] આવીને ભરાઇ, ત્યારે બહુ ગભરાવે છે,
લેવાય ન અન્ન જળ, શરીર કંપે સકળ;
અકળ[2] ન વાત અબળ બળીઉ[3] બનાવે છે.
માન અભિમાની પ્રાણી અજાણી ન વાત પાણી;
પ્રવાહ શી 'અમૃત' યુવાની કાં વીતાવે છે?

( ૯ )

નિશદીન શીશ ફરી રહ્યો યમ જેવો અરી,[4]
માટે તેથી ડરી પહેલેથીજ કરી વાળને ?
જગમાંહિ પ્રીતિ જોડી છળ ભરી દેતે છોડી,
બંધનોને તોડી મ્હોડી ચિત્તે લે ગોપાળને;
ચલાચલી[5] વેળ[6] માંહે ભેળ ઉર ભક્તિમાંહે,
ઉકેલ અંતરમાં રહેલ બદ ખ્યાલને[7] ;
જીંદગાની કેટલી ? રહેવાની ? અભિમાની ? માની.
'અમૃત' તું ભાઇ પાણી પહેલી બાંધ પાળને ?

( ૧૦ )

યમનું રીસાવું કાચા કુલ કરમાવું ખોળીયાનું,
બદલાવું સંધુ[8] સંગે સંગે થાવું છે;
આગળ ન અહાતું સ્થાન મળશે મુઝાવું,
પડશેજ પસ્તાવું સંગે હશે તેજ ખાવું છે.
માને તો મનાવું ત્હને સાચું સ્હમજાવું ભાતુ,
ખૂબ ભરી જાવું મ્હાવું, અંતે જેહ ચાવું[9] છે;
કશું નથી થાવું આવે મૃત્યુનું એલાવું[10] કાંઇ,
'અમૃત' કમાવું ન તો ખાલી હાથે જાવું છે.

( સાખી. )

સૂજ્ઞ શ્રોતા ને વ્હાલા વાંચકવૃંદ, તન જન ધન સૂખ પામો,
'કૃષ્ણ' કૃપાથી પ્રેમી જનનો, જગમાં મસ જશ જામો;
બાંહ્ય ધરી બળતાથી બચાવો, "બિરદ પાળ બહુ નામી,"
'અમૃત' વ્હાલ ધરી વદીએ સૌ "જય જય સીતા સ્વામી."

---

૧ વૃદ્ધાવસ્થા. ૨ અજાણી. ૩ બળવાન. ૪ શત્રુ. ૫ નાસાનાસી. ૬ વખત. ૭ ખરાબ વિચાર. ૮ બધું. ૯ યોગ્ય. ૧૦ તેડું.

શ્રી ગર્વગંજન ગોવિંદાય નમઃ




( કેદાર. )

મનમેલા ઘેલા થઇ ફરતા તરતા માયા જળમાંરે,
વર્તમાનતે ભૂતમાં ભળશે પામર એકજ પળમાંરે;
સ્વકર્મ સ્વલ્પ ન સ્વહ્રદે ધારે ? બાજીશ[1] બાજી જીતીહારે,
મૂરખ કાં.? મનને નવ મારે, મોહી રહીને મળમાંરે.—મન મેલા૦ ૧
મસ્ત માની શીદ મૂછો મરડે, ભાન વગર જીભે શું બરડે;
કાળ વ્યાળ કાયા એ કરડે, તરફડી પડવું તળમાંરે— મન૦ ૨
ચામ શ્વાનની ચાટને ચાટયો, ફુલી ફરે કાં ફોકટ ફાટયો;
દુષ્ટ હવે તું રહેને દાટયો, વિષયની વાટે વળમાંરે— મન૦ ૩
તૃષ્ણા ત્હારી તીણી, ઉરના ઉરને ભેદી જાતી;
છેદ પડેલી છેકજ છાતી, કાળા પંથે પળમાંરે— મન૦ ૪
હાય ! હરામ વૃત્તિ હરે હણીએ, ગીરધારી ગુણ ગણને ગણીએ;
ભૂલ્યા ત્યાંથી ફરીને ભણીએ, આભ ન લઇએ ઉદળમાંરેર[2]—મન૦ ૫
કૃષ્ણ કથા સાંભળીએ કાને, સંત સેવા ને તજીએ શાને ?
સમજીએ સત્ય શાસ્ત્રની સાને, કરણી વરણી કળમાંરે— મન૦ ૬
જુઠું શીદ ગણી લઇએ સાચું, કેશવ કીર્તન વિણ સહુ કાચું;
જમડા ભાંગશે ત્હારૂં ડાચું, છકી ગયો જો છળમાંરે— મન૦ ૭
શાણા થઇ સંતોષી રહીએ, ચત્રભુજ ચરણોને ચહીએ;
માળા મોહનવરની ગ્રહીએ, પંકાઇએ પ્રબળમાંરે— મન૦ ૮
નારાયણ નરસીંહને નમીએ, રમાપતિ કે રામથા રમીએ;
દુઃખ કર જગ દુષ્ટાંને દમીએ, 'અમૃત' અંબુ[3] અનળમાંરે—મન૦ ૯

( સાખી. )

અજન્માઆત્મજને[4] અભિવંદી, ઘનપ્રિયારૂઢા[5] મનાવું;
'અમૃત' આરંભીત અબ્ધિના,[6] ત્વરાએ તીરે[7] જાવું,

---

૧ મૂર્ખ. ૨ બાથમાં. ૩ પાણી. ૪ ગણપતી. ૫ મયુરવાહિની સરસ્વતી.
૬ સાગર. ૭ કિનારે.

( સારંગ. )

**આળ**[1] અચળ[2] જીવન **સમજાતું**,[3] **રહે** અંજળી જળ **સમજાતું**;[4]
જો તપાસી ઉપર-ખાતું, નથી આખર આપ રખાતું,
ભુલો મનમોહ પર-ખાતું, પરપોટા સમું પરખાતું;
જરૂર એ જાતું નથી પકડાતું— **રહે** અંજળી૦ ૧
રોકીલે ચિત્ત લોભાતું, નવ સ્થળ વિણુ જળે ઉભાતુ;
લે સંગે પ્રવાસે ભાતું, શીદ દુઃસહ દુઃખે દુભાતું ?
ખરે ન કળાતું અંતે અકળા-તું— રહે અંજળી૦ ૨
કરે મ્હારૂં મ્હારૂં વ્યથાતું, મરે આખરે સહી વ્યથાતું;
નવ ધાર્યું ત્હારૂં થાતું, વિપરીત પરિણામ કથાતું,
ભાઈ શરમાં-તું, વિસરમાં તું— રહે અંજળી૦ ૩
આવે જવ મરણુ છુપાતું, નવ કોથી એ ક્રુર કપાતું;
જેનું તેને અરપાતું, તો સ્થિર વર પદમાં સ્થપાતું,
અમર થાતું ' **અમૃત** ' પી આ તું— **રહે** અંજળી૦ ૪



પાણીના ચાલતા પ્રવાહની પેઠે મનુષ્યનું આયુષ્ય ચાલ્યું જાય છે. વિશ્વ બગીચામાં ખીલેલા ફુલ જેવું આ માનવ તન કાળના કરાળ તાપે કરમાયા વગર રહેશે નહિં. મનુષ્યની જીંદગીરૂપ પ્યાલો, કાળે મોઢે માંડી પીવા માંડયો છે તે કદી ફૂટયા વગર રહેશે નહિં. દીવસ રાત્ર રૂપ રાક્ષસી જોડું આયુ આમિષને[6] ભક્ષણ કરતાં અંત લાવી દે છે. વિવિધ વિચાર વિહંગોએ[7] આ જીવન ક્ષેત્રમાં ઉત્પન્ન થએલ આયુષ્યરૂપ દાણાને ચણવા માંડયા છે તે જરૂર ચોકખું ચટ કરી દેશે.

**દ્રષ્ટાંત**—એક ન્હાના ગામડામાં એકલો વ્યાપારી વસતો હતો. માલ વેચવા ખરીદવામાં બીજું કોઇ અડચણ રૂપ ન હોવાથી ધાર્યો લાભ મેળવતો. નાત અને સગાં સંબંધીથી રહિત પણ પુરતા પૈસા પ્રાપ્ત થતા હોવાથી તેને અહીં એકલા રહેવું મનગમતું હતું. વખતો વખત વિચારતો હતો કે સ્વજન સમૂહમાં રહેવાથી પગલે પગલે સંતાપ સહન કરવો પડે. અહીં એકાંતમાં આનંદે જીવન વ્યતિત કરાય છે. પણ એ વિચાર થોડે વરસે ફેરવવો પડયો. એ વ્યાપારીને ત્યાં એક પુત્રિ જન્મી જેમ જેમ કન્યા મોટી થતી જતી હતી, તેમ તેમ તે ગૃહસ્થને અહીં એકલું રહેવું અળ-

૧ જનારૂં. ૨ સ્થિર. ૩ જણાતું. ૪ વ્હેતું. ૫ જીંદગી. ૬ માંસ. ૭ પક્ષી.

ખામણું લાગતું હતું. "નાતે મરવું અને નાતે તરવું" એ ન્યાયે બિચારા શાને અત્યારે જ્ઞાતિની જરૂર પડી. વેગવંત વખત વીતી જતાં કન્યા કન્યાકાળની મર્યાદાને ઉલ્લંઘન કરવાની ઉમ્મરે પહોંચી અતિશય ગભરાયેલો ગૃહસ્થ પોતાની સ્ત્રીને દુકાનનું કાર્ય સોંપી પોતે પુત્રિ લાયક પતિ શોધવા નીકળી પડયો. ફરતાં ફરતાં પંદરેક દીવસ ગયા. પણ વર હોય તો ઘર સારૂં ન હોય, ને ઘર હોય તો વર સારો ન હોય. તેથી કોઇ જગાએ નાખી નજર પહોંચતી નહોતી. અંતે પોતે વસતો હતો તેવા એક ન્હાના ગામડામાં આવી ચડયો કે જ્યાં એકજ વ્યાપારી અને તેને છોકરો પણ એકજ હતો. તેને ત્યાં આ કન્યાનો પિતા મિજમાન થયો. જમતી વખતે ઘરની સ્થિતિ અને તેના પુત્રની ચાલાકી જોઇ લીધી. ઘર અને વર બંન્ને બરાબર હૃદયમાં ઠસ્યાં. સાયંકાળ થતા પહેલાં બંન્ને ગૃહસ્થો એકાંતમાં બેસી એક બીજાના વિચાર જણાવા લાગ્યા પહેલાં તો પુત્રનો પિતા, આ અજાણ્યા અતિથીના આગમન–રોકાણ અને પરાણે સ્નેહ દર્શાવતા કાર્યથી ગભરાટમાં પડયો હતો, પણ પછી એ વાતનો ખુલાસો થયો.

**કન્યાનો પિતા**—"શેઠજી, તમે તમારા છોકરાનું સગપણ કર્યું છે?"

**પુત્રનો પિતા**—"અરે ભાઇ શું કહો છો, અહીં એકલે ઘેરે રહેવું શું જ્ઞાતિનો સમુદાય છે? પુત્રને પરણાવવાની મ્હને ઘણી ઉમેદ છે પણ કન્યા કયાં શોધવી? એ ચિંતામાંજ છું.

**ક૦ પિ૦**—"ત્યારે જો આપને અડચણ ન હોયતો મ્હારી કન્યા લગભગ બાર વર્ષની બાળોચિત કેળવણીથી કેળવાએલી છે. તે પરાઇ કરવા માટે મ્હારો આ પ્રયાસ છે. તેને આપ આપની પુત્રવધુ તરીકે સ્વીકારશો?" પુત્રનો પિતા આ શબ્દોથી અત્યંત રાજી થયો. અને "આપની મરજી જુઓ સંબંધનાં કાર્ય પૂરતા વિચારને અંતે કરવાં એ રીતિ છે. માટે આ મ્હારે ત્યાં બે દીવસ રોકાઓ–અમારા ઘરની સ્થતિ, અમારા સ્વભાવ, અને મ્હારા પુત્રની યોગ્ય પરીક્ષા કરી જુઓ, પછી આપને ગમે તેમ કરવા આપ સ્વતંત્ર છો." એમ બોલી, મનમાં ઇશ્વરનો આભાર માનવા લાગ્યો. સંધ્યા કાળે બંન્ને સાથે ઘેર જમવા ગયા. આ મિજમાન ઓળખાણવાળો નહોતો એટલે સ્ત્રીએ તો ઘરમાં હમેશ થતું ખાનપાન તૈયાર કર્યું હતું. બંન્ને ભોજન કરી રહેવા આવ્યા. દૂધ આપવાનો સમય થયો. સ્ત્રીએ નિયમ પ્રમાણે દૂધનાં પાત્રો ભર્યાં. આવનાર "કન્યા આપવા આવ્યો છે" એ ખબર પુરૂષને હતી, સ્ત્રીને નહોતી. તેથી પુત્રિ આપનાર વધારે દુધ ખાઇ જાય તો નુકશાન જેવું નથી.

એમ માની પોતાની સ્ત્રીને ઘરધણીએ વધારે દૂધ આપવા કહ્યું. દુઝણાં વાળી સ્ત્રીઓનો પ્યાર દૂધ ઉપર વિશેષ હોય છે એટલે તેણી અનુમાને છે કે વધારે પીરશું તો ખાનારા ખાઇ જશે. અને થોડું આપશું તો સવારે માખણુ વધારે ઉતરશે. તેથી બિચારીએ મેમાનના વાસણમાં થોડું દૂધ વધારે નાખ્યું. વખતો વખત કહેતાં ન સ્હમજતી સ્ત્રીને પુરૂષે ક્રોધમાં આવી કહ્યું "વધારે નાખને?" સ્ત્રીએ નાખ્યું. પણ દેવીને પગથી શિખા પર્યંત ક્રોધ વ્યાપી ગયો. બંન્ને જમીને પાછા દુકાને ગયા. અને બે એક કલાક પછી ઘેર સુવાને માટે આવ્યા. સ્ત્રી ઘરમાં રોષમાં બળતી બેઠી હતી. પોતાના એકના એક છોકરાને જમાડી સુવાડી દીધો હતો. પોતે જમી નહોતી. તેમ જમવાનીએ નહોતી. મેમાન સાંભળે તેમ પતિએ પોતાને હલકી પાડેલી તે ગુસ્સો તેના મગજમાંથી દૂર થયો નહોતો પતિએ આવી બીછાના માટે ગોઠવણ કરવા કહ્યું.–મેમાનને પરસાળમાં અને પોતાને સુવાનો ખાટલો બહાર ચોકઠામાં નંખાવ્યો. થોડીવારમાં બંન્ને સુઈ ગયા. અંદરથી કમાડ બંધ કરી બારણાની પાસેજ તે બળેલી વૈરી બેઠી હતી. પરસાળમાં સૂતેલા મેમાન નિદ્રાવશ થઇ જાય કે બહાર ચોકઠામાં સૂતેલા પતિને ક્રોધ ભર્યા બે શબ્દો કહી જવાની તેની પ્રબળ ઇચ્છા હતી. તેથી મેમાન નિદ્રાધિન થવાની તે રાહ જોતી હતી. એકાએક અંદરના ઘરમાં બિલાડીએ વાસણ ખખડાવ્યાં. તે જોવા સ્ત્રી ઘરમાં દોડી અને પરસાળમાં સૂતેલા મેમાનને ઉંઘ ન આવવાથી ચોકઠામાં સુવા દેવા ઘરધણી પાસે વિનંતિ કરી. કન્યા આપવા આવનારની દરેક ઇચ્છા પરિપૂર્ણ કરવાની જીજ્ઞાસાએ પેલાએ સ્થાનની અદલા બદલી કરી. જે ઘરમાં ગએલી સ્ત્રી જાણતી નહોતી તે તો પાછી આવી મૂળ પોતાને સ્થાને બેસી પરસાળમાં સુતેલાને નિદ્રાવશ થવાની રાહ જોવા લાગી બંને ઉંઘી ગયા. ઘસઘસાટ નસકોરાના અવાજે સ્ત્રીએ જાણ્યું. આસ્તેથી કમાડ ખોલી બહાર નીકળી લાગલીજ ચોકઠામાં સૂતેલાના મસ્તક પાસે આવી ઉભી રહી. અહીં મેમાન સૂતેલો હતો તે વાત તેણી જાણતી નહોતી. તેમ પતિના ઉપર પોતાનો દાબ પણ કંઇ ઓછો નહોતો. તેથી તેમણે પોતાના કરેલા અપમાનના બદલામાં સજા મેળવવી જોઇએ. એ વિચારે કોપિત કામાએ સૂતેલાના ઓઢેલા વસ્ત્ર નીચે મસ્તક તરફથી બે હાથ ઘાલ્યા. એ ગૃહસ્થની જ્ઞાતિમાં મૂછોના વાળ મોટા રાખવાનો ચાલ હતો. જેવા પતિના વાળ હતા તેવા મેમાનના હતા. અંદર હાથ નાખતાં બંન્ને તરફની મૂછોજ હાથમાં આવી બોલાવવાને જગાડવા એ ખટપટ કરતાં આ રસ્તો સ્ત્રીને ઠીક લાગ્યો.

તેથી પોતાના બંન્ને હાથની બંન્ને આંગળીઓએ વાળને વળ ચઢાવી ખેંચવા લાગી. બે ચાર આંચકા લાગતાંજ સૂતેલો જાગી ગયો. "અહીં કાંઇ ભૂત પિશાચ થતું હશે" એમ માની ગભરાયો. સજા કરતાં સૂતેલો બોલતો નથી. તેથી સ્ત્રીએ ખુલ્લા શબ્દોમાં કહ્યું " મેમાનને બધું દૂધ પાઇ દીધું ? તે દૂધ મફત આવે છે ? " એમ કહી, વારે વારે પેલા વાળોને આંચકા મારવા લાગી. મેમાન એ દૂધની મોકાણ જાણી ગયો. તેથી હાથ જોડીને બોલ્યો " માતાજી ! હું તો મેમાન છું. " શરમાયલી સ્ત્રી વાળ છોડી, તરત ઘરમાં દોડી ગઇ. ગુન્હેગાર પતિને બદલે મેમાનપર આ જુલમ કર્યો, તેને માટે પસ્તાવા લાગી. વાળ ખેંચવાથી ગાલ પર લોહી ફુટી નીકળેલું તેથી મેમાન નિદ્રા લેઇ શકયો નહિં ઘરધણી આ વાત જાણતો નહોતો. "દૂધ માટે જેણે મ્હારી આવી દશા કરી, તે દીકરીને શું સુખ આપવાની હતી?" એમ સમજી મેમાને મૂળ વાત મુલતવી રાખી સ્હવારમાં પોતાનો રસ્તો પકડયો.

સમજવાનું એ છે કે એક પાશેર દૂધ માટે તે સ્ત્રીએ પોતાના પુત્રને મળતી કન્યા ગુમાવી. તેમ આપણે મનુષ્યોએ દુનિયાના નાશાત્મક વિષયોના ક્ષણભંગુર સુખની આશાએ પ્રભુપદ પ્રાપ્તિનો ઉત્તમોત્તમ લાભ ગુમાવી, ગમાર બનવું જોઇએ નહિં.

કૌરવ પાંડવોના અઢાર દિવસના સંગ્રામ બાદ પાંડુ પુત્ર પાંડવોએ હસ્તિનાપુરનું નિષ્કંટક રાજ્ય પ્રાપ્ત કર્યું, અને તેનું માન ભીમાર્જુનને ચારે તરફથી મળતું હતું. શત્રુવધનું કાર્ય સમાપ્ત થયું એટલે અવતાર ઉદ્દેશ પણ પરિપૂર્ણ થયો. એમ માની શ્રી કૃષ્ણચંદ્ર પરમાત્મા ઘણા દિવસથી દ્વારિકાં ત્યજી અહીં આવેલા તે તહીં પાછા જવા માટે ધર્મ, ભીમ, અર્જુનની ક્રમે ક્રમે રજા લેવા ગયા. પ્રથમ ધર્મ રાજાના દ્વારપર પધારી આતિથ્ય સ્વીકારી આસને બીરાજમાન થઈ, બોલ્યા—

( છંદ )[૧]

કહો ધર્મ હવે કર્મ થયું સર્વ પૂરૂં.
હજીએ કરૂં કાંઇ જો હોય અધુરૂં ?
ગયો નિત્યનો ભય મળી છે નિડરતા,
થઈ શાંન્તિ વિનેત્રનારે[૨] પુત્ર મરતાં.

મને દ્વારિકાં ત્યજી અહીં આવે બહુ દિવસો થયા છે. તમારૂં દુશ્મન

---

૧ ભૂજંગી ... ના જેવો. ૨ આંધળાના ( ધ્રુતરાષ્ટ્રના ).

નાશનું સઘળું કાર્ય સંપૂર્ણ થઇ ગયું છે. આ નિષ્કંટક હસ્તિનાપુરનું રાજ્ય તમે પુત્ર પૌત્રાદિક આશંકારહિત ભોગવવાને સમર્થ થયા છો.

**ધર્મ**—" નિષ્કામ કરૂણાસાગર કૃપાળુ, આ ભારત સંગ્રામ સમરને જીતવા સ્વપ્ને પણ ન ધારેલી વકી, નક્કી આપની કૃપાથી ફળીભૂત થઇ છે. આપ દયાળુએ અમારે માટે અંત્યંત શ્રમ લેઇ, અમને ચીર આભાર તળે રાખ્યા છે. આગીઆ કાચતળે રહેલું રૂ સહજમાં બળી જાય છે એ પ્રતાપ કાચનો નથી, પણ સૂર્યનો છે. તેમ અમે વિજયી બની આ હસ્તિનાપુરની ગાદી હમેશને માટે પ્રાપ્ત કરી રહ્યા છીએ, તે અમારી મહત્તા નથી પણ આપ પ્રભુની આંતરિક પ્રેરણાની ખુબી છે. આપ દ્વારિકાં પધારો તો પણ અમને આપના દાસાનુદાસ ગણી કાયમ ચરણ કમળમાં રાખશો એ મ્હારી સવિનય પ્રાર્થના છે." ધર્મનાં વચનથી ખુશી થઇ, માયા પતિ મનમોહન ધર્મને ભેટી, જુદા પડયા.

( સાખી. )

ધર્મરાયની રજા લઇને, આવ્યા પાર્થને[1] દ્વારે;
આસન આપી અંતર્યામીને, અનહદ મદ તનધારે.

કિરીટી[2] વર્તનને વર્તી ગએલા વિશ્વપતિ, હસીને વદ્યા—" સખા, અર્જુન, સ્મરણમાં છે કે બાર વર્ષનો વનવાસ? હતાં ત્યારે આવાં આસનો બેસવાને વનમાં? આ મહાલય, આ સામાનસાધન, આ ઉત્તમ વસ્ત્રાલંકાર, અને આ માથે ધરેલો જળ હળતો મુકુટ?"

**અર્જુન**—" નહોતું પણ અત્યારે છે. સ્વકર્મપરાયણ સ્વસુખથી કયારે વંચિત રહ્યા છે? શતક્રતુનું[3] અમરાવત્યાધિપપદ,[4] બલિનું રસાતળનું રાજ્ય, અને ચક્રવર્તિ રાજાનું સાર્વભૌમાધિપત્ય,[5] વિના કર્મે મળી શકયું છે? આ મહાભારતની યુદ્ધ રૂપ નદી, ભીષ્મ જેવા ભયંકર પ્રતિજ્ઞ, અને દ્રોણાચાર્ય જેવા દારૂણ યુદ્ધ કુશળ, બંન્ને મજબુત કાંઠાવાળી, જયદ્રથ જેવા જોરાવર જીવન[6]વાળી, ગાંધાર દેશ રાજકુમાર શકુની સદશ સુદઢ શિલાઓવાળી, કાર્ય કુશળ કૃપાચાર્ય રૂપ પ્રવાહવાળી, શત્રુ શલ્ય રૂપ, શલ્ય સરખા ઝુંડવાળી, કર્ણરૂપ કારીક્રૂરતા દર્શક આવેલા પૂરવાળી, ચિરંજીવી અશ્વત્થામા, વિજ્ઞાની વિકર્ણ રૂપ મદમત્ત મગરવાળી, અને દુરાત્મા

---

૧ અર્જુન, ૨ અર્જુન. ૩ ઇંદ્ર. ૪ અમરાપુરીનું આધિપત્ય. ૫ બધી પૃથ્વીનું આધિપત્ય. ૬ પાણી.

દુષ્ટ દુર્યોધન રૂપ વક્ર કૃતિ ગતિ યુક્ત વમળવાળી, ઉલ્લંઘન કરી અનાયાસે ઉતરી, આવ્યા, એ પણ શું સ્વસત્તાનું પરિણામ નથી?

( કલ્યાણ. )

છે મમ સમ કોઇ ધનુર્ધારી? જુઓ ત્રિભુવન ચાહે ખળારી—
જાણોછો કહું શું? ઉચ્ચારી— છે૦ ૧
ક્ષોણી એકાદશ દળ વનમાં, દાવાનલ ગાંડીવ ગમનમાં;
આ હસ્તે જુઓ અરિને ક્ષણમાં, હણ્યા સ્વહેતુ વિસારી— છે૦ ૨
કોટી યુક્તિ કૌરવે ચલાવી, લેશ શકયા નહિં તોયે ફાવી;
વિજય ઘોષ વિશ્વમાં ગજાવી, વિષમ વિપત્તિને વિદારી— છે૦ ૩
ગંધર્વોને નભથી પછાડયા, વ્યંડળ રૂપે અરિને નસાડયા;
સમરે શીવ સંતોષ પમાડયા, માનો એ મહત્તા મ્હારી— છે૦ ૪
ઇંદ્ર ભુવને ઉર્વશી ધિકકારી, મારૂતિએ સેવા સ્વીકારી;
મચ્છ વેધી લીધી દ્રુપદ કુમારી, સહુ નૃપ માન ઉતારી— છે૦ ૫
આદિ અંત તમે સંગી અમારા, શસ્ત્ર ધર્યા વિણ યુદ્ધ જોનારા;
બળવાનો બની ગયા બિચારા, એ પાર્થપાણ[1] બલિહારી— છે૦ ૬

કૃષ્ણ, અર્જુનનાં આ અભિમાનભર્યાં વાકયો શ્રવણ કરી નાખુશ થયા. મેળવવાને અશક્ત, મેળવ્યા પછી સશક્ત થએલો પ્રભુ મને પતિત પરખાયો, બનેવીની આવી બેખબરી બહાદુરી કુંજબિહારીને કંટક જેવી લાગી. ભ્રાતુની આવી ભભકભરી ભાટાઇ, ભગવાનને ભારે ભૂલ ભરેલી ભાસી. મિત્રની મૂર્ખતાએ મનમોહનને મૂઢતા મનાવી, પણ ભક્તની ભ્રમતામાં પડી, થતી ભૂલ ભૂલાવવા ભૂધરે, ભાવ ભર્યું ભાખ્યું. અને માન્યું કે—

( છંદ )

ગર્વ ધારે તે ગમાર, જેને સત્સંગે ન પ્રીતિ;
ગર્વ ધારે તે ગમાર, જેને હ્રદયે નવ નીતિ.
ગર્વ ધારે ગુણહીન, અધૂરા કર્મે રાચી,
ગર્વ ધારે રસહીન, નટુવા જેવો નાચી.
ગર્વ ધારતાં સૃષ્ટીમાં, શત્રુ બનતાં સર્વ છે;
'અમૃત' અધમાધમ ગણો, કીધો જેણે ગર્વ છે.

શ્રીકૃષ્ણે અર્જુનની ઉદ્ધતાઇ આગળ વધતી અટકાવી, દ્વારિકાં જવાને રજા માગી. અર્જુને પણ ખેંચતાણ વગર ખુશીથી રજા આપી.

---

૧ અરજુનના હાથ. ૨ 'છપ્પા'...ના જેવો.

( છંદ. )[1]

અતિ ખેદમય તર્ક હૃદયે સમાવ્યા,
પ્રભુ સત્વરે ભીમને દ્વાર આવ્યા;
વદી ભીમે અર્જુન બીલકુલ ભુલાવ્યા,
પ્રભુ 'ધન્ય ધન્ય' કહીને ત્યાંથી સીધાવ્યા.

ભીમના ભારે અભિમાની શબ્દોએ અર્જુનની ઉચ્છૃંખલતા ઓછી ઓળખાઇ, તેણે નાનપણથી કૌરવ પ્રત્યેનો પોતાનો દ્વેષ, સ્વર્ગમાંથી ઐરાવત ઉપાડી આવવાનું અમાનુષીકર્મ, બગાસુરનો વધ, રાજસૂય વખતે જરાસંધનો સંહાર, જીમૂતનો જીવનાશ, કૈચાઓનો કચરઘાણ, મહાભારતના મેદાનમાં નવતેરીનું રમવું, દુઃશાસનનું વક્ષસ્થલ વિદારવું, અને દુર્યોધનના અંગના કીધેલા બે ખંડ, ઇત્યાદી પરાક્રમ છટાદાર વાણીથી કૃષ્ણ પાસે વર્ણવી બતાવ્યું. પ્રભુ હોઠમાંજ હસતા વિચારી રહ્યા કે આ બંન્ને ભીમાર્જુનને પોતાના કર્મનું ગુમાન આવ્યું છે. નિમિત્ત માત્ર મ્હારા નિયત કરેલા શકટ તળેના શ્વાનની પેઠે શો બોજો વહી રહ્યા છે ! તુરતજ વૃકોદરપાસેથી પણ વિદાય માગી સહદેવ નિકુળના સદન તરફ સર્વ ભૂતાત્મા સંચર્યા. અભિમાનમાં અંધા થએલા મનુષ્ય રૂપે પશુઓ શું અનર્થો નથી નિપજાવતા ?

( ભજન. )[2]

કહું છું હું તે માની રે, પ્રભુજીને લે તું ભજી;
રહ્યું શું ગુમાની રે, હુંપદને દે તું તજી.
પાંચ તત્વ પિંડ માની પોતાનું પોષે રાત ને દીન,
સહજ પીડા પ્રગટે કાંઇ તો રોવે રાત ને દીન;
કુંચી તન તાળાની રે હાથે નથી આવી હજી— કહું છું. ૧

મકાન મોટાં આપ બનાવો, રીધ્ધિ સીધ્ધિવાળાં;
કામ કુશળકારીગરથી લઇ, રંગે રંગો રૂપાળાં,
ચીણગારી એક ન્હાની રે, બાળી દેશે રાખો સમજી— કહું છું. ૨

તેજુરી તર કરી ખજાના, પૂર ભર્યા છે દામે;
તશ્કર લુંટી લઇજાતાં તું, અસહ્ય વ્યથાને પામે,
એ વાત છે અજાણી રે, જાણી નથી બેટમજી— કહું છું. ૩

કુટુંબ બ્હોળું હોય પ્રસંગે ઉત્સવ કરીને હરખે;
પ્લેગ વેગમાં પૂર્ણ થઈ જતાં આંખે અશ્રુ વરસે,

૧ 'ભુજંગી'...જોવો. ૨ 'ધીરાના પદ'...જોવું.

ઔષધોને આણી રે, થાકે કે બને કરજી[1] — કહું છું. ૪
ભારે વિદ્યા ભણી ગણીને, પદે પદે થતો પાસ;
હામ દામ ઠામ હોય સઘળું, પણ અંતની શી આશ,
ગુમાવે યુવાની રે, ગાંડો થઇ ફરે ગરજી— કહું છું. ૫

સ્નેહી સંબંધી પુત્ર મિત્રને કલત્ર સર્વે નકામાં;
અંત વેળાએ કામ ન લાગે, જોતાં બેસી રહે સ્હામાં,
'અમૃત' એ નિશાની રે, આપી કરે નિત્ય અરજી— કહું છું. ૬

**સહદેવ નિકુળને** ઉદાસીમાં ઉતરેલા નિસ્તેજ ચ્હેરે જોઇ દીનબંધુ દામોદરે પૂછ્યું-" બંધુઓ, હસ્તિનાપુરનું નિષ્કંટક રાજ્ય પ્રાપ્ત થયા છતાં તમારી ઉદાસી કેમ અસ્ત થઇ નથી ? " વનમાં વિચરતાં વિપત્તિવશ છતાં તમારાં બંન્નેનાં મુખ સ્હવારનાં ખીલતાં કમળના જેવાં પ્રફુલ્લિત રહેતાં હતાં, અત્યારે સૂર્યોદયે સંકુચાતાં કુમુદ જેવાં કાં કળાય છે ? શીર છત્ર સ્વરૂપ ત્રણે લોકમાં વખણાતા ત્રણે ભાઇ, તમારા રક્ષક છે તેમ તમે બંન્ને પણ અસીમ વીરતા દર્શાવનારા પ્રબળ પ્રરાક્રમીછો. તેની આવી દીન દશા મને દુઃખકર દેખાય છે. " શ્રી હરિના સાન્ત્વન કરનારા શબ્દો સાંભળી, **સહદેવ નકુળનું** હૃદય ભરાઇ આવ્યું. ચપળ ચમકતી ચક્ષુઓમાં વિપત્તિદર્શક વારિનું વહન થવા માંડ્યું. સાહસ કરતે છતે પણ રૂંધાયલા કંઠમાંથી પ્રત્યુત્તર આપવા વચન નીકળી શક્યું નહિં. દયા સાગરને દયા આવી. બંન્નેને પોતાના હસ્તદ્વયે હૃદય સાથે લગાડ્યા. અંતર ઉપાધિથી બળતાને શ્યામ કમળ જેવા સ્વશરીરે ભેટાડ્યા, શીતળ કર્યા. ગળગળે સાદે ઉભય ઉચ્ચર્યા.

( ભજન )[2]

હાલ શું હાલ ગોપાલ કહીએ? બાલ શિરે દુઃખ ભારીરે— છે૦
ભાળ સંભાળ વહાલ ધરીને, આળથી લે ઉગારી રે— છે૦

તેર વરસ રહ્યા ભ્રાતુ સંગે, પડયાં દુઃખો તે સહ્યાં છે અંગે;
કાયરતા તજી રહ્યા ઉમંગે, અંતે મળી લાચારી રે— હાલ૦ ૧

કુરૂક્ષેત્રમાં વીર વર બનતાં, લડયા કદી નહિં પ્રાણને ગણતાં;
આજે અમયશ હાથે હણતા, બંને બંધુ અહંકારી રે— હાલ૦ ૨

કચેરીમાં કો વખતે જઇએ, નીચું મુખ કરી સાંભળી રહીએ;
સ્વ વર્ણને શુરવીર થઈ-એ, વદે વાક્ય વિસ્તારી રે-- હાલ૦ ૩

૧ દેવાદાર. ૨ 'ખમાચ'ની ઠુમરી ... ના જેવો.



અંગુલિએ ઓળખાવી અમને, કહે ન્હાના છે નથી કાંઇ ગમને;
ખાય સૂવે કે રમતા ભવને, શિશુ સરખા સંસ્કારી રે— હાલ૦ ૪
ભાઈનો યશ-યશ ગણીએ અમારો, ન્હાના છીએ ભલે ન્હાના ઉચ્ચારો;
માતુ ભિન્ન ગણી કાં ધિક્કારો, વદી રહીએ મન મારી રે— હાલ૦ ૫

ભગવાને તેમને અભય આપી, આંખનાં અશ્રુ લુછ્યાં, અને પ્રતિજ્ઞા લેઇ સ્પષ્ટ સમજાવ્યું કે હાલતો હું દ્વારિકાં જાઉં છું, પણ થોડી મુદતમાં પાછો અહીં આવી, ભીમાર્જુનના મદને હડાવી, તમારા બાહુબળનાં યશોગાન દિગંતમાં[1] ગજાવીશ. દુઃખમાં દીલગીર નહિં, અને સુખમાં શમતા રાખે તે મ્હને ગમતા છે." કહી પ્રભુએ બંન્નેનાં શીરે સ્વહસ્તો આશીર્વાદ સૂચક સ્થાપ્યા. ઉભય બંધુઓનું નમન સ્વીકારી અસુરારી આલયથી[2] અળગા થયા. સારથીએ તૈયાર રાખેલા રથમાં બિરાજમાન થઇ અનેક ગણોથી[3] વેષ્ટિત[4] દ્રુતગતિએ[5] દ્વારામતિમાં પધાર્યા. ભીમાર્જુનનું ગુમાન અને સહદેવ નિકુળની દીનતા બંન્નેયે કૃષ્ણ હૃદયને ભારી અસર કરી દીધી હતી. ગુમાનીઓને ગુમાન સાથે નષ્ટ કરવા પ્રભુ શક્તિ કુંઠિત[6] નહોતી. પણ—

(દોહરો).

ઉદક ન બોળે કાષ્ટને, ધારી પાળક પ્રીત;
આશ્રિતને સંભાળવા, એ સજ્જનની રીત.
જળપી જામે છે તરૂ, કાપે બનતું વ્હાણ;
તારે પણ બોળે નહિં, એ ઉત્તમ એંધાણ.

તેથી સ્વજનના મગજમાં ઉદ્ભવેલા ગુમાન રૂપ સર્પને, સમૂળો સંહારવા, સર્વોત્તમે સાંડસાને સજ્જ કરવા ધાર્યું. પ્રથમ મ્હોટા ભાઇ બળભદ્રની પાસે ગયા, અને એક પંથે બે કાર્ય સાધી લેવા વડીલ બંધુને વિજ્ઞપ્તિ કરી.

(પહાડી.)

લ્યો વાણી, દહું જાણી, અભિમાની, મેંમાની, નુકશાનીની નીશાની.
પાંડુ પુત્ર કીરીટ વૃકોદરે, અહંતા અંતર આણી,
ક્રૂર બન્યા મગરૂર ગર્વમાં, હાથે વ્હોરવા હાણી—લ્યો. ૧
લઘુભ્રાત સહદેવ નિકુળના, શીર્ષે એ ગાળ મુકાણી,
આપ્યું વચન હ્રદયહિત કરવાને, પોતાના છે પ્રમાણી—લ્યો. ૨

વળી વડીલબંધુ! આપને યાદ છે રામાવતારમાં કરેલી ભૂલ! અત્યારે ઉત્તમ

૧ દિશાઓના છેડા સુધી. ૨. મકાન. ૩. માણસો. ૪. ઘેરાઇ. ૫. જલદીથી. ૬ રોકાએલી.

પ્રસંગ હાથ આવ્યો છે. આપની ભૂલ સુધારવાનો પણ આ વખત છે અને ભીમાર્જુનને થયેલો ગર્વ પણ આ રસ્તે નાશ કરાય તેમ છે માટે આપ મ્હને મદદ કરો એટલે આપણે બંન્ને હસ્તિનાપુરમાં જઇ, એ બંન્ને અભિમાનના શિખર પર ચડેલાને પૃથ્વીપર પટકીએ અને પૃથ્વીપર રહેલા, અસહાય જેવા બનેલા, બંન્ને માદ્રી સુતને ઉન્નતિના સુખ શૈલ[1] શૃંગે[2] સ્થાપીએ.

**બળવીર**—કૃષ્ણ, ત્યારે તો એ મ્હોટા, ગુમાનને વશ થઇ ખોટા બન્યા છે, તમે એમને કહ્યું નહિં કે—

(છંદ.)[3]

ભૂલો ન પુત્ર સ્વતાતના વળી સત્ય રૂપ એ માતના,
તજ્યું દુધ સ્નેહ ગણાતના ભાગી[4] સહુ વીત્ત[5]જાતના[6].
કરતા હશે કદી વાતના ! દેખાડતા હોય હાથના,
* તોય ભ્રાતમાટે જાત[7] જાતની જાત[8] જાત[9] વિસાતના[10],

વારૂ, મ્હારી રામાવતારની કઇ ભૂલ સુધારવાની આ ક્રિયા છે? અને તમે એમને ચડેલો મદ કયે માર્ગે ઉતારવા ઇચ્છો છો? તે મ્હને સ્પષ્ટ સમજાવો."

**શ્રીકૃષ્ણ**—"જુઓ મ્હોટા ભાઇ, રામાવતારમાં આપ મ્હારા ન્હાના ભાઇ લક્ષ્મણ હતા. આપણે રાવણને મારી સીતાને પાછાં લાવી, વનવાસ કાર્ય પૂરૂં કરી અયોધ્યામાં આવ્યા. મ્હને તમે સઘળાએ મળી અયોધ્યાની રાજગાદી પર બેસાડી, નૃપપદાભિષેક કર્યો. એ ઉત્સવની રાત્રિએ આપણે એક હરિભક્ત 'હરદાસ' ને બોલાવી, 'હરિકીર્તન' કરાવ્યું હતું. વનવાસનાં અનેક સંકટો અને લડાઇના શ્રમથી મ્હને ચાલતા કથા પ્રસંગમાં સહજ નિદ્રાના જાલીમ જોરે ઝોકું આવી ગયું હતું. તમે મ્હારી પાસેજ બેઠા હતા પણ મ્હને મ્હોટો સમજીને કે અજાણને લેઇ તમે મ્હને જગાડયો નહિં. નીતિનું વાકય છે કે "કથામાં કોઇ માણસ ઝોકું ખાય, અને તેની પાસે બેઠેલો તેને જગાડે નહિંતો નજગાડનાર બીજા અવતારમાં સર્પ થાય છે અને ઝોકું ખાનાર વાદી બની, તે સર્પને કરંડીઆમાં પુરી સ્થાને સ્થાને અને દુકાને દુકાને એ સુતેલા સર્પને આંગળી ચોંચી ઉડાડ ઉડાડ કરે છે" માટે આપણ બંન્નેને વિદ્વાન વાકય વાસ્તવિક ઠરાવવા, થએલી ભૂલના બદલા રૂપ અવતાર મેળવવા આવશ્યકતા છે. તો આપ શેષના

૧ પર્વત. ૨ શિખરે, ૩ 'હરિગીત' ...ના જેવો, ૪ હિસ્સાદાર, ૫ દ્રવ્ય. ૬ પ્રકારના. ૭ પોતે. ૮ પંક્તિ. ૯ જતી રહે. ૧૦ ગણત્રી નહિ.

અવતાર છો તેથી સર્પ બનો, હું વાદી થાઉં. આપણે હસ્તિનાપુર જઇએ ધર્મને ખુશી કરવાને બહાને ગમત કરીએ, અને ભીમાર્જુનનો મદ ઉતારીએ,—" બળભદ્ર બંધુને સંમત થયા. પ્રભુએ સ્વશરીર ભિન્ન વાદી દેહ ધારણ કર્યો. બળદેવ અંશિત પંન્નગને કરંડીયામાં ઘાલી સ્કંધે લીધો, અને હસ્તિનાપુરમાં પધાર્યા.

(છંદ.)[1]

પહેરી સુરવાલ, પાયે ઘુઘરૂનો તાલ,
અંગે જામો લાલ લાલ, ફાટી ફડક બનાવી છે.
કંઠમાં વિશાળ નાખી સ્ફાટિકની માલ,
કરે કંકણ કૃપાળ ધરી ખુબી દરશાવી છે—
મુખે બંસરી બહાલ, સ્કંધ પાત્રમાંહે વ્યાલ,[2]
ચાલે અજબ શી ચાલ, હાથ જેષ્ટિકા ઉઠાવી છે—
ગજપુરમાં[3] ગોપાલ, આવે ધાયે લોક બાલ,
કહે ખબર દ્વારપાલ, આજ ગમ્મત એક આવી છે,

દ્વારપાલે ધર્મરાયને વરદી[4] પહોંચાડી, સર્પને રમાડનાર સાધારણ વાદીગર નગરજનોને તમાસો નહિં બતાવતાં રાજ દરબારમાં આવવા હિંમત ધરે છે તે સાંભળી ધર્મને સહજ આશ્ચર્યતા ઉપજી. સાથે કંઇક ઉત્તમ કાર્ય કરનાર હશે એમ અનુમાન થયું, તેથી વનમાં વિહરી, સમર[5] સમુદ્રને તરી આવેલા મ્હારા ભ્રાતુ અને આપ્ત જનોને ગમ્મત આવશે ધારી પ્રવેશ કરાવવા આજ્ઞા આપી. કૃષ્ણે કુશળતાથી નમન કર્યું. ધર્મે સ્વીકાર્યું. ને તુરત પૂછ્યું—" આવો, તમે કયાંથી આવો છો ? તમારૂં નામ અને કામ શું છે તે કહો. મ્હારી પાસે હાંસિલ કરેલા હુન્નરને કયા ઇરાદે અજમાવવા ઇચ્છો છો ?"

શ્રીકૃષ્ણ— (હિંદી.).

વિશ્વપુર રાયજી છે મ્હારૂં ગામ, 'ગર્વનાશક' કહે છે સહુનામ,
બાજીગર ક્રિયાને જાણું છું તમામ, તે બતાવવા તમોને ધારી હામ.

નૃપવર યુધિષ્ટર ! ઘણા દેશોમાં ફર્યો, પણ આજ સુધી કોઇ મ્હારી પૂરી રમત જોનાર મ્હને ન મળ્યો તેથી તમારૂં નામ સાંભળી આવ્યો છું."

ધર્મ—" ગર્વ નાશક ! તમે કયાં કયાં ફર્યા છો ?

કૃષ્ણ—" સાંભળો.

---

૧ 'મનહર'...ના જેવો. ૨ સાપ, પન્નગ. ૩ હસ્તિનાપુર. ૪ ખબર. ૫ લડાઇ.

( પ્રબંધ )

કહું નગ્ન સમગ્ર લ્યો ધ્યાને, ફરી આવ્યો હું જે જે સ્થાને.

અમદાવાદ અંબાલા અલીગઢ, અલ્હાબાદ આગ્રા અમૃતસર, ઈસ્લામબાદ અલીવાલ ઉદેપુર, અજીતગઢ અજમેર અભયપુર, ઇંદોર અહમદનગર અંકોલા, આણંદ અંકલેશ્વર અમરપુર, આરાકાન ઉજ્જન આંદામાન, ઉમરકોટ અજીર અસીરગઢ, ઔરંગાબાદ અનંત અમરેલી.

કાબુલ કર્નાલ કાશ્મીર કાશી, કલકત્તા કાનપુર કરાંચી, કોટા કાનડા કચ્છ કલ્યાણી, કોડીનાર કોચીન કોલ્હાપુર, કુંડલા કુર્ગા કોલંબો કારવાર, કર્નુલ કલીકોટ કાનાનોર, ખૈરપુર ખંડાલા ખડગપુર, ખટમંડુ ખંભાત ખાનપુર, ખેડા ખંડવાને ખંભાલીઆ, ગ્વાલીએર ગણદેવી ગોરખપુર, ગોપાલપુર ગુરખા ગાજીપુર, ગોત્રા ગોવળકોંડા ગીજની, ગોંડળ ગોધ્રા ઘોઘા ઘર્મા.

જેકબાબાદ જયપુર જેસલમેર, જોધપુર જોનપુર જતકપુર, જુનાગઢ જાવડ જંબુસર, જગન્નાથ જાલસા જબલપુર, ઝાલરાપટ્ટણ ઝાંસી ઠાસરા, ડુંગરપુર થરપારકર થાણા, દીલ્હી દોલતાબાદ દ્વારિકાં, દામનગર દરભંગા દાર્જીલીંગ, ધ્રવેશ્વર ધારવાડ ધુળીઆ, ધરમપુર ધોળકા, ધોરાજી, ધંધુકા ધ્રાંગધ્રા ધોલેરા, ધોળા ધન્નાપુર ધર્માવર, નવાનગર નાંદોદ નાગપુર, નંદુરબાર નવસારી નાગના, નેપાલ નાશક નતાર નાના, પેશાવર પતિયાલા પાલનપુર, પુનાખપટ્ટણ પુરૂ પોરબંદર, પ્રાંતીજ પુના પાલિતાણા, ફરૂક્કાબાદ ફરીદપુર ફેના, બિકાનેર બિજનોર બારામુલ, બદ્રીનાથ બરદવાન બુંદી, બેદનુર બલ્લારી બોરસદ, બેંગલોર બિહાર બિતાના, ભાવલપુર ભુતાન ભરતપુર, ભામપુરા ભોપાલ ભાવનગર, ભંડોરા ભુજ ભાણ ભૈરવા.

મીરપુર મુલતાન માંડલા, મુર્શીદાબાદ મથુરા મણીપુર, મેદિનીપુર મદ્રાસ મોતીહાર, મુજપુર મોંગીર મીરત માંડવી, માથેરાન માંડવા મેસાણા, મુંબાઈ મ્હૈસુર મહાબળેશ્વર, માણેકવાડા મહેમદાવાદ મીતા, રાવલપિંડી રતલામ રામેશ્વર, રામનગર રજપુર રાધનપુર, રાજકોટ રંગમતિ રાયપુર, રાણાવાવ રાણપુર રત્નાગીરી, લ્હાસા લુણાવાડા લખનોર, લુધિઆના લંકા ને લાહોર, વાંકાનેર વઢવાણ વીસનગર, વીરમગામ વડતાલ વડનગર, વિજાપુર વેરાવળ વસો, વડોદરા વિજયાપુર વિંઝલા, સ્યાલકોટ સીમલા શ્રીનગર, શિકારપુર શાહબંદર શલંબર, સુલતાનપુર સિલોન સીતાપુર, સિદ્ધપુર સુરત સિરાજ શાહાબાદ, હરિદ્વાર હુગલી હોનાવર, હજારી હૈદ્રાબાદ હકમપર,—' અમૃત ' હાલ હિંદુસ્થાને ફરી આવ્યો૦—

ધર્મરાયને આ ગર્વનાશકની વાક્પટુતા અતિ પ્રિય લાગી, તેથી ખુશી થઇ, બાજીગરને સ્વકામ દર્શાવના સૂચના કરી.

**શ્રીકૃષ્ણ**—" સત્યવાદી રાજા યુધિષ્ટર, હું જે જે ગામ ગયો છું તે તે ગામમાં મ્હારા ખેલને જોનારા મ્હને બહુ મળ્યા છે. અદ્યાપિ પર્યંત કોઇએ

મ્હારો હુન્નર સંપૂર્ણ નિહાળ્યો નથી. તેમ તમારા વગર બીજા કોઇની સંપૂર્ણ ખેલ જોવાની સત્તાએ નથી. માટે મ્હારી સ્વયં સિદ્ધ કરેલી કારીગરી, ન્યુનતા વગર નિહાળવા શ્રમિત[1] થશો. એ મ્હારી માગણી છે."

**ધર્મ**—"વારૂ બાજીગર, તમારી પાસે જેટલો હુન્નર હોય તેટલો બતાવો, શરૂ કરો, પણ પહેલાં કહો કે કેટલે દીવસે સમાપ્તિ થશે ?"

**શ્રીકૃષ્ણ**—"જો તમે મ્હારી માગણી સ્વીકારતા હો તો મ્હારો ખેલ શરૂ કરવામાં થોડો વિલંબ થશે. પ્રારંભ કર્યા પછી ૭ માસે પૂર્ણ થશે."

**ધર્મ**—"વિલંબ થવાનું કારણ ?"

**શ્રીકૃષ્ણ**—"નરેશ ! પ્રથમ તો મ્હારો ખેલ જોવાને પૃથ્વીપરના સઘળા રાજાઓને પત્રિકા લખી બોલાવો. એક મ્હોટો મંડપ બંધાવો, દરેકની યોગ્ય બેઠક ગોઠવો, ને પછી મ્હને ફરમાવો."

ધર્મને બાજીગરનું બોલવું તેની બતાવેલી ગોઠવણ અને આવડું મ્હોટું ખર્ચ કંઇક અદ્દભુત કૃતિનું ભાન કરાવવા લાગ્યું. ગર્વનાશકને નિવાસ સ્થાન તથા ખાનપાનનો બંદોબસ્ત કરી વિદાય કર્યો અને પોતે દેશ દેશના રાજાઓને પત્રિકા મોકલવા દૂતોને રવાના કર્યા. મ્હોટા મંડપની રચના ભારે ખરચાળુ ઠાઠ સાથે તૈયાર કરાવી.

સમય થતાં રાજા અને રાજકુમારોનું હસ્તિનાપુરમાં આગમન થવા લાગ્યું. ધર્મરાજા ચારે ભ્રાતુ અને નેક ટેકવાળા નોકરો સાથે સઘળાઓનું આતિથ્ય કરી રહ્યા, મંડપ તૈયાર થઇ ગયો હતો. રેશમી જરીના બુટ્ટાવાળું વસ્ત્ર મંડપ ઉપર ઢાંકયું હતું. ચોગરદમ તાક વાળીને દરવાજા જેવો દેખાવ કર્યો હતો. તાક ઉપરના કંઠેરાના ભાગમાં ચિત્રકારોની ચિત્તહર કલમનો પરિચય કરાવ્યો હતો. વિરામાસનો,[2] વેત્રાસનો,[3] સિંહાસનો, મયુરાસનો સમેત ચતુષ્પાદ,[4] ષટ્પાદ[5] બેઠકો બરાબર ક્રમસર ગોઠવી હતી. પરિજન અને પુરજનોને માટે અલગ અલગ સ્થાન મુકાવ્યાં હતાં. સ્ત્રીઓને માટે સ્પષ્ટ જોઇ શકાય તેવી પણ પુરૂષ દ્રષ્ટિનો રોધ[6] કરનારી બેઠક પ્રથમથીજ મુકરર કરવામાં આવી હતી. મંડપને ફરતી વિવિધ રંગની જાળી સમેત ઝાલરી, સોના રૂપાનાં ચમકતાં ફુલો, બેમૂલી બનાવટી વેલો, ગુચ્છા, તુરા, ફરકતાં ફુમતાંઓ, કનકના કળશો, વિવિધ રંગની ધ્વજા પતાકાઓ, ભભકાદાર પ્રભંજન[7] પ્રદાયક[8] પંખાઓ, ચળકતાં આસનો,

---

૧ તસ્દી લેશો. ૨ આરામ ખુરસીઓ. ૩ નેતરની ખુરશીઓ. ૪ ચાર પાયાવાળાં. ૫ છપાયાવાળાં. ૬ અટકાવ. ૭ વાયુ. ૮ આપનાર.

અને ઝળકતા દ્રવ્યથી તે સ્થાન અમરાપુર,[1] અલ્લકાપુરને વિસરી મણીપુર[2]-ની શોભાનું ભાન કરાવતું અપૂર્વ શોભી રહ્યું હતું.

(સાખી.)

સભા સ્થાનમાં નૃપ આજ્ઞાથી, બેઠક સહુએ લીધી,
બોલાવ્યા બાજીગર માને, ઉભય સ્વકાર્યની સીદ્ધી[3]
અસીત[4] ઘન મંડળમાં ચમકી, દામિની[5] તેહ પ્રમાણે
પ્રભુ મુખ કમળ અલી[6] સમ સૌનાં નેત્રો નિજ પ્રતિ તાણે

બેઠેલા સર્વે રાજા અને રાજકુમારોમાં ભગવાન શ્રીકૃષ્ણ પણ મ્હોટા ભાઇ બલવીર અને યાદવો સમેત બિરાજ્યા હતા. બાજીગર રૂપ ધારી પ્રભુએ પ્રેક્ષકો સમક્ષ સ્વકાર્યની શરૂઆત કરી.

( છંદ )[7]

હસ્તે ડમરૂને બજાવી લીધાં લોક ત્રણ લોભાવી,
દીધાં સર્વને સ્થંભાવી, મુખે મોરલી ધરાવીને.
રજ ચપટી ઉઠાવી, દીધું સુવર્ણ બનાવી,
દડી જૅબથી દોડાવી, દીધી પ્યાલીમાં છુપાવીને.
જળ પાત્રને મગાવી, કાષ્ટ ચકલી ચલાવી,
દીધાં પક્ષી કાંઇ બનાવી, અજબ ચાતુરી બતાવીને.
ચતુર ચક્ષુને ચુકાવી, પરમ ભેદમાં ભુલાવી,
નજર ઉન્નત[8] ઉઠાવી, લીધો અશ્વને બોલાવીને.

એક માસ ખેલ કરતાં વીતી ગયો. જુદા જુદા તમાશા દેખાડી, મનમોહને મનુષ્ય મનનું હરણ કર્યું. એક ઘાસના તણખલામાંથી માયાપતિએ માયવી અશ્વ નિપજાવ્યો. સભામાં બેઠેલા પ્રત્યેકની નજરે ઉભેલો ઘોડો બરાબર દેખાતો હતો. ભગવાને ધર્મ રાજાને કહ્યું—"

( લાવણી. )[9]

ભૂપતિ આજ્ઞા હવે આપો, અર્જને સ્વીકારી,
કોઈ નિપુણ સુભટ કરે, આ વાજી[10] પર સ્વારી.
આ તુરીને ચાહે ત્યાંહે ભલે લઈ જાયે,

૧. સ્વર્ગ. ૨ દેવીનું નિવાસ સ્થાન. ૩ ધર્મરાયને આનંદ મેળવવાનો અવસર પ્રાપ્ત થયો, અને બાજીગરને સ્વઅવતાર ધાર્યે આશા સફળ થતી રહમજાઇ. ૪ કાળા. ૫ વિજળી. ૬ ભ્રમર. ૭ 'મનહર'... ના જેવો. ૮ ઉચી. ૯ 'મુજ ઉપર ગુજરી'...ના જેવો. ૧૦ ઘોડો, તુરી, અશ્વ.

ફરી આવે ત્યાં લગી પડે ન કોઇ જગ્યાએ.
નવ ડેરી[1] શકે અશ્વ તો રાય તમે હારો,
નવ પડેતો જાશે વૃથા કર્યો શ્રમ મ્હારો.
હું ક્ષત્રિવીરોની સાથે શરત બકું છું,
ખેલો બીજા પણ કોટી કરી શકું છું,

ધર્મ રાજાએ સમિપમાં બિરાજતા શ્રી કૃષ્ણની સલાહ લેઇ બાજી-ગરની સાથે શરત કરી, શરત પત્રમાં લખ્યું હતું કે બાજીગરના બનાવેલા ઘોડાપર બેસનાર પડી જાય તો બાજીગરને ધર્મરાજા પોતાનું અર્ધું રાજ્ય આપે. કદી ઘોડેસ્વાર ઘોડા ઉપરથી ન પડે તો બાજીગર કરેલા ખેલના મ-હેનતાણા બદલ કાંઇ ન લે. અર્ધા રાજ્યની મ્હોટી શરત કોઈ નોકર દ્વારા હારી જવી એ અનુચિત છે એમ સ્હમજાવી કૃષ્ણે અર્જુનને ઘોડો ફેરવવા જવા તૈયાર કર્યો. અર્જુને પહેલાં તો આ બાજીગરના બનાવટી ઘોડાપર એસી શરાતન દાખવવા ઇનકાર કર્યો. પણ શ્રીકૃષ્ણે શરતની વાત સમ-જાવી, તેને જવાને આગ્રહ કર્યો. અર્જુને કબુલાત આપી, ઘોડાની ખુલ્લી પીઠે સ્વારી કરી લગામ હાથમાં પકડી. અભિમાન સાથે અશ્વ દોડાવ્યો, ઘોડો ગગનમાર્ગે ઉડયો. સભાસદો "એ જાય, એ ગયા," કહેતા રહ્યા એટલી વારમાં તે ચપળ તુરંગ[2] અર્જુન સાથે અદ્રશ્ય થયો.

( દીંડી. )

વ્યોમ[3]માર્ગે વાજી પાર્થને લઈ જાતો, નગર નગ પદતળે[4] જોઇ ગભરાતો,
એંચે તુટી ગઈ લગામ નવ રોકાતો, આવ્યો સમુદ્ર પૃથ્વી પૂરી થઇ ત્યાંતો.
વિયત વારી વચ્ચે અર્જુન સપડાતો, આંખ મીંચી અશ્વ હજીએ વધતો જાતો.
ગતિ જોઇ પાર્થ નિજમને હરખાતો, ગાળવા ગુમાન તુરંગ ચિત્ત ચ્હાતો.

દોડતા ઘોડાની ગતિ માપમાં આવી જવાથી, નિડર બનેલો અર્જુન બેફિકરાઇથી બેઠો હતો. પૃથ્વી પાછળ મુકી દેઇ સમુદ્રપર અંતરિક્ષમાં ઘોડો ઉડતો જતો હતો. અકસ્માત્ ઘોડાએ ગરદન વાંકી કરી, પોતાનું મુખ ફેરવી, અર્જુન વદન નિહાળ્યું. અર્જુને પણ ગર્વથી તેના મુખ તરફ જોયું એ ગફલતનો લાભ લેઈ કુશળ કેકાણ[5] છલંગ મારી પગ નીચેથી નીકળી ગયો, અને અર્જુન ઉંધે મોંએ સમુદ્રમાં પડયો.

( સાખી. )

'ગયો' 'ગયો' બોલતાં પડયો, જળમાંહી ઇંદ્ર કુમાર[6],
બાજીગરની જોઈ બાજી, થયો મન શોચ અપાર.

---

૧. બેસી ૨. ઘોડો. ૩. આકાશ વિયત. ૪. પગ નીચે. ૫ ઘોડો. ૬ અર્જુન.

( ધન્યાશ્રી ).

જળમાં બળ શું કરે, વિજયજી[1] જળમાં બળ શું કરે,
મસ્ત મોજે અહીં તહીં તણાતો, શુદ્ધ વીસર્યો સાગરે. વિજયજી૦ ૨
હાથ હલાવી હલાવી થાકયો, ત્રસિત[2] કયાં સુધી તરે. વિજયજી૦ ૨
શરીર ધૈર્યને વિચારો થાકયા, અકળાયો આખરે. વિજયજી૦ ૩

પાણીમાં થાકીને પાણી થએલો પાર્થ બોલવા લાગ્યો.

( છંદ )[3]

અજબ કર્મથી મંદ થઇ મતિ, અણચિંતી પડી આવી આપત્તિ,
હરકતે નથી, બીજી કંઈ રતિ, જળ મહીં રહું તોય શું ક્ષતિ[4].
ધર્મ બંધુનું અંધરાજ મેં છિન્નશું નવ કર્યું પુરૂં કાજ મેં.
કરૂં હું શું હવે, કોને જઈ કહું, અનંત ઉદધિ[5]માં કયાં ઠરી રહું."

વગેરે શોચમય વિચાર કરતો તરતો તરતો ફરતો હતો ત્યાં થોડે દૂર નજીકમાં પ્રભુમાયા નિર્મિત[6] એક બેટ દેખાયો. ઉત્સાહ ભર્યો અર્જુન આગળ વધવા લાગ્યો. નજીક જઈને નિહાળ્યું તો–

( છંદ )[7]

હતું બેટ પર વૃક્ષ વટનું ઉગેલું,
ઘટાદાર ડાળોથી જળમાં ઝુકેલું.
હતું કોઈ ગાતું તે વૃક્ષે રહેલું,
લાગ્યું પ્રિય અર્જુનને સર્વ પ્હેલું.

મંદભાગ્યે બેટની ચારો તરફ લીસા પત્થરો આવેલા હતા. એટલે ચઢાય તેમ તો નહોતું. પણ તરતાને થાક ખાવા ટેકો દેવાય તેવુંયે નહોતું. વળી વૃક્ષની ડાળીઓ જળમાં ઝબકોળાતી હતી. તે પણ ઝીણી અને કમજોર હતી. પણ અર્જુનને થાક ખાવા મદદરૂપ થઇ ખરી. થોડીવારે સ્વસ્થ થયા પછી ઉપર બોલતાને બોલાવવા અર્જુન નીચેથી બોલ્યો— "ભાઇ, ઉપર કોણ છે ?" જવાબ મળ્યો–"નીચે કોણ છે?" અર્જુન આ જવાબથી જરા શંકિત થયો પણ અત્યારે એનીજ મદદનો આકાંક્ષી હોવાથી ફરી બોલ્યો—" મહેરબાન, અહીં નીચે હું એક ઘણો દુઃખી જીવ છું." પ્રત્યુત્તર મળ્યો–" ઉપર અમે ઘણાજ સુખી જીવ છીએ."

૧ અર્જુન. ૨ ભય પામેલો. ૩ 'લલિત'... ના જેવો. ૪ નુકસાન. ૫ અપાર સમુદ્ર. ૬. બનાવેલો. ૭. 'ભૂજંગી'...ના જેવો.

અર્જુન—" ભાઇ, કાંઇક દયા કરો. "
ઉપરથી—" કઇ જાતની દયા ઇચ્છો છો ? "
અર્જુન—" પ્રાણ બચાવવાની. "
ઉપરથી—" પ્રાણ બચાવવાની દયા નથી, પ્રાણ બનાવવાની દયા છે."
અર્જુન—"ગમે તેમ હો પણ હું બહુ થાકેલો છું, માટે જલદી વ્હાર કરો."
ઉપરથી—" પણ તમારે કબુલ છે કે ? હું એક અવિવાહિતા બાલિકા છું. તમને હું બચાવીશ તો તમારે મ્હને પરણવું પડશે. "

અર્જુન આ અતર્કિત[1] વાક્યોથી અજાયબીમાં પડયો. પણ બાલિકા પરણવા ઇચ્છે છે. અને પોતાનો જળમાંથી ઉદ્ધાર થાય છે તેથી વચન માન્ય કર્યું. સ્ત્રીએ અર્જુનને ઉપર ખેંચી લીધો. પણ પાર્થે એ કુમારીનું રૂપ જોયું કે પત્થરવત્ બની ગયો.

### ( લાવણી ).

જોઈ શું કાન્તિ, ગઇ સહુ શાન્તિ, થઈ મન ભ્રાન્તિ બહુભારી.
કોણે બનાવી, અબળા આવી, શું થશે ભાવી, ગયો હારી.
વાળ એ કેવા, તુરીપુચ્છ[2] જેવા, કર્ણ[3] સુર્પ[4] તેવા મનોહારી;
કુપ[5] સમ નેનો[6] ગર્દભત્રેણો,[7] સહસ્ત્ર ફેણો[8] રસના[9] ધારી.
સ્તનો લટકતા, ઉરૂએ[10] અટકતા, પશુભટકતા, ભયધારી.
દાંત એ મ્હોટા, પગસ્તંભ[11] જોટા,[12] કરનવ ખોટા દુઃખહારી.

કુમારીએ માગી લીધેલા વચન પ્રમાણે લગનની તૈયારી કરવા માંડી. પ્રારંભમાં પતિના નામ ઠામનું પૂછતાં જવાબમાં:—

અર્જુન—" હું હસ્તિનાપુરનો રહીશ ધર્મરાજાની કચેરીમાં બેસનારો એક સભાસદ છું. " એટલું કહી નામ કહેતાં અચકાયો. સ્ત્રીએ ફરી પૂછયું એટલે અર્જુને પોતાનાં જુદાં જુદાં નામોમાંથી એક નામ કહ્યુ કે "મ્હારૂ નામ ફાલ્ગુન છે." સ્ત્રીએ પણ વગર પૂછે પોતાનું નામ કહ્યું કે-" મ્હારૂં નામ શંખણીબા છે. " અર્જુન આશ્ચર્યતામાં પણ નામ સાંભળી ખુશી થયો. ધન અને કુંભ રાશીનો મેળ સારો મળ્યો. તેજ રાત્રિયે લગનનું કામ પરિપૂર્ણ થયું. ત્રીજા કોઇની જરૂર વગર શંખણીએ સ્વહસ્તે[13] સઘળું કાર્ય પાર ઉતાર્યું. અર્જુનતો આભોજ[14] બની રહ્યો હતો. આ મહામાયાથી તે

૧. ન ધારેલાં. ૨ ઘોડાનું પૂછડું. ૩ કાન. ૪ સુપડું ૫ કુવો. ૬ આંખો. ૭ ગધેડાના જેવો અવાજ. ૮ શેષ. ૯ જીભ ૧૦ સાથળ. ૧૧ થાંભલો. ૧૨ બે. ૧૩ પોતાને હાથે. ૧૪ અજાયબ.

એવો દબાઈ ગયો હતો કે ' ચેં કે ચું ' કાંઇ કરી શકતો નહોતો. લગ્નને અંતે બંન્ને કંસાર જમવા બેઠાં ત્યારે પણ **અર્જુન**ની અવદશાનો અંત નહોતો. એક બીજાના મુખમાં ગ્રાસ આપતાં સતિએ પતિને હંફાવ્યો. ગૃહસ્થાશ્રમ ચાલ્યો. લાચાર **અર્જુન** શું કરે ?

( **ભૈરવી** ).

કર્મ ગતિ ન્યારી, મતિ કરે શું બિચારી.
પ્રિય કહે અપ્રિય લાગે, પ્રેમવિના પ્રેમ માગે,
અગમાં અનલ જાગે, નારી નઠારી ધુતારી.— કર્મ૦ ૧
દેવાય ન તરછોડી, જવાય ન કહીં દોડી,
નારે દીધો ગર્વ તોડી, બારી, નહિંકારી, લાચારી.— કર્મ૦ ૨
જળ વચ્ચે રહ્યું સ્થળ, તોયે તરવા અબળ,
કેશવ કૃતિ અકળ, ભારી, મતિહારી, એ વિચારી.— કર્મ૦ ૩

સીંહણના પંજામાં સપડાએલા હરિણ જેવો **અર્જુન**, શંખણીનો સ્વામી બન્યો. દિવસ રાત્રિ વ્યતીત થતાં તેમ તેમ **અર્જુન**ના મનમાં **ધર્મ**-રાજાના રાજ્ય માટે અદ્ભૂત શંકાઓ ઉઠતી હતી. **શં**ખણી ઘરના કામ-સાથે સ્વામી સેવા બરાબર કરતી હતી, પણ **પા**રથનું મળવું મન વગરનું હતું. **શં**ખણી જ્યારે હાસ્ય વિનોદમાં બોલતી ત્યારે ત્યારે **અર્જુન** અસહ્ય દુઃખમાં ડુબી જતો. આ મસ્ત માયા જાળથી છુટવા તનતોડ મહેનત ક-રતો, પરંતુ નાખી નજર ન પહોંચવાથી નિરાશ થયો હતો. અધુરામાં પુરૂ **શં**ખણીને ગર્ભ રહ્યો. પાકેલા વ્રણ[૨] ઉપર અંગારો મુકવાથી જેવું દુઃખ થાય તેવો બલ્કે તેથી પણ વધારે ઇંદ્ર પુત્ર ઉપાધિવશ ઓળખાતો હતો. સ્ત્રીનો ત્રાસ, નીકળવાની આશા, ખાનપાનનો અભાવ, અને ભવિષ્યની ભારે ચિંતાથી અભિમાની **અર્જુન**નાં ગાત્ર શિથિલ થયાં. પત્નિને પૂરણ માસ થવા આવ્યા. એટલે **અર્જુન**પર નવા સંકટની શરૂઆત થઈ.

**શંખણી**—"ફાલ્ગુન મહારાજ ! હવે મ્હારાથી ઘરનાં કામકાજ બનશે નહિં. એ જીવવાળી[૩] બૈરી મહેનતમાં માથું મારીશકે નહિં. ગૃહસ્થાશ્રમમાં સ્ત્રીને પતિ અને પતિને સ્ત્રી સીવાય અન્ય આધાર હોતો નથી. પ્રત્યેક દીવસ પત્નિ પતિનું કાર્ય પ્રીતિ પૂર્વક કરે, તો સ્ત્રીના સંકટ સમયે સ્વામીએ સ્ત્રી સેવન શા માટે ન કરવું ? કાલથી ઘરનાં બધાં કામ તમારે કરવાં પ-ડશે. સ્હવારમાં વ્હેલા ઉઠી મણેક અનાજ દળી નાખજો. દશ શેર મ્હને

૧ પાણી. ૨ ગુમડું. ૩ ગર્ભવાળી.

સ્હવારે નાસ્તામાં જોઇશે, મધ્યાન્હે અર્ધ મણ, અને રાત્રિએ દશ શેરથી ચલાવી લેઇશ. ઉદરમાં ગર્ભની ઉપાધિ છે એટલે ઝાઝું જમવું ઠીક નહિં; તમારે જરૂર પડે તો પાંચ શેર પીષ્ટ[1] વધારે કરી નાખજો. પછી અંદર બહારથી ઝાડુ કાઢવું, વાસી વાસણોને અજવાળવા, સમય થતાં રાંધી-નાખવું, મ્હારાં હમેશ બદલવાનાં સાળુઓ ધોઇ આપવાં, મ્હને જમાડવી, તમારે જમવું, અને અવકાશે થોડી વાર મ્હારા પગ દાબવા, હું તો પ્રભુ પાથી આપ જેવા પતિ પામી, અત્યંત આનંદિત થઇછું." અર્જુન આ ફરમાન સાંભળી, પાણીથી પણ પાતળો થઇ ગયો. મનમાંને મનમાં બાજી-ગરને, તે ઘોડાને અને આ સમયને અનેક ગાળો આપવા લાગ્યો, રાત્રિ વીતી કે સ્હવારમાં સોંપાએલું સેવન કાર્ય શરૂ કર્યું. અભિમાનના ગુન્હામાં જેલની સજા થઇ હોય તેમ સ્હવારમાં દાણા લેઇ દળવા માંડયાં. હાથમાં છાલાં પડયાં, આંખમાં પાણી આવ્યાં, ને શરીર ઉદ્વેગથી ભીંજાઇ ગયું. ગાંડીવધર[2] સવ્યસાચી[3] અત્યારે પૂર્ણ અવદશામાં આવી પડ્યો હતો. નાસવાની કોઇપણ યુક્તિ આ કાળા ટાપુમાંથી છુટવા કામ આવે તેમ નહોતી. પત્નિ પાસે હુકમથી કામ લેનાર પતિની પત્નિ આવી દુર્દશા કરતી હશે તે તેણે આજેજ જાણ્યું. સંસારને ત્યાગી, વીતરાગી પુરૂષો અરણ્યાનુરાગી બને છે. એ અત્યંત ડહાપણનું કામ છે એમ સમજાયું. થોડા દીવસ નીકળી ગયા પછી એક દીવસ સ્હવારે શંખણીએ સ્વામીને કહ્યું:—

( કલ્યાણ. )[4]

શોચ શીદ કરો ? પ્રાણપતિ મ્હારારે, શોચ શીદ કરો ?
ઘરનાં કામ, ઘટિત શ્યામ,[5] કરો તમામ, ધરીને હામ,
છો મુજ ચક્ષુના તારા રે— શોચ૦ ૧
સુખ સંસારમાં, સ્ત્રીરહિત ન લગાર રે;
નર ને નારી, સાચાં સંસારી, હરખ ધારી, તરતાં તારી,
વિપત્તિને વિદારે રે— સુખ૦ ૨
વળગી વેલી શી, વક્ષે[6] રહું વ્હાલારે;
પ્રિય પ્રાણ, છો સુજાણ, આપો લ્હાણ, ધારો પાણ,[7]
કરૂંછું કાલાવાલારે— વળગી૦ ૩
દુઃખદ લાગે શું, ઘરનાં કાર્યે સ્વામીરે;
અમે હમેશ, કરીએ બેશ, કદીએ કલેશ, ન લવલેશ.
હર્ષ હ્રદયે પામીરે— દુઃખદ૦ ૪

---

૧ લોટ. ૨ 'ગાંડીવ' ધનુષ્યને ધારણ કરનારો. ૩ બેહાથે બાણ મારનાર. ૪ 'દક્ષિણી લાવણી' ના જેવો. ૫ પતિ. ૬ છાતી. ૭ હાથ.

ચઢતી વામા[1] અર્જુનને ભેટી પડી વશીકરણી વિવેકભરી વાણીથી પતિને પ્રણમી, બોલી—

( સાખી. )

"વિલંબ તજી વ્હાલા ઝટ ધાઓ, લાવો દયા અંતરમાં;
અરર અજબ આ ગજબ શી વ્યાધિ થાય મ્હારા ઉદરમાં.
બેશ[2] બિછાનું બનાવી, પિયુજી પડદો આડો નાખો;
બ્હાર બેસજો બાળક જન્મે આજ ન સંશય રાખો."

ધનંજય[3]નું ઉઠવું બેસવું અવ્યવસ્થ શરીરને લઇ કંઇક ધીમાશવાળું થયું હતું. તે જોઇ રોષિતારામા[4] મિજાજમાં આવી ધમકાવતી, અને કહેતી કે—"ધર્મની કચેરીમાં બેસનારાઓ આવો અધર્મ કરોછો?" હું ધર્મની કચેરીમાં જઇ, તમારા માટે ફરીયાદ કરીશ. પરણ્યા પછી પરણેલીને પાળવી, અને મરી જાય તો બાળવી' એ નિયમ શું તમે જાણતા નથી? બચ્ચું જનમશે એ મને 'મા' કહેશે ને તમને 'બાપ' નહિં કહે? ચાલો ઉતાવળ કરો. અગ્નિ સળગાવી તૈયાર રાખો, અને થોડું ગરમ પાણી થવાદો. હું અંદર જાઉંછું. કામ પડે બોલાવું ત્યારે બરાબર બ્હાર હાજર રહેજો." સ્વામીને સમજાવીને સ્ત્રી પડદામાં પેઠી. અર્જુને આજ્ઞા પ્રમાણે સર્વ તૈયારી કરી મૂકી. અલ્પવારમાં અંદરથી અવાજ આવ્યો—"ફાલ્ગુન મહારાજ?"

**ફાલ્ગુન**—"જી, શંખણી જી"

**શંખણી**—"જનમ થયા," અર્જુને વિચાર્યું કે—"જનમ થયો' કહેવાય કે 'જનમ થયા' કહેવાય?"

શંખણીએ ફરીથી કહ્યું કે—"જનમ થયા."

**ફાલ્ગુન**—"શું બે બાળકો જન્મ્યા?"

**શંખણી**—"બસ એજ?"

**ફાલ્ગુન**—"ત્યારે શું ત્રણ?"

**શંખણી**—"અરે શું ત્રણજ?"

**ફાલ્ગુન**—"ચતુરા, ત્યારે ચાર?"

**શંખણી**—"ના, ના, સ્વામીજી ચાર નહિં પણ ચારસો પુત્ર અને ચારસો પુત્રિઓ." સાંભળનારના આશ્ચર્યનો પાર ન રહ્યો. સ્ત્રી કહેણથી અર્જુન અંદર ગયો. આઠસો બાળકને અવલોકી દીગ્મૂઢ થયો. ગરમ જળથી જન્મે-

---

૧ સ્ત્રી. ૨ સારૂં. ૩ અર્જુન. ૪ ખીજાયલી સ્ત્રી.

લા બાળકોને નવરાવી નવરાવીને હાથ થાકયા. શંખણીએ બાળકોને સૂવાડાવવા સૂચના કરી. પણ આ માયાવી પ્રપંચી પ્રજા ફાલ્ગુનને ફેં ફેં કરાવી રહી. સરખી લાઇનમાં સુવડાવી, વસ્ત્ર ઓઢાડી, સ્વસ્થ કરે. આમ જ્યાં પંદર વીશેક સુધી પહોંચે. ત્યાં પહેલો સુવાડેલો વસ્ત્ર ઉપાડી ઉભો થઇ જાય. તરતના જન્મેલા બાળકોની આ અલૌકિક શકિત જોઇ, ક્ષત્રિવીર બહુ અકળાયો. બે હાથવાળા મનુષ્યથી આ રાક્ષસી બાળકોને પોઢાડવાનું કાર્ય પૂરૂં થાય તેમ નહોતું. વિશેષમાં શંખણીના હૃદય રૂંધનારા શબ્દો ચાલુજ રહેતા. અંતે બાળકોના મળ મૂત્રવાળાં કપડાં ધોઇ લાવવા સતિએ સ્વામીને ફરમાવ્યું. દરેક બગડેલાં કપડાં એકત્ર કરી ગાંસડી બાંધવા લાગ્યો. ત્યાંતો આસુરી પ્રજા એક પછી એક ઉઠી, કેટલાક અર્જુનને માથે, કેટલાકે પીઠે, કેટલાકે હાથે, અને કેટલાકે પગે વળગી, ફાલ્ગુન મહારાજને કાયર કરી નાખ્યા.

( છંદ. )[1]

આવ્યો ભુવનથી બહાર, પાછળ બાળતણી હાર;
' બાપા, બાપા ' કરી ઉચ્ચાર, સર્વ તાત ઘેરતા.
કરે સાથે મળી શોર, કિરીટ[2] પકડે કરીને જોર;
દુરાત્માનો[3] દારૂણ દોર,[4] બાંધ્યાં વસ્ત્ર વેરતા.
કોઇને પટકે પકડી કોટ, નાસે કોઈ કાઢી દોટ;
કરી દીધો લોટ પોટ, આપ અંતરે બળે.
કુદે નાચે કરે ગાન, ક્ષણમાં બાળ એ મસ્તાન;
ચાલ્યો સત્વર તે સ્થાન, તજી પાર્થતે પળે.

આડસો બાળકનાં બગાડેલાં વસ્ત્રો ધોવાને દરિયા કિનારે અર્જુન ચાલ્યો.

અર્જુન— ( છંદ. )[5]

અરર શું લખ્યું, ક્રુર કર્મમાં, સ્તબ્ધ થઇ ફર્યો, ભારે ભર્મમાં;
વિપદકર વર્યો, ગૃહસ્થ ધર્મમાં, વચન આપીયું, દબાઈ શર્મમાં.
રહી નહી શકું, દુઃખ પર્મમાં, કહી નહિં શકું કર્મ મર્મમાં;
રસિકતા થી છે, શુષ્ક ચર્મમાં;[6] બળવું કાં પડી સ્નેહ ગર્મમાં.[7]

અણુગમતી અબળાને પ્રાપ્ત કરી કયો સ્વામી સુખે રહીશકે ? લોકોક્તિ છે કે—" શાક બગડયું તેનો ટંક બગડયો, સ્ત્રી બગડી તેનો સંસાર

૧ ' ત્રિભંગી '...ના જેવો. ૨. અર્જુન, પાર્થ. ૩ નઠારા. ૪ કઠણ મિજાજ. ૫ ' લલિત '...ના જેવો. ૬ સુકા ચામડામાં. ૭ તાતાતેલમાં.

બગડયો. પુત્ર બગડે પ્રતિષ્ઠા બગડી. શરીર બગડયું તેનો સ્વાદ બગડયો. કર્મ બગડયાં તેનો ધર્મ બગડયો, અને અભિમાનીનો અવતાર બગડયો." કૃષ્ણ, કૃષ્ણ, દૂર કાં થાઓછો? પોતાનાને કાં પરહરોછો! સૌ કોઇ જાણે છે કે—

( ભજન. )[1]

સ્મરે શ્રીહરિને રે, તેને નહિં ભીતિકશી;
વ્હાલાના પદ સ્મરીને[2] રે, હેયથી[3] એ ઉઠે હસી.
ભૂદર ભૂલે ભાન વિસારી, ભવ ભ્રમણામાં ભમતા;
કેશવ કીર્તન કિલ્મિષ[4] કાપે, દેવ દાનવને દમતા,
કબુલ કરીને રે ખોટાઇથી જઈએ ખસી— સ્મરે શ્રી૦ ૧

નામી[5] નામ મુખ ધરતાં વ્હાલો તુરતજ વેળા વાળે;[6]
આશ ત્રાસ અવનીનાં અટપટાં ત્રિકમ ત્વરિતે[7] ટાળે.
તેને વીસરીને રે સુખે ન રહે સુર્ય શશી— સ્મરે શ્રી૦ ૨

સ્વજનનાં[8] કાર્યો સાધે છે છત્ર રૂપ રહી છાના;
અમૃતમય અવલોકને[9] અંતર ખેદ મટે છે ન્હાના.[10]
ધૃતિએ[11] ધરીને રે ધીમે ધીમે ચાલો ધસી[12]— સ્મરે શ્રી૦ ૩
સુધન્વાની શાન્તિ જોઇ પ્રભુએ પ્રગટાવ્યો વિશ્વાસ;
તેલ કઢા તાતીમાં[13] પડતાં સહજ થયો નહિં ત્રાસ.
ખાસ ભય હરીને રે, પ્રભુ રહે હૃદયે વસી— સ્મરે શ્રી૦ ૪
પરિક્ષીત, પ્રાણ બચાવ્યા કીધી પાંડુ સુતની વ્હાર;
જયદ્રથ નાશ કરાવીયો, રાખી પાર્થનો ભાર.[14]
દ્રુપદ કુંવરીને[15] રે ચીર પુરી કીધી ખુશી— સ્મરે શ્રી૦ ૫
ગ્રાહ[16] ગ્રાસથી[17] ગજ[18] મુકાવ્યો અલબેલા[19] એ આવી;
જ્ઞાનદેવે એ નાથ કૃપાથી ભીંત પત્થરની ચલાવી.
કહીએ કરગરીને રે, રટણની બાંધો રસી[20]— સ્મરે શ્રી૦ ૬

ચાંપે[21] ચંદ્રહાસને ચંડાળો કરથી સધ ચુકાવ્યો;
વિષયા[22] બાળા વિષ વણસાડી,[23] પ્રેમ ધરી પરણાવ્યો.
આજે ઉચરીને રે, અંતરમાં રહું હુલસી[24]— સ્મરે શ્રી૦ ૭

---

૧ 'ધીરાના' પદના જેવો. ૨ ચાહીને. ૩ ત્યાગવા યોગ્ય. ૪ પાપ. ૫ સારૂં. ૬ સુધારે. ૭ જલદી. ૮ પોતાનાનાં. ૯. જોતે. ૧૦ અનેક. ૧૧ દ્રઢતા. ૧૨ હામ ભીડી. ૧૩ બળતી. ૧૪ માન. ૧૫ દ્રૌપદી. ૧૬ મગર ૧૭ કોળીઓ. ૧૮ હાથી. ૧૯ ભગવાને ૨૦ દોરી. ૨૧ ચીવટથી. ૨૨ દુષ્ટ બુદ્ધિ પ્રધાનની કુંવરી. ૨૩ મટાડી. ૨૪ આનંદી.

કલીકૃતિ ગતિ રતિ રંજાડે ભક્તને નવ સુખ આપી;
હાજર હરી હાણી હરી લેવા, કલેશ કુમતિને કાપી.
'અમૃત', ઉચરીનેરે, ભક્તિ મુક્તિ લઇએ ધસી[૧] —સ્મરે શ્રી૦ ૮

આવા દીનબંધુ ભકતવત્સલ ભગવાનને ભૂલી ગએલો અર્જુન વસ્ત્ર લઇને સાગર પર પહોંચ્યો. અને દુઃખ મુકત કરનારા દીનબંધુનું સ્તવન કરવા લાગ્યો.

( આશા. )

નમ્હેરોરે[૨] નમે રોજ દાસ આ ત્હારો, હાય ન થાય શું સ્હાયક મ્હારો ?
કરૂં આક્રોષ[૩] રોપ શો જાણ્યો, બન્યો બેહોશ હું રોષ ન ધારો—નમેરો૦ ૧
આશ દાસ ધરે ખાસ તમારી, દેખું ચોપાસ, વિનાશનો વારો;
તું દયાળ ટાળ બાળક દુ:ખને, વિપત્તિની જાળ ગોપાળ વિદારો—નમેરો૦ ૨
ભુલે ભ્રમે હુલે, મોહમાં સેવક, સ્વામી ન દુઃખ વામી, દેવા વિસારો;
ભ્રાતછો નાથછો ભૂધર મ્હારા, અબળ અર્જુન આપત્તિથી ઉગારો— નમેરો૦ ૩

સ્મરણ કરતાંજ શ્રીવર સ્હાય થયા. અભિમાન તજી અબળ બનેલા-નાં વિનીત વાકયો સ્વીકાર્યાં. અને તેથી—

( સાખી. )

કૃષ્ણ કૃપાએ નાસી ગએલો, પાર્થ પામ્યો તોખાર;[૪]
સ્વાર થઇને સંચર્યો વેગે, સમરી જગદાધાર.

હસ્તિનાપુરમાં બાજીગરથી ચાલતી બાજી જોવા મળેલા સભાસદોની વચ્ચે પ્રસ્વેદથી[૫] ભીંજાયલા ઘોડા સહવર્તમાન અર્જુન આવી ઉભો રહ્યો. સૌએ 'જય જય' ધ્વનિથી તેને વધાવી લીધો. ભગવાને સ્હામા જઇ હાથ પકડી, અશ્વપરથી તેને નીચે ઉતાર્યો. બાજીગરનું મ્હોડું બગડયું. દરેકના મનમાં દઢ થયું કે અર્જુન ઘોડાપરથી પડી ગયા વગર આવ્યો છે. અને બાજીગર શરતમાં હાર્યો છે, શ્રીકૃષ્ણે અર્જુનને પૂછ્યું. જવાબમાં અર્જુને સૌ સાંભળતાં 'વગર પડયે ઘોડો ફેરવી લાવ્યોછું' એમ સ્પષ્ટ કહ્યું. કૃષ્ણે ધન્યવાદ આપ્યો અને કહ્યું કે "વીર અર્જુન વગર આ કાર્ય કરવા બીજા કોઇમાં શક્તિજ નથી. બહુ સારૂં કર્યું બાજીગર પણ ઘણા દેશો ફરીને આવ્યો હશે તેને ખાત્રી થઇ હશે કે હસ્તિનાપુર પણ વીર જનોથી વિભૂષિત છે." બાજીગરે કહ્યું—" મહારાજ, આ સ્વાર ઘોડા ઉપરથી ન પડયો હોય એમ હું માનીશકતો નથી."

---

૧ દોડી. ૨ મ્હેરબગરનો. ૩ રૂદન. ૪ ઘોડો. ૫ પસીનો.

**અર્જુન**—"હું પડયોજ નથી."
**ભગવાન**—" પારથ પડેજ નહિં. પણ બાજીગર પોતાની શરતમાં પાછો પડયો છે."
**બાજીગર**—" આ વાદવિવાદનો અંત લાવવા મ્હારી પાસે કાંઇપણ પુરાવો નથી તેથી લાચારછું. આપણી બધાની આંખથી દૂર ગએલો ઘોડો કદાચ સ્વારને પાડી નાખે તો અહીં તેની સાબીતી શી?"
**ભગવાન**—" ત્યારે શા માટે તેં એવો પ્રયોગ પહેલો કર્યો? બીજી કોઇ બાજી નથી આવડતી? કે જે સમગ્ર સભાની સમક્ષ થઇ શકે?"
બાજીગર—"છે, જુઓ," તુરતજ તેણે એક ન્હાનો સર્પ કરંડીયામાંથી બહાર કાઢી, મેદાનમાં મૂકયો, અને કહ્યું–"આ હસ્તિનાપુર વીર પુરૂષોથી વિભૂષિત છે તો આવો મ્હને ખાત્રી કરી આપો. આ એક હાથની લંબાઇના સર્પને ભૂમિપરથી ઉઠાવીલ્યો. અતિશય બાહુ બળ ધરાવતા હો તો આગળ આવો. અને મ્હારી બાજીગરની બાજીની ખાત્રી કરો."
**ધર્મ**—" શું સર્પ ઉઠાવવાનું કાર્ય પણ શરતથી છે?" બાજીગરે હા પાડી. ફરી બીજો દસ્તાવેજ કરાવ્યો. એમાં પણ અર્ધ. રાજ્યની શરત લખી. અને અત્યંત બળશાળી વાયુ પુત્ર વૃકોદરને આ કાર્ય સભા સંતોષાર્થે સોંપવામાં આવ્યું. નારાજ **ભીમ**સેનને કૃષ્ણ અને ધર્મના આગ્રહ ભર્યાં કહેણથી કાર્ય કરવા ફરજ પડી. સભા વચ્ચે ઉભા થઇને **ભીમે** કહેવા માંડયું—

( સોરઠ. )[1]

સોંપો શું આ તુચ્છ કામ, ? રાખ્યું ભારતમાં અવિચળ માનો મારૂં નામ—સોંપો॰ १
જે કરે સીંહ શિકાર સદોદિત, મુષક મારવા ધરે કેમ હામ— સોંપો॰ २
સૈન્ય પ્રબળ કોઇ હોય શત્રુનું, કરો આજ્ઞા વિદારી મારી કરૂં કામ— સોંપો॰ ३
પન્નગ ઉઠાવવો કાર્ય શું મુસ્કિલ, ફરમાવો બીજાને બેઠા છે તમામ— સોંપો॰ ४
દોષ લાગે મુજ બાહુ બળને, અનુચિત[2] કાર્ય વદો નવ આમ— સોંપો॰ ५
**ભીમ**સેન, ભભકા ભર્યું ભાષણ ચલાવી રહ્યો હતો, ત્યાં— સોંપો॰ ६

( છંદ. )[3]

વાયુ મહદ ચાલ્યો, ઉડી રજ આંધિ આવી;
પડયા શોકમાં, સર્વ શુદ્ધિ વિતાવી.

---

१ 'પ્યાર પ્રભુ' ... ના જેવો. २ અયોગ્ય. ३ 'ભુજંગી' ... ના જેવો.

આવ્યા દોડતા તુર્ત તહીં દ્વારપાલો;
કહ્યું "આવી કો વૈરી લઇ સંગ બાળો."

**ધર્મ**—"કોણ આવ્યું છે, શું કહે છે?"

**દ્વારપાલ**—"પૃથ્વીપતિ, એક રાક્ષસી જેવી સ્ત્રી, ચારસો છોકરા, અને ચારસો છોકરીઓ સાથે આપની પાસે કાંઇક ફરીયાદ કરવા આવી છે."

**ધર્મ**—"જા, જલદી અહીં બોલાવી લાવ. બાજીગર, જરાવાર બાજી અટકાવજે. પ્રજાજનની પીડા પતાવવી, એ પ્રજારક્ષકનું પ્રથમ કાર્ય છે." અજાયબીના ઉંડા જળમાં અર્જુન તો આઠસો બાળકનું નામ સાંભળી ઉતરી ગયો. પાસે બેઠેલા કૃષ્ણને શંખણી આવી પહોંચ્યા પહેલાં સટકી જવાને ઇરાદે કહ્યું—"પ્રભુ, ઘોડો દોડાવીને આવતાં મ્હને બહુ થાક લાગ્યો છે. શરીર શ્રમીત થયું છે. અને મસ્તકમાં પણ સહજ દુઃખાવો થાય છે. આપ અનુમતિ આપો, જરાવાર અંદર જઇને સૂઇ જાઉં." ભગવાને કહ્યું—"ભાઇ, એમ ન બને, આટલા બધા રાજા, અને રાજકુમારો તમારે ત્યાં આવ્યા છે ને તમે બંગલામાં જઇને સૂઈ જાઓ એ વ્યાજબી ન કહેવાય. કદાચ શરીર અસ્વસ્થ હોય તો આ મંચ[1] ઉપરજ જરા આડા થાઓ." અર્જુન કૃષ્ણની પાછળ પગલંબાવી, તરત સૂઇ ગયો. અને મ્હોંડાપર ખેસ ઓઢી, અંદરથી જોવા લાગ્યો. શંખણી આઠસો બાળક સાથે સભામાં આવી. વિકરાળ સ્વરૂપ જોઇ સભાજનો ભયભીત થયા અને તેણીનાં વાકયો સાંભળી હસવા લાગ્યા.

**શંખણી**—"ધર્મરાજા, મ્હને પરણીને મ્હારા પતિ આ આઠસો છોકરાનું ભરણપોષણ કરવાનું મુકી મ્હને વગર વાંકે તજી નાસી ગયો છે. મ્હારે અબળાએ ગુજરાન શી રીતે કરવું? એ ભીતિ છે. વળી મ્હારા સ્વામી આપની કચેરીમાં બેસનાર અમીર છે. હું તેની સ્ત્રી થઈ, ભીખારૂ વેશે ભુવને ભુવને ભટકું એ વ્યાજબી ન ગણાય. માટે કૃપા કરી, મ્હારી અબળાની વ્હાર કરો. અને મ્હારો પતિ મ્હને સુપરત[2] કરો."

શંખણીની વાત સાંભળી દરેકને આશ્ચર્ય સાથે હાસ્ય ઉપજયું. સૌ મનમાં મનમાં વિચારવા લાગ્યા કે ધર્મરાજાનો એવો કયો સભાસદ ભાગ્યશાળી છે કે જેને આ ભવ્યરૂપ ધારિણી ભાર્યા[3] પ્રાપ્ત થઈ?

**કૃષ્ણ**—"ઓ બાઇ, તમારા પતિનું નામ શું તે કહો."

**શંખણી**—"મહારાજ! મ્હારાથી પતિનું નામ લેવાય નહિં પણ બાર

૧ સોફો. ૨ સોંપો. ૩ સ્ત્રી.

માસનાં નામ પૈકી એક મહીનાનું નામ મ્હારા પતિનું છે ભગવાને કહ્યું- "શું, ચૈત્ર, વૈશાખ, જેઠ, અસાડ, શ્રાવણ, ભાદરવો, આસો, કારતક, માગશર, પોષ, માહા. એમાં કયું નામ તમારા પતિનું?"

શંખણી--"હજી એક માસનું નામ બાકી ગણ્યું તે કહો."

શ્રીકૃષ્ણ--"ફાલ્ગુન."

શંખણી--"બસ, એજ."

શ્રીકૃષ્ણ--"બાઇ, ફાલ્ગુન નામનો કોઇપણ માણસ ધર્મની સભામાં છેજ નહિં. તું કાંઇક ભૂલી છે. બીજે તપાસ કર. નામ ધારી મનુષ્ય મળે તો ધર્મરાજા ત્હારી ફરિયાદનો અંત આણે."

શંખણી—"હું ભુલતી નથી. મ્હારા પતિ જરૂર આ સભામાંજ બેસનારા છે."

ભગવાન—"ત્યારે જોઇલે. અહીં ત્હારો પતિ હોય તો ઓળખીલે"

શંખણીએ દ્રષ્ટિ ફેરવીને સર્વત્ર જોયું. પણ સ્વપતિનાં દર્શન કરી શકી નહિં. છેવટ ભગવાને કહ્યું કે-"આ સભા, આજે માસો થયાં, આ બાજીગરની રમત જોતી બેસી રહી છે. કોઇપણ અહીંથી બહાર ગયો નથી. કેવળ મહારાજાના બંધુ વીર શ્રેષ્ઠ વિજયજી ઘોડો ફેરવવા થોડા દિવસ બહાર ગયા હતા. પણ તેઓતો ઘોડેથી કોઇ દીવસ ઉતર્યાજ નથી. એટલે એ વિષે કાંઇ કહેવાનું નથી. જોવું હોયતો એમનુંએ મુખ જોઇલે. એટલે તને ખાત્રી થાય કે ધર્મની સભામાં ત્હારો ઇચ્છિત પુરૂષ નથી." એમ કહી, પાસે સૂતેલા અર્જુનના મુખપરનું કપડું કૃષ્ણે ઉંચકવા માંડયું. ભયભીત થએલો અર્જુન કપડાને ખેંચી મુખ ઉપર ઢાંકવા લાગ્યો. આખરે પ્રભુએ વસ્ત્ર દૂર કર્યું. શંખણી ઓળખી ગઇ. અને આઠેઓએ છોકરા 'બાપા, બાપા' કહેતા કહેતા અર્જુન તરફ દોડયા. મનુષ્યોમાં ગભરાટ સાથે હાસ્ય પેદા થયું. ને અર્જુનની અવદશાનો પાર ન રહ્યો. ભગવાનના પૂછવાથી અર્જુને સઘળી હકીકત સમજાવી. બાજીગરની ફત્તેહ થઇ. ભગવાને શંખણીને કહ્યું—

( સાખી. )

"મળ્યો ફેંસલો ફરિયાદીનો, લીધા પતિ પિછાણી;
જાઓ રહો હેડંબા પાસે છે તમારી જેઠાણી.
ફિકર તજી રહેજો આનંદે ભય અંતરથી છાડી;
અમને પણ આનંદ થશે જોઇને તમારી જોડી."

શંખણી વિદાય થઈ, ધર્મરાજા અર્ધું રાજ્ય ગયું સમજી ગયા. અર્જુન અશ્વેથી પડી ગયો છે એમ બધાને ખાત્રી થઇ. ભીમને પણ ભુજંગ ઉઠાવવાનું હલકું કામ ભારે લાગવા માંડ્યું. સભાવચ્ચે ઉભો થયલો હોવાથી બેસી જવાય તેમ નહોતું. અને 'અર્જુનનું ગુમાવેલું અર્ધું રાજ્ય હમણાંજ હું પાછું મેળવી લેઇશ.' એ ઇરાદે ભીમ સર્પ તરફ ગયો—

( સાખી. )

આવ્યો સર્પની પાસ વૃકોદર, ધરી મનમાં અભિમાન;
અરજુન સમગતિ કરવા તેની, બળદેવ થયા સાવધાન.
કીડી પણ હસ્તિને હંફાવે, હોય પ્રભુ જો વિમુખ;
અભિમાનીને ગુમાન માંહે, કયારે સાંપડ્યું સુઃખ ?
શક્તિ પ્રેરી કૃષ્ણ બંધુએ, સર્પ દેહ મોઝાર;
ઉપર મૂક્યો ચૌદ ભુવનનો ભૂધરજી એ ભાર.

'ભીમના બળે કાર્ય થઇ જશે અને અર્જુન કૃતિ અનુમાનતાં ભીમ પણ ભોંઠો પડશે' આ બે વિચારો દરેકના મનમાં દોડી રહ્યા હતા. પરાક્રમી ભીમસેન સર્પની પાસે આવ્યો. પ્રથમતો પડેલા સર્પને પગને અંગુઠે ખસેડવા પ્રયાસ કર્યો. પણ સફળતા દેખાઇ નહિં. તેથી વાંકાવળી એક હાથે સર્પને ઉંચો કરી નીચે હાથ નાખવા યત્ન કર્યો. જમીનની સાથે ચોંટેલો સર્પ ઉખડયોજ નહિં. એટલે બે હાથે બળ પૂર્વક મહેનત કરી એ પણ નિષ્ફળ ગઇ. અંતે સર્પ નજ ઉચકાયો. શરીર લાલચોળ થઇ ગયું. સ્વેદનાં બિંદુઓ પડવા લાગ્યાં. નિરાશ થઇ ભીમ પોતાને સ્થાને જઇ બેસી ગયો. બાજીગર બાજીનો અંત ભાગ બતાવતો હતો. અંતરીક્ષના ગંધર્વ વિદ્યાધર, આકાશના દેવો, સ્વર્ગના અમરો, પિતૃલોકવાસી પિતૃઓ, અને પૃથ્વીપરના દ્રશ્ય અદ્રસ્ય દેખાવો માયા જાળને ઇંદ્રજાળ રૂપે ફેરવી નાખી, અનુભવ કરાવતો હતો. 'વાહ વાહ,' 'ધન્ય ધન્ય,' 'જય જય,' આદિ પોકારો ઉઠતા હતા. તે વખતે ધર્મરાજાએ ઉઠીને પોતાના મસ્તક ઉપર રહેલો રાજ્ય તાજ બાજીગરના માથાપર પહેરાવવા ઇચ્છા દરશાવી. શ્રી કૃષ્ણે કહ્યું—"ધર્મ, બાજીગર આખું રાજ્ય જીતી ગયો છે. પણ—

( સાખી. )

"કાર્ય આવું કરી જાતાં કદીએ કરવી ન જોઈએ ભૂલ;
ભીમાર્જુન હાર્યા પણ રહ્યા છે, સહદેવ ને નિકુળ."

**ધર્મ**—" સત્ય છે પ્રભુ, આપ આ અર્જુનના કરતાં બીજો કોઇ પરાક્રમી માનોછો? "

( છંદ. )*

શત્રુ જીતવાથી **વિજય ૧**, શુભ્ર કૃત્યે **અરજુન ૨**;
ઇંદ્રિયોને જીતવાથી **કિરીટી૩** સુધીર છે.
**ફાલગુન ૪** ઉત્તરાને પૂરવાની મધ્યે જન્મ;
**કૃષ્ણપંડુ ૫**, **કૃપાજીષ્ણુ ૬**, પિતા **સુનાસીર ૭** છે.
યુદ્ધમાં અડગ, કરણ **બિભત્સુતાથી ૮** **સ્વેત ૯**;
અશ્વારથ રૂદે **શ્વેતવાહ ૧૦** પદ સ્થિર છે.
**'અમૃત'** છે **સવ્યસાચી ૧૧** ડાબો હસ્ત સ્હાય તેથી;
**ધનંજય ૧૨** +રસા દ્રવ્ય જીતનારો વીર છે.

**શ્રીકૃષ્ણ**—" ધર્મ, હું પણ એ સત્ય માનુંછું. પરંતુ બંન્ને મ્હોટાએ કામ કર્યું ત્યારે ન્હાનાને પણ જોઇ લેવામાં શું જાય છે? બાજીગરે પણ આમાં વાંધો લાવે તેમ નથી. એને પોતાની વસ્તુઓની પ્રતિતી છે." બાજીગરે કહ્યું–" ખુશીથી–" ઉમેદ હોય તેણે સ્વબળ અજમાવવું. "

ભગવાનનાં વચન અને નયનની ઇશારતથી **સહદેવ નકુળ** ઉભા થયા. **નકુળ** ઘોડે બેસી થોડી વારમાં ફરી આવ્યો. અને **સહદેવે** સહજમાં સર્પને ઉછાળી દૂર ફેંકયો.

( છંદ. )*

સ્વસત્તા તજી ઈશ ઈચ્છાને માને, જરૂર સ્હાય થાતા પ્રભુ સર્વ સ્થાને;
હતા છેક ન્હાના બનેલા જે પ્હેલા, અત્યારે દેખાયા એ પૂરા બનેલા.

( સાખી. )

કર્યો ગર્વ તો અંતે ખર્વ૧ થઇ પામ્યા દુઃખ અપાર;
નકુળ સહદેવ ભજી નામ કૃષ્ણનું, પામ્યા ' જય જયકાર. '

હેતુ.

ગુરૂએ કેશરીને સમજાવ્યું કે–અભિમાનમાં અંધ બની ઉદ્ધત, ઉચ્છૃંખલ, અવનીમાં અથડાતા અજ્ઞાનીઓ, માયા શંખણીના પાસમાં પડી, સ્ત્રી સંતોષને પ્રજાપોષવામાં પાર્થ સદ્દશ્ય પીડા સ્વશીર્ષે વ્હોરી, અંતે અક-

---

* ' મનહર '...ના જેવો. × આ બાર નામ અર્જુનનાં છે.
* ' ભુજંગી '...ના જેવો. ૧ ન્હાના.

ળાઇ, જન હાસ્યાસ્પદ બની પશ્ચાતાપના પ્રવૃત્ત પ્રબળ પ્રવાહમાં, પરોવાઇ પતિતતા પ્રાપ્ત કરે છે. ભટ ભીમશા ભારે ભીડભંજન, ભ્રમણામાં ભૂલી, ભવસાગરની ભયાન્વિત ભૂલવણીમાં ભમ્યાં કરે છે. માટે અભિમાનનો અંત, અસદ્ગતિરૂપ આકળા, અનુક્રમમાં ન આવવા દેવા, અવિનાસ્યારાધન અનુપમ ઓળખવા આગ્રહી થવું.

( સાખી. )

વાંચક વીરને શ્રોતા ધીરને શ્રીહરિ સુખમાં રાખો,
કલેશ કર્મ કુત્સિત કુસંપને, કૃપાથી કહાડી નાખો;
સદૈવ સુખ સરમાં[1] સરતાં[2] રહી, સંપીને રહો શાન્ત,
'**અમૃત**' બોલે બોલજો સર્વે, "**જય જય કમલા કાન્ત.**"

( ૧૧ )

એક એક કોડી કરી લાખને કરોડ જોડી,
તોયે માને થોડી જાણે "લેઉં જગ લુંટીને;"
સ્વાર્થમાં બંધાયો પરઅર્થ[3] ન સંધાયો,
પરમારથે[4] ન ધાયો ભ્રમ ભારતથી[5] છુટીને.
મોહે મજબૂત આવે જ્યારે યમદુત ત્યારે,
સુંદરી[6] ને સુત ખસીજાવાનાં છે ખુટીને;
થતી હંસ અંશ[7] જતાં, '**અમૃત**' અદ્રશ્ય સત્તા,[8]
જેમ વીણા વગાડતાં ગયો તાર તૂટીને.

( ૧૨ )

વારંવાર કરેછે પુકાર ઘડિયાળ અરે
બનો હુશીઆર વેળા વીતાવે વીતાડશે;[9]
ગયું તેતો ગયું ન રોકાયું રહેશે એ રહ્યું,
ચહ્યું ચિત્ત ગ્રહ્યું તોએ પસ્તાવામાં પાડશે.
માટી[10]બન્યા માટી મહીંથી અંતે થવું છે માટી,
ખાટી ગયા નથી વાટી દવા ન મટાડશે;
'હશે' માની હસે જશે વશે કે કવશે '**અમૃત**'
જગ જુંધે જગજીવન જરૂર જીતાડશે.

---

૧ તળાવ. ૨ પડતાં. ૩ બીજા માટે. ૪ મુક્તિ પદ. ૫ મ્હોટા મોહ. ૬ સ્ત્રી. ૭ જીવભાગ. ૮ માલિકી. ૯ મનાવશે. ૧૦ મરદ.

શ્રી દીનબંધુ દાશરથયેનમઃ

# સુલોચના.

## ( ગરબી. )[1]

કરીને ભાવથી ભક્તિ, તર્યા છે કંઇ તરી જાશે;
ધરી શ્રી ચરણે આશક્તિ, ઠર્યા છે કંઇ ઠરી જાશે— ૧

સદાચરણી ઉત્તમ કહીએ, તો વાલ્મિકીને ચિત્ત લહીએ;
બન્યા મુનિ, કાર્ય ચટ દઈને, સર્યા છે કંઈ સરીજાશે— ૨

અવસ્થા ધ્રુવની ન્હાની, નથી એ વાત કંઇ છાની;
વિબુધોએ[2] દ્રઢતાને માની, ઠર્યા છે કંઈ ઠરી જાશે— ૩

નહોતી વિદ્યા હસ્તીમાં, વિષયની રહેતો મસ્તીમાં;
ભંડારો ભય હર અસ્તીમાં,[3] ભર્યા છે કંઈ ભરી જાશે— ૪

હતા સુત ખાસ દાસીના, વિદુર ભોગી વિલાસી ના,[4]
પદે વૈકુંઠવાસીના, વર્યા છે કંઇ વરી જાશે— ૫

પિતા કંસના ઉગ્રસેને, સ્મર્યા યદુવીર દિવસ રેને;
ઉત્તમ અવનીશને[5] નયને, ધર્યા છે કંઈ ધરી જાશે— ૬

કુબજા રૂપ હીનાને,[6] પ્રભુ રાધાથી પ્રીય માને;
સ્વવશ ! એ કૃષ્ણ કહાનાને, કર્યા છે કંઈ કરી જાશે— ૭

સુદામો પામે અતિ પીડા, કરે નિર્ધનતા સહ ક્રીડા;[7]
દુઃખો સમજી વચન વ્રીડા,[8] હર્યા છે કંઈ હરી જાશે— ૮

સબળ એ સાત સાબીતિ, સ્હમજતાં શી રહે ભીતિ;
'અમૃત' પ્રભુપદ ધરી પ્રીતિ, સ્મર્યા છે કંઈ સ્મરી જાશે— ૯

## ( સાખી. )

પૂજ્યથીપૂજાતાને[9] પૂજી, વીણાધારિણી[10] વંદુ;
'અમૃત' આખ્યાનારંભે, ઉચ્ચરતાં હું આનંદુ.

---

૧ 'કવાલી'...ના જેવી. ૨ દેવ. ૩ હયાતિ. ૪ નહિં. ૫ રાજાઓ. ૬ [illegible]રની. ૭ રમત. ૮ લાજ. ૯ ગણપતિ. ૧૦ સરસ્વતિ.


ગતમાં જન્મ પામી, બાળપણથીજ વિદ્યાભ્યાસના અનુરાગી બન્યા, વ્યાકરણાદિ વસ્તુ વિચારણીય જ્ઞાન મેળવી, પુરાણોમાં પારંગત થયા. શનૈઃ શનૈઃ ષડ્શાસ્ત્રોને સમજી સર્વ જ્ઞાતપદ મેળવ્યું. સ્મૃતિઓ સમજવા સમજાવવામાં સર્વોત્તમ પદ પ્રાપ્ત કર્યું, અને વધતાં વધતાં વેદોનું અમુલ્ય જ્ઞાન અંતરે ભર્યું. પરંતુ જો શ્રી કૃષ્ણચંદ્ર પરમાત્માના ચરણકમળનું ચિંતવન ન ચાહ્યું, તો બધું જાણવું વૃથા છે. જેમ જમીનને ઉત્તમ ખેડી, ખાતરથી પરિપૂર્ણ કરી, પાણીથી પરિતૃપ્ત બનાવી. ઉગતાં વૃક્ષોને અડચણ ન આવે માટે ચોગરદમ ફરતી કિલ્લા સરખી વાડ કરી. મનુષ્ય કે પશુઓ ઉદ્ભવતાં અંકુરોને ઉખેડે નહિં માટે નીમેલો રખેવાળ, રાત દહાડો ચોકી કરી રહે તોપણ શું કામનું ? જ્યાં સુધી એ ભૂમિમાં બીજનું આરોપણ થયું નથી, ત્યાં સુધી સઘળું કરેલું કાર્ય, અને લીધેલો શ્રમ વૃથા જાય છે. પણ ફણગો ફુટી ફળ આપનારૂં કૃત્ય બનતું નથી. તેમ પ્રભુ ભજન અને ભક્તિવગર દુનિયાંનાં સમગ્ર કાર્યોનું જાણપણું નિરર્થક નીવડે છે.

( ભજન. )[1]

સમજીને શાણા, સ્મરણ સુમન[2] લેને ચુંટી, રે— સમજીને૦ ૧
સુંદર સુવાસ સરસ[3] સર્વોત્તમ, સદૈવ રહે ન જાય ખુટીરે— સમજીને૦ ૨
કર્મ બીજ[4] ભવકર[5] વણસે[6] ને, પાત્ર અવિદ્યા[7] જાય ફુટીરે— સમજીને૦ ૩
ઉડીજશે સંશય,[8] ભ્રમર વિહંગમ, અહંતાની[9] ગ્રંથી[10]જશે છુટીરે સમજીને૦ ૪
ઇંદ્રિય વિષય પ્રાણ મન દેહના, જાશે બંધન સહુ તુટીરે— સમજીને૦ ૫
શ્રીવર રહિત નામ રૂપ શોભા, સ્વપના સમાણી માન જુઠીરે— સમજીને૦ ૬
'અમૃત' રામનામ મુખ સુખની, બાંધીને રાખો દૃઢ મુઠીરે— સમજીને૦ ૭

**દ્રષ્ટાંત**—એક કૃપણ ધનાઢ્ય મનુષ્ય, ન્હાના ગામમાં રહેતો હતો. સંસારમાં સ્ત્રી સીવાય બીજુ કોઈ કુટુંબી કે સ્નેહી ન્હોતું. પૈસાનો પૂજારી બની ખાનપાનાદિકમાં પણ ખામી રાખતો. એક વખત તે ઘરમાંથી બહાર ગયો હતો ત્યારે સ્ત્રી પાડોશની બૈરીઓ સાથે બેસી વાતો કરતી હતી. એક સદ્ગુણી બાઇએ તે કૃપણની સ્ત્રીને ઉપદેશ આપ્યો કે—"તમે પૂર્વ પુન્ય પ્રતાપે આ અવતારે અઢળક સંપત્તિનાં[11] માલિક થયાંછો. આ અવતારે જો કાંઈ પુન્યનું કામ કરશો તો આવતા અવતારે પામશો. નહિંતો

૧ 'અટારીયાંપે'...ના જેવું. ૨ પુષ્પ. ૩ રસવાળી. ૪ આગામી કર્મ. ૫ જન્મ મરણ આપનાર. ૬ નાશ પામે. ૭ અજ્ઞાનતા. ૮ શંકા. ૯ હુંપણું. ૧૦ ગાંઠ. ૧૧ દ્રવ્ય.

આ વખતે મળેલું ખાધા કે ખરચ્યા વગર બીલકુલ નષ્ટ થઇ જશે." બીજી બૈરીઓએ પણ 'હામાં હા' ભેળવી, કૃપણ પતિની સ્ત્રીને પુરાવો આપ્યો. થોડીવારે બધાં બૈરાં ઉઠી ગયાં તે સ્ત્રી પણ પોતાને ઘેર ગઇ, રાત્રિયે પતિ સેવા કરતી વખતે પરોપકારાર્થે વિત્ત[1] વાપરવા સ્વામીને અરજ કરી. ક્રોધમાં આવી ગએલો કૃપણ એકદમ ઉભો થયો અને સ્ત્રીને ફરી એ શબ્દ ન સંભળાવવા સખ્ત મનાઇ કરી. સાથે સ્પષ્ટ જણાવ્યું કે "હવે પછી આવું એક પણ વાકય બોલીશ તો તને પણ ઘરમાંથી કાઢી મૂકીશ. પૈસો કેટલી મહેનતે પેદા કરાય છે તે તમને ઘરમાં બેસી રહેનારી સ્ત્રીઓને ખબર નથી. લોહીનું પાણી કરીએ, ત્યારે એક પૈસાનું મ્હોં જોઇએ તે નકામા સાધુ કે બ્રાહ્મણોને આપી દેવું એ આ શરીરથી નહિં બને." બૈરી બોલતી બંધ રહી. ફરી એવો એકાદ પ્રસંગ મેળવી, વ્હાલીએ વ્હાલા પાસે વિનંતી કરી. કૃપણ સમજી ગયો કે જરૂર મ્હારી સ્ત્રીને કોઇ ભંભેરે છે. તેની ઇચ્છા મુજબ એકાદ કામ કર્યા વગર તે જંપીને બેસશે નહિં. તેથી પુણ્યનાં કામો ગણતાં ગણાવતાં આખરે તિર્થ યાત્રા કરવા કબુલ થયો. મનમાં નકકી કર્યું હતું કે ગાડામાં બેસી, તિર્થ ભૂમિ સુધી જવું તેનું ભાડું આપવું પડે એ ગેરવ્યાજબી ખરચ નથી. તેમ તિર્થક્ષેત્રમાં-એ ન્હાવું કે દર્શન કરવાં એમાંએ પાઇ બેસે તેમ નથી. અને આ એક કામ કર્યું એટલે બૈરી જન્મ સુધી બોલતી બંધ રહેવાની, તેથી બીજે દિવસજ એક ગાડું ભાડે કરી જોઇતો સરસામાન સાથે લઇ, દંપતિ દ્વારિકાંની જાત્રા કરવા નીકળ્યાં. આઠ દશ દહાડે ત્યાં પહોંચ્યાં. માણસોથી જાણી લીધું કે દ્વારિકાંમાં ગોમતીમાં ન્હાવું ને દ્વારિકાંનાથનાં દર્શન કરવાં એટલે યાત્રા પૂરી થાય. કૃપણે પોતાનું ગાડું પરભારૂં ગોમતીને કાંઠેજ છોડાવ્યું, અને હજુ મધ્યાન્હ થયા નહતા તેથી બંન્ને ન્હાવાનાં વસ્ત્ર પહેરી ગોમતીમાં સ્નાન કરવા ચાલ્યાં. ગોમતીમાં ન્હાવાનો ઇજારો છે તે ખબર આ લોભીને ન્હોતી. ગોમતીના ઘાટનાં પગથીયાં ઉતરવા માંડયાં કે ઇજારદારના સીપાઇએ અટકાવ્યા. કારણ પૂછતાં જણાયું કે એક માણસ ત્રણ રૂપીઆ 'કર'ના ભરે ત્યારે ગોમતીમાં સ્નાન કરવાની રજા મળે. લોભીયાનું લોહી આ સાંભળી, ઠરી ગયું. સ્ત્રી ઉપર ગુસ્સો આવ્યો. "દ્વારિકાંમાં દરિદ્રી[2] વસે છે અને પરમેશ્વરે વરસાવેલા પાણીથી ભરાયેલી નદીમાં ન્હાવાનો કર[3] માગે છે એ કેવો અન્યાય?" આમ બોલતાં ગુસ્સે થયો અને ચોકખે

૧ દ્રવ્ય. ૨ ગરીબ. ૩ ફી. વેરો.

ચોકખું કહી દીધું કે–" આ ગોમતીમાં કયા ઇજારદારના બાપે ઘડા ભરીને આણી નાંખ્યું છે ? " એ માણુસને ન્હાવાના છ રૂપીઆ ખરચવા તેના કરતાં જીવતે જીવતા નર્કમાં જવું એ લોભીઆે વધારે પસંદ કરતો હતો. અંતે કંઈક વિચાર આવવાથી સ્ત્રી સાથે પાછો વળી ગાડા ભણી ગયો. તેના મનમાં સાયંકાળે સ્વકાર્ય સાધી લેવાનું હતું. 'ગોળ કે સાકર જ્યારે અને જ્યાં ખાઇએ ત્યાં ગળ્યાં લાગે છે, તેમ ગોમતીમાં પણ જ્યારે નાહીયે ત્યારે પુન્યજ પ્રાપ્ત થાય છે. પણ તેમાં તે ઠગાયો હતો. ઈજારદારના સીપાઇઓ રાત્રે પણ ત્યાં સખત પહેરો રાખતા હતા. કૃપણ કૃતિ કૃતેહમંદ ન નીવડી તેથી કંટાળી, સ્ત્રીને કહ્યું–" તું મ્હને લોભીયો માનતી હોઇશ, પણ જોઇલે, કર્યાંય પૈસાવગર પગ મંડાય તેવું છે ? સાંભળ આ ગોમતીમાંજ નાહીયે તો પુન્ય થાય એ કોણે કહ્યું છે ? ચાલને આ પાસે સમુદ્રમાંજ નાહી લઇએ ? કે જેમાં ગંગા, યમુના, સરસ્વતી, નર્મદા, કૃષ્ણા, કાવેરી અને ગોમતી દરેક પવિત્ર નદીઓનાં પાણી ભેળાં થાય છે. " બંન્ને સમુદ્રમાં સ્નાન કરવા સંધ્યા સમયે ચાલ્યાં. ભગવાને તિર્થમાં આવેલાંનો ઉદ્ધાર કરવા તિર્થ ગોરનું રૂપ લીધું. સમુદ્રમાં કમરપુર પાણીમાં ઉભેલાં સ્ત્રી પુરૂષોની પાસે આવી, બોલ્યા–" યજમાન, આ તુલસી પત્ર લ્યો. હું સંકલ્પ કરાવું, પછી તમે સ્નાન કરો. "

કૃપણ—" ભાઈ, બાપા, અમારે સંકલ્પની શ્રદ્ધા નથી. "

ભગવાન—" એ નહિં ચાલે. આ સમુદ્રમાં અહીં ન્હાનારનો કર લેવાનો મ્હારો ઈજારો છે. ગોમતીજીમાં ન્હાવાનો કર વધારે તેમ ઈજારાની રકમ પણ વધારે છે. અહીં એ બંન્ને થોડાં છે. ફક્ત એક માણુસ ન્હાય તેનો એકજ પૈસો છે. તમે બંન્ને સ્નાન કરશો તો બે પૈસા આપવા પડશે. નાહ્યા વગર બહાર નીકળી જશો તો પણ અરધાં અરધાં ન્હાયાં છો તેથી એક પૈસો તો આપવોજ પડશે." કૃપણ ગભરાયો. સ્ત્રી ખુશી થઈ. વગર નાહ્યે પૈસો આપવો પડશે તેથી લોભીયાને સંતાપ થતો હતો જ્યારે એક પૈસો પતિ તિર્થમાં ખર્ચ કરશે તો તેમને ખરચવાની ટેવ પડશે એ વિચારે સ્ત્રી ખુશી હતી. કૃપણ બુદ્ધિબળમાં કમ હોતા નથી. તેથી બોલ્યો–" બ્રાહ્મણ મહારાજ ! કોઈ યાત્રિ તિર્થ કરવા આવ્યો હોય અને પાસે પૈસા ન હોય તો ? "

ભગવાન—" ન હોય તો કાંઈ અડચણ નહિં, યજમાન અમારા ચોપડામાં પોતાનું નામ લખાવે તો કોઈ વખતે તેના વંશજો તિર્થ કરવા આવે ત્યારે અમે અમારૂં લેણું પતાવી લઇએ, કે વખતે યજમાનને ગામ

જઇએ ત્યારે વસુલ કરી લઇએ." કુબુદ્ધિ કૃપણે કરેલી યુક્તિ સફળ થઈ. તે નક્કી માનતો હતો કે એક બે પૈસા માટે સો ગાઉ દૂર કોઈ આવે નહિં અને આવે તોય ત્યાં આપનાર તો આપણે છીએ. તેથી બે પૈસા કબુલ કર્યા. પોતાનું નામ લખાવ્યું. ભગવાને સંકલ્પ કરાવ્યો, અને બંન્ને નાહ્યાં. બ્રાહ્મણરૂપે ભગવાન પધારી ગયા. દંપતી મંદિરમાં જઈ દ્વારિકા નાથનાં દરશન કરી બે દિવસ રોકાયાં. અને વિના ખરચે યાત્રા સફળ કરી પોતાના ગામભણી ચાલ્યાં.–પહોંચ્યાં. એક મહીનો વીતી ગયો. ભગવાન ઉદ્ધવને સાથે લઇ બે પૈસાની ઉઘરાણી કરવા આ બખીલના ગામમાં પધાર્યા. કૃપણ શાક મારકીટમાં કાછીઆએ નાખી દીધેલું શાક એકઠું કરી, રૂમાલની ઝોળીમાં ભરી, લટકતો ઘર તરફ આવતો હતો. સામે આવતા સમુદ્ર તીરે સંકલ્પ કરાવનારા બ્રાહ્મણને જોઇ, વચમાંથીજ એક પોળની ન્હાની બારીમાંથી પસાર થયો. ઘરમાં આવી શાકની ઝોળી ફેંકી ધડધડાટ કરતો દાદર પર ચઢયો. શ્વાસભર્યો સ્ત્રીને કહેવા લાગ્યો–'પેલો દ્વારકાવાળો,' 'બે પૈસાવાળો,' 'લોભી લોભીનો દીકરો,' 'બે પૈસા માટે સો ગાઉ આવ્યો.' વગેરે. સ્ત્રી અત્યંત હર્ષિત થઈ. બે પૈસા આવેલો બ્રાહ્મણ પરાણે પતિ પાસથી લઇ જાય, તો તેમને હાથ લંબાવવાની ટેવ પડે. ,પણ આ દામદાસનો દાવ નિરાળોજ હતો. તેણે સ્ત્રીને ઉતાવળથી નીચે ઉતરવા કહ્યું. અને બ્રાહ્મણ પોતાને માટે કંઇ પૂછે તો બેદરકાર બોલવાનું શીખવ્યું કે– "દ્વારીકાંથી આવ્યા પછી એમની તબીયત બીલકુલ બગડી ગઈ છે હમણાં હમણાંમાં તો તેમને ત્રિદોશ થઇ આવ્યો છે. કોઇને નજરે જુએ તોય ઓળખતા નથી. અપશબ્દોનો વરસાદ વરસાવે છે." ઇત્યાદિ–

સ્ત્રીએ સ્વામી વચન પ્રમાણે મહારાજ દ્વારે પધારતાંજ સંભળાવ્યું. અંતરજામીથી કંઇ અજાણ્યું નહોતું. તેમણે પુત્રરૂપ ઉદ્ધવને કહેવા માંડયું. "છોકરા, આપણા યજમાન માંદા છે, વળી સન્નિપાત થયો છે તે આખરની દશા છે. ઘરમાં બિચારી બૈરી એકલીજ છે. તેથી શું કરે? માંદા પાસે ઘરમાં બેસી રહે કે દવા વગેરે લેવા બહાર જાય? માટે ભાઇ, આપણે ટાંકણે આવી ગયા છીએ તો અહીં બે દહાડા રોકાઇએ. 'યજમાનને ગોર,' અને 'ગોરને યજમાન' પ્રસંગે ઉપયોગી ન થાય તો સંબંધ શા કામનો? માટે આપણે બે દહાડા યજમાનની સારવાર કરવા અહીં રોકાવું પડશે" એમ કહી બેઠા. લોભી દાદરેથી ડોકિયાં કરી રહ્યો હતો. 'માંદગીનું નામ સાંભળી મહારાજ ચાલ્યા જશે' તે તેનું ધારવું ખોટું પડયું. બૈરીએ ઉપર જઈ બ્રાહ-

ણુના શબ્દો પતિને સંભળાવ્યા. થોડીવાર તો શેઠ વિચારમાં પડ્યો. પાછી તરત એક યુક્તિ શોધી, સ્ત્રીને સમજાવી, સ્ત્રીએ હાથ જોડીને: તેમ ન કરવા પ્રાર્થના કરી. લોભીએ 'પતિનું કહ્યું ન માને તે સ્ત્રી કુલટા કહેવાય' એમ કહી પરાણે નીચે ઉતારી. પતિની બતાવેલી યુક્તિ પ્રમાણે સ્ત્રી નીચે ઉતરતાં ઉતરતાં પડી ગઇ, છાતી માથું કુટવા લાગી, અને રોતી રોતી કહી રહી કે "મ્હારા પતિ મરણ પામ્યા." ગોરે કહ્યું–"અરરર, ગજબ થયો! યજમાનને ઘેર આવી ઉપાધિ જોઇને નાસી પણ જવાય નહિં." તેથી ઉદ્ધવને કપડાં કાઢીનાખવા હુકમ કર્યો અને પોતે પણ એક ધોતિયું પહેરી, એક ઓઢી, યજમાનની અંતિમ્ ક્રિયા કરવા તત્પર થયા. સ્ત્રીએ પૈસાનો અભાવ બતાવ્યો તેથી શબ ઉપર નાખવાનું વસ્ત્ર બાંધવાના સામાન સુદ્ધાંત ભગવાનને જાતે લાવવું પડ્યું. જોઇતી તૈયારી કરી. માળ ઉપર પોતાને હાથે પાણીનો ચોકો કરી, સૂતેલા યજમાનને બાંધી નીચે ઉતાર્યો. "ઓ, ઓ" કરી, "રામ બોલો ભાઇ રામ" કહી બંન્ને ખભે ઉઠાવી, સ્મશાન પ્રતિ ચાલતા થયા. સ્ત્રી રૂદન કરતી ઘેરજ બેસીરહી. ચિત્તા બનાવવા લાકડાંનું ખરચ પણ ભગવાને કર્યું. અને તરતજ તૈયાર કરેલી ચિતા ઉપર શબને છુટું કરી મૂકયું. જમણે અંગુઠે અગ્નિ લગાડયો. ભડભડાટ જ્વાળાઓ નીકળવા લાગી. લોભીનો દઢ નિશ્ચય હતો કે બે પૈસા આપવા નથી. 'દુનિયાંમાં જન્મ્યું તેના ઉપર મરણતો છેજ.' આજેજ બળીને મરી જાઉં, તોય કાંઇ શોચ કરવા જેવું નથી. અગ્નિ લાગતાં શરીરપર ઝઝોલા ઉઠવા લાગ્યા. હાથ પગ ઉંચા નીચા કરવા લાગ્યો. ઇંદ્રાદિ દેવોએ આવી, પ્રભુની સ્તુતિ કરી, કૃપણને બળતો અટકાવ્યો. ભગવાને ચિતાપરથી નીચે ફેંકી દીધો. અંગે દાઝેલો લોભીયો ઉઠયો, અને બોલ્યો—"દ્વારકાંવાળા, કેમ ત્હારા પૈસા બંદાએ ખોટા કર્યા કે નહિં?" એમ કહી દોડતો ગામમાં નાશી પોતાને ઘેર ગયો. વૈરીને બધી વાત કહી, સ્ત્રીએ સમજાવ્યું કે–"વ્હાલા, કદી બ્રાહ્મણે આપને ઉગાર્યા ન હોત ને આપનું શરીર બળી ગયું હોત તો આ મેળવેલો પૈસો આપને શું ઉપયોગી થાત?" કૃપણ સમજ્યો, પ્રભુને શોધવા દોડયો, પણ અંતરજામી અંતરધ્યાન થઇ ગયેલા તે પ્રાપ્ત થયા નહિં. તે દિવસથીજ કૃપણે પોતાનું કર્મ બદલ્યું, અને મહદ્ પ્રયત્ને સંચય કરેલું દ્રવ્ય પરોપકારાર્થે પ્રભુ નામે વાપર્યું. જગ વિષયો પર જીતને પ્રભુ ચરણે પ્રીત થઇ. એટલે ભાવટવીના ભટકણથી પાર ઉતર્યો.

તેમ પ્રત્યેક મનુષ્ય એ લોભીયાની પેઠે તન, ધન અને ભુવન, તથા જનને પોતાના માનીલઇ, પરહિત લક્ષ્યમાં લાવતાજ નથી. તેને ભગવાન રૂપ બ્રાહ્મણ સરખા ગુરૂથી, ચિંતા રૂપ ચિતાપર તૃષ્ણાગ્નિથી બળતા અટકાવી, નાશાત્મક જગ વિષયોનો બોધ કરવામાં આવે, તો શ્રીવર ચરણે સ્વાર્પણ કરતાં શીખે છે અને સહજમાં સંસારાબ્ધિ તરી જાય છે.

શ્રીમદ્ રામચંદ્ર ચરિતામૃતમાં[1]ના પવિત્ર પ્રસંગો પૈકી, આ એક સર્વોત્તમ સતી કથા છે, કે જે શેષની કન્યા રાવણના જયેષ્ટપુત્રની[2] વધુ સતી સુલોચનાનું ચરિત્ર છે, શીવ પાર્વતિના સંવાદથીજ શરૂઆત છે.

( ગીતિ. )

'શીવજી'એ સાવધથઇને, ચરિત્ર સતિનું કહ્યું 'ઉમા' પાસે;
શ્રદ્ધા એ સુણી લઇને, 'પતિવ્રત' તત્પર સ્રિયો જરૂર થાશે.

( ધનાશ્રી. )

કહે શંકર સુભગાથ[3] સતીને, કહે શંકર,-
ધ્યાને લઇ નીજનાથ[4] સતીને, કહે શંકર.-
લંકા આગળ યુદ્ધ થતું તું, રામનું રાવણ સાથ— સતીને૦ ૧
નાગપાસે પ્રભુ સૈન્ય સહ બાંધ્યા, ઇંદ્રજીત જયી હાથ—સતીને૦ ૨
જાંબુવાન એક નવ બંધાયા, રાક્ષસ ગ્રહ્યો ભરી બાથ—સતીને૦ ૩
લપટી, ઝપટી, કપટી રાક્ષસને, ફેંકયો લંકા માથ[5] —સતીને૦ ૪

મેઘનાદે સ્વપરાક્રમનો અનુભવ બતાવવા નાગપાસથી કપિ સૈન્ય રામ લક્ષ્મણ સમેત બાંધ્યું. બ્રહ્માંશાવતાર જાંબુવાન મુક્ત રહ્યા. તેમણે મેઘનાદને ઉઠાવી લંકામાં ફેંકી દીધો. બંધાયલા સૈન્યને મુક્ત કરવા નારદજીએ વૈકુંઠમાં જઇ, કાર્ય કર્યું.

( સાખી. )

દેવઋષિ[6]એ પન્નગારી,[7] ને પાઠવ્યા[8] પ્રભુજી પાસે;
ગરૂડ ગર્જના સાંભળી સત્વર, ઉરગો[9] છુટી નાસે.

બંધન મુક્ત થએલા રીંછ અને વાંદરાઓ ઝાડ, પત્થર, અને આયુધો લઇ રાક્ષસ સૈન્યપર તુટી પડયા. અને કાયર કાયર કરી અસુરોને લંકામાં હાંકી કહાડયા. પહેલો ફેકાયલો—

---

૧ રામાયણ. ૨ ઇંદ્રજીત, મેઘનાદ. ૩ કથા. ૪ રામચંદ્ર. ૫ ઉપર. ૬ નારદજી. ૭ ગરૂડ. ૮ મોકલ્યા. ૯ સર્પો.

( ભીમપલાસ. )

લંકામાં ઇંદ્રજીત, મૂર્છાથી જાગ્યો જ્યાંહે,
ઉઘાડી ચક્ષુ નિહાળી, પિતાતણી સભા ભાળી;
નિજ મનને શર્મ બહુ લાગી, થઇ હાર હામ ગઇ ભાગી.
તેથી થવા ઇશ અનુરાગી, ગયો એકાંતે ગુહામાંહે—લંકામાં૦ ૧
વિજય યજ્ઞ કરવા મન ધારી, કીધી સકળ સત્વર તૈયારી;
અતુલિત બળ મળવા કાજે, શીવ સ્હાય ઉપાસન સાજે.
એકાંતે રહિત અવાજે, નવ જાણે છુપ્યો કયાંહે ?— લંકામાં૦ ૨

( છંદ. )[1]

શુદ્ધ વીભીષણ પામ્યા, યજ્ઞના આદર્યાની;
જરૂર મટી જાશે, ભીતિ ક્રૂરને મર્યાની.-(યજ્ઞ પૂરો થશે તો)
તેથી કૃતિ ધ્વંસ[2] થાવા, આવી ' શ્રીરામ ' પાસે;
સકળ વિદીત કીધું, યજ્ઞ જેપેર નાસે.

" ગિરિ કંદર અંદર જઇને, ધ્યાનયુક્ત થઇને, મેઘનાદ યજ્ઞ કરે છે તે પૂરો થશે તો એ અસુર પછી કોઇથી જીતાશે નહિં." એમ વિભીષણે રામને જણાવ્યું—

( ગીતિ. )

વચન વિભીષણ કેરાં, સુણી ચિત્તમાં રામ થયા રાજી;
હુકમ કર્યો લક્ષ્મણને, જાઓ જલ્દી તમે સૈન્ય સકળ સાજી.

પવન તનય હનુમાન અને વાલી પુત્ર અંગદને પણ લક્ષ્મણની સાથે જવા રામાજ્ઞા થઈ, દેવોને દુઃસહ દુઃખ દેનાર આ અસુર કુળનો ઉચ્છેદ કરવા માટે પ્રભુએ પળ પણ ખોટી ન થવા તથા સત્વર કાર્ય સાધવા ફરજ સાથે ફરમાશ કરી, ઉતાવળા ઉગ્ર કોપમય વડીલ બંધુનાં વાકય શ્રવણ કરતાં લક્ષ્મણ પ્રતિજ્ઞા કરીને બોલ્યા—

( છંદ. )[3]

આપની આચ ધરી શીર આજ હું સૂરબની પુર ને ચિત્ત ચ્હાવું;
પાણ[4] ધરૂં ધનુ બાણને આજે થાવા સફળ મહોત્સવ લાવું.
ધીરબનું હણું આજનકી, શત[5] શંકર રહાય કરે ન બચાવું;
આજન મારૂં એ રાવણીને રઘુનાથતણો નવ દાસ કહાવું.

શિકારને સપડાવવા સજોરસીંહ સરખા અસુરાંધકારને હઠાડવા સૂર્ય કુળના સૂર્ય અનંત ગુણ ચારિત્ર્યથી[6] અનંત ઓળખાવતા અનંતાવતાર[7] સુમિત્રા

---

૧ ' માલિની '...ના જેવો. ૨ નાશ. ૩ ' સવૈયા '...ના જેવો. ૪ હાથ. ૫ સો. ૬ ઉજવલ યશોગાન. ૭ શેષાવતાર.

સુત લક્ષ્મણ, પર્વત ગુહા પાસે પહોંચ્યા. અને સઘળા સેવકોને સ્વતંત્ર વર્તને લડવા છુટ આપી—

( ચોપાઇ. )

આવ્યા ઇંદ્રજીતની સમિપે, કપિ ભાલુ[1] અતિશય દીપે;
કોઈ મુષ્ટિ મારે કોઇ લાત, નખે ચીરતા અસુરનું ગાત.[2]
યજ્ઞ સ્થાપના દીધી ઉશાડી, અશુદ્ધ વસ્તુ યજ્ઞ કુંડે પાડી;
ત્યારે કોપી ત્રિશુળ લીધું હાથે, ચાલ્યો લડવા રામાનુજ[4] સાથે. (ઇંદ્રજીત)

*( પ્રબંધ. )

મેઘનાદ મેઘનાદે[5] ગરજે, અનંત[6] કોપથી અનલ[7] વરજે;[8]

વાત રહમજી ભલી ભાત, કોપની સાથ, હાથમાં ચાપ[9] સાહીને, ઘાત શત્રુની જાત માટ ઉતપાત ચાહીને, બન્ને ધાઇ, એકમેકલે સાહી, દાખે મરદાઈ, દીલમાં ડરાઈ, કાંઇ કાયરો જઇ ગભરાઈ, જાણે મરાઈજાશુંરે ભાઇ. રાવણી[10] ધાયો, રઘવાયો હનુમાને સ્હાયો, મારો ચલાવ્યો, અંગદે તેને હંફાવ્યો, ત્યારે લક્ષ્મણ સ્હામે આવ્યો, કરી તેની બળવીરે ટંડી, ખૂબ દંડી, કે કરવા ડંડી, રહ્યા ઘુમંડી, દાનવ-પર ચડી, રહ્યા છે મંડી, દાવ દાવને ઘાવ ઘાવમાં, ન અટકાવમાં પુરણ ફાવમાં, ક્રોધી સ્વભાવમાં, વિજય લ્હાવમાં, ખરરરર બાણ ચલાવે, સરરર નાદે નાસતા, ભરરર ભાગે અરરરરરરર કહીને લડતા, પૂરા પડતા, દાવે છળતા, નવ કો કળતા, કદી વિકળતા, થતી નવ વળતા, બળતા અંગે, દ્વિગુણ ઉમંગે અર-સ્પરસ કરવા દેહ ભંગે, જામ્યા જંગે, રંગાઈ રંગે, બૂમાબૂમથી 'મારો મારો,' 'સં-હારો વિદારો,' 'જાય ન નાસી,' 'નાખો ફાંસી,' 'પકડો પકડો,' 'મજબૂત જકડો,' એ ન્હાનકડો, વિષનો કકડો, હિમ્મતની કિંમત કરાવતો, પણ ન ફાવતો, કરતો દાવતો, ગરજ્યા લક્ષ્મણ, નેત્રો ચણ ચણ, થાતાં તે ક્ષણ, બોલ્યા 'હણ હણ' 'વીર બણબણ,' 'મૃત્યુ ઘડી ગણ,' 'બચીશ ન આ ક્ષણ,' છે મ્હારૂં 'પણ', જો આજ મુકું, બાણ ન ચુકું, બાણગું ફુંકું, કરૂં સહુ સુકું, યુધ્ધે, ઢુંકું, કહે રાવણી રાખશું ઢુંકું, બાજરીયું નથી હાથે ખુંકું, દેવ મનુષ્ય નામોપર થુંકું, વીર બની રણમાં જવ ઝુકું એમ વદીને પૂર-જોશમાં, સૂર રોશમાં, અસૂર વાનર ક્રુર, બની નવ દૂર, દોડતા પકડી પકડીને જુધ્ધે જોડતા, મુળી કાંદા સમ શીશ તોડતા, ફડાક માથા શૈલે ફોડતા, શરો સપક્ષ, પક્ષી ચાદક્ષ, હાથે પ્રત્યક્ષ, કરે અરિ વિપક્ષ, રામાનુજ લક્ષ્ય, રઘુવીર સમક્ષ, ધરી શર સંધાને, શરાસન સ્થાને, સ્મરી પુન્યને અંતમંત્ર, એકત્ર વિશિખે મૂકયાં તત્રે, બોલ્યા તર્ત ને, મેઘાવૃત્ત, તે તણાં પુન્ય ફળનું જે બળ, તે મળો આ પળ રીપુ છે પ્રબળ, હું કરે નાશ, એ મ્હારી આશ, પૂરે અવિનાશ, રાખી વિશ્વાસ, ને ચલવ્યું ખાસ,

---

૧ રીંછ. ૨ શરીર. ૩ નાખી. ૪ લક્ષ્મણ. ૫ મેઘગર્જન. ૬ અતિશય. ૭ અગ્નિ. ૮ ત્યાગે, બુલાવે. ૯ ધનુષ્ય. ૧૦ ઇંદ્રજીત.

થયો ઉલ્કાપાત પ્રારંભ ચોપાસ, આકાશમાંહે પ્રકટી રતાશ, ક્ષિતી કંપ શ્વાસ, અસુરો ઉદાસ, દિશીમાં કાળાશ, દેવમાં હુલાસ, અંગદ મરૂત સુત બન્ને પાસ, અનંત કોપ નવ થાય કચાસ, નવ મુકી ધીર, સ્મરી રઘુવીર, સ્વતાતનીર, થવા શાન્તિ ચીર, ન હઠો લગીર, સડડડડડડ છુટયું, કડડડડ તુટયું, દડડડડડ ખૂટયું, આયુ તેમ ચડડડડડડડ ગરજયું, ગયું ભડડડ ભડાક, તડડડ તડાક, થર થરતે ગાત જઇ પડયું તડાક, ભેધું વક્ષ સ્થળ ભડાક, પડયો ભૂમિ 'રામ' કહી હડ હડાક, રાવણી હુડુડુડુ હુડુડુ, વાગી હાક, થયા અનંત જયી બજી ફરજે—અનંત—મે૦

( લાવણી. )

કોપ કરી રિપુ ઇંદ્રતણે, શીવ ત્રિશુળ ફેંકિયું ઝાઝે જોર,
ત્વરિત[1] બાણથી, તોડી લક્ષ્મણે ચૂર્ણ કરીને ઉતાર્યો દોર;
જેમ જેમ શસ્ત્રો ફેંકે નિશીચર[2], તેમ તેમ લક્ષ્મણ ચૂર્ણ કરે,
વ્યર્થ ઉપાયો સર્વ જવાથી, અકળાયો એ અસુર ખરે.

અંતે મેઘનાદે પોતાની આસુરી માયાનો ઉપયોગ કર્યો. ક્ષણુમાં ભૂમીપરને ક્ષણુમાં અંતરિક્ષમાં, ક્ષણુમાં એક, ને ક્ષણુમાં અનેક બની, કપિ સૈન્યનો કચડઘાણ વાળવા માંડયો. સર્પ ફેણુની છાયામાં ઉદર આનંદે નાચતો હોય, તેમ અસુરનો થનથનાટ મટાડવા લક્ષ્મણે લક્ષ્યમાં લીધું—

( છંદ. )[3]

હસ્તથી કર્ણલગી ધનુ લક્ષ્મણ તાણી કર્યો રણ મધ્ય ટંકારો,
શ્રી રઘુવીર પ્રતાપ ધરી ઉર, મંત્ર પ્રયોગે કર્યોજ ઇશારો;
કાળ કરાળ સમીભરી ફાળને, ચલવ્યું સ્વબાણ ન થાય ઉગારો,
પુહુમી[4] પડયો, નિજ પ્રાણ તજ્યા, 'શ્રીરામ' 'શ્રીરામ' કરીને ઉચ્ચારો.

સૌમિત્રેય[5]ના ક્રોધરૂપી અગ્નિમાં પતંગ પેઠે રાવણુના પ્રતાપી પુત્રના પ્રાણુની આહુતિ અપાઇ, દેવનાં દુદુંભી ગડગડવા લાગ્યાં. લંકાંમાં અપશુકનો થવા માંડયા. રીંછ અને વાંદરાઓ હર્ષથી "જય જય" ધ્વનિ:કરવા લાગ્યા. લક્ષ્મણજીના કોપભર્યા બાણે ઇંદ્રજીતનું ઉડેલું મસ્તક રામ સભામાં આવી પડયું. અને કપાયલો જમણો હાથ તેની સ્ત્રી સુલોચનાના મંદીરની બહારની અગાસીમાં પડયો. એક હાથ અને મસ્તકવિનાનું ધડ હનુમાન ઉપાડીને લંકાના દરવાજા પાસે મૂકી આવ્યા. પ્રતિજ્ઞા પાળી વિજય પામી લક્ષ્મણુ રામનો "જય જયકાર" બોલાવતા રામ સમિપે આવ્યા. ભગવાન ભાવથી ભેટી ધન્યવાદ આપી રહ્યા. કિષ્કિંધા નગરના યુવરાજ અંગદે

૧ જલદી. ૨ રાક્ષસ. ૩ 'સવૈયા'...ના જેવો. ૪ પૃથ્વી. ૫ લક્ષ્મણ.

શક્રજીત[1] શીર હાથમાં ઉઠાવી પ્રભુ પાસે આણ્યું સઘળું સૈન્ય કુતુહલથી તે છેદાયલા શીરને જોઈરહ્યું. ભગવાને શીર સંભાળી રાખવા કપિને આજ્ઞા કરી.

( છંદ. )[2]

અનંત કુમારી[3] ઇંદ્રજીત તણી પ્યારી, લંકપતિ પુત્ર નારી;
બેઠી સખીઓના સંગમાં,
વસ્ત્ર અંગ ધારી, ભારે ભૂષણે શૃંગારી;
રચી સુમન [4]અટારી, ઓપે અધિક ઉછંગમાં.
કનક[5] હિંડોળે વિદ્યાધરી[6] વાયુ ઢોળે,
કૈંક પ્રીતિથી હિંચોળે 'ખમા ખમા' વદે રંગમાં;
ભોગ ભોગવે અપાર, પતિ સેવપદે પ્યાર,
એવી 'સુલોચના' નાર, પ્રશંસાયુત પ્રસંગમાં.

અરસ્પરસ મળેલી સખીઓ નિત્ય નિયમ પ્રમાણે પતિ પૂજન કે પરમાર્થ સાધનનીજ વાર્તા ચલાવતી હતી. એક સખીએ સુલોચનાને સ્ત્રી વર્તન-વિષે સમજાવવા વિનંતી કરી સુલોચનાએ કહ્યું—

( પીલુ. )[7]

બાળા બોલ અમારા નિશદિન હૃદયે ધારજો રે,
વરતન વિશ્વ વિષે વિસરો નહિં સ્વધર્મ લેશ;
પહેલું પ્રમદા ભૂષણ સમજી પતિવ્રત પાળવું રે—

વહેલાં ઉઠી વ્હાલથી, તન મન રાખો સાફ,
પવિત્ર થઈ પ્રભૂને નમો, થાવા ભૂલો માફ;
સ્નેહે સ્વામી સુશ્રુષામાં[8] સત્વર સજ્જ થવું રે.
અંતર બાહેરથી બની રહી અશરાફ[9] — પહેલું૦ ૧

કાયરતા તજીને કરો, હોંશે ઘરનાં કામ,
વાસણ વસ્ત્ર અને ભુવન, સ્વચ્છ રાખો સૌ ઠામ;
નવ ઉત્સાહ[10] ઉમેરો ધર્મ કર્મ ને શર્મમાં રે,
બોલાવો નવ કોને કદીએ હલકે નામ— પહેલું૦ ૨

પાક શાસ્ત્રની રીતથી, ભોજન કરો તૈયાર;
સર્વ જમાડયા વિણ કદી, જમવું નહિં કોવાર.

---

૧ ઇંદ્રજીત. ૨ 'મનહર'...ના જેવો. ૩ શેષની પુત્રી. ૪ ફુલ. ૫ સુવર્ણ. ૬ અંતરિક્ષમાં વસનારી એક જાત. ૭ 'પુનમચાંદની'...ના જેવો. ૮ સેવા. ૯ શાન્ત. ૧૦ નવી પ્રીતિ.

વાણી વડીલ તણી નિત્ય માન દઈને માનવી રે;
તાપો ત્રિવિધ[1] હઠાવી, રહેવું સુઃખ મોઝાર— પહેલું૦ ૩
માત પિતા સમ માનવાં, પતિનાં જનનિ તાત,
વડીલ બંધુ સમ જેઠને, દીયર ગણો લઘુ ભ્રાત;
ઘરમાં સર્વ જનોની વિપત્તિને વણસાડવી રે,
મ્હાવું સુખમાં સૌને રાખે 'શ્રી જગનાથ'— પહેલું૦ ૪
ઇર્ષા મદ મત્સર ધરી, કરવો નહિં કંકાસ,
મન મ્હોટું રાખી રહો, સંતોષે સજી હાસ;
હસવું ચેષ્ટા કે મુખ મરડવું નહિં કો સંગમાંરે,
કરવો નહિં દુરજન નર નારતણો સહવાસ— પહેલું૦ ૫
વ્હેમે વલખાં વીણવા, માનો નહિં ભૂત પ્રેત,
જુઠાં ડાકિની શાકિની, જંત્રને મંત્ર સમેત;
વર[2] વશ કરવા વામાએ કદીએ ન વિચારવું રે,
હોંશે હરિગુણ ગાવા ઉપર રાખો હેત— પહેલું૦ ૬
મર્યાદા શુભ પાળવી, અધર્મે ધરવી ધાક,[3]
બોલવું જુઠું નવ કદી, યમ દુત બનશે રાંક;
આ વેણ સદા સુખ દેણ એ સમજી સંગ્રહોરે,
'અમૃત' નામ અમર કરશો, પૃથ્વીને નાક[4] — પહેલું૦ ૭

ધરણીધર[5] અવતારીને હાથે કપાયેલ ઇંદ્રજીતનો જમણો હાથ, બહારની અગાશીમાં આવી પડતાંજ ધબકારો થયો, ગુણવંતીઓનું ગાયન બંધ થયું. વિદ્યુત વેગે એક દાસી જોવા દોડી. આંખમાં અશ્રુ ભરી પાછી ફરી, સુલોચનાને આ ત્રાસદાયક ખબર આપી. અને 'કોનો હાથ હશે' એમ પૂછવા લાગી. સખીની મુખ વાણી સાંભળી, સુમનાસનનો ત્યાગ કરી, સુલોચના સ્વનેત્રે જોવા, અગાસી તરફ ચાલી. સ્ત્રી સ્વભાવાનુસાર તેનું હૃદય થરથરવા લાગ્યું. અશુભ શુકન દર્શક જમણું અંગ ફરકવા માંડ્યું. તેથી બોલી—"રામ રાવણના થતા ભયંકર યુદ્ધના મેદાનમાં અદ્વિતીય વિજય વર્તાવતા મ્હારા પ્રબળ પતિ શત્રુ સૈન્ય સંહાર કરતા સ્વતંત્ર વિચરે છે. જો કે દેવ કે દૈત્યના સબળ સમૂહથી મ્હારા વીર વર[6] સ્વામીના એક વાળને પણ ઇજા કરી શકાય તેમ નથી. પણ મ્હને થતા અપશુકનોથી અનુમાનાય છે કે અમારો વિધિવક્ર થયો હોય!" અનુપમ અબળાએ અગાશીમાં આવી,

૧ ત્રણ પ્રકારના. અધિભૂત અધ્યાત્મિક, અધિ દૈવ. ૨ પતિ. ૩ બીક. ૪ સ્વર્ગ. ૫ શેષ. ૬. શ્રેષ્ઠ.

પડેલા ભુજદંડને ફરી ફરી તપાસીને જોયો, મણીયુક્ત કંકણો અને ભારે બાજુબંધથી ભૂષિત મોટા વૃક્ષની મોટી ડાળીજેવી તે ભુજા. પોતાના પતિની છે એમ તેની ખાત્રી થઇ. પણ એક સબળ શંકા હતી કે મેઘનાદનો નાશ કરનાર નિદ્રા, સ્ત્રી, અને ભોજન બાર વર્ષ પર્યંત તજનાર હોવો જોઇએ. તેથી આ હાથ ઇંદ્રજીતનો કે કોઇ બીજાનો ? અથવા ઇંદ્રિજીતનો હોય તો બાર વર્ષનો એવો સખત નિયમ કોણે પાળ્યો ? એ જાણવા સુલોચના આતુર થઇ. પોતે કપાયલા હાથ પાસે બેસી રહીને દાસીને કાગળ તથા ખડીયો કલમ લેવા મોકલી. દાસી ઉતાવળી લેઇને આવી. સુલોચનાએ એ હાથના આંગળામાં કલમ મૂકી ને પત્ર આગળ ધર્યો. પૂર્ણ પતિ પરાયણા પતિવૃતા પ્રમદા પોતાના અડગ વૃતના અસાધારણ કૃત્યે તે હસ્ત પાસે હકીકત જાણવા વિનંતી કરી રહી. પણ નિષ્ક્રીય[1] હસ્ત ક્રિયાવાન થયો નહિં. ત્યારે સતીએ પતિ પૂજાનો પ્રબળ પ્રભાવ તથા સત્ય શીયળની સબળી સમૃદ્ધિ એકત્ર કરી, અરજ સાથે ફરજ પાડી. આંગળીઓએ કલમ ઝાલી, અને પત્ર પટપર દસ્કતો લખાયા.

( સોરઠ. )[2]

મમ મર્ણ થયું, પ્રિયમાન, શૂર લક્ષ્મણ થકીરે;
જગત પ્રગટ પાલન સંહારણ, રામ સર્વનું આદીકારણ.
અક્ષય અજય અખીલનિવાસી[3] એ નક્કી રે— મમમર્ણ૦ ૧
નિગમ[4] નેતી નેતી ઉચ્ચારે, અગમ અપાર ગુણો વિસ્તારે;
વિનાજીભે વર્ણીશકું કેમ હું પાતકીરે— મમમર્ણ૦ ૨
તેનો બંધુ તેનો અનુરાગી, નિદ્રા, નારી, ભોજનને ત્યાગી;
તેહતણા પ્રાક્રમ સામે ન શકયો ટકીરે— મમમર્ણ૦ ૩
જહીં રઘુનાથ તહીં શીર મ્હારૂં, ભુજા આવી જોવા વ્રત ત્હારૂં;
હવે હિત મુજ તુજ હાથ, થવા રાખુ વકીપ[5] રે— મમમર્ણ૦ ૪

કષ્ટકર વાત એ છે કે જાણ્યા પછી પણ અજાણ રહેવાય છે. હાથે લખી આપેલી જગનાથના ભ્રાતની વાત વાંચી અખીલ બ્રહ્માંડવાસી ભગવાનના લઘુ બંધુને હાથે પતિ મૃત્યુ થયું જાણ્યું, છતાં પણ માયાને વશ થએલી મહિલા માથું કુટવા, અને છાતી પીટવા લાગી. શરીર પરનાં ઘરેણાંઓ અને સુવસ્ત્રને તોડી છોડી, દૂર કરવા લાગી. અને " હા નાથ !

૧ જડજેવો. ૨ 'કામણ કીસે છે'...ના જેવો. ૩ વિશ્વવ્યાપક.
૪ વેદ. ૫ વારૂંસો.

હા કંથ ! " એમ પોકારતી પૃથ્વીપર પછડાવા લાગી. દાસીઓ તેનું દુઃખ જોઈશકી નહિં. તેથી કહેવા લાગી. "બ્હેન ! સ્હમજુ થઇને વધારે સંતાપ કરવો એ યોગ્ય નથી. જે દૈવના દૈવતનું આ મહાન્ પરાક્રમ છે તેને વશ આપણે રહેવું જોઇએ. કરેલી કૃતિ, ગતિ આપનારી ઠરે છે. માયાના વશમાં લાચાર બનીજવાથી આ મોહ ટળતો નથી. દેવ, ઋષિ, મનુષ્યનું મૃત્યુની સામે ચાલતું નથી. મરનારના સંબંધીઓએ તેની પાછળ રોવા કૂટવા કરતાં તેને ઉત્તમ લોકની પ્રાપ્તિ કરાવવાનાં સાધનો સજવાં એ અત્યુત્તમ કૃત્ય છે. સ્વાર્થ પરાયણ સંબંધીઓ અલ્પ સમય શોક કરી, સદાને માટે ભૂલીજાય છે. જેઓ પોતાના વ્હાલાની યાદગીરી અશ્રુજળ વાટે બહાર કાઢીનાખતા નથી. તેમનું હૃદય તે સ્નેહીની યાદગીરીથી સર્વદા ભરપૂર રહે છે વળી મહારાજા ઇંદ્રજીત જેવા મહાન્ પરાક્રમી અને ઇંદ્રને પણ પોતાના બળે જીતી 'ઇંદ્રજીત' પદને પ્રાપ્ત કરનારનું અન્ય લોકગમન શું શોચનીય છે ? સતી, પતિપ્રાણા પત્નિઓનાં હૃદય શું આવાં પાતળાં હોય ? આવેલી આપત્તિને સહન કરવી એ સશક્તોની નિશાની છે" સાદા સહજ સુખકર સકળ સખીના મુખ શબ્દો સાંભળીને નાગકુમારી સુનયના શાંત થઇ. અને બોલી—"આજે દેવોનું દુઃખ દૂર થયું. અસુરોની પડતીની શરૂઆત થઇ. રામલક્ષ્મણનો જયમય યશ ત્રીલોકે વિસ્તૃત થયો." ફરી આંખ પાણીથી ભરી ગળગળી થઇ બોલી—"કુળકલંક રૂપ વિભીષણે કુહાડામાં કાષ્ટ દંડની પેઠે પ્રતિસ્પર્ધીઓની સાથે મળી. મ્હારે શીરે વિપત્તિ વરસાવી. આજે સૂર્ય ચંદ્ર પૂર્ણ પ્રકાશશે. તેજે આ પૌલસ્ત્ય વંશનો હંસ ઉડીજતાં ગગન, સમીરને[1] સલિલ[2] સૌ સ્વચ્છ થયાં. યમ, કુબેર, દીગપાલ, લોકપાલ, નાગ અને ગંધર્વ સૌના સુખનો સુર્યોદય થયો. સૌનું ઇષ્ટ અને મ્હારૂં અનિષ્ટ, મ્હને કટુ તે બીજાને મિષ્ટ,—"

( કાહરો. )[3]

કરતી વિલાપ સુનયના[4] નારી, ધારી હિમત વિપત્તિને વિસારી,— કરતી૦ ૧
ઇંદ્રભુવનથી અધિક ઓપતું, એ ઘરમાંહે એ સધ પધારી.— કરતી૦ ૨
રીદ્ધિ સીદ્ધિ જ્યાં સકળ ભરેલી, પણ મનથી સહુ નાખ્યું ઉતારી,—કરતી૦ ૩
પતિ પ્રેમે મન લાગી રહેલું, તેહને વસ્તુ બીજી નહિ. પ્યારી— કરતી૦ ૪
પોતાનું ને પતિનું હતું તે, દાન કરી દઈને પરવારી— કરતી૦ ૫
પાલખી એક જડિત મંગાવી, બેઠી પતિ ભુજ સાથ તે નારી.— કરતી૦ ૬

૧ પવન. ૨ પાણી. ૩ 'સીહાના કાનરા'...ના જેવો. ૪ સુલોચના.

મેઘનાદના દરબારમાંથી નીકળેલું મનુષ્યયાન[1] રાવણના દરબારમાં જતાં અસુર સૈનિકો અનેક તર્ક વિતર્કમાં પડયા. પણ પાલખી નજીક આવતાં—

( છંદ. )[2]

પેખીને વધુ ઇંદ્રજીતતણી સૌ ઝાંખા પડયા આપથી,
સેન્યાધીશ અપાર શોચ કરતો, ચરણે નમ્યો તાપથી;
આપી આશીષ તુર્ત તેહ સતીએ ઈચ્છયું જવા ચિત્તથી,
પૂછયું "કયાં મુજ શ્વસુર સુર[3] શત્રુ છે બોલો તમે પ્રીતથી".

( લાવણી. )

તર્ત સભામાં ગયો તેડી જયાં હતા બીરાજયા રાવણરાય,
સ્વપતિભુજા લઈ સંગ સતીએ શીષ ધર્યું રાવણને પાય;
બોલી "પિતા તમ છતાં તમારી કુલ વધુના આ હાલ થયા,
થયું ન થયું નથી હવે થવાનું મળે પતિ શીષ કરો દયા.
મ્હારે ભવને ભુજા પડી આ, લખી દીધું ગુણ ગાન અનંત,[4]
શીષ રામચંદ્રની સમીપે, સુવેલ મહીધર વસે ભગવંત";
સુણી સુનેત્રા[5] ના શબ્દોને, રાવણે નયન કર્યાં ઝેરી,
તુચ્છકારી અવિચારી બોલ્યો, 'વસમોછું તેનો વેરી.'

જગતમાં પ્રથમથીજ બે પ્રકાર ચાલ્યા આવે છે. સૃષ્ટિમાં પણ બે પ્રકાર જડને ચૈતન્ય, ચૈતન્યના બે પ્રકાર પશુ અને મનુષ્ય, મનુષ્યના બ પ્રકાર સ્રી અને પુરૂષ, પુરૂષમાં બે પ્રકાર સજ્જન અને દુર્જન. દુર્જનના પણ બે પ્રકાર. એક સુધરે ને બીજો બગડે. રાવણે પુત્ર વધુને ધૈર્ય આપી, સ્વસત્તાનાં સ્વમુખે વખાણ કરવા માંડયાં—

( કાન્હરો. )

વધુ[6] ન વધુ[7] સબુર, રહે ઘડી ચાર, આવાર આવાર કરૂં અરીનો સંહાર
કુંભકર્ણ ઇંદ્રજીત જાણ્યા મેં યોદ્ધ અજીત,
સુણી થાઉં છું લજીત, વિધિ ગતિ વિપરીત;
મુઆ મનુષ્યોને હાથ, બીડી ન શકયા છે બાથ,
હાલ હું કરૂં અનાથ, તપસી[8] ને કપી સાથ;
વાળું વેર, કરી કેર, લાવી ઝેર એના શા ભાર, આવાર, આવાર—વધુ૦

વિશેષમાં તેનીજ સાક્ષી લેવા કહ્યું—

---

૧ પાલખી. ૨ 'શાર્દુલ'...ના જેવો. ૩ દેવ. ૪ લક્ષ્મણ. ૫ સુલોચના. ૬ વહુ. ૭ વધારે. ૮ રામ, લક્ષ્મણ.

( ગીતિ. )

સકળ દેવને દમીયા, નમીયા સઘળા દિશાપાળ ચરણે.
મુજ સમાન શૂર શત્રુ, કહો કો પુત્રી સુણ્યો હોય કરણે.?

( છંદ. )[1]

વચન સાંભળી, શ્વશુરનાં સહુ, મન વિચારવા, લાગી તે વહુ,
"પલક એકમાં નગ્ર બાળીયું, શક્તિ ન્હોતી શું ? ન કોઇએ ખાળીયું.
કુંભકર્ણનું વૈર ન વાળીયું, કુળતણું ખરે નામ ટાળીયું;
મુજ પતિ અને કુંભકર્ણના, ભુજ બળે સદા શોભતા હતા.
પલક એકમાં તેહને હણ્યા, મનુષ્ય રાવણે તે પ્રભુ ગણ્યા;
વિવશ કાળને શ્વસુર છે થયા, ગર્વથી નથી વેગળા ગયા."

પ્રસિદ્ધમાં બોલી—"શ્વશુર! ગર્વાધીન થએલું મન ભ્રમતામાં ભમતું રહે છે સ્હમજુ માણસો ઠોકર લાગતા પંથને છોડીદે છે. ભ્રમર પણ પુષ્પની વાસ લઇ ઉડી જાય તોજ ઉત્તમ છે. વધારે મોહમાં પડે તો કેદ થવું પડે છે. માંખ, મંકોડો, ને મૂર્ખ નર મધ લાળે લેવાઇ, સ્વશરીર ખોઈ નાખતાં સુધી સમજતા નથી. આ સકળ દેવાસુર જીતનારને આ સમર કાંઈ ભારે નથી. સમુદ્ર ઉલંઘનારની પાસે સરિતાની ગણના નથી. પણ કૃપા કરી, મ્હને મ્હારા પતિનું શીર રામચંદ્રની સભામાંથી અપાવશો ?" રાવણે સુલોચનાની વાતની બીલકુલ દરકાર નહિં કરી. તે શું કહે છે એ પણ સ્હમજ્યો ન હોય તેમ પોતે પોતાનો લખારો કરતોજ રહ્યો. સુલોચનાએ શોચ્યું.

જઉં હું—હવે સાસુજીકને, સુલભ માર્ગ એ આપશે મ્હને.

( ચોપાઈ. )

ત્યાંથી ચાલી સુલોચના નાર, આવી મંદોદરીને દ્વાર.
સ્નેહે સાસુને ચર્ણે લાગી, બોલી વચન વિનય રસપાગી;[2]
કહી વાત કરેડ[3] લખી જેહ, વળી રાવણ બકીયો તેહ,
સુણી પુત્ર વધુની વાણી, બોલી દુઃખિત મંદોદરી રાણી.

"બેટા, સુલોચના, સંકટને સહન કરવામાં સબળ સતીઓ છે, અભિમાનના બોલોને ન ગણનાર સતીઓ છે. વગર સમજ્યા વૈરને વિસારનાર સતીઓ છે. સ્વકાર્ય સુગમતાએ સાધનાર સતીઓ છે.

( પહાડી. )[4]

વચન વ્હાલે સમજ મ્હારાં, પ્રભુ દુઃખ કાપશે ત્હારાં;
દેવ ઋષિ[5] જે કહી ગયા, બોલ તે વ્યર્થ ન જાય;

૧ 'લલિત'...ના જેવો. ૨ રસ ભરેલા. ૩ હાથે. ૪ 'દશા આ શી'...ના જેવો. ૫ નારદ.

સકળ રજનીચર સૈન્યને વિદારશે સુરરાય.૧
દશાનન આદિ યોદ્ધા જે, થશે સૌ કાળ આધિન તે;—વચન— ૧
બંધુ ભેદથી તુટશે, અચળકોટ આ લંક,
રાજ્ય લક્ષ્મી સૌ લુંટશે, વાનર ભાલુ નિઃશંક.
વિભીષણ રાજ્ય મેળવશે, સીતાનું દુઃખ દુર થશે;—વચન— ૨
મુનિ વચન પર નિત્યમને મનથી દ્રઢ વિશ્વાસ,
કુલાંગના સુલોચના, થજે ન કદી ઉદાસ;
તું જાતે જા તહીં શીર લેવા, "રાજે જયાં દેવાધિ દેવા.—વચન—૩

**સુલોચના**—"હું આપને એજ પૂછવા આવીછું કે શત્રુના સૈન્યમાં જવાથી મ્હારે કોઇ બદનામીમતિ ઉતરવું પડે એમ નથી.?"

**મંદોદરી**—"રે, રે, આ શું બોલે છે?રામચંદ્ર કોઇના શત્રુ સાંભળ્યા છે?"

( બિહાગડો. )[2]

આજ લાજ આણવી ન પુત્રિરે જરી;
સમય બદલે શર્મને એ મેલવી પરી;[3]
શ્રી રઘુપતિ સભા વિષે તમે જશો,
રહેજો સદા નિઃશંક દોષ ત્યાં નથી કશો.
એક પત્નિવ્રત રામ અનુજ બ્રહ્મચાર,
સ્વશ્રુર વિભીષણ દિયર વાલીનો કુમાર;
વાયુ તનય[4] કપીશ[5] અને જાંબુવાન જેહ,
એક નેક ટેક ધારી રામચરણ નેહ.
વાંચ્યા રામના ગુણો લખ્યા પતિને હાથ,
ત્યજી વિલંબ સત્ય જા થશે દયાળુ 'નાથ.'

પ્રાતઃ સ્મરણીય પંચ સતીઓ પૈકી વિખ્યાતા મંદોદરીએ પુત્રવધુને સંતોષી.

( ગીતિ. )

સુણી સાસુ મુખવાણી શાણી સુનયના થઇ હીલે રાજી;
જાવા રઘુપતિ પાસે, આજ્ઞા લઈ શીબીકા સેવકે સાજી.

વર્ષાથી વેગભરી સરિતા સમુદ્રને મળવા ઉતાવળી દોડી જતી હોય તેમ સુલોચના શ્રી રામ સભા તરફ ચાલી. તેનું મન પતિ મસ્તકને રઘુપતિ મુખ જોવા બેવડા આનંદમાં આવ્યું હતું. લંકામાંથી આવતી પાલખીમાં બેઠેલી સ્રીને જોઇ રીંછને વાંદરા ખુશી થવા લાગ્યા—

૧ રામચંદ્ર. ૨ 'જો સખી હરખે'...ના જેવો. ૩ દુર. ૪ હનુમાન. ૫ સુગ્રીવ.

( છંદ. )[1]

દેખી શીબીકા સુંદર, રીઝયા સર્વે કપીવર;
કહે વાત પરસ્પર, કામ રામનું થયું,
હવે સમજયો સાચી વાત, પામી રાવણ ઉત્પાત.
જાણ્યું થશે નક્કી ઘાત, રાજ તાજ સૌ ગયું,
નક્કી એજ સીતા માત, સહુ માનો ખરેખાત;
સોંપવા પ્રભુને હાથ, મોકલ્યાં રાવણે ખળે,[2]
થયું સર્વ રીતે સુઃખ, ગયું યુદ્ધતણું દુઃખ.
રહ્યાં ઉજવળ સૌ મુખ, દર્શી જાનકી મળે,
એમ થાય ખુશી સર્વ, કરે પ્રાક્રમનો ગર્વ;
ગણે આજદિન પર્વ, રામચંદ્ર રીઝશે.
કરે એમજ ઉચ્ચાર, આવી પાલખી તે ઠાર,
ડર્યો ઇંદ્રજીત નાર, જોઈ જાણ્યું શું થશે. ?

વિભીષણદ્વારા સર્વ વાત પ્રભુને વિદીત થએલી હોવાથી સુલોચનાને શ્રી રામ સમક્ષ આવવા દેવા, અલ્પ પણ અડચણ ન થાય એવો બંદોબસ્ત સર્વ સૈનિકો એ અગાઉથીજ કરી આપ્યો. સુલોચના પાલખીમાં પતિ ભુજા રહેવા દઇ, જાતે એકલી નિડર બની, વેગભરી વાદળી શી ધનસ્યામ રામને મળવા નીરખવા ચાલી. શું જોયું ?—

( છપય. )

કરૂણાસાગર રામ છબી નીરખી સતી હરખી,
સજીત શુભગ શૃંગાર, અનંગકોટિના સરખી.

દ્વિવિદ[3] ગયંદ કપિશ,[4] મરૂતસુત રહ્યા કરજોડી;
અંગદ, નળ નીલ ઉપર રામની કૃપા ન થોડી.
સકળ વૃતાંત પ્રભુકને, કહ્યું સમજાવી વિભીષણે;
પ્રભુજી પતિ શીર માગવા, આવી સુનયના આ ક્ષણે.

રામના કૃપાકટાક્ષની શીતળ વૃષ્ટિથી ન્હાતી સુલોચના પાસે આવીને બોલી—

( ભૈરવ. )

રઘુનાયક ચરણે લાગી, જોડી પાણી કરે વિવિધ વિનંતી;
ઉભી રહી પતિ શીર માગી— રઘુનાયક૦ ૧
સેવક સુખદ દુઃખહર, સુખકર પ્રભુ;
પામી હું દરશન બડભાગી—[5] રઘુનાયક૦ ૨

૧ 'ત્રિભંગી'...ના જેવો. ૨ દુષ્ટે. ૩ એક વાંનર. ૪ સુગ્રીવ. ૫ ભાગ્યશાળી.

તરવા જગત સિંધુ નામ, નાવ દીનબંધુ;
પલકમાં પામે પાર જેહ અનુરાગી— રઘુનાયક૦—૩
અનંત અમાપ, જગ આપમેં પ્રતાપ જોયો;
આપ જાપ જપે જાય ભવ દુ:ખભાગી— રઘુનાયક૦—૪
નાથ ગ્રહી હાથ દરશાવો શુભ પાંથ મને;
પતિ સંગ ગતિ કરૂં ક્ષતિ[1] દુ:ખ ત્યાગી— રઘુનાયક૦—૫

સ્તવનકાર[2] મહામતિજનોમાં પ્રમુખપદે પહોંચતી પ્રમદાના આ પરમ પ્રેમ મય પ્રશંસનીય વાકયો શ્રવણ કરી, નિ:સ્વાર્થ પ્રેમી શ્રીમદ્ રામચંદ્ર કૃપાવંત થયા.—વદ્યા—

( બરવો. )

માગો સતી સુનયના શાણી, જે માગોતે આપું હું;
જે માગો તે આપું હું, સંકટ સર્વ કાપું હું,
સ્તવન વચન સુણી સતી તમારાં વાંધ્યો હર્ષ અપાર;
કહેતો સજીવન કરી દઉં પતિ, તુજ ઇંદ્રજીત આવાર—માગો૦—૧
શોચ તજીને માગ પુત્રિ તું પ્રસન્ન થયોછું આજ;
કોટી કલ્પ લગી શક્રજીતને કહે દઉં લંકારાજ—માગો૦—૨

( પીલુ. )

સુણી વચન રામનાં, કપી સકળ ભય પામ્યા;
રઘુવીર–નાથ છે કરૂણાના ભંડાર,
સત્ય વચનથી ખરે શક્રજીત જીવાડશે આવાર,
કિરતારતણી કરણી નવ જાયે વરણી,
રઘુવીર–પાસ નવ શકે કોઇ બોલી.
કરે વિચાર અપાર સહુ મળી ભાલુ કપિ ટોળી,
ઘનનાદ જીવતાં ધનુષ બાણ નક્કી ધરશે;
પછી રાજ લંકાનું કયાંથી વિભીષણ કરશે?
રઘુવીર–કાપશે કયાંથી સીતા દુ:ખ ભાર સત્ય૦

ભાલુ કપિના મનમાં થતો ઉત્પાત સર્વાંતરાત્મા રામચંદ્ર તુરત જાણી ગયા. સુલોચના શ્રીરામે વરદાન આપવા સારૂ માગવાનું કહેતાં પ્રત્યુત્તરમાં બોલી—

( કાલીંગડો. )[3]

કરી કૃપા અપારરે, દયાળુ છો રઘુરાય;
આપ ઉદાર વિબુધ[4] પતિ લાયક, કરૂણાના છો ભંડારરે— કરી૦૧
મુજ પતિએ ભુજ બળથી જીત્યા, ચૌદે ભુવન એકવારરે— કરી૦૨

---

૧ નુકશાન. ૨ સ્તુતિકાર. ૩ 'મદન પડયો'...ના જેવો. ૪ દેવ.

સકળ ભોગ જગ ભોગવી લીધા, તૃષ્ણા રહી નથી લગારરે— કરી૦૩
પ્રાણદાન શ્રી લક્ષ્મણજીને આપી ગયા ભરથારરે— કરી૦૪
ઉચિત નહિં એ પાછું લેવું, જગતમાં પાછું હું. ધિક્કારરે— કરી૦૫
પતિ શીર આપો બળવાને સાથે વિભુ મેં કર્યો છે વિચારરે—કરી૦૬

નાગકન્યાના[1] નેહ અને ડહાપણ ભર્યા બોલોથી રામચંદ્ર વધારે રાજી થયા. પણ પૂછયા વગર રહેવાયું નહિં–"સતી સુલોચના તમે સ્વસદનમાં[2] અંતઃ પુરમાં રહેલાં શીરીતે જાણી શકયાં કે તમારા પતિ લક્ષ્મણને હાથે મરણ પામ્યા છે ?"

**સુલોચના**—"પરમ કૃપાળુ પરમેશ્વર! મ્હારા પતિનો કપાયેલો જમણો હાથ મ્હારા મ્હેલની અગાશીમાં આવીપડયો. મ્હેં જાણવા જીજ્ઞાસા કરી. એટલે તે હાથે કલમ પકડી પત્રમાં સઘળી હકીકત લખી."

**ભગવાન**—"ધન્યવાદ છે સતી સુલોચના ધન્ય છે. કપાઇને શરીરથી ભિન્ન થએલા કરે પત્રમાં લખી આપ્યું. તે પ્રતાપ તે ભુજાનો કે ભુજવાળાનો નથી પણ તમારા જેવી મહા સતીઓ પૃથ્વીના શણગાર રૂપની અમૂલ્ય શક્તિની એ ઓળખાણ છે."

( આશાગોડી. )

નિજ જન મન વીશ્રામી, દયાળુ—નિજ જન મન વિશ્રામી—
વચન સતીનાં સુણી રઘુકુળમણી, રહ્યા આનંદ મન પામી— નિજ૦
પ્રભુ આજ્ઞાથી સુગ્રીવે સ્નેહે, સોંપ્યું સતીને શીશ સ્વામી— નિજ૦
સ્વકરે લઇપતિ શીર અંચળથી ડ[3] લુંછી રજ માગી ઉલીને સામી—નિજ૦

પ્રથમના પ્રભુ શબ્દો સાંભળી, ભાલુ કપિ મહદ્ આશ્ચર્યમાં પડયા હતા. શરીરથી જુદો થએલો હાથ કાગળપર કલમથી લખે.? એ વાત સૌને માનવી મુશ્કેલ હતી તેથી સુગ્રીવે પ્રભુ સાંભળતાં સતીને વિનંતી કરી–"બ્હેન સુલોચના! તમારી પહેલી વાતની અમને શંકા રહે છે."

( ગીતિ. )

મૃતતવ પતિ મુખ હસશે, સતી સત્ય સુગ્રીવ કહે ધારૂં;
કહે પ્રભુ કપી પતિને, "સતી પરિક્ષા લેવી નહિં વારૂં."

પોતાના સતીત્વની શત્રુ સૈન્યમાં શંકા ઉઠે, તે સતીને અસહ્ય હતું. તેથી પતિ મુખ સામે જોઇ, સૌ સાંભળતાં વદી—

---

૧ સુલોચના. ૨ પોતાના ઘરમાં. ૩ વસ્ત્ર.

( કાન્હરો, )

હાસ્ય કરો પ્રિય પતિ આવારે, નહિંતો લખીત મુજ સત્ય ન ધારે—હાસ્ય૦ ૧
વચન સુણી સતિનાં અતિ આરત, શીષ ન બોલે મુનિવ્રત ધારે;— હાસ્ય૦ ૨
બોલી સતી લક્ષ્મણ શરકારી, લાગ્યા તેથી થયું દુઃખ ભારે,— હાસ્ય૦ ૩
રામસમિપે રંજીત કરો નારી, અન્ય વિચાર મને શું ધારે— હાસ્ય૦ ૪

આટલું કહેતાં છતાં મેઘનાદનું મૃત મુખ હસ્યું નહિં. તેથી કપિઓની શંકા મજબુત થઇ અને સુલોચના ગભરાઇ. રણસંગ્રામમાં અસહ્ય શરો સહન કરનારને હાસ્ય કયાંથી આવે? એ વિચાર કરતી થોડીવાર પછી બોલી—

( દોહરો. )

જો જાણત પતિ મણેતો, તેડત મુજ પિતુ શેષ;
સુણી વાણી લક્ષ્મણ હ્રદે, ઉપજ્યો અધિકો કલેશ.

હુંતે સતી પતિનું શીર તહીં હસીયું, સત્ય સતીત્વ સકળ મન ઠસીયું;—હાસ્ય૦ ૫
કહે કપીશ "પ્રભુ કારણ શું છે, મૃતક શીશ કેમ હાસ્ય કરે છે?"—હાસ્ય૦ ૬
પ્રભુ કહે "અજબ નથી કંઈ ભારી, થાય ચહેજે મને સતિ નારી"—હાસ્ય૦ ૭

દરેકે "જયજયકાર" કરી સતીનાં વખાણ કર્યાં. લક્ષ્મણ ફિકરમાં પડયા. વિભીષણનું હ્રદય ભરાઇ આવ્યું.

( પ્રભાત. )

શીષ પામી પ્રભુપદ નમી, બહુ વીધ વિનંતી ગાઇ;
માગ્યું સંગ્રામ આજે તજો, મમહીત થયે સુખદાઇ— શીષ૦ ૧
પછી વિભીષણને નમી, બોલી સુનયના નારી;
રાવણ ભ્રાતુ પિતા સમા, કીર્તિ જગમાં વિસ્તારી— શીષ૦ ૨
મુનિ પુલસ્ત્ય કુલ દીપછો, પ્રભુ ભક્તિ ઉર ધારી;
કલંકરૂપ રાવણ થયો, મિથ્યા ગર્વને ધારી— શીષ૦ ૩
મોહતણે ફાંસે નવ ફસી, દુર્ગુણ પહેલાં પીછાણ્યા;
જુગ જુગ લંકા ભોગવો, 'શ્રેષ્ઠ' કહીને વખાણ્યા— શીષ૦ ૪
કરૂણા વચન વધુનાં સુણી, અશ્રુ આંખમાં આવ્યાં;
જાણી કુ અવસર વિભીષણે, પ્રકટ ન કોને જણાવ્યાં— શીષ૦ ૫
નીરખી દશા નિજ કુળની, કોણ પામે ન ખેદ;
વેર રાવણનું ભુલીગયા, એ છે માયાના ભેદ— શીષ૦ ૬

વર્ષાભરી વાદળી ધીમી ધીમી ટપકે તેમ લક્ષ્મણજીનાં નેત્રોમાંથી અશ્રુનાં બિંદુઓ પડવા લાગ્યાં. શ્રી રામ એ હેતુ સમજી ગયા. શક્રજીતનું મૃત મુખ હસતું નહોતું તેને સુલોચનાએ પોતે શેષની પુત્રી હોઇ, બોલાવવાનું કર્યું—

એટલે મુખ હસ્યું. તેનું કારણ સુલોચના પતિ રક્ષણ માટે પિતાને બોલાવવા કહેતી હતી પણ શેષાવતાર લક્ષ્મણજીને હાથેજ પોતાનો નાશ થયો છે. એ સ્મરી મૃત મસ્તક હસ્યું હતું. લક્ષ્મણજીને ખેદ થવાનું કારણ પણ સુલોચનાનો પતિ મેઘનાદ પોતાને જામાત્ર તુલ્ય હતો. ભગવાન શ્રી રામચંદ્રજીએ તે વિભીષણ અને લક્ષ્મણ પર પોતાનાં કમળ સદૃશ નયનોમાંથી માયાવિદારણ અદ્‌ભૂતતેજ ફેંક્યું કે ઉભયને ઉપજેલો ખેદ પળવારમાં નષ્ટ થયો. સુલોચનાની માગણીથી તે દિવસ લડાઈ બંધ રહી. સતી થતી સુલોચનાને જોવા ભાલુ કપી સંગમ નિકટ ગયા.

( કલ્યાણ. )[1]

શીખીકા એ સતી, ચઢાવી શીરપતિ, રાખી હૃદયે રઘુપતિને
ચાલી શીઘ્રગતિ— શીખીકા૦ ૧
હૃદય રાખી ઘનશ્યામ મૂરતી, રટતી મુખથી રામ;
સરિતા સિંધુ સંગમ પામે, તુર્ત ગઇ તે ઠામ— શીખીકા૦ ૨
ખબર સુણી દશકંધર લઇને સાથે સઘળી નાર;
આવ્યો સૌ લોકો મધ્યે, જયમ અભ્રેર[2] આદિત[3] સંચાર—શીખીકા૦ ૩
સુગંધી કાષ્ટ ચિતામાં, સતિ પતિ કર શીષ દેહની સાથ;
આસન દૃઢ કરી, બેઠી આશીષ આપે ઉર્ધ્વ કરી હાથ— શીખીકા૦ ૪
અગ્નિદાહ દશકંધે આપ્યો, જવાળા પહોંચી દુર;
જાતાં કોઈ શકયા નહિં જાણી, સતિ પતિ ગયાં સુરપૂર[4]—શીખીકા૦ ૫
"ધન્ય ધન્ય" સતી "ધન્ય ધન્ય" સુર, વદે વરસાવી ફુલ;
"જે નારી તુજ સમવ્રત ધરશે, દીપાવશે દ્વીકુલ[5] — શીખીકા૦ ૬

સાર.

**કેશરી**—"ગુરો, છેદાયેલા હસ્તે લખ્યું, અને કપાયલું મસ્તક હસ્યું એ તે સુલોચનાનો પતિ મેઘનાદ ! કે રાવણનો પુત્ર ઇંદ્રજીત ?"

**ગુરૂ**—"ધન્ય છે કેશરી ! આ ત્હારો પ્રશ્ન, ત્હારા કેશરી નામને સાર્થક કરે છે. સુલોચનાનો પતિ મેઘનાદ કે રાવણનો પુત્ર મેઘનાદ ! એ વિષે મેં ત્હને રામાયણમાં સ્હમજાવ્યું છે. જો વિસ્મૃત થયું હોયતો પુનઃ સાંભળ—

રામાયણનું શ્રવણ એ દશરથના પુત્ર રામચંદ્ર, પિતા વચને વનાભિમુખ[6] ગમન કરતા થયા, રાવણે સીતાનું હરણ કર્યું, અને રામે લડાઈ કરી, રાવણનો ધ્વંસ[7] કર્યો એટલા પુરતું નથી. હું ત્હને પ્રત્યેક વખતે કહેતો આવ્યોછું કે શાસ્ત્ર અને પુરાણ કેવળ મનુષ્ય માનસોન્નતિ, અથવા

---

૧ 'પ્યારા મારા અહો'...ના જેવો. ૨ આકાશે. ૩ સૂર્ય. ૪ સ્વર્ગ ૫ બન્ને કુલ. ૬ વનતરફ. ૭ નાશ.

તો અધ્યાત્મ જ્ઞાનાવિર્ભાવનો હેતુ છે. સંક્ષેપમાં સ્હમજ કે રામ,—આત્મારામ, અથવા સર્વાંતરાત્મા કે સર્વ પદાર્થોને વિષે રમણ કરનારા તે રામ, અને આદિ પ્રકૃતિ કે જે આદ્ય શક્તિ મહામાયા, તે સ્વરૂપા સીતાનું દશ ઇંદ્રિય રૂપ દશ મુખવાળા મનરૂપ રાવણે, સર્વજ્ઞ સર્વ શક્તિ સ્વરૂપ ચૈતન્ય વિશીષ્ટ સત્ચિદાનંદઘનની અન્યાસ્તિત્વતા અટકળી, ભીતિને ભેટવા રૂપ હરણ કર્યું. મન જયારે પ્રકૃતિને વશ કરી સ્વેચ્છાચારી બને છે ત્યારે સકળ સૃષ્ટિ નિયામક તેને સજા કરવા લક્ષ્મણ—સુરતાત્મક ધ્યાન સાથે, ચડાઈ કરી, મેળવેલી મજાની અસહ્ય સજાકારી કજારૂપ આપે છે. એ મનનો પુત્ર દર્પ, ( રાવણનો પુત્ર ઇંદ્રજીત. ) આ પ્રસ્તુત પ્રસંગે ધ્યાન ( લક્ષ્મણ. ) ને હાથે મરાયો ત્યારે તે દર્પ દારા સુલોચના—સુતૃષ્ણા કે જે ક્ષમાધર ( ક્ષમાને ધારણ કરનાર ધારણા— )ની પુત્રિ મનરૂપ શ્વસુર રાવણને મળી સુબુદ્ધિ સાસુ મંદોદરીની સલાહ લઇ પરમાત્મા પદ પાસે પહોંચી. એટલે ધ્યાનમાં લય પામેલા દર્પના અવયવો લખે કે હસે એ શંકાસ્પદ નથી. કેશરી ! બાહારનાં ચક્ષુ બંધ કરી, આંતરિક ચક્ષુને ઉઘાડી, અંતરમાં નિહાળ. તેથી તિરોભાવ જણાતો જ્ઞાનાભાસ આવિર્ભાવ પામી, સ્વ પ્રકાશે પ્રકાશશે, અંધકારને હટાવશે, અને અલખ અડગ જ્યોતિને નિરંતરને માટે જગાવશે.

## ( સાખી. )

વાંચનાર સાંભળનારાઓ, વિચારી વ્હોરે વસ્તુ;
આયુઃ ધન આરોગ્યની સાથે, ઇચ્છુ કલ્યાણ મસ્તુ.
અપરિમિત અનવજ્જ અનાદિ, ઓળખ અટકળ અમથી;
'અમૃત' આખ્યાનાંતે ઉચરીએ, દુઃખહર " જય દાશરથી"

( ૧૩ )

લલાટે લખાયો લેખ થશે નહિં મીન મેખ,
કરમની રેખ કદી ફેરવી ન ફરશે,
ઉંદરે ઉદ્યમ કરી સર્પ કરંડીયો કાપ્યો.
અવિચારે બીચારો અવસ્ય તેહ મરશે,
કર્મ માનનારો સર્પ ચાલ્યો સુખે પેટ ભરી;
બંધનથી મુક્તિ મળી, કાર્ય કેમ સરશે ?
અનેક ઉધમ કરી અકળાઇ મથી મરે;
'અમૃત' અંતે થશે જે કર્મ ગતિ કરશે.

( ૧૪ )

એક સૂર્યોદય થતાં ભોજન ભાવતાં જમે,
એકને તો પેટપૂર ભાજી એ ન તાજી છે;
એક ફરે ચપળ તુરંગપર ચઢી ગાજી,
એક પાજી પાસે દોરી દોડવામાં રાજી છે;
એકની સમૃદ્ધિ દેખી લક્ષ્મીએ રહેછે લાજી.
એક ધનહીન દીન ઉરે વ્યથા ઝાઝી છે,
ઓળખાયે હેરફેર સમયની સાથે સહુ;
'અમૃત' વીચારો વીર વખતની બાજી છે.

( ૧૫ )

આપો ભોગ ભારી પણ ભરાય ન પાપ ચારી,
ધારી નવી આશા નિત્ય જણાવે જરૂર છે.
નાખે વસ્તુ સારી કે તુરત બને નઠારી,
એ કોટડી અંધારી કારી કૂર ભરપૂર છે;
જગ નરનારી સિદ્ધ સાધક ધરમ ધારી,
પેટના ભિખારી ગયા હારી સહુ શૂર છે.
ઉદરની ન્યારી કળા અમૃત શું હું ઉચ્ચારૂં ?
પેટ છે મંજુર તો સૌ પેટનાં મજૂર છે.

( ૧૬ )

મનુષ્ય જનમ વારંવાર ન ગમાર અરે,
વિચાર સંભાળી અવતાર ભણી જોઇએ.
દેખાડી રૂવાબ જમ માગશે હિસાબ ત્યારે,
દેશું શું જવાબ ? દાબરાખે તવ રોઇએ;—
અધર્મે અજ્ઞાની નવ સાંભળે સુખની કહાણી,
પયની નિશાની ક્યાંથી ? વંઝા ગાય દોહીએ.
'અમૃત' સ્વારથ તજી પરમારથ લે સજી,
જનમ પદારથ અકારથ ન ખોઈએ;—



શ્રી રમાપતયેનમઃ

# દેવશર્મા.

( પીલુ. )[1]

ગુમાની તજી ગર્વ સમર ગીરધારી, જેનું શર્ણ સદા સુખકારી—ગુમાની૦ ૧
હેતે હરીથી હેત ન કીધું, હાથે હીરો ગયો હારી;
દેવને દુર્લભ આ દેહ પામ્યો તું ભજવાને ભયહારી— ગુમાની૦ ૨
પરચા પુરી અનેકના અંતે આપે લીધા છે ઉગારી;
પામર પળ પણ વીસર ન તેને રાખ હૃદયમાં ઉતારી— ગુમાની૦ ૩
જન્મ મરણથી છુટા થવાની આ કરણી છે ત્હારી;
નરકે જતાં નર નારીને તારી, ત્રિકમ લેશે ઉગારી— ગુમાની૦ ૪
બહાર નીકળવા બારી શોધે, ધીરજ દ્રઢ મન ધારી;
શ્રેષ્ટપદે રહે કષ્ટ સહે નવ, જાય તરી ભવ ભારી— ગુમાની૦ ૫
જગમાં જનમી જાણ્યા ન જગદીશ જનની ભારે મારી;
સદ્ગુરુસેવને સ્વામીને પામી 'અમૃત' જાય બલિહારી— ગુમાની૦ ૬

( સાખી. )

વિઘ્ન વિદારણ[2] નમુ વિનાયક,[3] સંગે સરસ્વતિ માતા;
'અમૃત' અભિષ્ટ[4] મેળવું આજે, ગુણ ગીરીધરના ગાતા.



મનુષ્ય દેહના ગુણ બહુ જન બહુરીતે ગાય છે. પણ તેનું ફળ શું? મહારાજા, ચક્રવતિ હો, કે કુબેર જેવા ભંડારી હો, પણ છેવટ બાંધી મુઠી આવેલાને ખાલી હાથે જવાનું, પ્રાણ ગયા કે માટી થયા. એક બગાસુ કે ઠેસ સાથે ફેંસલો. પાણીના પરપોટા, અને વાદળના ગોટા જેવો ખોટો ખેલ, માનીલ્યો કે પૂર્વના પૂરા પુણ્યથી ઉત્તમ અવતાર, ગુણવાન, યશવાન કે મહારાજ પદ પામ્યા, વળી દાની અને દુર્લભતાથી સૌને અનુકુળ થયા. પણ તે ક્યાં સુધી? ગમેતેટલી ખંત હોય પણ જ્યાં દેહની

---

૧ 'નાથ કૈસે ગજકો'...ના જેવો. ૨ વીઘ્ન ટાળનાર. ૩. ગણુપતિ. ૪ ઈચ્છિત.

સાથના સંબંધનો અંત આવ્યો કે હૃદયજ ધબકતું બંધ ! તો શા માટે રૂતુના, મંદવાડોના, સ્વારથીઓના, સંકટમાંજ સંડોવાયાં કરીએ છીએ ? ન્યાયજ છે કે ફુલ ખીલ્યું કે કરમાવા માંડ્યું. ફળ પાકયું કે સડવા માંડ્યું. જુવાની જામી કે ઘડપણ આવવા માંડ્યું. પુરા ચડયા ન ચડયા ને પડ્યા તો છીએજ.

## ( ભજન. )[1]

રહેવું નથી નથીરે, કોને કાયમ આ અવનિમાં;
કહેવું કથી કથીરે, પહોંચ્યા સમશાને કે સીમા— ( ટેક )
જુવો વિચારી જગમાં શાને, રાત દિવસ ફરો રંગે;
વાર ન લાગે બાર વાગતાં મૃત્યુ પહેલું છે અંગે— રહેવું૦ ૧

ખુટી આવરદા, તુટી જીવન રસી, શોધી ન મળે બુટી;
વૈદ, જોશી, વ્યંતર, વ્યસની, નવ ફાવે માથું કુટી— રહેવું૦ ૨

પથ્યપાળો, વરતન સંભાળો, ટાળો શ્રમ ભમજાવા;
જ્ઞાની, ધ્યાની, રાજા કે રાણી, પાણી ન રહેશે પાવા— રહેવું૦ ૩

પાઠ, ઠાઠ, વળી હાટ, ઘાટ, કે પાટ, ખાટના પ્રેમી;
જોગી, રોગી, ભોગી, વિજોગી, હો નિર્દય કે રહેમી— રહેવું૦ ૪

અકડે હાલ પણ પકડે કાલરે, જકડે નરકે લઇજાવા;
ભાઈ, બાઇ, ભોજાઇ કાંઈ નવ, કરીશકે અટકાવા— રહેવું૦ ૫

ખાન, પાન, મહેરબાન, માન મ્હેમાન સમાન જવાના;
અમલદાર, સરદાર, શાહુકાર, દીનથી દીન થવાના— રહેવું૦ ૬

રંગ રંગીલા, છેલ છબીલા, રસીલા રંગીત રાગી;
હાલ થઇ બેહાલ બની, કંગાલ ભાળતાં ભાગી— રહેવું૦ ૭

પુરાણી, મીઠી વાણી, અજાણી જાણી બોલે ઝાઝી;
જતી, સતી, મતિવાનને મમતિ, ગમતી, કુરાની, કાજી—રહેવું૦ ૮

ડાહ્યા, સુંદર કાયા, પાયા દૃઢ છાયામાં રહેતા;
શૂર, પૂર, આસુર, અસુર સુર તુર જરૂર ત્યજીદેતા— રહેવું૦ ૯

દાની, ગુમાની, રાની, કબાની, ન્હાની, છાનીવયમાં;
ચેલા, ઘેલા, મેલા, વ્હેલા, મ્હેલા, ભેળા નરકાલયમાં—રહેવું૦ ૧૦

ચપટ ઝપટમાં, દપટકપટમાં, નફટ સુભટની સાથે;
હતા ન હતા થતા છતા નવ પતા છે ખત્તા ખાતે— રહેવું૦ ૧૧

---

૧ ' ઘેલાં ભલે થયાં '...ના જેવો.

કાળ જાળ છે કરાળ, ભાળ મન વાળ, બાળ મમતાને;
'અમૃત' અનૃત[1] સંસૃત,[2] તજ દ્રુત,[3] સંસ્કૃત[4] સમતાને—રહેતું૦ ૧૨

એક વખત નારદજી ફરતા ફરતા વૈકુંઠ લોકમાં આવ્યા. વિષ્ણુ ભગવાન અને લક્ષ્મીજીનાં દરશન કરી, સત્કાર પામી આસને બેઠા. શ્રી વિષ્ણુ ભગવાનના પૂછવાથી પોતાનું વૈકુંઠ લોકાગમનનું પ્રયોજન કહ્યું, "મહારાજ હું મૃત્યુલોકમાંથી આવુંછું. પણ એક મહદ્ દીલગીરીનું કારણછે કે—

( કલ્યાણ. )

નહીં જોયું કોઈ, શુભ કૃતિ મતિ ધરી, કરે જગતપતિનું ભજન—જગતમાં૦
સંસારી છે નરનારી, દુરાચારી અહંકારી;
અવિચારીને વિકારી, સ્વકર્મ નાખે વિદારી,
અસુરારી ભયહારી ધારી ધારી ગયો હારી;
નહિં સત્યવૃત્તિપર મન— નહિં૦ ૧

મોહ મહીં ડુબીજઈ, પરવશ થઈ રહી;
શાન્તિ ભ્રાન્તિ તજીદઈ સ્વહૃદયે સ્થીર ગ્રહી,
જહીં તહીં રહી નહિ, લેશ કહીં સુખ ચહી;
તાપથી સંતાપે નિજ તન— નહિં૦ ૨

ભગવાન—"નારદ, સમજાયું છે કે રેતીને પીલવાથી તેલ નીકળતું નથી, પાણીને વલોવવાથી ઘૃત મળવાની વકી નથી, હવામાં ઇમારત ચણાતી નથી. સ્વપ્નના વ્યવહારો સ્થિર નથી. તેમ મૃત્યુલોકમાં મળેલો મનુષ્યાવતાર નશ્વર, અને અશાશ્વત છે. એટલે—

( જંગલો. )

જુઠી જુઠી જગતની માયારે, જે સમજ્યા તે જન ડાહ્યા;
સુખ જે છે તન ધન યૈવનનું, માનો અસ્થિર સૌ સાધનનું,
જેમ વાદળની છાયારે— જે સમજ્યા૦ ૧
શરીર સુધારવા સમયને ગાળે, ફક્કડ અક્કડ થઈને મ્હાલે;
પળમાં તે પટકાયારે— જે સમજ્યા૦ ૨
ઘર વૈભવ ને ઘોડાગાડી, સુંદર લાડી, શોભીત વાડી;
પાણીના પડછાયારે— જે સમજ્યા૦ ૩
દોડ ધામ કરતા કંઇ ઘેલા, શ્વાન શીર્ષ જેમ કીટ પડેલા;
'અમૃત' ગોવિંદ ગાયારે— જે સમજ્યા૦ ૪

---

૧ જુઠું. ૨ સંસાર. ૩ જલદી. ૪ અનુસરવું.

સમજ્યા છતાં સચવાય નહિ, જાણ્યા છતાં જળવાય નહિં, એ મૂર્ખતા નહિ તો બીજું શું? સૌ સ્હમજે છે કે મ્હારી ઇચ્છા વગર એક પાંતરૂ પણ હાલતું નથી. તથાપિ "મર્કટ મુષ્ટિ"[1] ન્યાયે કાં પોતે પોતાથી બંધાયા રહીએ? કાયમ મનાતા ક્ષણભંગુર સુઃખોનો દુઃખરૂપ બોજો પોતાને માથે ઉઠાવે છે. મ્હારૂં ભજન કરી, સ્વકર્મ સાધ્ય શ્રેષ્ઠપદ સંપાદનિય કર્મ કાં કરતા નથી? જગત અહંતા ધારનારને દુઃખરૂપજ છે, દુઃખરૂપ હતું, અને હવે પછી પણ દુઃખરૂપજ રહેશે."

**નારદ**—"ચલા લક્ષ્મીના, પાપી પલ્લામાં ભલા ભલાઓ ભૂલી આકળી ઉપાધિને શિરોધાર્ય કરે છે. અને "શુક કાષ્ટ"[2] ન્યાયની પેઠે જાતને જાતેજ જોખમમાં જવાદે છે." લક્ષ્મીને નારદનાં વચન સાંભળી ગુસ્સો આવ્યો. પોતાને અસ્થિરા અને પ્રભુ ભક્તિને સ્થિરા કહેનાર આ દેવઋષિના શબ્દો તેમને દીલદાહક થયા.

**લક્ષ્મી**—"નમતે કાટલે બીરાજનાર, ખુશામતખાં નારદજી! શું તમે એમ કહોછો કે પૃથ્વીપર પ્રકટેલા મનુષ્ય પૈકી કોઇ સુખી નથી?" દક્ષ દેવઋષિ કમળા કહેણ સમજી ગયા. તેમને ગુસ્સે થવાનું કારણ પણ તેમનાથી અજાણ્યું રહ્યું નહિં.

**નારદ**—"માજી ક્ષમા કરો. બોલવામાં કાંઈ ભૂલ થઇ. ખરૂંતો એ છે કે જેટલા ભગવાનના ભક્ત છે એટલા દુઃખી છે. પરંતુ જે આપના સેવક છે તેઓતો સર્વાંશે પરમ સુખી છે. જ્યાં લક્ષ્મીની મહેર, ત્યાં સદા લીલાલહેર, જેનાપર લક્ષ્મીની રહેમ તે નિત્ય કુશળ ક્ષેમ, જે લક્ષ્મીના દાસ તેનું દાસ જગત ખાસ, જેને શ્રી દેવી ચ્હાય તેનાં સહુ ગુણ ગાય." લક્ષ્મી અત્યંત હર્ષમાં આવ્યા ને નારદને શાબાશી આપી. પણ એ વિષ્ણુને પ્રિય ન લાગ્યું.

**ભગવાન**—"દેવી, નારદના શબ્દોથી ફુલાશો નહિં. મ્હારા ભકતો તમારી બીલકુલ દરકાર કરતા નથી. તમારા ભકતો કયારેય પણ ઉદ્ધરતા નથી."

**લક્ષ્મી**—"હશે નાથ! સૌ પોતપોતાનું વખાણે. ઉત્તમ કે મધ્યમ એ ખબર પડે ટાણે!" નારદે જાણ્યું કે ઠીક ઠીક, અહીં પણ મ્હારા આવવાનો પ્રતાપ ઠીક કળાયો. વાદવિવાદની શરૂઆતનું કારણ તો હું બન્યો.

---

૧. વાનર ન્હાના મ્હોંના ઘડામાંથી મુઠી ભરીને ચણા કાઢતાં પોતે પોતાની મેળે બંધાય છે. ૨ પોપટ ફરતી ફિરકી પર બેસતાં ફરી જવાથી ઉલટો થઈ જાય છે. એટલે પડી જવાની ભીતીએ ફિરકીને વિશેષ પકડી રહી, પકડાય છે.

પરિણામ મેળે વહેંચી લેશે. એમ માની વિષ્ણુની રજા લેઇ લોકાંતરે[1] ગમન કર્યું. વિષ્ણુલક્ષ્મીના આ સહજ સંવાદનો ફેંસલો અરસપરસના ભક્તો એક બીજાને બતાવી ખાત્રી કરી આપવાપર મુલતવી રહ્યો. પ્રથમ લક્ષ્મીએ પોતાના ભક્તની પરિક્ષા કરવા પ્રભુને કહ્યું—બતાવ્યું.

અવંતી[2] નગરીમાં એક શ્રીદાસ નામનો વણિક ગૃહસ્થ રહેતો હતો. તેને ચાર છોકરા, સંપૂર્ણ સમૃદ્ધિ, અને આરોગ્યતાવાળું અંગ, એમ બધાં સુખો મળેલાં હતાં. લક્ષ્મીજીએ તેને પોતાનો ભક્ત બતાવેલો એટલે ભગવાન સ્હવારમાં આઠેક વાગે બ્રાહ્મણરૂપે તેને ત્યાં પધાર્યા. વિદેશી વયોવૃદ્ધ બ્રાહ્મણને આજના પવિત્ર પૂર્વાહ્ન કાળે સ્વગૃહમાં પેસતાંજ શેઠે ચારે પુત્ર સહવર્તમાન તેમને ચરણે વંદન કર્યું.

**ભગવાનરૂપ બ્રાહ્મણ**—" શેઠજી, હું તિર્થયાત્રા નિમિત્તે નીકળેલો એક દરિદ્રી બ્રાહ્મણછું. ગઇકાલનો આખો દીવસ અનાજ જળ વગરનો અટન કરતો આવ્યોછું. આપનાપર પરમાત્માની સંપૂર્ણ કૃપા છે. તો આ શરીર સંતોષવા કંઇ આપશો ? "

શેઠનું મન એકદમ ઉશ્કેરાઇ ગયું. લાગલાજ પોતાના પુત્રોને હુકમ કર્યો. અલ્પવારમાંજ સઘળી તૈયારી થઇ. એક પવિત્ર પશુ શાળામાં મહારાજને રસોઇ કરી આપવાની સઘળી ગોઠવણ કરી આપવામાં આવી. ભગવાને સ્વહસ્તે પાક તૈયાર કરવા માંડયો. વિના વિલંબે લાડુ, દાળ, ભાત, શાક ત્રીકમજીએ તૈયાર કર્યાં. અને શેઠ પુત્રને બોલાવી સંકલ્પ કરાવવા શેઠને મોકલવા કહ્યું. વિપ્ર જમાડવામાં અત્યંત ઉત્સાહવાળા વણિકે પુત્રને પાછો મોકલ્યો. ચણાનો લોટ, શાક, તેલ, મહારાજને આપી બેચાર ભજીયાં પણ બનાવી લેવા વિનંતી કરાવી. સ્વલ્પ સમયમાં તે પણ તૈયાર થઇ ગયાં. દેવી લક્ષ્મીએ એ અવંતીપુરમાં પ્રવેશ કર્યો.

( ખમાચ. )

ચાલ્યાં શ્રીદેવી સુંદર, અવંતિપુર અંદર, પદ ધરે ભૂમિપર;
સ્મરતાં યદુવર, રતી અનંગ સતી, રતી સમાનજ ગણાતી— ચાલ્યાં૦ ૧
જુએ ચારો ગમ હસી, કાષાયામ્બરને[3] કસી, ચોળી પહેરી ચસચસી;
જોતાં મતિ જાય ખસી, કુસુમકલી વિકસી, એવી જનને જણાતી— ચાલ્યાં૦ ૨
આવે જોતાં ગજ ચાલે, શોભે મૃગમદ[4] ભાલે, છુંદણું ગુલાબી ગાલે;
રદ[5] કુંદ[6] ઓષ્ઠલાલે, ઉરહાર માળા હાલે, સાલે નિહાળે તે છાતી—ચાલ્યાં૦ ૩

---

૧ બીજા લોકમાં. ૨. ઉજ્જેણી. ૩ ભગવુ કપડું. ૪ કસ્તુરી. ૫ દાંત. ૬ મોગરાના પુષ્પ.

કરે આડી નજર, ભાળે વાંકી ભ્રમર, જાણે બાણ સરર માર્યું;
કાળજા અંદર, ઉન્નતિ અવનતિ, કરતી સતી ચાલીજતી— ચાલ્યાં૦ ૪

પ્રભુજી પાક બનાવે, ચંચળા ત્યાં ચાલ્યાં આવે, શેઠ ઉભરતા ભાવે;
શીશ ચરણે નમાવે, ઉચું આસન અપાવે, ભક્તિ ઉરે ન સમાતી—ચાલ્યાં૦ ૫

વદે જરા કાંઈ'માજી,'કરે ઝટ'હાજી''હાજી',સ્વસંપત્તિથીએ ઝાઝી, મળવા ચહેન લાજી;
માને માતાજી નીવાજી,[1] કરી દેશે જગેખ્યાતિ[2]— ચાલ્યાં૦ ૬

હાથ જોડી, સેવક સરખા ઉભેલા શેઠને મહામાયા લક્ષ્મી દેવીએ આસન પર બેસી લાગેલી તૃષા શાન્ત કરવા થોડું જળ મંગાવ્યું. સજ્જનના ચિત્ત જેવું સ્વચ્છ, ગરીબ મનુષ્યની પીડા સરખું હલકું, પુત્રને આલીંગન કરવા જેવું શીતળ, બાળકની તોતળી વાણી જેવું મીઠું, સુગંધિત પદાર્થોથી પરિમલ યુક્ત, ગ્રીષ્મના તિક્ષ્ણ તાપે દગ્ધાંગને[3] અનુપમ આનંદ આપનાર ઉદક, ચાંદીના પાત્રમાં તેવુંજ પવાલું ઢાંકી, શેઠ પુત્રે લાવી, માજી સન્મુખ ધર્યું. દેવીએ ચીડાઇને ચોકખું જણાવી આપ્યું કે–"મ્હને આ તમારૂં મૃત્યુલોકનું પાત્ર કામ આવે નહિં. જળ લેઇશ પણ પાત્રને નહિં અડું." સઘળાં વીસ્મય થયાં, પાત્ર વગર જળ શી રીતે આપવું? એ અગમ્ય[4] વિચારમાં ભરાયાં. લક્ષ્મીજીએ પોતાની ઝોળીમાંથી રત્નખચિત્ એક સુવર્ણ પ્યાલો સૂર્યશો ઝગતો બહાર કાઢયો. શેઠ પુત્રને તેમાં પાણી આપવા કહ્યું. શેઠ પ્યાલાને જોઇ છક થઇ ગયા. તેમના હૃદયમાં કંઇ કંઇ ઘાટો ઘડાવા માંડયા. ધીમે ધીમે એકેક છોકરાના કાનમાં કહેવા માંડયું–"છોકરા પ્યાલો ભારી હોં!" છોકરો જવાબ આપતાં કહેતો–"બાપા, ખરેખર પ્યાલો ઘણો ઉત્તમ, બહુજ કિંમતી, અમૂલ્ય, બાપા જુઓતો ખરા, એકેક રત્ન કે જેથી આખી પૃથ્વી ત્રણ દીવસ જમે, એવાંતો કેટલાંય એક પ્યાલામાં છે." લક્ષ્મી દેવી શેઠની થતી વાત ચીત સ્હમજી ગયાં. ભક્ત ચિત્ત પ્યાલામાં પરોવાયું છે. એમ જાણી પાણીમાં નજર કરી, 'કંઇક કચરો છે' એમ કહી, એ પાણીને પ્યાલો બંન્ને ફેંકી દીધાં, અને ગુસ્સે થઇ શેઠને કહ્યું–"મૂર્ખાઓ, તમે ગળ્યા વગરનું પાણી પીઓછો? મ્હને ગંદુ પાણી નહિં ગમે, સ્વચ્છ હોયતો બીજું લાવ, ને ન હોયતો 'ના' કહીદે હું બીજે ઘેર પાણી પી આવીશ." ફેંકી દીધેલો પ્યાલો હળવે રહીને શેઠે લેઈ લીધો. અને છોકરાને પેટીમાં મૂકવા કહ્યું. બાદ લક્ષ્મીજી પાસે હાથ જોડી માગી

૧ કૃપા કરી. ૨ પ્રસિદ્ધિ. ૩ બળેલા શરીરને. ૪ ન સમજીશકાય તેવું.

માગી. છોકરાને તુરત બીજું પાણી લાવવા મોકલ્યો. મહા માયાએ ઝોળીમાંથી બીજો પ્યાલો કાઢયો. પહેલા પ્યાલા કરતાં આ પ્યાલો પાંચગણો વધારે કિમતી હતો. શેઠના હૃદયની ગણના કરી શકાય એવું રહ્યું નહિં. પાણી ભરવા જતા છોકરાને શેઠે ઇશારત કરીને સ્હમજાવ્યું કે "પાણીમાં થોડો કચરો નાખતો આવજે કે આ બીજો પ્યાલો પણ મળે." 'વારૂ' કહી છોકરો ચાલ્યો ગયો. ભગવાને સંકલ્પ કરવા શેઠને બોલાવતાં છતાં હજુ આવ્યો નહિં. તેથી ભૂખ્યાને ખીજવાયલા બ્રાહ્મણ એકદમ તે નિર્મિત[1] કરેલા પાક ગૃહમાંથી[2] બહાર નીકળી, જાતે શેઠને બોલાવવા ગયા. નજીક આવતાં વિષ્ણુ લક્ષ્મીની મળી "દૃષ્ટો દૃષ્ટ!" ભગવાને બે હાથ ભેળા કરી, લાડુની ઇશારત કરી બતાવી. લક્ષ્મીએ "મ્હારા ભક્તને ત્યાં તમે લાડુ પામી જાઓ એ સ્વપ્ને પણ સમજવું નહિ." એ સૂચવવા સામી 'નકાર'ની ઇશારત કરી બતાવી. બ્રાહ્મણરૂપ ભગવાને ધાંટા પાડવા માંડયા. તે જોઇ લક્ષ્મીએ પૂછ્યું—"અલ્યા વણિક, આ શું! ત્હારા ઘરમાં કોઇ બ્રાહ્મણ છે? અરરર! ગજબ થયો. મ્હારી પ્રતિજ્ઞા છે કે બ્રાહ્મણ હોય ત્યાં હું જતી નથી." એમ કહી હાથમાંનો પ્યાલો ફેંકીદઇ એકદમ ઉઠયાં—

શેઠે જતાં લક્ષ્મી માતાને પગે પડી, માફી માગીને રોકયાં. અને એ બ્રાહ્મણને બહાર કાઢી મુકવા પોતાના પુત્રને આજ્ઞા કરી. રસોઇ તૈયાર થઇ ગઇ હતી. જમવા બેસવાનીજ વાર હતી. ભગવાન વારંવાર શેઠને બોલાવી રહ્યા હતા. ત્યાં શેઠના છોકરાએ એકદમ ભગવાનનો હાથ પકડયો. અને ધકાધકી કરી, નાહેલા ભગવાનને પહેરેલા મુકટા સાથે બહાર કાઢયા, રસોઇ અભડાવી દીધી, અને એ બ્રાહ્મણનાં કપડાં વગેરે સામાન જે ઘરમાં હતો તે બધો બહાર રસ્તા ઉપર ફેંકી દીધો. પ્રભુએ નારાજી સાથે તે મકાન ત્યજયું. શ્રીવરના પધારવાથી 'શ્રી' પણ તે દુરાત્માના ઘરનો ત્યાગ કરી, આપેલા બે સ્વર્ણ પ્યાલા માયાથી હરીલેઇ ચાલ્યાં ગયાં. દામ મેળવવા જતાં દાનકર્મ ગુમાવનારો શેઠ, પુત્રો સહવર્તમાન શોચ્ય કરતો રહ્યો. અને લક્ષ્મીએ ભગવાન પાસે જઇ પોતાના ભક્તની પ્રશંસા કરી, પ્રભુ હસ્યા.

લક્ષ્મીના ભક્તની પરીક્ષા લેવાઇ, હવે કૃષ્ણના ભક્તની કરણી જોઇએ.

---

૧ મુકરર. ૨ રસોઈસ્થળ.

( ગીતિ. )

અયોધ્યાદિ સપ્તેશુ,[1] મોક્ષદાયિની રમ્યપુરી 'કાશી'
અણુજ્ઞ[2] 'શત્રુજીત્' રાજા,[3] સ્થિત[4] નિરંતર 'શંભુ કૈલાશી.'

પવિત્ર કાશીપુરીના, રાજા શત્રુજીત્ મહારાજના સોમશર્મા નામના એક પુરોહિત હતા.

( સાખી. )

નદી, નખધારી, ને શૃંગી પશુ, સમીપે સંદેહ ધરવો;
શસ્ત્રધારી, ને નારી નૃપનો કદી વિશ્વાસ ન કરવો.

એ નીતી વચનને માન આપી, રાજપુરોહિત કાશીનગરથી દૂર માત્ર બે ગાઉ રામનગરનામના ગામમાં રહેતા હતા. સ્થિતિ સારી હતી. એટલે રહેવાનાં સુંદર મકાનો, પહેરવાના વસ્ત્રાલંકારો, અને જોઇતાં ખોરાકીનાં સાધનો તથા પશુઓ વગેરે સાધારણ સારા ઠાઠમાં હતાં. તેમને એક દેવશર્મા કરીને પુત્ર હતો. સહજ સંપત્તિવાળાને ત્યાં જન્મેલો એકજ બાળક હદથી વધારે લાલિત પાલિત રહે છે. તેમ આ વિપ્ર પુત્રને પણ હતું. બાર વર્ષની ન્હાની વયમાં તેને એક સુંદર સ્વરૂપા કન્યા સાથે વિવાહિત કરવામાં આવ્યો હતો. પંદરેક વર્ષની વયે પહોંચતાં સ્ત્રી પુરૂષમાં સમાન પ્રેમ જામ્યો હતો. માતા પિતા પુત્રને તથા પુત્ર વધુને જોઇ હર્ષિત થતાં. અને પોતે બંન્ને મરી જાય તો આ દંપતિ, સંસાર શકટ ચલાવવામાં કોઇપણ રીતે અડચણમાં આવે તેમ નથી. એમ માનતાં હતાં. થયું પણ એમજ. પ્રથમ સોમશર્મા અને પછી તેમનાં સ્ત્રી, એમ થોડે આંતરે બંન્નેએ પરલોક પ્રયાણ કર્યું. પુત્રે તેમની યથેષ્ટ રીતે ઉત્તર ક્રિયા કરી. બાદ સતી પતિ આનંદે દિવસ નિર્ગમન કરવા લાગ્યાં. પાંચ વરસ વીતી ગયાં, દેવશર્માને સાધારણ વાંચતાં લખતાં આવડતું. પિતાના પુરોહિતપદે વિરાજવા વિદ્યાના અભાવે તે લાયક થઇશકયો નહિં. વળી ખર્ચ કરવામાં પણ ખુલ્લા હાથવાળો હતો. જેથી માતા પિતાની મુકીગએલ ધન સંપત્તિનો ધીમે ધીમે અંત આવશે એમ દેવશર્માની સ્ત્રી સુલોચનાને જણાયું. તેથી એક રાત્રિએ તેણે પતિ સાથે વાતચીત કરી.

**સ્ત્રી**—"પતિ, આપ બેઠા બેઠા બે વખત ભોજન લ્યોછો ને કાંઇપણ ઉદ્યમ કરતા નથી. તેથી આપણે થોડી મુદતમાં અવનતિમાં ઉતરી દરિદ્રતાને ભેટશું"

**દેવશર્મા**—"જાણુંછું. પણ કયો ઉદ્યમ કરવાથી આપણી સ્થિતિ જેવીને તેવી જળવાઈ રહે, એ માર્ગ મ્હને મળતો નથી. ત્હને ખબર છે કે—

૧ સાતમાં. ૨ હતા. ૩ રાજા. ૪ રહેતા.

( સાખી. )

વિપ્રે વિદ્યાને મેળવવી, ક્ષત્રીએ દળ બળ ધરવું;
વૈશ્યે વિત્ત હિત માટ સંઘરવું, શુદ્રે સેવન કરવું.

માટે કયું કર્મ હિતાવહ[1] છે તે શોધવું સંકટમય છે."

**સ્ત્રી**—"આપણને બ્રાહ્મણનું કર્મ વિદ્યા, અને વૈશ્ય કર્મ વ્યાપાર, એ રસ્તાઓ શ્રેષ્ઠ છે. તેમાં પણ પ્હેલો તે પ્હેલો છે. અને બીજો તે બીજોજ છે." સોમશર્માના સુજ્ઞ સુતે સદ્‌ગુણીની સર્વોત્તમ સલાહ સ્વચિત્તે સ્વીકારી સંકલ્પ કર્યો કે "આવતી કાલથી મ્હારા પિતાનાં સંગ્રહિત કરેલાં પુસ્તકો વાંચી, ક્રમે ક્રમે અભ્યાસ વધારી ગુમાવેલા પુરોહિતપદનો અધિકારી થઇશ." ઉભયની રજની આનંદમય વિચારો અને સુખરૂપ નિદ્રામાં પસાર થઇ. સ્હવારમાં ઉઠી, ન્હાઇ ધોઈ સ્વકર્મ સમાપ્ત કરી શાણી સુશીલા રસોયોપયોગી સાધનો એકઠાં કરી રસોડામાં પેઠી. તેણીએ પોતાને અંગે એક રંગીત શણીયું ફક્ત પહેર્યું હતું. અને દેવશર્મા ન્હાઇને એક ધોતીયું પહેરી તથા પિતાનાં પ્રાચીન પુસ્તકોમાંથી એક પુસ્તક લેઈ વાંચવા લાગ્યો. પ્રથમના પાના ઉપર વાંચતાં—

( સાખી. )

દાન દેવુ શતકર્મને મુકી, સહસ્ર સ્નાન કૃતિ સજવા;
લાખ છોડવાં ભોજન લેવા, કોટી તજી હરી ભજવા.

આ લેખને છેલ્લે વાકયે દેવશર્માને વિચારમુગ્ધ બનાવ્યો. "કોટી કામને ત્યજી હરીને સ્મરવા." પિતા લખી ગયા છે. તો મ્હારે કર્યાં નથી એવાં કર્મો કરવા ઉદ્યુક્ત થતા પહેલાં આ સર્વ પ્રાધાન્ય કાર્ય કાં ન કરવું? ક્ષણવાર ચુપરહી વિચારીને બોલ્યો—"કદી પિતાનો આ લેખ અન્યને ઉપદેશાર્થે હોય, પણ તે પ્રમાણે વર્તન કરવાને ન હોય તો?" એમ વિચારીને તે પાનું જવાદીધું. અને બીજું પાનું વાંચ્યું તો તેમાં પણ આ ત્રણ દોહરા દ્રષ્ટિએ પડયા.

( દોહરા. )

ભજીએ હરીને ભાવથી, તજીને કોટિક કામ;
છે સત્યેશ્વર વિણ બધું, ન શ્વર ધન, તન ધામ.— ૧
અગણિત દ્રવ્ય હોય પાસમાં, કે ચક્રવર્તિ નરેશ;
મુકરર કરવું માનવી, કામ ન આવે લેશ.— ૨

---

૧ સુખકારક.

આપ્યું આપણે હાથથી, સહસ્ત્રગણું મેળવાય;
મુરખ મોહે મુગ્ધ રહી, ખાલી હાથે જાય.— ૩

તર્ક સરિતા[1] આ સર્વોત્તમ રસ્તે કરૂણા સાગરને ભેટવા ઉતાવળી વહી. સ્વહૃદયે[2] સીદ્ધ સંકલ્પ સ્થાપી, પિતા લિખિત વાકયોથી ઉશ્કેરાઇ, જ ધારેલા નિશ્ચય ઉપર આવ્યો, રાંધવાનાં કાર્યથી પરવારી તેની સ્ત્રી તેજ ગામમાં પોતાના પિતાને ત્યાં આવીપડેલા કોઇ અણુધાર્યા કારણને લીધે ગઇ, ત્યાંથી આવીને પતિને જમાડવાનું અને પોતે જમવાનું દ્રઢ કર્યું. હતું. દેવશર્માને એ અતિ અનુકુળ થયું હતું. " જગતમાં પ્રભુ એક સાચો છે, બાકી બધું નાશ પામવાનું છે, પ્રભુ ભકિત એ મનુષ્યાવતારનું સર્વોત્તમ કર્તવ્ય છે, દાન કરવું એ દિનબંધુની દયા મેળવવા જેવું છે, અને મરવું તો કદીપણુ ફરવું નથી. " વગેરે વિચાર વારંવાર કરવાથી દેવશર્માનું મન નાશાત્મક જગતનાં સામન સાધનથી ઉઠી ગયું. ઉતાવળે પોતાના ઘરમાંથી બહાર આવી ઓટલે ઉભો રહ્યો. પાડોશીદ્વારા પોતાની નાતના અને અન્ય જાતિના તે ગામમાં વસતા બ્રાહ્મણો તથા યાચકોને ઉતાવળથી બોલાવ્યા. સઘળાઓ આવ્યા એટલે તેમને પોતાનું ઘર બતાવી, તેમાંની સર્વ વસ્તુઓ જેમને જે ફાવે તે લઇજવા વિનંતિ કરી, અને ખુલ્લા શબ્દોમાં કહ્યું કે " આ મ્હારા ઘરમાં જે જે વસ્તુ આપ જુઓછો તે બધું મ્હેં આજે કૃશ્નાર્પણ કર્યું છે " બ્રાહ્મણો સહજ અચકાયા. દેવશર્માએ સોગન ઉપર સોગન ખાઇ તેમને પ્રતીતિ કરી આપી. એટલે વિના વિલંબે સઘળાએ સાથે મળી દેવશર્માના ઘરની સઘળી ચીજો ઉઠાવ્યાનો રસ્તો માપ્યો. રાંધવાનાં ચુલે મુકેલાં વાસણો સુદ્ધાં પણ લેઇ ગયા. પરંતુ ન આપ્યું એક—

( સાખી. )

પ્રતિમા 'પ્રભુ' 'શ્રી' સંગે બીરાજે, પ્રેમથી મંદિર માંહે;
તેવિણ સઘળું કીધું અર્પણ, રાખ્યું ન કાંઇ ગૃહ માંહે.

પૂજન કરવા યોગ્ય લક્ષ્મી અને વિષ્ણુની ન્હાની ન્હાની મૂર્તિઓ તેના પિતાની ઉપાસ્ય[3] હતી તે ન લઇજવા યાચકોને વિનંતી કરી હતી. સઘળા ગયા પછી હાથમાં માળા લઇ, પ્રભુ નામોચ્ચાર કરતા પોતાના ભુવનના બારણામાં બેસી રહ્યા.

---

૧ વિચાર નદી. ૨. પોતાના અંતરમાં. ૩ પૂજવાયોગ્ય.

( ગીતિ. )

પિતાએ પોષણ માટે, રાખી સમૃદ્ધિ જે મેળવી શીર સાટે;
પુત્રે તજી ગભરાટે, આપી પ્રભુ નામે તજી ઉચાટે.

ત્હારથી સ્ત્રીએ આવીને એકદમ ઘરને સઘળો સામાન એકીહારે અદ્રશ્ય થવાનું કારણ કંથને પૂછ્યું, જવાબમાં દેવશર્માએ કહ્યું—

( ધનાશ્રી. )

પૂરણ પરમાનંદ ભજીલે, પૂરણ પરમાનંદ;
સ્વામી સાચા સુખ કંદ— ભજીલે૦ ૧
મનુષ્ય જન્મ મોંઘો મેળવીને, ફસવું કાં ફોકટ ફંદ— ભજીલે૦ ૨
દામ ધામના દાસ થઇ રહેવું, વળગે વિષયી વૃંદ[1] —ભજીલે૦ ૩
ધ્યાને ધારીલે ધરણી ધરને, ધસવું ન ધૂળ જગ ધંધ[2] —ભજીલે૦ ૪
કૃષ્ણ કથાને કાને કરી નહિં, તે મુરખ મતિ મંદ— ભજીલે૦ ૫
પતિ[3] પતિતતા, પતિ આપત્તિ, અલગ થયું આકંદ—ભજીલે૦ ૬
ચક્રધારી ચરણાર્વિંદ[4] જઇ, મુજ મતિ પ્રિયમકરંદ[5] —ભજીલે૦ ૭
આધિ ઉપાધિની આંધિ[6] ઉડીગઇ, છેકજ છૂટયો છંદ—ભજીલે૦ ૮
'અમૃત' અંત સુધી આનંદી, વરપદ 'વ્રજકુળચંદ'—ભજીલે૦ ૯

**સ્ત્રી**—"ગઇ રાત્રિએ મેં તમને કંઈપણ ઉદ્યમ ધનોપાર્જન[7] કરવા વિનંતી કરી હતી. તેને બદલે આપેલા હતું તેય ગુમાવ્યું."

**દેવશર્મા**—"તેજ ત્હારી મોટી ભૂલ છે. જગતનો સાર્વજનીક નિયમ છે કે—'દઈ ગયો તે લેઈ ગયો," "ખાઇ ગયો તે કમાઈ ગયો." અને "મૂકી ગયો તે ચૂકી ગયો." માટે આ ગુમાવ્યું નથી પણ મેળવ્યું છે. કદી નશ્વર વસ્તુનો નાશ થયો. પણ શાશ્વત પુણ્યનો તો લાભ થયો. તું તો હતીએ નહિં, અને તેં તો જોયુંએ નહિં. કેટલાય બ્રાહ્મણોનાં પવિત્ર પગલાં આપણાં ઘરમાં થયાં? તું સમજે છે—

( હિંડી. )

યથા વિપ્ર ચર્ણ ચિન્હ નહિં ખાસ, વેદ શાસ્ત્ર ધ્વનિનો ન જ્યાં પ્રકાશ;
'સ્વાહા' 'સ્વધા' કાર્યની ખરી કચાશ, ગણો સ્મશાન તુલ્ય એ અવાસ.

સ્ત્રી સંતાપિત થઇ, અસહ્ય સંકટ સહન કરી રહી. વખત વીત્યા પછી ગત્ વસ્તુનો શોચ કરી, કલેશ કરવો કરાવવો અનુચિત ધાર્યું. પણ પતિનું

---

૧ ટોળું. ૨ ધંધામાં. ૩ મટી. ૪ પદકમળ. ૫ ભ્રમર. ૬ વંટોળીયો. ૭ પૈસા મેળવવા.

આવું અસદ્વર્તન તે માયા પ્રિય મહિલાના મગજમાંથી કોટી ઉપાયે પણ ખસે તેમ નહોતું. દેવશર્માતો—

( ગીતિ. )

લઇ માળા નિજ કરમાં, રહી ન આપદ કંઇપણ અંતરમાં;
સ્વવૃત્તિ વિશ્વંભરમાં, બ્હાર જતો નવ વસતો નિજઘરમાં.

સ્ત્રી શોચ કરતી, રૂદન કરતી. અને ખાનપાનની અત્યંત ચિંતા કરતી બેસીરહી, બે દિવસ નિરાહાર કાઢયા. દેવશર્મા તો ગોવિંદ નામ ગર્જન કરતો, આનંદાવેશમાં બોલતો ઉર્ધ્વ ઉડી રહ્યો હતો. ત્રીજે દીવસ તરૂણી, ભકિત ઘેલા ભરથારનું અંતર રહસ્ય કંઇક સમજવા પામી. તેથી તેમના પર કોઇપણ પ્રકારનો ભાર નાખવો અયોગ્ય ધારી, પોતે જાતે પડોશમાંથી થોડો લોટ માગી લાવી, માટીના બે ઘડા લેઇ પાણી ભરી લાવી, ને જળ ભરવા જતાં રસ્તામાંથી અનાજ પકવ કરવા પૂરતા ન્હાના ન્હાના કાષ્ટના કડકાઓ કે તેવું કાંઇ સાધન એકઠું કરી લાવી. લોટનું એકલું અન્ન તૈયાર કરી પતિને ભોજન માટે બોલાવ્યા. તે યથારૂચી જમ્યો ને પુનઃ પોતાના કાર્યમાં મચ્યો. આમ પ્રતિદિન ચાલતું. કયારે કયારે દેવશર્મા તો લગની લહેરમાં આવી બોલતો—

( પહાડી. )

ગા...વો ગા...વો ગીરધારીના ગુણ ગાવો,
આ...વો, આ...વો અલબેલો ગાઇએ આવો;
સ્હાવો, સ્હાવો શ્રીવરનું શરણું સ્હાવો,
ચ્હાવો, ચ્હાવો, ચત્રુભુજ ચિત્તથી ચ્હાવો;
નટવર ગીરધર સુંદર નામ, શ્રીધર સુખકર ભયહર નામ,
નંદ નંદન મનહર વર નામ, જનમ જનમ અઘહર ધર નામ- ગાવો૦

માસોના માસો આ ઘટમાળામાં વીત્યા, એક દીવસ ભૂતકાળની યાદ કરી ભામાએ ભરથાર સમિપે બોલવા માંડયું—

( કલ્યાણ. )

જોઈ અચલ[1] ચિત્તવ્રતિ નારી, કહે 'પ્રાણ' 'પ્રાણ' પ્રિયનારી;
"આ દુઃખથી નાથ ગઈ હારી, કરે કયારે સાહ્ય મોરારી?
કોઈ સુંદર મંદીરે શોભે, જોઈ જોઈ મુની મન લોભે;
શુભ રચનાએ ચિત્ત ક્ષોભે, આ ઘરમાં ચિત્ત નવ થોભે,
સૌ વસ્ત્ર સુશોભિત અંગે, ધરે નૂતન નિત નવ રંગે.

---

[1] દ્રઢ.

ફરતાં નરનારી ઉમંગે, શું સુખ પતિ તવ સંગે ?
કોઇ પ્રાશન કરે પકવાનો, કોઈ લે છે મેવા મનનો;
પ્રિય માનો ચાહે ન માનો, પણ મૂકો ડોળ પુજાનો."

**દેવશર્મા**—"સતી, એ સારા મકાનમાં રહેનારાઓ, સારાં વસ્ત્રોને પહેરનારાઓ, સુંદર ભોજન જમનારાઓ, અને ગાડી ઘોડે ફરનારાઓનાં પૂર્વ પુન્ય શ્રેષ્ટ છે."

**સ્ત્રી**—"અને આપણાં પુન્ય શ્રેષ્ટ નહોતાં ? સ્વવસ્તુને સ્વહસ્તે અગ્નિ લગાડી, બાળી દઇએ અને પછી ભગવાને કર્યું એમ કહીએતે કયા ન્યાયે ?"

**દેવશર્મા**—"એ વિશ્વંભરના વિશ્વાસે ! જગત નિયંતાની સદૈવ સ્મૃતિ રહેવા આ કર્મ છે. ઘરમાં જો કાંઇ પણ વસ્તુ હોય તો જરૂર ભોગવવા, સુધારવા, અને રક્ષવા પંચાતમાં પડવું પડે છે. પણ આતો બેફિકર બેપરવા બન્યા, માટે—

"ગાવો, ... ગાવો ... ગીરધારીના ગુણ ગાવો."

**સ્ત્રી**—"આતે શું ભકિત, કે ગાંડાઇ ? અજાણતાં થાય છે કે ઇરાદાપૂર્વક દાંડાઇ ?"

**દેવશર્મા**— ( કલ્યાણ. )

જુઠી છે જાળ જગની, જોને વહાલી તું વિચારી;
સાચી છે શ્રીવરની લગની, જોને વહાલી તું વિચારી— જુઠી૦ ૧
વિત્ત[1] વસુધા[2] વાસ[3] છોડી, જાવું સૌને એક કાળે;
તજીદેઇને મ્હારૂં ત્હારૂં, મનથી સમજી માન નારી— જુઠી૦ ૨
સંગે સુત પીતુ માત ભ્રાતુ, અંતકાળે આવશે નહિં;
અંતે ન્યારો પતિ હું ત્હારો, તું પણ મ્હારી ના થનારી— જુઠી૦ ૩
પ્રભુને ગાશે તો તું ગવાશે, થાશે મ્હારો જે હરીતે;
છો મસ્તી તું માયા વાસે, મ્હારે તો એક શ્રી મુરારી— જુઠી૦ ૪

( ગીતિ. )

**સ્ત્રી**— "ફિકર તજી દુનિયાંની, કરતાં ભક્તિ નહીં કહેવાશો જ્ઞાની;
પરણેલી પાળવાની, આજ્ઞા પ્રભુની પ્હેલીલ્યો માની."

**દેવશર્મા**—"સ્ત્રી, ભૂદરને ભૂલાવનારાં પ્રાપંચિક વિષયોનો પ્યાર કાં વધતો જાય છે ? તને ખબર નથી ? જગતમાં સંપત્તિ સંતતિ જેમ વધે છે તેમ મનુષ્યનાં ચિત્તપર ચિંતાનો ભાર વધે છે. બ્હારથી દેખાતી મ્હોટાઇ, અંતરમાં ન્હાના કરતાં પણ ન્હાના બનાવી રાખે છે."

૧ પૈસા. ૨ જમીન. ૩. મકાન.

સ્ત્રી—"આ બધાં અશક્તિનાં વાક્યો છે કમાવવાથી કંટાળેલા માણસો ભગવાનને ભજવા તૈયાર થાય છે. પરિણામે તે જગતના કે જગતપતિના રહેતા નથી. આપ પણ તેમજ કરોછો એમ મ્હનેતો સ્હમજાય છે."
દેવશર્મા સ્ત્રીનાં વાક્ય સાંભળી, જુદી ધારણા બાંધી રહ્યો. સ્ત્રી કોઇ પણ અણધારી મદદપર ઝુકે છે. એમ તેને સ્પષ્ટ સ્હમજાયું. તે જ્યાં સુધી પોતાની મદદનું દ્વાર બંધ નહિં થાય, ત્યાં સુધી બોલતી પણ બંધ નહિં થાય. એ પણ વિચાર્યું.

દેવશર્મા—"સતિ, હતું તેતો ગયું, હવે તમે કહો તે યત્ન આપણા પોષણાર્થે કરૂં."

સ્ત્રી—"નાથ, આપ મ્હને રજા આપો તો હું મ્હારા ભાઇને ઘેર જઈ, કાંઇ પણ મદદ મેળવી લાવું અને તે દ્વારા આપ કાંઇક ઉદ્યમ કરી આપણા ઉપર આવી પડેલું વિપત્તિનું વાદળ વીખેરવાને સમર્થ થાઓ."

દેવશર્મા—"બહુસારૂં. જેવી તમારી ઇચ્છા."

( છંદ. )

ચાલી પતિ આજ્ઞાનુસારે, ભ્રાતુ સમિપ કહે, નિર્ધનનું કારજ સારે;
તો મુજ પતિ કૃતિ આપતિ વિસારે, તત્ર પ્રસાદે ગમને અસાર સંસારે.

બ્હેનનાં દીન વચને ભાઈનું હૃદય પીગળ્યું, દેવશર્માની કરેલી સાહસિક કૃતિ મુર્ખાઇવાળી તેણે માની. તેથી એક સો રૂપિઆ, ભાઇએ બ્હેનને દુઃખાબ્ધિ તરવા દાનરૂપે આપ્યા. સ્ત્રી ખુશી થતી પતિ પાસે આવી—

( છંદ. )[૧]

આવી હર્ષથી દ્રવ્ય દીધું પતિને, લાવી જોય તે પ્રેમ તન વ્યાપતિને;
ભાવી શ્રેષ્ટ ગણી નિજ કરે આપતિને, વ્હાલીપદ કહે 'પ્રાણ હરો આપત્તિને.'

પતિ કરકમળે ભાઇ પાસેથી આણેલા સો રૂપીઆ સ્ત્રીએ અર્પણ કર્યા. અને નજીકમાંજ લગભગ બે ગાઉ દૂર કાશીનગ્રમાં જઈ, તેની કંઇપણ સ્ત્રી ઉપયોગી ચીજો ખરીદી લાવવા સંક્ષેપમાં ભલામણ કરી. સાથે સાથે એપણ જણાવ્યું કે "આપ જ્યારે કાશીમાંથી અમારે સ્ત્રીઓને કામમાં આવતી વસ્તુઓ લાવશો ત્યારે હું મ્હારી સાહેલીઓ અને બ્હેનપણીઓને ખબર આપી, તેમને જોઇતો સામાન આપણે ત્યાંથી લેવા વિનંતીઃકરીશ. એટલે આપણે ઘેરબેઠે સુગમતાથી વ્યાપાર કરી શકીશું. ને આપણો સંસાર સુખ-

૧ 'ભુજંગી'...ના જેવો.

ફર થશે. પણ જુઓ એટલું યાદ રાખજો કે આ આપને સોંપેલા પૈસામાંથી એક પાઈ પણ ગેરવ્યાજબી ખરચી શકશો નહિં. તમને ભોજનને માટે જોઇએ તો હું પાડોશમાંથી લોટ માગી લાવી ભાતું તૈયાર કરી આપું છું, એમ કહી સ્ત્રીએ પતિને પાંથેય[1] તૈયારકરી આપી રવાના કર્યા.

( સાખી. )

લઈ ધન ભોજન મન ચીંતવન કરતો ચાલ્યો નિજ વાટ;[2]
ક્ષણ ક્ષણ અપ્રસન્ન વદન સદન, કામન દાખવતો વાટ.[3]

રૂપિઆ અને ખાવાનું લઇ દેવશર્માએ સ્વપંથે પ્રયાણ કર્યું. પ્રતિક્ષણે[4] તે વિચારતો હતો કે "આ લક્ષ્મી માતથી હું દૂર રહેવા નાસતો ફરૂં છું તેમ તેમ તેઓ કાં મ્હારી પાછળ લાગે છે? હવે આ પૈસાનું શું કરૂં? કોઇને આપીદઉં? કુવામાં નાંખીદઉં? કે જમીન માં દાટું?" આવા કાંઈ કંઈ તર્ક કરતો સ્હવારના આઠ વાગ્યાનો નીકળેલો તે છેક સાંજે આઠવાગે ફક્ત બે ગાઉ દૂર કાશીમાં પહોચ્યો. આખા દીવસનો ભૂખ્યો હતો. કોઈ દહાડો ગામથી બહાર નીકળ્યો નહોતો એટલે બીજા ગામમાં જનારાઓ કઇ જગ્યાએ નિવાસ કરતા હશે તેથી એ તદ્દન અજાણ હતો. આખરે કોઇ બ્રાહ્મણનું ઘર ઉતારા માટે મેળવવા કાશીવાસી જનોને પૂછવા માંડયું. કોઇએ નજીકમાંજ ઘર બતાવ્યું. દેવશર્માએ ત્યાં જઈ ઉતાવળે ઉતાવળે ઘરની સાંકળ ખખડાવા માંડી, ઘરધણીએ બહાર આવી, આ વિચિત્ર વેશધારી દેવશર્મા કે જેણે એક ધોતીઉં પહેર્યું અને એક ઓઢયું હતું તેને પોતાના ઘરમાં લેઇજઇ આસન આપી, બેસાડી, આગમન પ્રયોજન પૂછ્યું. જવાબમાં દેવશર્માએ "કાંઇક કાર્યવશાત્ મ્હારૂં આવવું થયું છે. પણ હું આ નગરનો અજાણ્યો હોવાથી રાત્રિનિવાસની આશાએ આપને અહીં આવ્યોછું. સ્હવાર થતાં હું મ્હારે પંથે પડીશ. માત્ર નિશીભર આશાત્મક શરીરને પડી રહેવા દેવા આપની દયાનો યાચકછું." બ્રાહ્મણે વિચાર્યું—

( સાખી. )

ભૂમી, વચન આસન જળ આપી, કરવો અતિથી સત્કાર;
અમૂલ્ય આભૂષણ ગૃહસ્થીનાં, ચતુર ગણે છે 'ચાર.'

તે સૂત્રાનુસારે, બ્રાહ્મણે દેવશર્માનો સત્કાર કર્યો. સાધારણ બીછાનું સુવાને માટે કરી આપ્યું જમવાનીતો દેવશર્માએજ નાપાડી, એક પાણીનો લોટો માગ્યો. સ્ત્રીએ દયા કરી આપેલું ભોજન સાથે લાવેલો તે સ્વીકારી જળ-

---

૧ ભાતું. ૨ ખોટી થઈને. ૩ રાહ, રસ્તે. ૪ દરેક પળે.

પાન કરી સ્વનિર્મિત બીછાને સુઇ ગયો. બ્રાહ્મણે પણ સ્વભૂવનમાં શયન કર્યું. આખા કાશી નગ્રમાં દીનમાં દીન આ બ્રાહ્મણનું ઘર હતું. તે બીચારો એ વખત કાશીમાં માગવા નીકળતો ત્યારે તે, તેની સ્ત્રી, અને એક અગ્યાર વરસની પુત્રી, મુસ્કેલીથી ગુજરાન કરતાં હતાં. કન્યાનો કન્યાકાળ વીતી જવા આવ્યો હતો. તેથી સ્ત્રી હમેશની માફક આજે પણ પતિને પુત્રીને પરાઈ કરવા, અંદરના મકાનમાં અરજ ગુજારતી હતી.

( સાખી. )

રજસ્વલા અવિવાહિતા કન્યા, જુવે માત, પિતુ, ભ્રાતા;
સ્મૃતિકારો સ્પષ્ટ કથે છે, 'નિશ્ચે એ નર્કે જાતા.' ૧
(માટે) માગી મદદ કો દ્રવ્યવાનની, વ્હાલા વિપત્તિ હરવી;
પળ પણ નિષ્ફળ વિના વિતાવે, પુત્રી પરાઈ કરવી. ૨

પતિએ જવાબમાં કહ્યું—

( ખમાચ. )

નહીં શોચનાર, ચિત્ત ધીરધાર, વ્હાલી વય વિચાર, સંકષ્ટ વિસાર;
નહિં કાઢ બ્હાર, અનુચિત્ત ઉદ્ગાર— નહિં૦ ૧
કર્યા દોષ હજાર, ભવ પહેલીવાર, નહીં પુણ્ય લગાર, મળયું દુઃખ અપાર;
દીન દુઃખીઆ સંસાર, પાડે પ્રભુ ભવેપાર— નહિં૦ ૨

સતી, શું કરૂં ? માગી લાવુંછું તેમાં તો માત્ર આપણો નિર્વાહજ થાય છે. થોડો પણ બચાવ થતો નથી. કાંઈક પણ ખર્ચ કર્યા વગર કન્યા દાન આપીશકાય નહિં. તું દીલગીરી તજદે, જે ભગવાને આ પુત્રી આપી છે. તેજ ભગવાન તેના યોગ્ય ક્ષેમની ચિંતા કરશે." કહેતાં કહેતાં બંને નેત્રો અશ્રુથી ભરાઈ ગયાં.

( ભૈરવી. )

દરિદ્રી દીન દીન ' દીન ' દુખિયા—દરિદ્રી;
દરિદ્રીનો સત્કાર કરે કો, ' ઘર વર આદર હીન— દુઃખીયા૦ ૧
દરિદ્રીની દરકાર ન રાખે, હોય પવિત્ર પ્રવીણ— દુઃખીયા૦ ૨
દરિદ્રી કહેણતણી નહીં કીંમત, કુટાયે હોય કુલીન— દુઃખીયા૦ ૩
દરિદ્રી રહે વ્યહવારથી વ્યંચિત, સંકટ શીર સંગીન— દુઃખીયા૦ ૪
દરિદ્રી દારાથી દુઃખ પામે, બોલતા રહે બાકી ન— દુઃખીયા૦ ૫
દરિદ્રી જે દીનનાથ ન જાણે ' અમૃત ' ઈશ આધીન— દુઃખીયા૦ ૬

( દોહરો. )

**પતિ પ્રિય પદ, પ્રણવતિ, પેખી પુરણ પ્યાર;**
**વદી પણ પાળું પ્રેમથી, પણ પ્રભુ પાડે પાર.**

કન્યા સુઈ ગઇ હતી, દંપતિ અસહાય આપત્તિ વશ ધીમું આક્રંદ કરી રહ્યાં હતાં. તે લક્ષ્મી સંયોગથી ખેદિત હૃદયે સુતેલા, નિદ્રારહિત દેવશર્માએ સાંભળ્યું. પોતાનું આવવું આ બંન્નેને દુઃખરૂપ થયું હશે. એમ અનુમાની બારણું ખખડાવી, ઘરધણીને બોલાવ્યો. પોતાના આવવાથી તેમના ઘરમાં કોઇ જાતનો કલેશ દાખલ થયો હોય તો અત્યારેજ ચાલ્યો જવા તેણે વિનંતી કરી. ઘર માલિક બ્રાહ્મણે આતિથ્ય સત્કાર ઉપાધિરૂપ નથી એ સ્પષ્ટ સમજાવ્યું પણ આ ચિંતામય ખેદ કરવાનું કારણ પોતાની અવિવાહિતા કન્યા છે એમ ગળગળતે સ્વરે સમજાવ્યું. અન્ય દુઃખે દુઃખી થનાર દેવશર્મા આ વાકય સાંભળી વિહ્વળ થયો. અને કન્યાદાનમાં, કેટલું ખરચ થાય તે પૂછ્યું. ટુંકામાં 'માત્ર સો રૂપિઆ હોય તો આ ઉપાધિનો અંત આવે.' એમ તે કાશીવાસીએ જણાવ્યું. દેવશર્માને તે વાકય બહુ ગમ્યાં. મેળ પણ મળતો આવ્યો. પોતાની પાસે સો રૂપિયા હતા. અને અહીં કામ પણ સો રૂપિયામાંજ થતું હતું. વળી પોતાને સંસાર સુખની અપેક્ષા નથી. તેથી કન્યાદાનનો લાભ લેવાય તેમ નથી. અને આ સહજમાં આવી મળેલું ઉત્તમ પરમાર્થ કામ, પારપડે તો ફેરો ફળે એ નિશ્ચય થયો. સ્ત્રીએ માલ લેવા આપેલા પૈસા, કન્યાદાનના ફળરૂપ માલ ખરીદવા ઉત્તમ માન્યું. તેથી દેવશર્માએ વગર અટકાયતે પોતે સાથે આણેલા સો રૂપિયા 'કૃષ્ણાર્પણ' કહી, કાશીવાસીને અર્પણ કર્યા. કન્યાનો પિતા ખુશી થયો. અને લક્ષ્મી માતા, પોતાની પાસેથી પધારી ગયાં. એમ માની દેવશર્મા પણ આનંદ નિમગ્ન થયો. પણ બીજીજ પળે સ્ત્રીના શબ્દો પતિ હૃદયે ઉભરાયા. તેથી આપેલા રૂપિયામાંથી એક રૂપિયો પાછો માગી લીધો. બાદ બન્નેએ તે રાત્રી, સ્વપ્નરહિત ઉંઘમાં કાઢી. સહવારમાં ઘરધણીના અતિ આગ્રહનો પણ ઈનકાર કરી, દેવશર્મા એક રૂપિયો લઇ, કાશીનગરમાં સ્ત્રીએ કહેલો માલ ખરીદવા નીકળ્યો. ઘીવાળાની દુકાને આવી પહોંચ્યો. અને પૂછ્યું. "ભાઈ, આપ શાનો વેપાર કરોછો ?"

**ઘીવાળો**—"અમે ઘી વેચીએછીએ, જે લોકો સામટું લેવા માગતા હોય તેમને ડબ્બાને ડબ્બા પેકબંધ આપીએછીએ. પાશેર અચ્છેરનો વેપાર અમારી દુકાને નથી."

**દેવશર્મા**—"સારૂં, સારૂં, ભાઇ કહેશો કે એક રૂપિયાના કેટલા ડબ્બા આપશો ?"

**ઘીવાળો**—"ઓ મુર્ખાનંદ! રસ્તો માપો. એક રૂપિયાના ખાલી ડબ્બા

જોઇએ તો ચાર આવે છે." દેવશર્મા આગળ ચાલ્યો. અને તરત દાણા-વાળાની દુકાને જઈ પહોંચ્યો ને પૂછ્યું-" ભાઇ, આપ શાનો વેપાર કરોછો ?"

**દાણાવાળો**—" અમે ઘઉં, બાજરી, ચોખા, મગ, અડદ વગેરે અનાજ જથાબંધ કોથળાઓનો વિક્રય કરીએછીએ. પરચુરણ માટે પસંદ નથી."

**દેવશર્મા**—" વાહ, વાહ, ઘણું સારૂં, ત્યારે એક રૂપિયાના કેટલા કોથળા આપશો ?"

**દાણાવાળો**—" એ, બેગમનર પશુ ! એક રૂપિયાના ખાલી કોથળા પાંચ આવશે, પણ દાણા સમેતતો દર્શનેય થશે નહિ." આવી રીતે—

( છંદ. )[1]

ફર્યો શહેરની સર્વ શેરી[2] ન રહી એક અંતે,
કર્યો મન વિચાર ગ્રહી શું જવું ? એક અંતે. ( સો રૂ. માંથી બાકી. ),
ડર્યો કોપે કામા,[3] કરી ધારણાએક અંતે;
ધર્યો પાય રહી વાટ જે એક અંતે.

એક રૂપીઓ હાથમાં રાખી, છેક સાયંકાળ સુધી દેવશર્મા ગામમાં ફર્યો. કોઇ પણ જગ્યાએ એક રૂપીયાનો માલ, સ્ત્રીને સો રૂપિયા જેટલો દેખાડી શકાય તેવો મળ્યો નહિં. છેક સાંજ થતાં એક છેલ્લા માર્ગ ઉપર આવ્યો. જ્યાં કેટલીક સ્ત્રીઓ લીલાં આમળાનાં ફળ વેચતી બેઠી હતી. તેઓ દેવશર્માને જોઇ,

( છંદ. )

વદતી વામા હતીજ સુખત્યારે, 'ભ્રાતુ શું લેશો આવ્યા અત્યારે ?'

**દેવશર્મા**—" બ્હેનો, આપ શો વ્યાપાર કરોછો ?"

**સ્ત્રી**—" મહારાજ ! અમે આ આમળાનાં લીલાં ફળ વેચીએછીએ."

**દેવશર્મા**—"વારૂ, બ્હેન, એક રૂપિઆનાં કેટલાં આપશો ?"

આ પ્રશ્ન સાંભળીને વ્યાપાર કાર્યદક્ષા સ્ત્રી, આ કોઇ અજાણ્યો છે એમ ઓળખી ગઇ. ચાર કે છ આનાનો એક કોથળો વેચાય તેને એક રૂપિયાનાં કેટલાં આપશો ? એમ પૂછે છે. માટે જરૂર કોઈ અજ્ઞાત્ છે. એમાં કાંઇ સંશય નથી. એમ માન્યું.

**સ્ત્રી**—" તમે કોઇ બ્રાહ્મણ હો એમ દેખાઓછો. અમે વસ્તુ વિક્રય કરતાં અન્ય વર્ણ પાસેથી ગમેતેટલા પૈસા લઇએ એ અમને ઘટતું છે. પણ બ્રાહ્મણના બે પૈસા ઓછા આવે તો અમે એમાં કાંઇ નુકશાન ગણતાં નથી.

૧ 'ભુજંગી'...ના જેવો. ૨ રસ્તા. ૩ સ્ત્રી.

ભાઇ, આ મોંઘા ફળનો કોથળો તમે બ્રાહ્મણછો એટલે અમે રૂપિયાનો એક આપીશું."

દેવશર્માએ પોતાની પાસે કાંઈ પણ વસ્ત્ર બાંધવા જેવું ન હોવાથી તે કોથળો સાથે માગ્યો. સ્ત્રીએ કાંઇક આનાકાની સાથે કોથળો આપ્યો. દેવશર્મા પોતાને ખભે ઉઠાવી—

આપ્યાં ફળ ગૃહી લીધાં તે ત્યારે, ચાલ્યો વાટે નિજને અખત્યારે.

તેનું મન હદથી વધારે આનંદિત થયું હતું. ઘેર જઇ સ્ત્રીને 'આ સો રૂપિયાનો સામાન છે' એમ કહીશતો તે પણ કબુલ કરશે. કારણકે આ કોથળાના ફળોની ગણત્રી સ્ત્રી આખા દીવસમાં પણ કરીલે તેમ નથી. તેથી શું એ સો રૂપિયાનો માલ નહિં ગણાય?

( ગીતી. )

અદ્‌ભુત કૃતિથી ડરતો, સ્વપુર દ્વારે આવ્યો ફરતો ફરતો,
ચતુરા ચિત્તે સ્મરતો, સભીત સંચરતો અસ્થિર થરથરતો.

રાત્રિનો ગાઢ અંધકાર સર્વ સ્થળે વ્યાપ્ત થાય તે વખતે દેવશર્મા પોતાના ગામના દરવાજા પાસે આવી પહોંચ્યો. જતી વખતે બાર કલાકે વીતાવેલો પંથ આવતી વખતે બે કલાકમાં પસાર થયો. સ્ત્રીપિયરના પૈસા વાપરી નાખ્યા બદલ તેનું મન કામિની કોપે ડરતું હતું. એટલે આખી રાત્રિ દરવાજા પાસેજ કોથળા સમેત વિતાવી, અને સ્હવારમાં દિવસ ઉગતા પહેલાં, તેની સ્ત્રી જળ ભરવા બહાર નીકળે તે તકનો લાભ લેઈ, દેવશર્મા ત્વરિત ગતિએ પોતાને ઘેર પહોંચ્યો. કોથળો બહાર પરસાળમાં મૂકી, હરિનામ સ્મરણોપયોગી માળા હાથમાં લઈ, ઘરની સાથે ગામને છોડી, એક દેવાલયમાં ઘેર ન જવાનો નિશ્ચય કરી બેઠા. સ્ત્રી પાણી ભરીને ઘેર આવી, અને કોથળો પડેલો દીઠો તેથી—

( સાખી. )

હર્ષથી ઘેલી, અધીર બનેલી, વ્હેલી વ્હેલી પરવારી,
નીરખવા નિજ નાથ નેહથી, બેઠી પણ ગઇ હારી.

વાટ જોતાં મધ્યાન્હ વીત્યા, દીવસનો ત્રીજો પહોર પણ વીતી જવા આવ્યો. પરંતુ ના આવવાનો નિશ્ચય કરેલો દેવશર્મા આવ્યોજ નહિં સ્ત્રીએ જાણ્યું કે પતિ કોથળો ભરીને સ્ત્રીઓપયોગી, સામન સાધનો લાવ્યા છે. મ્હારી દરેક સાહેલીઓને કહી દેઇશ કે "તમારે સોઇ, દોરાને દડીઓ, માથાં ઓળવા કાંસકીઓ, દોરા વણવા ઉલન, ભરતકામ કરવા કેનવાસ, ચિત્ર-

કામ માટે જુદી જુદી જાતના રંગનાં પડીકાંઓ, મેશ, કંકુની ડબીઓ, ન્હાવા ધોવાના સાબુ, ન્હાનાં મ્હોટાં ચાટલાંઓ જાતજાતના રંગીન મોતી, વગેરે વગેરે જે જોઇએ તે અમારે ત્યાંથી લેઇ જજો. દુકાનો કરતાં અમે કંઈક સોંઘાં આપીશું." એવા એવા અનેક પ્રકારના તર્કવિતર્કો કરતી કામિનીએ કોથળો પ્રથમ પોતેજ જોઇ લેવા ખોલ્યો તળેથી ઉપર સુધી આંબળાનાં કાચાં ફળ ભરેલાં જોઇ, સ્ત્રીને પતિની અત્યંત અજ્ઞાનતાનો ભાસ થયો, અને પોતાના ભાઈના આપેલા પૈસા પતિએ આમ વગર સમજે વેડફી નાંખ્યાથી વિપ્ર બાળા વધારે ખેદિત થઇ, આંખે અશ્રુ ભરવા લાગી અને બોલી—

( માઢ. )

"પતિ આતે શું કીધું? બહુ દુઃખ દીધું, લીધું ન લક્ષ્ય ભરથાર"—
જોઇ ધારી ધારી, વિસ્મિત થઇ નારી. લાચારીથી બેસી રોય,
"છાકે છકેલો, પતિભક્તિ ઘેલો, બનેલો ન દીઠો કોય—પતિ૦ ૧
આપત વેલા જાણી, દીલમાં દયા આણી, ભ્રાતુએ દીધેલા દામ,
જે આપ્યું તે ફાવ્યું, ત્યાંજ ઉડાવ્યું, ગુમાવ્યું હું થઇ બદનામ"—પતિ૦ ૨

એમ કલ્પાંત કરતાં કરતાં માયામુગ્ધ માનિની મૂર્છાવશ થઇ પૃથ્વીપર પટકાઈ પડી. જગદરણી જગતનિયંતાથી ગુપ્ત રહેતી નથી.

( દોહરો )

જગકરતા જાણી ગયા, નથી દેહ દરકાર,
વેળા વીતે વાર નહિ, કરશે એ નરનાર. ( મરણ પામવા. )

બંનેનો દૃઢ નિશ્ચય હતો. દેવશર્મા, સ્ત્રીના કોપથી બચવા, બે ચાર દીવસ ઘેર ન જવાનો સંકલ્પ કરી, જંગલમાં બેસી રહ્યો હતો. અને તે સ્ત્રી, પતિએ પોતાના ભાઈના આપેલા પૈસા ઉડાવી નાખવાના સંતાપથી દુઃખિત થઇ ભૂમિપર પડી હતી. એક માયાના 'ત્યાગ'થી અને એક માયાના 'રાગ'થી દેહ છોડી દેતાં દરકાર કરશે નહિં. એમ જાણી, પરમ કૃપાળુ પરમેશ્વરે મદદ કરવા મનપર લીધું.—

( છંદ. )[1]

વ્હાર કરે પ્રભુ વાર[2] કરે નહિં વારંવાર વિપત્ત નિવારે,
ધાર મને નગ ધારનું[3] ધ્યાન ઉધાર[4] ન ધાર[5] એ આવી ઉદ્ધારે;

૧. 'સવૈયા'...ના જેવો. ૨. વિલંબ. ૩. ગીરધારી. ૪. ઉછીતા. ૫. સ્હમજ.

પાર[1] કરે નક્કી પારસ એ, નથી પાર[2] કે પાર પડે? છે અપારે,
સાર[3] ખરે લઈ સાર[4] કૃપાળુ, અસાર સંસારનું સ્વપ્ન વિસારે.

ભગવાન મદદ કરવા તૈયાર થયા એટલે લક્ષ્મીએ પૂછતાં ભક્તો વિષે થએલો વાદવિવાદ પ્રભુએ યાદ કરાવ્યો, અને પોતાનો અનન્ય દાસ લક્ષ્મીની લેશ પણ પરવા ન કરે તેવો આ દેવશર્મા બતાવ્યો. લક્ષ્મીએ તે ભક્તની પરિક્ષા કરતાં સુધી ભગવાને તેને દર્શન ન આપવાં એવું માગી લીધું. ભગવાને હાસ્ય કરી કબુલાત આપી. લક્ષ્મીજીએ પરીક્ષા પ્રયોગ શરૂ કર્યો. કુબેર ભંડારીને બોલાવી દેવશર્માને પ્રભુ વિમુખ બનાવવા ગમે તે ખર્ચ કરવા બોધ આપ્યો. કુબેર માતુ આજ્ઞા શિરોધાર્ય કરી, વિદ્યુત વેગે ભૂતળ ઉપર કાશી નજીક આવી પહોંચ્યો. દેવશર્માને માયા મુગ્ધ બનાવવાનું નિમિત્ત શોધતાં શોધતાં અંતે અતિત[5] વેષ ધારણ કર્યો ને કાશી તથા રામનગરના મધ્ય પ્રદેશમાં ગંગાને કાંઠે એક વૃક્ષ નીચે મુકામ કર્યો. પ્રથમ કાશી મહારાજા રિપુજીતની અશ્વ શાળામાં એક ભારે મૂલ્યવાન અશ્વ કે જે રાજા હૃદયને પ્રિય હતો તે ઘોડાના ઉદરમાં એકાએક ભારે દરદ મૂક્યું. ઘોડો ભોંય પડી, પગ તરફડાવવા લાગ્યો. અશ્વરક્ષક ગભરાયા, રાજાને ખબર થતાં વૈદ્ય ડાકટરોને બોલાવવામાં આવ્યા. લાખોને ખરચે ઘોડાની સારવાર કરાવવા માંડી. પરંતુ કુબેરનું કરેલું આ માયા કૃતિ દરદ કોઈથી શાન્ત થઇ શક્યું નહિં. રાજા પણ ખાનપાન અને નિદ્રાનો ત્યાગ કરી, આ અશ્વને આરોગ્ય બનાવવા ઉત્કટ આકાંક્ષી હતો. નોકરોને ગમે ત્યાંથી ઔષધ શોધી લાવવા આજ્ઞા ઉપર આજ્ઞા આપ્યે જતો હતો. સુંદર દવા મેળવી, અશ્વ ઉઠાડનારને ભારે કીમતી ઈનામ આપવાની લાલચ પણ સાથે સાથે આપ્યે જતો હતો. દાસવર્ગ પણ ઉત્સાહ ભર્યો વેગ વધારી જાહેર અને ગુપ્ત સ્થાને દોડાદોડ કરી રહ્યો હતો. સાધુ બાવા, ઓલીયા ફકીર, જોગી, જતી અને દેશ પરદેશી જ્ઞાત્ અજ્ઞાત્ મનુષ્યોને પૂછપર પૂછ કરી રહ્યા હતા. ફરતો ફરતો એક દૂત કુબેરના નિવાસ સ્થાને આવી પહોંચ્યો, અને દિગંબર[6] શા વેશધારી આ અત્યુત્તમ કાન્તિવંત નિસ્પૃહિ[7] યોગીને નિહાળી ઉમળકાથી બોલ્યો—

( છંદ. )[8]

**પરિચારકે પ્રેમથી જોડી પાણી,[9] વિનય વાણી કહી નેત્રમાં લાવી પાણી,[10]**
**"રજુ રજન કોઇથી આ દુઃખની કપાણી, કરો કાંઇ કૃપા તો રહે મ્હારૂં પાણી."[11]**

---

૧. કિનારે. ૨. અંત. ૩. ફાયદો, મતલબ. ૪. ખબર. ૫. સાધુ. ૬ વસ્ત્ર વગરનો. ૭ બેપરવા. ૮ 'ભુજંગી'...ના જેવો. ૯ હાથ. ૧૦ અશ્રુ. ૧૧. માન.

ગળગળે સાદે એમ કહી, યોગીની કરૂણા માગી રહ્યો. ફરી ફરીને "અમારા રાજાનો ઘોડો એકદમ માંદો થઈ ગયો છે. અનેક ઔષધીઓ જાણનારથી રાજાના દુઃખની દોરી લેશ પણ કપાતી નથી. આપ જોગી છો ને એવી કોઇ દવા જાણતા હોતો આ કાર્યમાં બન્ને તરફનો આશીર્વાદ પ્રાપ્ત કરવાનો સમય છે" એમ કહેતો હતો. વળી કહ્યું કે "આપ જોગી છો, સંસારના વિયોગી છો, પ્રભુ ચરણના ભોગી છો. કાષાયામ્બર ધારીનું વિશ્વમાં વિચરવું કેવળ અન્ય કલ્યાણાર્થે છે એ હું જાણું છું. આપ જંગમ તિર્થરૂપ અવનિમાં આથડતા અનેક અધમોનો ઉદ્ધાર કરવાર્થે આવ્યા છો એ સ્મરણમાં લાવી અમારાપર દયાની નજર કરવી જોઇએ. ભેખ વેષ ભગવાનને ભાવતો હોઇ આપ પ્રભુના પુત્ર સમાન મનાઓ છો. આપની સેવા એ પ્રભુની સેવાજ મનાય છે. હરીજન અને હરીની સેવામાં અંતર નથી. આગળ અનેક નિરાધાર જીવો સંત સેવાથી શ્રેષ્ટતા લાભ કરી શકયા છે. જેઓ સંસારની કપરી આંટીને છોડી તોડી દેહ પોષણથી પણ બેપરવા છે તેઓને જગતમાં કયું કામ અગમ્ય છે? પ્રભુની આ સઘળી વિભૂતિના આપ એકલા બિન હિસ્સેદાર વારસ છો. અનંત ગુણધારી સંતને ત્યજી મહંત પદને માન આપી સંતપણું સદૈવ, સર્વોત્કૃષ્ટ સમજાવવા આ સેવકનાપર કૃપા વારી વરસાવવું જોઇએ." સંત વેશ ધારી કુબેરજી આ વાચાલ અને નિમકહલાલ નોકરની પોતાના માલીક પ્રત્યેની અનહદ લાગણી જોઇ અંતરમાં અત્યંત આનંદિત થયા. સંસારમાં સત્યનિષ્ટા પરાયણસંચરનારા સત્પુરૂષો સંત સેવા સર્વ શ્રેષ્ટ માની, સુહૃદયતાથી સંભાળે જાય છે તો તેનાં કરોડો કામ કેશવ પાર ઉતારે છે. ને નાસ્તિક બુદ્ધિના નટખટ મનુષ્યો અશ્રદ્ધા કે કૃપણતાથી ભગવા ભૂષિત[૧] ભગવાન ભક્તની ભારે નિંદા અને અસહ્ય અપમાનથી અવગણના કરે છે. તેથી સંતદ્રોહના સંતાપિત શ્રાપે સૃષ્ટિમાં સદોદિત[૨] સંતપ્ત[૩] રહી, અંતે નર્કગામી બને છે. શ્રીવર દયા મેળવનાર સાચા સત્સંગીઓએ સાધુ સેવનમાં લેશ પણ આશંકા કરવી અનુચિત છે. તે પવિત્ર પુરૂષોના વિષય વિષહર વચનામૃતનું પાન કરવામાંજ સમાધાન છે. જોગીની જાત ભાતની દરકાર ત્યજી દઇ માત્ર તેમના સંસાર ત્યાગી કર્મ અને સંગ રહિતપણું વિચારવું આવશ્યક છે અતિ પ્રસન્નતાથી કુબેરે તે આવેલા અનુચરને પોતાની ઝોળીમાંથી એક કાચું ઘણા દીવસનું તોડેલું, ન ઓળખાય તેવું આમળાનું ફળ આપ્યું.

---

૧ ભગવાં પહેરનાર. ૨. હમેશાં. ૩. બળેલા.

અને તે વાપરવાનો વિધિ સ્હમજાવી, તેને રવાના કર્યો, આશાન્વિત[1] થએલો ત્વરિત વેગથી દોડતો આવતો નોકર રાજાને વધાઇ આપી રહ્યો. અને અશ્વને શીઘ્ર આપત વિમુક્ત કરવા યોગી વચનાનુસાર તે લાવેલા ફળને અરધું પત્થર પર ઘસી ઘોડાને પાઇ દીધું. અને અરધું વાટીને અશ્વના શરીરપર લગાડયું. કુબેરે પોતાની માયામય કૃતિનું આકર્ષણ કર્યું. અલ્પવારમાં ઘોડો સાજો તાજો થઇ ઉભો થયો. ખુંખારો ખાઇ ઘાસ ચરવા માંડયું. પુરપતિ પ્રસન્ન થયા. પરિચારકને યોગ્ય ઇનામથી ન્યાલ કર્યો. નિમિષમાં આ ઉદાસીતરૂ રામબાણ દવાના ભારી વારી વહનમાં તણાઇ ગયું. સઘળે શાન્તિ થઇ. નૃપ અને નોકરોની ભારે ભ્રાન્તિ દૂર થઇ. કુબેર એકલા એકલા વિચાર કરી રહ્યા,–"મ્હેં આ શું કર્યું ? રાજાના ઘોડાને બિમાર કરી, સંત રૂપે દવા આપી પરમેશ્વરથી ન થતું કાર્ય સાધુઓથી થઇશકે છે તે સાબીત કરી આપ્યું. પણ તેમાં વળ્યું શું ? મ્હારૂં પૃથ્વીપર આવવું સંત સેવા પ્રતિપાદનાર્થે નથી. પણ લક્ષ્મીમાતાનો હુકમ. કેવળ દેવશર્માને દામમાં કે જગતના કામમાં ખેંચીલેઈ ભગવત ભજન ભુલાવવાને માટે હતો. મ્હેં મૂર્ખાએ એમાંનું તો કાંઇ કર્યું નહિં." આટલું બોલી હાથમાં જળની અંજળી લઇ, એક ગુહ્ય સંકલ્પ કર્યો. હસ્તોદક[2] અવની અડકતાંજ કાશી રાજાની અશ્વશાળામાં રહેલા હજારો ઘોડા, પ્રથમ ઘોડાને થએલા દર્દ પ્રમાણે દર્દી બની, પૃથ્વીપર પટકાયા, કાશીમાં હાહાકાર વર્ત્યો. અશ્વોપર જીવન ગાળનારા કંઇ કંઇ અનુચરોની આંખમાંથી અશ્રુ પ્રવાહ ચાલી નીકળ્યો. ગાડી હાંકનારાઓ રખડયા. સ્વારો રઝળયા, ખાસદારો ખસીઆણા પડયા, સાઇસ[3] કોચમેન[4] સંતાપિત થયા, અશ્વપાલો અળખામણા ઓળખાયા, ઘાસ વેચનારાના ભારા નકામા થઈ પડયા, લાદ ઉઠાવનારાઓ દુ:ખમાં લેવાયા, સંક્ષેપમાં આવા અનેક મનુષ્યો દીન સરખા થઇ ગયા. રાજાને પણ આ કુદરતી કોપની ભારે ભીતિ લાગી. આખરે પ્રથમના ઘોડાને સારો કરનારી દવા લાવનાર પહેલા સેવકને સઘળાએ શોધી કાઢયો. તેણે તે યોગીનું નિવાસ સ્થાન બતાવ્યું. એટલે આતુરતાથી તે અશ્વારોગ્ય ઇચ્છનાર અનુચર વર્ગ એકદમ ઉપડયો.

( સાખી. )

વેળાસર આવ્યા દોડી જ્યાં, વૈદ્યયોગી આવેલા,
વ્હેલા આપો ફળ એ કૃપાળુ, વીતી જાય છે વેળા.

---

૧ ઈનામની આશાવાળો. ૨ હાથનું પાણી. ૩ ઘોડાની નોકરી કરનાર. ૪ ગાડી હાંકનાર.

દૂરથીજ બેઠેલા જોગીને નિહાળી, પ્રત્યેક પૃથ્વીપર પટકાઇ, પ્રણામ કરી રહ્યા. "પ્રથમના દૂતને આપેલી દવા પુનઃ અમને આપી હજારો ઘોડાના જાન બચાવવાનું પુણ્ય પ્રદ મંગલ કાર્ય કરવા કૃપાળુ થાઓ" એમ સઘળા કહેવા લાગ્યા. કુબેરે ચીડાઇ, છંછેડાઇ, તોછડાઇથી ગર્જના કરીને કહ્યું–" શું તમે મ્હને કોઇ વેશધારી બાવો સમજી ગયા? કે શું વૈદ્ય ડૉકટરની અહીં દુકાન સમજ્યા? જાઓ, મુર્ખના સરદાર નગ્નો, નાલાયક નર પશુઓ! સાધુ લોકોની કવચિત્ થએલી કૃપા પ્રસાદીનું આવું ઉલટું સ્વરૂપ ન બનાવો. દયા ધારીને દાસત્વમાં ન ખપાવો. સર્વેશ્વરનું સ્થાન સાધિત કરવાને સાધનરૂપ ગ્રહણ કરેલી સાધુતાવાળા સજ્જન સંતોને સ્વાર્થમયી જાળમાં ન સપડાવો. અક્કલના ઓથમીરો! અજાણ્યાછો અમારાથી? સાંભળો બોથાઓ! અમે દેશ વિદેશમાં ફરતા ફરતા કોઇ મનુષ્યોપયોગી વસ્તુ મળે, તો સંભાળી, સંચય કરી રાખીએ કે વખતે કોઇનું કલ્યાણ કરવા ઉપયોગી થાય તે પ્રમાણે મ્હારી પાસે રસ્તામાંથી મળીગએલું એક અનુપમ ફળ સંગ્રહિત હતું. ઘોડાના ભારે દરદોપર તે સચોટ અસર કરે છે. એમ મ્હારી સ્હમજમાં હતું તેથી મ્હેં પહેલાંના પરિચારકને તે આપ્યું બસ. હવે મ્હારી પાસે બીજાં ફળો નથી. વળી તે ફળ આ દેશમાં થતાંય નથી. કોઇએ તેનું નામેય સાંભળ્યું નહિં હોય, તેથી તે મેળવવા કોશીશ કરવી તે સસલાનાં શીંગડાં શોધવાજેવું અસંભવિત કાર્ય છે. માટે જાઓ. મ્હારા સ્મરણ સમયમાં કોલાહલ કરી વિઘ્ન ન પાડો." દરેક મનુષ્યોની આંખો જળથી પુરાઇ ગઇ. અંતર ભવિષ્ય ભયની અસહ્ય ઉપાધિથી રૂંધાઇ ગયાં. કાંઇપણ ઉદ્‌ગાર ઉચ્ચારદ્વારા બહાર આવીશકયા નહિં. પણ પોતાના કુટુંબને સ્વપિંડનું રક્ષણ ઘોડા મરશે તો કોણ કરશે? એ ભારે ચિંતા સેવક સમૂહના મસ્તિષ્કને મુઝાવી રહી હતી. તેઓ વારે વારે યોગીના પગમાં પડવા લાગ્યા. "દવા નહિં બતાવો તો અમારી આજીવિકા તુટીજશે. અમારાં શરીર છુટીજશે. અને અમારા કુટુંબોની આવરદા વિનાવેળાએ ખુટીજશે. ભારે ખર્ચ કરતાં આ અજાણ્યું ઔષધ અમારે હાથ આવે તેમ હોય, તો કૃપા કરી આપ રસ્તો બતાવો. પૈસા ખર્ચની પરવા નથી પણ જીંદગીનું સાધન હારી જઇએ છીએ. એ મહદ્ ક્લેશ છે. આપનો અતુલ ઉપકાર થશે. ને શ્રી કાશીવિશ્વનાથ આપની કરણીનો આપને બદલો આપશે. અમારાં દુઃખિત હૃદયો આપને આશીર્વાદ આપશે અને [૧]વ્યથિત

૧ દુઃખ પામતા શરીર.

વપુવાળા વાજીઓ[1] પણ આ અનિવાર્ય[2] ઉપાધિથી અળગા થશે. આપનું આતકર્મ, સૃષ્ટિમાં શોભાયમાન રહેશે. માટે કાઇપણ રીતે કૃપાળુ થવા અમે સર્વ આપને અરજ ગુજારીએછીએ. ઉદ્ધારવાનો કે ઉગારવાનો અવતારમાં એકજ સમય આવે છે થયું થઇ જાય છે ને રહ્યું રહીજાય છે આપ રહમજુને શું સહજાવીએ? આ કાર્ય વૈદ્ય ડૉકટર તરીકે કરવાનું નથી પણ એક ફરજ તરીકે દયા કરવાની છે." સુપ્રસન્ન હૃદયે કુબેરે કહ્યું.

## ( કલ્યાણ. )

થશે શાન્ત સર્વ તોખાર, જાઓ વેગે કરો નહિં વાર. ( દરેક ખુશી થયા. )
કહ્યું જેગીએ કરી ઉચ્ચાર, જાઓ દેવશર્માને દ્વાર;
લાવો ઔષધ છે તૈયાર, જાઓ વેગે કરો નહિં વાર— થશે. ૧

સઘળા સાધુને પૂછી રહ્યા કે દેવશર્મા કોણ અને કયાં રહે છે?

**સાધુ**—"આ રામનગરમાં રહેતા તમારા રાજાના પુરાણા પુરોહિત સોમશર્મા નામના બ્રાહ્મણને શું તમે કાઇ જાણતા નથી?" અનેકમાંથી અમુક તેના ઓળખીતા નીકળ્યા. તેઓ બોલ્યા—"હા, અમે ઓળખીએ છીએ. પણ તેઓએ તો કેટલીક મુદત થયાં કૈલાશવાસ કર્યો છેને?"

**સાધુ**—"હા, સત્યવાત છે. પણ તેનો એક દેવશર્મા નામનો દીકરો છે, તેને ત્યાં તમને ઉપયોગમાં આવે તેવા અશ્વૌષધ[3] ફળનો એક કોથળો ભર્યો છે. ત્યાંથી સંભાળીને તે ફળને લાવો, તમારા ઘોડાઓને ચોપડો ને પાઓ. એટલે દુ:ખદરીઆને સુગમતાથી તરી જાઓ. પણ સબુર, બ્રાહ્મણના ઘરમાંની પૂર્ણ પરિશ્રમે પ્રાપ્ત કરેલી દવા વિનામુલ્યે લઈ લેવી એ હું વ્યાજબી માનતો નથી."

**સઘળા**—"વારૂ પ્રભુ! આપ હુકમ કરો તે આપીને દવા લાવીએ."

**સાધુ**—લઇ કનક મહોર[4] એક સંગે, મુક્ષ ફળ લેવું ઉમંગે,
ચુપકીથી લાવો ધરી પ્યાર— જાઓ૦ ૨

"સારૂં, સારૂં" કહી સર્વ ઉભા થઈ ગયા. પંદર રૂપિઆ આપી, એક ફળ મેળવવું એ કેટલાકને ભારે લાગ્યું. કેટલાકે તો 'એક સુવર્ણ મહોર આપીને પાંચેક ફળો ઉઠાવી લેઈશું' એમ નક્કી કર્યું. કોઇકે તો બીલકુલ ખાલી હાથેજ જવાનું નક્કી કર્યું. તુર્તજ મહારાજને 'જય, જય' કરી સઘળા સ્વકાર્ય સાધવા તૈયાર થયા. તે જાણે તેમના અંતરને આ સાધુ ઓળખી ગયો હોય તેમ બોલ્યો—

૧. ઘોડા. ૨. ન મટાડી શકાય તેવી. ૩. ઘોડાની દવા. ૪. ગિની.

જો કરવા કપટ કોઇ ધારો, તો મરશે વાજી તમારો,
ગણો સત્ય વચન નીરધાર— જાઓ૦ ૩

જો કોઈ કપટ કરશો એટલે એક સીક્કો મૂકી, બે ફળ લીધાં અથવા પૈસા મૂકયા વગરજ ફળ લીધું તો સત્ય સમજી લેજો કે તમારો ઘોડો સૃષ્ટીમાં બચાવવા કોઈ સમર્થ નથી. બીજું ખાસ વીસરતા નહિં કે એ ઔષધના કોથળા પાસે તે દેવશર્માની સ્ત્રી ચોકી કરવા બેઠેલી સૂઇ ગઇ છે તે જાગી ન જાય તેવી રીતે તદન ચુપકીથી મહોરો મુકીને ફળ લેઈ લેજો તેમાં કસુર કરનાર પણ ઉપર પ્રમાણે અપરાધિ ઠરશે. હું સ્પષ્ટ સમજાવું છું કે સુતેલી સ્ત્રીને જગાડનારનો ઘોડો પણ અવશ્ય મરી જશે.” મહારાજની રજા લેઇ વિદાય થએલો સઘળો સેવક વર્ગ સુવર્ણ સિક્કા સાથે **રામ**નગર તરફ રવાના થયો. યોગીએ બતાવેલી યુક્તિ પ્રમાણે અલ્પ અટકાયત વગર કાર્ય થયું. ફરીને સ્વમાયા ખેંચી શ્રી કુબેર ભંડારીએ અશ્વોને વ્યાધિ મુક્ત કર્યા. દેવશર્માની સ્ત્રી મોહનિદ્રારૂપ મૂર્છામાં પડી હતી. તે માયાદેવી લક્ષ્મીના કૃપા પ્રસાદથી જાગૃત થઇ. આંખો ચોળતી ઉઠી, અને તે પડી રહેલા કોથળા તરફ જોયું તો ભરેલો કોથળો કંઇક ઓછો દેખાવાથી, ‘આ મોંઘા ભાવનાં આવેલાં ફળો પણ કોઈ ચોરી ગયું કે શું? તે શંકાથી તેણી તપાસવા લાગી. કોથળામાં સુવર્ણનિષ્ક[1] નિહાળી, દીનાવસ્થાવિહારી,[2] વિપ્રપત્નિ, હર્ષઘેલી થઇ. પતિનું આવું અલૌકિક સામર્થ્ય તેણીના હૃદયને પતિપૂજ્યતા તરફ ખેંચવા લાગ્યું. ઘરની બધી સમૃદ્ધિ લુંટાવી દેનાર પતિ આવો અદ્‌ભુત કીમિઓ જાણે છે તે અબળાએ આજેજ જોયું એકસો રૂપિયા જેવી નજીવી રકમ સાથે લઇ જઇ કાશીમાં માત્ર એકજ રાત્રિ રહ્યા. જેમાં આટલી સુવર્ણ મહોર લાવ્યા. પણ કદી વધારે રહ્યા હોત તો કોણ જાણે કેટલીય કોથળીઓ ભરાત? ખુશી થતી સ્ત્રી, કોથળો ઘરમાં લેઇ ગઇ, ફળ અને સિક્કાના ઢગલા જુદા કર્યા. ઘર સામાનનું દુઃખ દૂર કરવા અને પ્રથમનું માટીને ઘડે પાણી ભરવાનું પરમ શર્મમય કાર્ય બંધ કરવા ઇચ્છયું. તરતજ દશ પંદર હેમના સિક્કા હાથમાં લેઈ, પોતાના નાનકડા ગામની નાની બજારમાં ગઇ, વાસણ વેચનારની દુકાનેથી એક દેખાવડું મુલ્યવાન બ્હેડું ખરીદયું, અને ચાર તપેલાં, ચાર તાસકો, ચાર થાળીઓ, ચાર વાડકા, ચાર છાલીયાં, અને ચાર લોટા લીધા, બ્હેડું એક હાથમાં અને બીજો સામાન એક કોથળામાં લઇ, વસ્ત્ર વેચનારાઓની દુકાને ગઇ. ઘણા

૧. સોનામહોર. ૨. ગરીબ સ્થિતિવાળી.

દીવસ થયાં એકજ સાળુ પહેરીને કંટાળેલી કામિનીએ સારા કિંમતી દસ સાડલા ખરીદ્યા, અને તે પણ સામાનના કોથળામાં નાખી, પતિને જમવા બેસતી વખત ઉપયોગી થાય માટે એક કાષ્ટનો પાટલો, અને એક ઢિંચણીયું પણ લેવાનું ભૂલી નહોતી. સુવર્ણ મહોરો સાચવવા એક મ્હોટી પેટી ઘેર પહોંચાડવા કારીગરને વર્દી આપી આવી હતી. અને ભોજનપાન માટે બંદોબસ્ત કરતી ગઇ હતી. સામાનનો ભરેલો કોથળો અને પાણીનું અલાયદું બ્હેડું લેઇને સ્ત્રી, પોતાને ભુવને પાછી આવી. કુબેર ભંડારીએ લક્ષ્મીનું સ્તવન કરી માગી લીધેલું હોવાથી, બ્હેડા, અને ફળ સીવાય તે ઘરમાંની દરેક વસ્તુ લક્ષ્મીએ પોતાની માયાથી વીશગણી બનાવી દીધી હતી. હજાર સોના મહોરનો ઢગલો વીસ હજારના રૂપમાં ફેરવાઈ ગયો હતો. કોથળામાંનો સામાન પણ એક વસ્તુ તે વીસ રૂપે દેખાતી એટલે ચાર ચાર વાસણ લાવેલી તે એંસીરૂપ થઇને નીકળવા લાગ્યાં. દસ સાડલાને બદલે બસો સાડલા થયા. દેવશર્માની સ્ત્રીના હર્ષનો પાર રહ્યો નહિ. ઘરમાં વાસણ વસ્ત્રનો મોટો ગંજ થઈ ગયો.

(દોહરો.)

લીધાં લલનાએ[1] જઈ, લાયક નિજ આગાર,[2]
ખાનપાનને ખરીદતાં, લીધા શ્રેષ્ઠ શણગાર.

વાસણોને વીધી પુરઃસર છાજલીએ ગોઠવ્યાં, અને નીચે ચારે ગમ એક દોરી બાંધી ભિન્ન ભિન્ન રંગીએ બસો સાડલાઓને લટકતા નાખ્યા. સૂર્યના તેજીત પ્રકાશે તે નવાં વાસણ અને નવાં વસ્ત્રથી ઘરમાં ઝાકઝમાળ થઇ રહ્યું અત્યંત ખુશીમાં આવેલી દેવશર્માની સ્ત્રી બ્રાહ્મણોને પ્રિય ભોજન લાડુ, દાળ, ભાત, શાક બનાવી, પતિ આગમનની રાહ જોઇ બેઠી. કુબેર ભંડારીએ આમ એ ઘરમાં માયાનો ઠાઠ જમાવી, ગ્રામ બહાર બેઠેલા દેવશર્માને 'સ્ત્રી બોલાવે છે' એમ કહી, ઘર પાસે મોકલ્યો. આવતા દેવશર્માએ દૂરથી પોતાનું મકાન જોઇ, ભિન્ન ભિન્ન શંકાને જન્મ આપ્યો. પહેલાં તો વિચાર્યું કે આ મ્હારૂં મકાન તે એક દહાડામાં બીજાને ભાડે અપાઇ ગયું કે શું? ધીમે ધીમે બારણા પાસે આવ્યો ત્યાં તેની અધીરા સ્ત્રીએ દૂરથી દોડી આવી, પતિપદમાં પ્રણામ કર્યા. આ સો રૂપિયાની દીવાળી આવ્યાનું મંગલાચરણ નથી. એમ દેવશર્માને સ્પષ્ટ સમજાયું. તે મકાનમાં

---

૧. સ્ત્રી. ૨. ઘર.

આવ્યો ને ઝળઝળાટ જોઇને હર્ષાયો સ્ત્રીના આગ્રહે પાટલો મંડાયો. દેવશર્મા ભોજન કરવા એ પાટલે ગોઠવાયો. પતિને ભોજન પીરસી, સ્ત્રીએ જળ ભરવા જવા સ્વામી સંમતિ માગી. પતિને પણ સ્ત્રીની ગેરહાજરીની અતિ આવશ્યકતા હતી. વળી સ્ત્રીને પાણી ભરવા જવાનું કાર્ય, ત્વરિત ગતિવાળું નહોતું. પણ આ પોતાને અણધારી પ્રાપ્ત થએલી સંપત્તિને જાહેર કરવાનું વિશેષ પ્રયોજન હતું. તેથી બે ચાર સાડલા બદલી, એક બંધ બેસતો સાળુ પહેરી, નવું બેડું હાથમાં લેઇ, ચમકતા ચળકાટે ભભકતી દેવી ભુવન બહાર નીકળ્યાં, કોઇ સ્ત્રી સ્હામી મળીને પૂછે કે દેવશર્માની સ્ત્રી આજે તો કાંઇક, નવો સાળુ, કાંઇક નવું બેડું ?.........

**દેવશર્માની સ્ત્રી**—" હા, તે અમે શું ગરીબ છીએ ? અમારા ઘરમાં તપેલાં, તાસકો, થાળીઓ, વાડકીઓ, છાલીયાં, લોટા, સાડલા, પાટલાને ઢીંચણીયાં ઘણાંય છે. " જે પૂછે તેની પાસે આટલુંજ વર્ણન કર્યે જતી હતી. સ્ત્રીઓને પણ કુતુહલ જન્મ્યું હતું. અજાણીને જાણીતી જણવતી હતી કે દેવશર્માની વહુને જરા પૂછજો. કોઇએ જરાક પૂછ્યું કે જવાબમાં ઉપરની વાક્ધારા શરૂજ થઇ છે—

( ગીતી. )

જળાશયે પંકાતી, સહુથી કરતી વાત ન સ્ત્રી અચકાતી,
વીથિયેં વદી છલકાતી, હરખાતી મદમાતી મચકાતી.

ભોજન કરવા બેઠેલા દેવશર્માએ માત્ર એકજ ગ્રાસ ગ્રહણ કર્યો. બાદ અન્ન દેવને નમસ્કાર કરી, 'આ ઉત્તમ ભોજન મ્હારા ભાગ્યમાં નથી,' એમ કહી ઉઠયો. અને બારણા બહાર આવી ઓટલે ઉભી, પ્રથમના બ્રાહ્મણોને બોલાવા માંડયું.

( માઢ ).

અરેરે કોઇ આવો આવોને, મને આ દુઃખથી બચાવોને.
વિત્તમાલને સમૃદ્ધિ ભુવનમાં છે જે જન ચ્હાવો,
તે લૈ જાઓ કહું છું ખુશીથી નામ ન ડર લાવો.— અરેરે. ૧

પનઘટ ઉપર છટાદાર ભાષણે સ્વગૃહ સમૃદ્ધિનું વર્ણન કરતી વામાનું વર્તન બ્રાહ્મણોના જાણવામાં હતું તેથી અંદર પેસી, પ્રથમની પેઠે લુટીજવા સઘળાઓએ સહજ આનાકાની કરી. સમાધાનાર્થે દેવશર્માએ કહ્યું—

ગૃહ આ મ્હારૂં પ્યારૂં ન્યારૂં, નથી ન ગભરાવો;
પ્રેમે પ્રભુને અરપણ કીધું મ્હારો તે પર નથી દાવો— અરેરે. ૨

વેગવંત વિપ્રોને કાર્ય સમાપ્ત કરતાં વિલંબ થયો નહિં. દેવશર્મા બારણામાં બેસીને પ્રથમની પેઠે ભગવત નામ ઉચ્ચાર કરી રહ્યો.

( સાખી. )

ગયા મનુષ્ય ગૃહ સંમૃદ્ધિ ગૃહીત્યાં ક્ષણ પણ લાગી ન વાર,
આવી ચતુર્દિશ[1] જોવા લાગી, સમજી સ્વપ્નવત્[2] નાર.

પાણી ભરવા ગઈ, એટલીવારમાં પાછી દરિદ્રી બની ગએલી દારા, પાણીનું બેડું પરસાળમાં મુકી, પતિ ચર્ણમાં પડી, અને રૂદન કરતી પૂછવા લાગી—

( કલ્યાણ )[3]

રે ભરથાર? પ્રાણાધાર? સર્વે નાસી ગયું શું?
ફિરતારે, આપ્યું પ્યાર,થીતે પણ ના રહ્યું શું? રે ભરથાર ૧

વિધાતાપર ગુસ્સો આવ્યો પતિપદમાં પ્રણમી પૂછતાં પ્રત્યુત્તર ન મળ્યો એટલે પોતાનો કોપ સર્વ શ્રેષ્ઠ ત્રિદેવો પ્રત્યે કહાડવા માંડયો.

રે ક્રૂર આ ચંડાલ, વિધી[4] અંક[5] લખ્યા શું ભાલ,[6]
એ હાલને સંભાલવા, ના ચિત્તે ચહ્યું શું? રે ભરથાર ૨
શંભુ ગયા કૈલાશ,? વિષ્નુને શું લાગ્યો ત્રાસ,?
કે ઉદાસ, જનની આશ, પુરતાં અટકે થયું શું રે ભરથાર ૩

દેવશર્માએ જવાબમાં કહેવા માંડયું—“ગા...વો ગા...વો ગિરધારીના ગુણ ગાવો,—આ...વો આ...વો અલબેલો ગાઇએ આવો” તે સાંભળીને

( છંદ )[7]

પડી ભૂમિ પર શુદ્ધ તનની વિસારી,
આપ્યું જે રહ્યું બાકી તે પ્રેમધારી;

સ્ત્રી મૂર્છિત થઈ, પૃથ્વી ઉપર પડી ગઇ. એટલે એક વૃદ્ધ બ્રાહ્મણી આવી દેવશર્મા પ્રત્યે બોલી—“ ભાઇ, દેવશર્મા, જુઓ તમે આગળ એકવાર ઘર લુંટાવ્યું. હાલ બીજીવાર લુંટાવ્યું. પણ મ્હને અભાગણીને કાંઇ મળ્યું નહિં. હું પતિ પુત્ર રહિતા કેવળ અનાથા છું. મ્હારી મદદ કરશો તો પ્રભુ તમારી વ્હાર કરશે” દેવશર્માએ ઉભા થઇ, પાણી ભરેલું બેડું ખાલી કરી, તે આવનાર બાઇને એ નવું બેડું “કૃષ્ણાર્પણ” કરી દીધું. તે લેઈ સંતોષ દરશાવી, પેલી વૃદ્ધા સ્ત્રી ચાલી ગઇ. એક બીજી વૃદ્ધાએ આ ખ-

---

૧ ચારે તરફ. ૨ સ્વપ્ના જેવું. ૩ ‘મમનાથની તે સાથ’...ના જેવો, ૪ બ્રહ્મા. ૫ આંકડા. ૬ કપાળે. ૭ ‘ભુજંગી’...ના જેવો.

ખબર જાણ્યા કે તે પણ દેવશર્માના ઘર પ્રત્યે યાચના કરવા આવી, અહીં દેવશર્માની સ્ત્રી મૂર્છાથી જાગી. હમણાંજ પનઘટ પરથી પાણી ભરેલું બેડું લાવેલી તે પણ અદૃશ્ય થયું લાગ્યું. પતિને પૂછતાં પ્રત્યુત્તર મળ્યો કે "ગા...વો ગા...વો ગિરધારીના ગુણ ગાવો, આ...વો, આ...વો–" બિચારી સ્ત્રી શું કરે? ફરી પાડોશમાંથી લોટ માગી લાવી. અને ભોજન તૈયાર કરવા પહેલાં અંદરના મકાનમાં ન્હાવા બેઠી. પહેરેલી સાડી ઉતારી ખીલીએ ભેરવી. અને 'ગંગા' 'ગોદાવરી' કહી, જળનો એક લોટો શરીર-પર નાખ્યો એટલે—

થઇ અલ્પ જ્યાં વાર ત્યાં આવી નારી,
જોયું સ્નાન કરતી પ્રિય પાણ પ્યારી.

યાચનાર્થે બીજી ડોશી ઘર આગળ આવી પહોંચી. અને પોતાને કાંઇ મળવા દેવશર્માને પ્રાર્થના કરવા લાગી. તેને બહાર ઉભી રાખી, દેવશર્મા અંદર જોવા ગયો. તો સ્ત્રી દ્વાર તરફ પીઠ કરી નવસ્ત્રે ન્હાતી હતી. અને સાડી ખુંટીપર હતી. પદરવમુનિ[1] દેવશર્માએ તે ઉઠાવી લીધી, અને આવેલી બુઢ્ઢીને કૃષ્ણાર્પણ કરી સોંપી દીધી એટલે તે ગઈ. સ્નાનાંતે[2] સ્ત્રીએ સાડી જોઇ તેથી પતિને પૂછ્યું. દેવશર્માએ બહારથી—' ગા...વો ગા...વો ગીરધારીના ગુણ ગાવો—" એમ કહીને જવાબ આપ્યો સ્ત્રી સંતાપિત થઈ એકજ જગ્યાએ બેસી રહી. દેવશર્માને દ્વિગુણીત[3] આનંદ થયો– ' સાડી પહેરવાને હતી ત્યારે સ્ત્રી બહાર આવીને ટકટક કરતી, હવે અંદર બેઠી બેઠી છો બડબડે, મ્હારે એના શબ્દો સાંભળવાનો સંતાપતો ટળ્યો " એમ માની દેવશર્મા ખરેખર ખુશી થયો. વખત થતાં સાયંકાળના સમયે દશેક સ્ત્રીઓનું મંડળ સુંદર વસ્ત્રાલંકારમાં સજ થએલું, લગ્નના ગાણાનું નિમંત્રણ આપવા નીકળેલું દેવશર્માના દ્વારે આવ્યું. દેવશર્માની સ્ત્રીને ઘાંટા પાડી, તે[4] આગન્તુક પ્રમદાઓ કહેવા લાગી—" દેવશર્માની સ્ત્રી, અમે પંદર દીવસ થયાં તમારે ઘેર આવી રોજ આમંત્રણ આપી જઇએ છીએ. છતાં તમે એક દીવસ ઉત્સવમાં પધારતાં નથી; એ અમને ઠીક લાગતું નથી. બધાં બૈરાંઓ આવી ખારેક, પતાસાં, સોપારી, પૈસા લઇ જાય, અને તમે, અમારા પૂજવા યોગ્ય પાડોશી ન આવો તે ઠીક નહી. "

દેવશર્માની સ્ત્રીએ અંદરથી જવાબ આપ્યો–"બ્હેન આજે હું જરૂર આવીશ."

---

૧ પગનો અવાજ ન થવા દેવો. ૨ નાહી રહ્યા પછી. ૩ બેવડો. ૪ આવેલી

આવેલી સ્ત્રીઓ પૈકીની એક બોલી—" આજે અવશ્ય આવશો એ કહેણુ સત્ય કરવા અમને મોઢું બતાવો, અને સોગન લઇ બંધાઓ." વસ્ત્ર રહિતા[1] દેવ શર્માની વામાને મુખ બતાવવુ મહદ મુસ્કેલીનું કાર્ય હતું. તેથી અંદર થીજ જવાબ આપ્યો—" બ્હેનો તમારા અને પ્રભુના સોગન ખાઇને કહું છું કે હું જરૂર આજે આવીશ. અત્યારે હું રાંધવા બેઠી છું. અમો બ્રાહ્મણોથી રાંધતાં બહાર ન અવાય " આગન્તુક[2] સ્ત્રીએ કહ્યું–" બહાર ન અવાય તો કંઇ નહિં પણ અંદર ઉભાં રહી, મોઢું બતાવીને સોગન ખાઓ "–સ્ત્રી બીચારી શી રીતે આવી શકે ? આગન્તુક સ્ત્રી ફરીથી બોલીઃ–

( ગીતિ. )

આવો અહીંયાં આવો, ઘરમાં બેસી કરો શું દરશાવો ?
લેવા ઉત્તમ લ્હાવો, આપ્યો ઇશે વખત શું નહિં આવો ?

દેવશર્માની સ્ત્રી, આટલા મનમાં શીદ ગભરાઓછો ! તમારે આજે જરૂર આવવું પડશે. તમે બહાર આવીને સોગન ખાઇ બંધાઓ નહિં; તો અમે દશે સ્ત્રીઓ ત્યાં સુધી તમારૂં ઘર ત્યજીને જઇશું નહિં. જઇએ તો તમારા બ્રાહ્મણના સોગન, " એમ દ્રઢ સંકલ્પ કરી દશે સ્ત્રીઓ ત્યાં બેસીગઇ. દેવ-શર્માએ પોતાની સ્ત્રીને ક્રોધિત થઇને કહ્યું–" દેવી બહાર આવોને ? આમને ખોટી કેમ કરોછો ? પાડોશીના કરતાં આપણને બીજું પ્રિય કોણ ? " સ્ત્રી અંદર રહી રહી ધીમેથી બોલી–" નાથ, વસ્ત્ર ! " દેવશર્માએ ઓઢેલા વસ્ત્રને અર્ધું કાપી, અંદર ફેંકયું. દશે સ્ત્રીઓ આ જોઇ, વધારે શંકિત થઇ, દેવશર્માની સ્ત્રી વસ્ત્રરહિતા ઘરમાં બેઠી છે એમ તેઓને સ્હમ-જાયું. તેથી તેનું મુખ જોવા વધારે આતુર બની. કડકતા ધારી બેઠી. અર્ધું ફાડેલું ધોતીયું પહેરી, પુરૂષથી ગમે ત્યાં ગમન કરાય પણ સ્ત્રી પોતાનું આખું અંગ ઢાંકી નશકે, ત્યાં સુધી બહાર કેમ આવીશકે ઃ દેવશર્માના વારંવારનાં કહેણુથી, અને દશે સ્ત્રીઓનાં આગ્રહીત અવાજથી ગભરાએલી દેવશર્માની સ્ત્રી આપત્તિનું ઔષધ રૂદન કરી, પ્રભુ પ્રાર્થના કરવા લાગી.

( છંદ. )[3]

શું હવે કરૂં ? ક્રૂર કર્મ રે, ગુપ્ત કેમ રહે લાગે લર્મ રે;
જાણું હું નહિં પતિનો મર્મ રે, ધિઃક્ક જન્મ છે ! થાય શર્મ રે,
બહાર કેમ જવું ? દુઃખ પર્મ રે, રાખજે હવે પ્રભુ ! તું ધર્મ રે.

૧ નગ્ન. ૨ આવનાર. ૩ ' લલિત '...ના જેવો.

સ્ત્રીના આર્તશબ્દ[1] સાંભળી, સર્વાંતર્યામીસત્યસ્વરૂપપ્રભુ મદદ કરવા તૈયાર થયા. ફરી લક્ષ્મીએ અટકાવ્યા, અને હજી પણ એકવાર પરીક્ષા લેવા વિનંતી કરી, દેવશર્માએ પ્રથમથી રક્ષી[2] રાખેલી વિષ્ણુ લક્ષ્મીની પ્રતિમા[3] પાલખામાં બીરાજતી હતી. તેમાંની લક્ષ્મીજીની મૂર્તિમાંથી એક સાડી ભક્તપત્નિને ભૂલાવવા બહાર આવી. એટલે તુરત તે દુઃખી દારાની[4] દ્રષ્ટિ પડી, 'બ્રાહ્મણો આ એક વસ્ત્ર ભૂલી ગયા છે' એમ માની તેણી ખુશી થઇ, શ્રી કરમાંથી સાડી લેઇ સ્ત્રીએ પહેરી. અને પાણીવાળા હાથ કરી કણુકમાં[6] બોળી એકદમ બહાર આવી.

( છંદ. )

સાડી સુંદર સ્નેહથી સમરપી.[7] શ્રી એ સતિને કરે,[8]
જોઇ ઝુકતે જરી જરી જુવતિઓ[9] જાણીજવાનું કરે.[10]

દેવશર્માની સ્ત્રી બોલી—" જુઓ બ્હેનો હું કહેતી ન્હોતી કે હું રસોઇના કાર્યમાંછું. જુઓને મેં આ વસ્ત્રેય રાંધવાનું પહેર્યું છે. વારૂ ! બ્હેનો આજે હું જરૂર આવીશ હોં." કિન્તુ પોતાને ત્યાંથી ઊંચામાં ઊંચો પોશાક પહેરી નીકળેલી આ દશે સ્ત્રીઓ દેવશર્માની સ્ત્રીનું રાંધવાનું વસ્ત્ર જોઇ છકજ થઈ ગઇ. આવા ઉત્તમ વસ્ત્રો પહેરનારી સ્ત્રીને પોતાને ઘેર બોલાવી, નજીવી સોપારી કે નાળિએરની ભેટ કરવી તે સૂર્ય સામે દીવો ધરવા જેવું નકામું છે માની, સર્વ સ્ત્રીઓ ચાલતી થઇ.

વળતી વિનયે વિનતિયો વિધવિધે વામાને વામા[11] કરે,
પામી પૂરણ પારને પરવરી, પ્રમદા પ્રતીતી કરે.

દેવશર્મા પણ આ લક્ષ્મીની આપેલી ત્રિભુવનની સમૃદ્ધિયુક્ત[12] સાડી નિહાળી છક થઇ ગયો. અને "આ સાડી દાન શીરીતે કરાય" એ ગોઠવણી ગોઠવવા લાગ્યો. થોડીવારે સ્ત્રી તો ઘરમાં આવી, પતિનુ આપેલું અર્ધું વસ્ત્ર પહેરી લેઇ, સાડીને પોતાની દ્રષ્ટિ સામે ખીલી ઉપર ભેરવી, ક્ષુધા-નિવારણાર્થે[13] લાવેલા લોટની ભાખરી બનાવવા બેઠી. તેટલીવારમાં એક નુતન વૃદ્ધા આવી, દેવશર્માની પાસે યાચના કરી રહી વિપ્રે અંદર જઇને જોયું તો સ્ત્રી થતી ભાખરીઓ પકવવા ધુંમાડાથી અકળાતી અનલ[14] પ્રકટાવવાના પ્રરિશ્રમમાં પડી રહી હતી. પદ્દરવમુનિપતિએ—

૧ દુઃખદ. ૨ સંભાળી. ૩ મૂર્તિ. ૪ સ્ત્રી. ૫ લક્ષ્મી. ૬ લોટ. ૭ આપી. ૮ હાથે. ૯ સ્ત્રીએ. ૧૦ ચહે. ૧૧ સ્ત્રીઓ ને સ્ત્રી. ૧૨ વૈભવવાળી. ૧૩ ભોજન વાસ્તે. ૧૪ અગ્નિ.

( ગીતિ. )

આતુર થઇ ઉપાડી, જાણ્યું "સ્ત્રીએ આ છેલ્લી સાડીહુપાડી;"
તન હિંમત નહિ પાડી,[1] કર પકડી લક્ષ્મીએ "ના" પાડી.

સાડી લેઇ જતા પતિને પત્નિએ તો જોયા નહિં પણ આ ત્રણે ભુવનની સમૃદ્ધિવાળી સાડી, એક અનધિકારિણી[2] વૃદ્ધાને અપાય છે એ લક્ષ્મીજીથી સહન થયું નહીં તેથી દાનાવેશી[3] દેવશર્માને ખુદ લક્ષ્મીએ સ્ત્રીરૂપે પ્રકટ થઇ, સાડી પકડી, બારણામાંજ અટકાવ્યો. દેવશર્મા આ અવાસમાં ઓચિંતી ઉત્પન્ન થએલી અબળાને જોઇ, સહજ ગભરાયો. અને તેણીએ પકડેલી સાડી, ખેંચાખેંચ કરી છોડાવવા લાગ્યો.

**લક્ષ્મી**—"ઓ ગાંડા બ્રાહ્મણ! આ ઉત્તમ સાડી ઉપાડી કોને આપવા લઇ જાય છે?"

**દેવશર્મા**—"બાઇ તેની ત્હારે શી પંચાત? આ ઘર મ્હારૂં, આ સ્ત્રી મ્હારી ને આ સાડી મ્હારી, અને હું પ્રભુનો! એટલે આ બધું જેનું તેને અર્પણ કરૂં છું."

**લક્ષ્મી**—"પણ તું ભગવાનને ઓળખે છે? ભગવાનના કોઇ સંબંધીઓને જાણે છે?"

**દેવશર્મા**—"હું ભગવાનને ઓળખતો નથી પણ ભગવાનના નામને જાણું છું. ભગવાનને આપતો નથી, પણ ભગવાનના નામપર આપું છું. મ્હારે ભગવાન સીવાય ભગવાનના સંબંધીઓની કાંઇ જરૂર નથી. તો હું શા માટે તેમના સંબંધીઓને ઓળખવાનો પ્રયત્ન કરૂં?

**લક્ષ્મી**—"મૂર્ખા? હું તે ભગવાનની સ્ત્રી છું."

**દેવશર્મા**—"બસ કરો. હું સ્ત્રીઓથી અલગ છું, મેં મ્હારી પોતાની સ્ત્રીનો પણ ત્યાગ કર્યો છે. તો પછી ભગવાનનાં સ્ત્રીએ તમે તેની મ્હને પરવાહ્ શી? હવે મેં તમને ઓળખ્યાં માટે વિનંતી કરૂં છું કે કૃપાકરી, આ સાડી છોડી દ્યો નહિં તો હું ઝુંટાવી લેઇને આપી દઇશ. પછી તમારૂં માન નહિ રહે."

**લક્ષ્મી**—"ભાઇ, આવો સાહસ નાબન અધિકાર વગરની વસ્તુ અધિકાર વગરની વ્યક્તિ[4]ને આપતાં પરિણામ પસ્તાવાનું આવે છે. ભલા તું આ સાડી ન આપે એવો કોઇપણ રસ્તો છે?"

---

૧ હઠયો નહિં. ૨ હકવગરની. ૩ દાન દેવામાં ઉતાવળો. ૪ મનુષ્ય.

દેવશર્માએ કહ્યું " હા, છે, સાંભળો. "

( દોહરો ).

લક્ષ્મીપતિ કર શસ્ત્રના,[1] પાંચે અક્ષર જે,
પહેલો અક્ષર છોડીને, શેષ રહે તે દે. ( દરશન )

એ જો મ્હને અપાવો તો હું આ સાડી આપતો અટકું લક્ષ્મીએ પરમાત્માની સ્તુતિ કરી પણ પ્રભુએ ભક્તના બોલાવ્યા વગર આવવા ચોકખી ના પાડી. અંતે લક્ષ્મીજીએ પ્રભુ ભક્તોની શ્રેષ્ઠતા કબુલી એટલે પ્રગટ થયા. દેવશર્માના મસ્તકપર હાથ મૂકી, વિષ્ણુ લક્ષ્મીએ દરશન આપી ઇચ્છિત વરદાન માગી લેવા કહ્યું. દેવશર્માએ મુક્તિ મળવા સીવાય બીજી વાંચ્છના દર્શાવી નહિં પ્રભુએ સ્ત્રી સહવર્તમાન તેને મુક્તિપદનું દાનકર્યું. દેવશર્માએ પેલી યાચના કરવા આવેલી વૃદ્ધા ડોસીને પણ પોતાની સાથે મુકિત પદાધિકારી બનાવી,

ઉદ્દેશ્ય.

ગુરૂએ કહ્યું—" શ્રવણાસક્ત સુશીલ કેશરી ! આ સર્વોત્તમ શ્રેણીનું સર્વ પાલનીય સોપાન સ્હમજ્યો ? પ્રથમતો ઉપરોક્ત દેવશર્મા પિતૃ લિખિત વાકય, વાંચી વિચારી વિવેકવશવર્તને વિચર્યો. એટલે શાસ્ત્ર પુરાણમાં સ્થિત્ થએલ સાધારણ મનાતા શબ્દોએ કેવો અસાધારણ અનુકરણીય ઉત્તમ ચમત્કાર બતાવ્યો ? બાદ પોતાનું માની લીધેલું સર્વસ્વ જેનું તેને અર્પણ કરવા કેટલી બધી ઔદાર્ય વૃત્તિ દાખવી ? ભાઇ ! દાન તેજ કહેવાય કે જે પોતાને અત્યંત પ્રિય અને મનથી મહાન હોય, તેજ યાચક હસ્ત કમળે અપાય. આજ કાલ મનુષ્યો રાંધ્યું અનાજ બગડયું કે ભીખારીઓને આપે છે. ફાટીજઇ નિરૂપયોગી બનેલું કપડું માગણને આપી દેતાં મહાન કાર્ય કર્યું માને છે. બૈરાંઓ પણ દેવ દર્શન કરવા જતાં હલકા અને નકામા દાણા કોથળીમાં ભરી જાય છે. આ બધું જોતાં મ્હને અજાયબી સાથે અકળામણ આવે છે અને પ્રશ્ન ઉઠે છે કે રે ! રે ! મનુષ્યોની આવી મૂર્ખતાકાં ? પોતાનો ઉતાર બીજાનો શણગાર બનાવવાની જીજ્ઞાસાકાં ? નકામી વસ્તુ દાનમાં આપે તે પુન્ય કહેવાય, કે નાખી દીધી મનાય ? અરરર ! શો ગજબ ! જે પ્રભુએ જન્મ્યા પહેલા અને જન્મ્યા પછી માન કે અત્યાર સુધી આપણને સર્વને જોઇતાં સામન સાધનો પૂરાં પાડયાં, તેનો પાડ માનવોતો રહ્યો પણ તેના પ્રત્યે આવું ઉલટું વર્તન ? તેણે

1. સુદર્શન,

આપેલું તેને આપવામાં આનાકાની ? દયાળુ તરફ આવી નિર્દયતા ! દરેકની દરકાર કરનારથી આટલા બેદરકાર ! ન કરવું, ભાઇ ન કરવું, આવું કરવાથી ન કરવું હજાર દરજ્જે સારૂં છે. બુદ્ધિ પ્રદાતાની આપેલી બુદ્ધિ દ્વારા વિચાર કરીને જોશુંતો જણાશે કે ફેંકી દેવા જેવી વસ્તુ કોઇ પણ કાળે ફળ આપનારી બનતી નથી આપણે નિરૂપયોગી તે બીજાને ઉપયોગી થાયજ નહિં. બગડેલા દાણા ભૂમિમાં વવાય તો વાવનારનો શ્રમ વૃથા જાય. તેમ સચરાચર માલિક સર્વેશ્વર પ્રભુ નિમિત્તે આપવું તેમાં આવી કુટિલતા કાં કરવી ! સર્વાંતરયામી આપણા અંતરથી અજાણ્યો નથી, સગા સંબંધી કે સુહૃદ સ્વજન પાસે, સુંદર ઠાઠમાઠ સજીએ, અને પ્રિયથી પણ પરમ પ્રિય પ્રભુજી પ્રત્યે આવી પતિતતા કાં ! ભાઇ સ્મરણમાં રાખવું કે **શ્રી હરીએ** આપણને સંસારોપયોગી સર્વ માન્ય સમૃદ્ધિ સમર્પણ કરી તો તેની પાસે આવી દાંડાઇ ભરી દીનતા કાં દાખવવી ! જો હલકું હલકુંજ હરીનામે આપતા રહીશું તો કદાચ તે સર્વ સત્તાધીશ આપણને ભારે મટાડી હલકાંજ કરી દેશે. જો, કોઇ વખત આપણે આપણું અમુક કામ પાર ઉતારવા અનુકુળ દેવની આખડી રાખીએ છીએ ત્યારે આપણો સ્નેહીવર્ગ આપણને સ્પષ્ટ સ્હમજાવે છે કે "તમે તમને જે વસ્તુ પ્રિય હોય તેની બાધા રાખો એટલે કાર્ય સત્વર સફળ થશે." અને જરૂર થાય છે પણ તેમજ. પરંતુ કદી કોઇ આખડી લે કે મ્હારે મ્હારૂં અમુક કાર્ય થતાંસુધી હાથીપર બેસવું નથી, કે સોનાની થાળીમાં જમવું નથી. તો કેવું કહેવાય ! માટે ભાઇ ! પ્રભુને પ્રિય માનતા હોઇએ, તો પોતાને અત્યંત પ્રિય વસ્તુ પરિપૂર્ણ પ્રેમે પવિત્ર પાત્રે અલ્પ અંદેશા વગર અર્પણ કરવી.

**( સાખી. )**

વ્હાલા વાચકને સુજ્ઞ શ્રોતા, સતત શાન્તિ સુખ સાધે;
દાન દયા દીનતા દીલ દૃઢ કરા, અખંડ ઇશ આરાધે,
હાણ હઠાવી હેતે શ્રીહરી, ઉદ્ધારે ગ્રહી હાથ.
**'અમૃત'** વચન વદજો વ્હાલા, **"જયજય ડાકોરનાથ"**—

( ૧૭ )

આકાશ ઉઠાવવો સમુદ્ર તરી આવવો,
સાપને ખેલાવવો કે કાળને મનાવવો;
સખ્ત સમશેર કે પ્રચંડ બાણ હાણ સ્હેવી,
મસ્ત ગજ કેશરીને હામથી હરાવવો.

પર્વતથી પડવું કે પાવકની માંહે જવું,
કાશી કરવતી લેવી હીમ ઢગ હઠાવવો;
નાગપાશે બંધાવું કબુલ વીષ પચાવવું,
'અમૃત' કઠણ મિત્ર સ્નેહને નીભાવવો.

( ૧૮ )

હાથીએ શું ? વ્રત અને નેમ કર્યા હતાં ? કહો ?
વેશ્યા જાણતી હતી શું ? વેદને પુરાણમાં ?
આચાર વિચારને શું રાખીશકયો અજામેળ ?
શાવરી શું સ્હમજી ? યોગાયોગ્ય પ્રમાણમાં ?
કુબજાએ કરેલ શું ? જપ અને તપ કહો ?
વાલ્મીકે બાકી શું રાખ્યું તું જન જાણમાં ?
'અમૃત' અમાપ અઘ તૃણને બાળી દેનારૂં,
હરીનામ હુતાશન જાણ, બીજું જાણમાં.

( ૧૯ )

સજનથી સ્નેહ નેહ પરજન પર રાખે,
શઠને દઇને છેહ વર્તન વીચારે છે;
પ્રિતિ સંત સેવનમાં, નીતિ નૃપ મિલનમાં,
વિદ્વાનોના નમનમાં વિનય વધારે છે;
શૂર દાખે શત્રુ સ્હામે, વડીલો પ્રતિ વિવેક.
નારી તણા સંગી થતાં ભય ધરે ભારે છે,
'અમૃત' એ નર અવની પર અમર જેવા;
આપતો તરે છે પણ બીજાઓને તારે છે.

( ૨૦ )

સતસંગે સ્થિતિ પરગુણ પ્રતિ પ્રીતિ ગુરૂ,
નમનમાં નીતિ, સત્ય શીલ ભર્યું તન છે;
વિદ્યા ચાહે વૃત્તિ, સ્વસતિ સંગાથ રતિ,
લોક અપવાદે અતિ ભયભીત મન છે.
શીવ પદ ભક્તિ ઇંદ્રી દમનમાં શક્તિ હાથે,
જરૂર મેળવે મુક્તિ ધરા કેરૂં ધન છે,
એવી ક્રિયા વતિ કીર્તિ જગતમાં છતી તેને;
'અમૃત' કહે છે મ્હારૂં સદાય નમન છે.

શ્રી જ્ઞાનસ્વરૂપ પરમાત્મને નમઃ



# જડભરત.

( ગરબી. )[1]

શ્રી રામ તણું નામ ભ્રાત ભૂલો નહિં,
ભૂલો નહિં, મોહે ફુલો નહિં.— શ્રી રામ ૧
વિશ્વાશે વળગી રહ્યા, દામોદરને દાસ,
ખાસ ખોલી મોહ પાસને, ઉદ્ધારે અવિનાશ.
માગી મદદ મન મોહનજી આપતા,
કહેણ કર્ણ ધારી કાં કબુલો નહિં ?— શ્રી રામ ૨
દ્રૌપદી દાસી થઈ કરે, 'વિરાટ'નગરે વાસ,
કીચો કામી કારમો, તરૂણીને દે ત્રાસ,
યાદ કરતાં યસોદાનંદને યશ આપીયો,
ભીમ હાથ બન્યો કીચક સમૂળો નહિં,— શ્રી રામ ૩
નરસીંહ રૂપે પ્રકટીને, માર્યા દુષ્ટ અસુર,
વ્હાર કરી પ્રલ્હાદની, નથી દ્રષ્ટાં દૂર,
પિતાપૂત્ર તણી ગતિ અંત ઉરમાં ધરી.—
કેશવથી કરવી કરૂલોર[2] નહિ. શ્રી રામ. ૪
દાદલે દામાજી દુઃખની, ધરી મ્હારનું રૂપ,
દામભરી કર્યું કામને, ચૂપ કર્યો મ્લેચ્છભૂપ.
દુઃખહારી દેવને આરાધીએ તો આપશે,
સંસૃતિ[3] સંતાપનાં રોગો[4] નહિં,— શ્રી રામ, ૫
દેવશર્માએ દાનમાં લુંટાવ્યું ઘરબાર,
કરી પરિક્ષા લક્ષ્મીએ, ભક્તતણી બહુવાર.
હેમશા[5] પવિત્ર વિપ્ર કષ્ટની કસોટીએ,
શુદ્ધ થયા, મોહ ભૂલે ભૂલો નહિં.— શ્રી રામ, ૬
જન્મ પહેલાં ને પછી, રાખે જે સંભાળ,
હવે શું તજશે તુજને, વ્હાલા જગ પ્રતિપાળ.
'અમૃત' એ ન્યાયે આપ ઓળખીએ નાથને.
ફોગટ ફરેબમાંહિ ફુલો નહિં.— શ્રી રામ. ૭

---

૧. નટવર વસંત...ના જેવો. ૨ ભૂલો. ૩ સંસાર. ૪ એક જાતનો રોગ. ૫ સુવર્ણ જેવા.

( સાખી ).

એકદંત[1] આરાધે અલગ દુ:ખ, બ્રહ્મતનયા[2] ભુલભાગે,[3]
'અમૃત' અવની જન ઉદ્ધારણ રમાપતિ રટું રાગે[4]



જગત જગતનિયંતાનું છે. તેમ શરીર શરીરીનું છે. પિંડ બ્રહ્માંડની રચનામાં તફાવત નથી. બ્રહ્માંડના દાખલાઓ સ્વશરીરમાં સમાયલા સમજાવવા અધ્યાત્મ આખ્યાયિકાઓ છે. સઘળાનો સાર એ નીકળે છે કે "શ્રીવરસ્મરણે જન્મ મરણ મટે." ઉપકારને ભુલી કૃતઘ્ની બનવું, અથવા કોઇએ દયા કરીને આપેલી વસ્તુ મેળવ્યા પછી તેનાજ વિરોધી બનવું એ પશુઓ પણ પસંદ કરતા નથી. ત્યારે આપણે તો મનુષ્ય છીએ માટે—

( સોરઠ. )[5]

પદ પદ અનહદ દયા દીન નાથની નિહાળો,
મંદ મંદ પદ રદ કરી નીજ પદને કદ સંભાળો.— પદ. ૧

જન્મ પ્હેલું માતુ સ્તનમાં પય ભરેલું ભાળો,
એ કૃપા વિસારી સદૈવ વૃત્તિઓને વાળો.— પદ. ૨

શિશુવયે સ્હમજણ વિના સહુ કરતાં કેર કાળો,
ત્યારે પણ એ નાથ નેહથીજ વખત ગાળો.— પદ ૩

દિવાની શી યુવાની માંહે ફરતી વિષય જાળો.[6]
મેળવો છો કયાંથી માનિનીને મહદ્ માળો.[7] — પદ. ૪

વૃદ્ધ થતાં ગતિ મતિ નાશે વ્હે છે મુખથી લાળો[8]
તોય ત્રીકમ પાળતા નથી લાવતા કંટાળો.— પદ. ૫

આટલું છતાં ન ખોટી ખામી ખોળી ખાળો;
અંતે ઉપડાવે પછી આંહીથી ઉચાળો[9] — પદ. ૬

અન્યએ અવતાર આપે જોઈ કર્મ ફાળો.[10]
'અમૃત' એ ઉપકાર ભૂલે તે ભુંડો ભમરાળો.— પદ. ૭

**દ્રષ્ટાંત**—વૈશ્ય જ્ઞાતિનો એક સાધારણ સ્થિતિનો મનુષ્ય પરાઈ નોકરી કરી પોતાનું ગુજરાન ચલાવતો હતો. એક દીવસ નિત્ય નિયમ પ્રમાણે દશવાગે શેઠની રજા લેઇ જમવાને માટે ઘેર આવ્યો. ઘરમાં માત્ર એક સ્ત્રી સીવાય અન્ય કોઇ માણસ ન્હોતું. અને તે સ્ત્રી પણ આજે માથે નાહેલી હોવાથી

---

૧. ગણપતિ. ૨ સરસ્વતિ. ૩ મટાડે. ૪ પ્રીતે. ૫. 'પ્રભાત'...ના જેવો.. ૬. ફાંદાઓ. ૭ મકાનો. ૮. થુંક. ૯ મુકામ. ૧૦ દીપ.

વસ્ત્ર અને ઘરેણાં ધોવામાં વધારે વખત લાગવાથી, સમય સર રસોઈ કરી શકી નહોતી. અરધી કલાકમાં પાછો નોકરીની કામગીરી પર ચડવાની કબુલાત કરીને આવેલો હોવાથી પતિને જલદી ભોજન આપવા ફરમાશ કરી. નારીએ પોતાની મંદતા અમુકકારણને લીધે થઇ છે. એમ કહી માફી માગી. અને " આપ જરા બેસો તો હમણાંજ રાંધી નાખું છું. " એમ કહી ઉતાવળથી સર્વ સામગ્રી એકઠી કરવા લાગી. અત્યાર સુધીતો ભોજન તૈયાર થયું નથી, અને હવે કરવામાંડે છે. તે જાણી, પતિનો મિજાજ એકદમ હાથમાંથી ગયો. તેથી બોલ્યો "અમે આખો દહાડો પેટને પોષવા નોકરી કરવા જઇએ. ઘાણીના બેલની પેઠે જીંદગીભર આંખને પાટા બાંધી જેનું જઠર ભરવા મહેનત કર્યા કરીએ છીએ. તે તું અધમ સ્ત્રી આટલી બધી બેદરકાર ! ઘરમાં નવરી બેસી રહી, પોતાના શરીરની ટાપટીપથી પળ પણ પરવારે નહિં. અહા હા હા ! શો ગજબ? પતિ માટે ખાનપાન તૈયાર કરવામાં આટલો બધો પ્રમાદ ! અને હજી પણ હમણાં કરી આપુંછું એમ બોલવામાં કશી શરમ નહિ ? ધિક્કાર છે નફટ સ્ત્રી તને, મ્હારા શેઠે અરધી કલાકમાં પાછો આવવા કહ્યું છે. ને અહીંતો હજી તૈયારી કરતાંજ એક કલાક વીતીજાય તેમ છે. ભૂલ મ્હારીજ છેકે દરેક વખતે ત્હારા થતા ગુન્હા માફ કરૂં છું. ને કોઇ વખતે જરાપણ ક્રોધ દરશાવ્યો નથી. તેનું આ પરિણામ છે. સત્ય કહેવત છે કે–" બુધે નાર પાધરી. " " ઢોલ ગમાર શુદ્ર, પશુ, નારી, એ સબ તાડનકે અધિકારી." આવાં પ્રમાણો પોતાના મનમાં સંચિત કરી લાકડી હાથમાં લીધી, ને સ્ત્રીના થએલ ગુન્હા બદલ પાંચ સાતેક અડાવી દીધી. ને લાગલોજ ગુન્હેગારને યોગ્ય સજા કરી, ઓફિસમાંથી બહાર નીકળતા ન્યાયાધીશની પેઠે અકડાઈથી બહાર નીકળ્યો. બજારમાંથી તૈયાર ખાવાનું લેઈ, ખાઇ, આપેલા સમય દરમ્યાન માલીકની સેવામાં હાજર થઇ ગયો. ઘેર કોમળ શરીરપર માર પડવાથી અત્યંત વ્યથા પામતી સ્ત્રી, બલ્યુ રંગના અંગે ઉઠી રહેલા સોળો, જોઇ અનિવાર્ય કોપની ભોગ થઇ, દશ વર્ષથી પરણીને આવેલીને એકે દહાડો પતિએ અપશબ્દ સરખો કહ્યો નહોતો તેને આજે આવા નજીવા કારણ માટે આવો સખત માર પડ્યો તેથી તે જગતમાં જીવન ધારણ કરવાને માટે નારાજ બની. અપમાન પામી જીવવા કરતાં મરવું વધારે સારૂં છે. એમ માન્યું. વળી જીવતી રહીશ તો પતિને બીજી વખત પણ સજા કરવાની ઇચ્છા થશે." વગેરે વિચારથી મહીલા મરવાના નિશ્ચય ઉપર આવી. પાડોસીના

એક ૧૫-૧૬ વર્ષના છોકરાને બોલાવી, એક રૂપિયાનું અફીણ મંગાવ્યું. તુરત વાટી પલાળીને એક છાલીઆમાં ભરી કસુંબો તૈયાર કર્યો. હાથમાં લઇ મોઢું પહોળું કરી, પીવા જતાં ભીરૂ બાળાના અંતરમાં એકાએક ભવિષ્ય ભયનો ભણકારો થઈ આવ્યો. તે જાણતી હતી કે અફીણ પીને આત્મહત્યા કરનારનાં શરીરને મૃત્યુ પછી પણ હોસ્પીટલમાં લેઈ જવામાં આવે ... ત્યાં મડદું ચીરાય છે. અને મૃત્યુ પછી પણ આવા કુસંસ્કારો થવામાં બાકી રહેતું નથી, તેથી અફીણ પીને મરવું તેને ગમ્યું નહિં. ઘુંટેલું અફીણ ઢોળી નાખ્યું. ફાંસો ખાવાનો વિચાર કરી, સીડી ઉપર ચઢવા મદદ રૂપ થતું દોરડું પોતાને ગળે વીંટાળી ફાંસો ખાવા તત્પર થઇ, પરંતુ એ કાથાનું દોરડું કંઠમાં કંટક પેઠે ખુંચવા માંડતાં એમ મરવું એ પણ અબળાને ગમ્યું નહિ. ત્રીજો રસ્તો હથિયારથી શરીર નાશ કરવાનો શોધી કાઢયો નાનીશી છરી હાથમાં લીધી. ધીમે ધીમે શરીરમાં ઘોંચવા લાગી. તે પણ સ્ત્રીથી સહન થઇ શકે એમ જણાયું નહિં. અંતે એ વિચાર પણ માંડી વાળ્યો. પરંતુ મરવાનો નિશ્ચયતો મુકાયો નહિં પણ શી રીતે મરવું તે સુઝયું નહિં. શોચમાંને શોચમાં છેક સાંજ પડી. ત્યારે એક અબાધ્ય યુક્તિ હાથ આવી. ગ્રામ બહાર જઈ કુવામાં પડી પ્રાણ ખોવા તત્પર થઇ. અને ઘર બંધ કરી બહાર ચાલી, થોડીવારમાં ગ્રામ દરવાજાને ઉલ્લંઘી આખા ગામને ઉપયોગી થતા પાણીવાળા કુવાને કાંઠે આવી ઉભી રહી, તર્ક દોડાવતાં તરૂણીને સ્હમજાયું કે આ કુવામાં પડવાથી ગ્રામજનો પાણી વગર દુઃખિત થશે. અને મ્હારી ઓળખીતી સ્ત્રીઓ સ્હવારે પાણી ભરવા આવતાં મ્હને અંદર પડીને મરેલી જોશે તો મૃત્યુ પછી પણ મ્હને ગાળોનો વરસાદ વરસાવશે. તેથી થોડે દૂર વન તરફ ચાલી, અર્ધો પોણો ગાઉ રસ્તો માપી જતાં એક વિશાળ પત્થરની કિનારી બાંધેલા કુપને કાંઠે આવી ઉભી રહી, અંદર જાંબુડા રંગનું ઉછળતું પાણી, ચંદ્રનાં ઉજવલ કીરણોએ સ્પષ્ટ દેખાતું હતું. વામાએ વિચાર્યું. "અરેરે આવા બહોળા પાણીમાં પડીશ તો કોણ જાણે કેટલુંય પાણી પીવાઇ જશે. ગળચવાં ગળવાં પડશે, બાથોડીયાં ભરવાં પડશે. રે ભગવાન, આમ ગુંગળાઇને પણ કેમ મરાય ?" એટલામાં લગ્ન પ્રસંગે બીજે ગામ ગએલો ગળામાં ભેરવેલા ઢોલ સમેત એક ઢેડ, તે તરફ આવતો હતો. તેણે ચંદ્ર પ્રકાશમાં કુવાને કાંઠે ઉભી રહેલી અસહાય અબળાને જોઇ સ્ત્રીએ પહેરેલા વસ્ત્રની કિનારી, અને ધારણ કરેલાં ઘરેણાં શશી પ્રકાશે ચમક ચમક થતાં હતાં તેથી ઢેડનું મન તે તરફ લલચાયું.

અને એકલી ગામથી દૂર આવેલી સ્ત્રીને મારી નાખી ઘરેણાં લેઇ લેવા, ઇચ્છા ઉત્પન્ન થઇ, પાસે આવી પૂછતાં, તે મરવા આવી છે એમ સાંભળી, ઢેડ ઘણોજ ખુશી થયો. કુવામાં પડીને મરશે તો મ્હારે પણ ઘરેણાં કાઢવા કુવામાં ઉતરવું પડશે. એ બીતીથી તેણીને બહાર મરવાની યુક્તિઓ બતાવવા લાગ્યો. સ્ત્રીએ કહ્યું–“ ભાઈ, શીરીતે મરવું ? ” ઢેડે મદદ કરી, સાથેના ઢોલ પરની સુતરની દોરી ઉકેલી નાખી, પાસેના ઝાડ ઉપર ચપળતાથી તે ચઢયો. અને મજબુત ડાળપર તે દોરી બાંધી લટકતી રાખી, નીચે આવ્યો. સ્ત્રીએ અંતે ફાંસો ખાઇને મરવાનોજ નિશ્ચય કર્યો. સ્ત્રી દોરી નીચે જઇને ઉભી રહી, પણ દોરી કાંઇક ટુંકી પડતી દેખાઈ, ઢેડે નીચે ઢોલ મુકી, તેના ઉપર ઉભી થવા કહ્યું. ઢોલ ઉપર પગ મૂકતાં દોરી વગરનાં ચામડાં માત્ર ઢાંકણાં જેવાં હોવાથી તેમાં સ્ત્રીનો પગ આવી જતાં ઢોલ સાથે જમીનપર પડીને તેણી બોલી “ ભાઈ, જુઓને આ ઢોલ ઉપર કયાં ઉભુ રહેવાય તેવું છે ? ”

ઢેડ—“ તને મરતાંજ નથી આવડતું. જો હું શીખવું. ” એમ કહી, પોતે ઢોલના બંન્ને કાંઠાપર પગ દેઇ ઉભો થયો. ઉપરનું દોરડું પોતાના ગળામાં બાંધી બતાવ્યું. ગાંઠ પણ જેમ ખેંચાય તેમ દોરડું ન્હાનું થતું જાય એવી બાંધી બતાવી. સ્ત્રી સામે જોઇ બોલી–“ આમ દોરડું બાંધેલું રહે, અને આમ ઢોલ ઉપર ઉભી રહું તોયે કાંઈ આમાં મરાય એવું મ્હને તો દેખાતું નથી. ”

ઢેડ—“ તું બીલકુલ અકકલ વગરની સ્ત્રી છે. હૃદયની ફુટેલી, આમ આ ગળે ગાંઠ બરાબર બેઠી, એટલે જે ઢોલ ઉપર ઉભાં હોઇએ તેને આમ લાત મારીએ કે ઢોલ ઉડીજાય, ” એમ કહી બતાવતાં પગ ઊંચો થઇ ગયો, અને ઢોલ ખસી ગયો. સ્ત્રીનાં ઘરેણાં લેઈ ધનાઢય બનવાની આશાવાળો ઢેડ તે મજબુત દોરડામાં લટકી રહ્યો. આંખોના ડોળા, અને જીભ બહાર નીકળી પડયાં હાથ પગો તરફડવા લાગ્યા. સ્ત્રી તે જોઇને બોલી– “ રે ભગવાન ! આમતે મરાય ! આયે મરવું કાંઇ સારૂં નથી. જીભ આંખો બહાર નીકળી પડે, હાથ પગો તરફડે, અરેરે, એતે કેમ ખમાય ? મ્હનેતો આવું મરવું ગમતું નથી. હશે ! પતિ આખી જીંદગી અમારા માટે ગમે તેની ખુશામત કરી, બે પૈસા મેળવે, અને તેમની અમે તબીયત કે ભોજનનો સમય ન જાળવી શકીએ તો તેમને ક્રોધ થાય એ સ્વાભાવિક છે. આ શરીરજ પ્રાણ સાથે એમનું છે. તેને ને મારે કે કાપે, પાળે કે બાળે. સઘળી સત્તા તેમની છે. સેવિકાએ સેવ્ય ઉપર ગુસ્સે થવું એ કયાંનો ન્યા-

ય ?" આમ વિચારી ઉતાવળી ઘેર આવી, અને પતિ માટે સુંદર ભોજન તૈયાર કરી, તેમની રાહ જોઈ બેઠી, પતિ આવ્યા, મનાવ્યા. અને ફરી કોઈ પણ વખતે ભૂલ ન કરવા, આકરા સોગન લઇ બંધાઇ.

તેમ મનુષ્ય જ્યારે કોઇપણ સાંસારિક માનીલીધેલા દુઃખથી કંટાળે છે ત્યારે પોતાનું શરીર છોડીદેવા યુક્તિઓ શોધે છે, પણ પ્રભુ, તે મરવાની યુક્તિઓમાં ભયરૂપે દેખાદેઇ આત્મહત્યાના નિંદિત કાર્યથી અટકાવે છે, સહિષ્ણુતા શીખવાડે છે. અને ધૈર્યશીલ બનાવી સ્વકર્મ પરાયણ થવા માર્ગ ખોલી આપે છે. બીજાનું હરણ કરી સુખ પામવાની અભિલાષાવાળા પામર જનોને બીજાને મરવાનો રસ્તો બતાવતાં પોતાનેજ મરવાનો રસ્તો બતાવીદે છે. એટલે દુઃખ, નિર્ધનતા, અશકતતા ઇત્યાદી ઇશ્વર કૃપાનું ચિન્હ ગણાય છે. દયા વગર દુખ મળતું નથી. અને દુઃખ વગર દીનબંધુ ઓળખાતો નથી.

આદિ ઇશ **શ્રીમન્નારાયણ**ની નાભીમાંથી કમળ ઉત્પન્ન થયું. અને તે કમળમાંથી ચતુર્મુખ બ્રહ્માનું પ્રાકટય થયું. બ્રહ્માએ પ્રથમ માનસ સૃષ્ટિ ઉત્પન્ન કરી, પણ તેથી વિશ્વ વૃદ્ધિ ચિન્હ ન દરશાયાથી કંટાળી મૈથુની સૃષ્ટિ ઉત્પન્ન કરી, તેમાં તેમણે પોતાનાં જમણા અંગમાંથી સ્વયંભુ મનુ, પુરૂષ, અને ડાબાભાગમાંથી શતરૂપા રાણી સ્ત્રી, એ યુગલ નિરમ્યું. તે દંપતિથી બે પુત્ર, અને ત્રણ પુત્રિ ઉત્પન્ન થયાં. પુત્રનું નામ પ્રિયવ્રતને ઉત્તાનપાદ, અને પુત્રિઓ ત્રણ દેવહુતિ, આકુતિ, અને પ્રસૂતિ નામે હતી. તેમાં પ્રિયવ્રતના પુત્ર આગ્નિધ્રે ઇધ્મજીહ્વ યજ્ઞબાહુ, મહાવીર, હીરણ્યરેતા, ઘૃતપૃષ્ટ, સવન, મેધાતિથિ, વિતિહોત્ર, અને કવય. એ નામના દશ હતા. તે આગ્નિધ્રના દશપુત્રો નાભી, કિંપુરૂષ, હરીવર્ષ, ઇલાવૃત, રમ્યક, હીરણ્યમય, પુરૂ, ભદ્રાશ્વ, અને કેતુમાલ નામના હતા. નાભીને મરૂદેવી નામની સ્ત્રીના ઉદરથી ઋષભદેવ નામના પુત્ર ઉત્પન્ન થયા. પ્રભુના ૨૪ અવતાર પૈકી, આઠમો અવતાર એ ઋષભદેવ નામે હતા. કે જે જૈન ધર્મોના આદિ તિર્થંકર ગણાય છે. તેમના સો પુત્ર હતા. તેમાંથી ૮૧ પુત્રો વિશુદ્ધ કર્મ પરાયણ થઇ ઉત્તમ ગતિ પ્રાપ્ત કરનારા થયા, અને ૯ પુત્રો કુશાવર્ત, ઇલ્લાવૃત, બ્રહ્માવર્ત, મલય, કેતુ, ભદ્રસેન, ઈંદ્રસ્પૃષ્ટ, વિદર્ભ, અને કિટક નામના 'મનુ' થયા. અને બીજા નવ કવિ, હરી, અંતિક્ષ, પિપ્લાદ, પ્રબુદ્ધ, આવિહોત્ર, દ્રુમિલ, ચમસ, અને કર્ભાજન. એ નવે 'યોગેશ્વર' થયા. કે જેમણે જનકવિદેહીને બોધ કર્યો હતો. અને આ

કલિયુગમાં તે નવે 'નાથ' રૂપે પ્રગટ થઈ, નાથ સંપ્રદાય પ્રવર્તક થયા છે. બાકી શેષ રહેલા એક પુત્ર, તેમનું નામ ભરત હતું. એમનો પ્રભાવ એટલો બધો પ્રબળ હતો કે 'અજનાભ' નામના આ ખંડનું નામ બદલી 'ભરતખંડ' નામથી ઓળખાય્યો. તે રાજા ભરત, એક વખત પોતાના પાંચે પુત્રોને આપ્તજનો સહિત દરબારમાં બીરાજ્યા હતા, ત્યારે અંતિમ સાધન મેળવવા, અંતરમાં ઉદ્દ્ભવેલી ઇચ્છા અમલમાં આણવા, ઉચ્ચાર કર્યો.

( બિહાગ )

રાજ્ય સુખ તજીને ભજું ઇશ,-હું વનમાં જઈ,
મુક્ત આ ભવથી થઇશ-હું વનમાં જઇ,—
ગયાં અયુત સહસ્ત્ર[1] વર્ષ આ રાજ ભોગવતાં મને,
હવે સિદ્ધી સંપાદન કરીશ,—હું વનમાં જઇ.— રાજ્ય० १

( દોહરો. )

ભણતું અવસ્થા પહેલીમાં, બીજીમાં ધન ખાસ,
ત્રીજીએ ધર્મ ન મેળવે, ચોથીમાં શી આશ. ?
પુત્ર સમ પ્રજાને પાળી, પિતું આજ્ઞા શીર ધરી,
બસ ! હવે મમતા તજીશ,—હું વનમાં જઈ.— રાજ્ય० २

આમ શોચી, સુમતિ, રાષ્ટ્રભૃત, સુદર્શન, આવર્ણ, અને ધુમ્રકેતુએ પાંચે પુત્રોને કહેવા માંડયું.

સંભાળજો આ રાજ્ય સઘળું, પ્રીતે પાળજો પ્રજાને,
દુસ્તર[2] આ જગને તરીશ,—હું વનમાં જઇ.— રાજ્ય० ३

એમકહી—

( ગિતિ. )

સોંપ્યું રાજ નિજતનને[3] શિક્ષા આપી, વ્યાપી ધીરજતનને[4]
ચાલ્યો ત્યજી વતનને[5] ફરી ફરી સુચવ્યું પ્રજાના જતનને[6]

ભરત ભૂપતિ વનમાં જઇ, એક સુંદર સરિતાના તટપર—

છંદ. )[7]

એકાશન[8] દ્રઢ કરી રહો, ભયગયો, ચતુરે ચહ્યો જયચિતે
તોડી સૌ જંજાળ જાળ સરીખી મનથી ગણી અનુચિતે.[9]

---

१ દશહજાર, २ દુઃખેતરાય ३ છોકરા. ४ શરીર. ५ નિવાસ સ્થાન. ६ સંભાળ. ७ 'શાર્દુલ'...ના જેવો. ८ એક આસન, એક વખત આહાર. ९ અયોગ્ય.

સદમજ્યો છે સંસાર ધાર અસીની આપે દુઃખો અતિ પ્રીતે[1]
વદતો "વિશ્વાધાર ન્હાર કરતું, અર્જ ધરીને ચિતે."

સુખ વૈભવનો ત્યાગ કરી, વનમાં સેવન નિમગ્ન બનેલો તે રાજા, પળે પળે પોતાના હાથે જાણે અજાણે. થએલા પાપકર્મોની માફ માગી, તપ, જપ, અને અનુષ્ઠાનની મદદે તે પાપોનું પ્રાયશ્ચિત્ત કરવા લાગ્યો. મેલું કપડું ધોઈને ત્યાંજતાં મેલરહિત બને છે, તેમ રાજાનું ઉર પણ પળમાં મળ રહિત થયું. ધીમે ધીમે અંતઃકરણ તદ્દન સ્વચ્છ થયું. સર્વત્ર બ્રહ્માંડમાં એકજ બ્રહ્મસ્વરૂપ તેની માયા રહિત દ્રષ્ટિને દેખાવા લાગ્યું અસંગ અવિનાશી આરાધનમાં આરક્ત[2] અવનેશ,[3] અનુપમ આત્મબળે અલૌકિક ક્રિયા કરી રહ્યો હતો. સરળતા એટલી બધી હતી કે.-

( સાખી. )

વનફળ પણ ભૂતળ, પરથીલે, જળ એ અબળ સંતોષે,
ચપળ, અકળ, પળ, સમજી ચંચળ, પ્રબળ ઉદર પરિતોષે.

પાકું ફળ પણ ઝાડ ઉપરથી તોડતાં ઝાડને દુઃખ થશે એમ માની, તોડવાને તેનું હૃદય અત્યંત ડરતું હતું. સરિતામાં ચાલ્યું જતું પાણી પણ પાન સ્નાન કરતી વખતે જળચર, સ્થળચરને કિંચિત્ પણ ઉપાધિ ન થાય તે પ્રમાણે લેતો હતો. ન્હાની કીડીથી મદમત્ત માતંગ સુધી પશુઓ, પક્ષીઓ કે કોઈ પણ જીવ તેના આશ્રમે આવે તો તેનું તે યોગ્ય આતિથ્ય કરતો હતો. ટુંકામાં તનથી, મનથી કે વચનથી કોઈ પણ પ્રાણીનો અપરાધ ન થાય, તેને માટે એ રાજન અનહદ કાળજીવંત રહેતો. એક દીવસ સરિતાના જળ વચ્ચે ઉભો રહી, હાથમાં જળની અંજળી લેઈ સંકલ્પ કરતો હતો ત્યાં—

( કલ્યાણ. )

જોઇ મૃગલી એક સુકુમારે, જળ તૃષાથી આવી કિનારે,
થઇ કૃતિ અદભુત એક ત્યારે, ચમકયો રાજાતે વારે.
અતિઅકળ કૃતિ સૌ ધારે, પ્રભુની નવ પામે પારે,
કોઇ ઉગાર, કોઈ મારે, કોઈ પાળે, કોઇ ઉદ્ધારે.

જળપાન કરતી તે સગર્ભા હરિણી, નજીક ગાજ થતો સિંહનાદ[4] સાંભળી ચમકી, ત્રષિત[5] નયના આમ તેમ ચમકાવતી.-

૧ અચિંત્યાં. ૨ પ્રીતિવાન. ૩ રાજા. ૪ સાંહની ગર્જના. ૫ ભય પામેલાં.

( ગિતિ. )

થરથરતી, ભય ધરતી[૧] જાણ્યું, વેગે તજું હું આ ધરતી[૨]
રહી નહિં સુધ્ધરતી,[૩] થયો પ્રસવ પણ ભૂમિ ન પદ ધરતી[૪]

કેહરી[૫] ભયથી કંપતિ મૃગકામિની[૬] સત્વર સપાટે સરિતા વહન કુદી સામે પાર પડી, તેના ઉદરમાંનો ગર્ભ પરિપકવ દશામાં હોઇ કુદતાં થતા શ્રમે પ્રસવ થઇ ગયો. હરિણી જળ પ્રવાહ કુદી ગઇ ખરી, પણ તરતનું જન્મ પામેલું બચ્ચું જળમાં પડી ગયું. ભરતે તે જોયું. તરતનું જન્મેલું મૃગ શાવક,[૭] પાણીમાં પડેલું વધારે વખત જશે તો બચશે નહિં એ ભીતિથી સર્વભુત[૮] ઉપર સમાન દયા કરનારા ભરતજીએ, તે મૃગબાળને ઉપાડી, બહાર કાઢી લીધું. આવા સુંદર બચ્ચાને બચાવવા પ્રભુએ પોતાને અવસર આપ્યો જાણી, વિશ્વનિયંતાના અનેક ગુણાનુવાદ ગાવા લાગ્યા. મૃગને હાથમાં તેડી હૃદયથી લગાડતા. બોલવા લાગ્યા.–

( સોરઠ. )[૯]

કેવું સુંદર ? મનહર મૃગબાળ, છે મજાનું, બાળ છે મજાનું, અતિ રૂપાળું છેક નાનું.
તનને ત્વચા[૧૦] કેવી લાગે ? સુંવાળી, ભાળી તેની માતને ગમ્યું શે જવાનું?–કેવું.
લાગે વ્હાલું. પણ શેં સંભાળું, પડતું મુકું પાણીમાં તો પ્રાણ વીણ થવાનું–કેવું.

દુઃખનાં મૂળરૂપ સ્નેહ ભરતના પવિત્ર અંતરમાં પ્રદીપ્ત થયો. વિષમય પંચ-વિષય પૈકી સ્પર્શ વિષય સમૂળગો ત્યાગેલો તેનો વિચાર સરખા પણ હૃદયમાં જાગેલો નહિં, તે સ્પર્શેંદ્રિય આ મૃગત્વક સ્પર્શે આબદ્ધ[૧૧] થઈ, અને રૂપ વિયોચ્છિત નયનેંદ્રિય આ નૂતન દ્રશ્ય જોવામાં નિમગ્ન થઇ. મૃગોદર મળાચ્છન્ન[૧૨] ઘ્રાણેંન્દ્રિને[૧૩] પરિતૃપ્ત કરી રહ્યું. અંતે એ ન્હાના શિશુને ભરત સ્વ આશ્રમે લઈ જઇ લાલિત પાલિત કરવા લાગ્યા. જેમ જેમ એ બચ્ચું સ્થુલ શરીરે વધતું જતું હતું. તેમ તેમ ભરત હૃદયમાં સ્નેહનું રોપાયલું બીજ અંકુરિત થયે જતું હતું. બ્રહ્મમય બ્રહ્માંડ ભાળ-નાર, આ સંસાર સુખ ત્યાગી, પ્રભુ ચરણાનુરાગી, યોગી વિરાગીને આ કુમળા કુરંગમાં એ માયાને માયા પતિનો ભાસ એકત્ર થયેલો ભાસવા લાગ્યો—

૧ ધારતી. ૨ પૃથ્વી, ૩ જરી પણ ભાન. ૪ મૂકતી, ૫ સીંહ. ૬ હરિણી. ૭. મૃગનું બચ્ચું. ૮. પ્રાણી માત્ર. ૯. 'હાંહાંરે દઈયાં લચક'...ના જેવું. ૧૦. ચામડી. ૧૧. બંધાણી. ૧૨. હરિણીના ઉદર મળથી ખરડાયલું. ૧૩. નાસિકા.

( આશા. )

મેઘનું ધ્યાન મયુરને રહે છે, મેઘ ચહેના મયુર ચહે છે,
*ફણી મણી પરહરે, દીપે પતંગ મરે,
કેદ થતો કમળે ના ભ્રમર તજે છે— મેઘ. ૧
જળ વિણ મીન, જરૂર બને દીન,
દ્રવ્યને આધિન કૃપણ રહે છે— મેઘ. ૨
બાહ્ય અંતર ચહી, અંતરે[1] અંતરર[2] નહિં;
યોગે રહે, ન વિયોગ સહે છે— મેઘ. ૩

ભરતજી પણ ભાગ્યવશાત્ આ ભારે સ્નેહ સાંકળમાં બંધાયા, પોતે મનુષ્ય રાજકુળે ઉત્પન્ન થવાથી પૂર્વ પુણ્યના પુરણ સંસ્કારી, રાજ્ય ચલાવવાથી ન્યાયનીતિમાં કુશળ, અંતઃપરમારથપથ પર દ્રષ્ટિ કરતાં સર્વસ્વ ત્યાગ, એકાંતમાં બેસી ઇશ્વરારાધન, મનોનિગ્રહ, જીતેંદ્રિય, તપોનિષ્ઠ, જ્ઞાનારક્ત, ધ્યાનાસક્ત, કયાં ? અને કયાં આ એક જાનવરના બચ્ચામાં તલ્લીનતા ? તે ન્હાના મૃગ બાળને ખવરાવવા લીલું લીલું કુમળું ઘાસ પોતાને હાથે લાવતા, તરણું તરણું કરી, તેના મુખમાં આપતા. હાથે તેડી બાથમાં લેઈ જળપાન કરાવતા, તેના શરીરપર ઉડેલી ધૂળ પોતાના વલ્કલથી[3] સાફ કરતા. ક્યારેક ક્યારેક કુદાવતા, ક્યારેક ગોદમાં લેઇ સ્નેહથી ખેલાવતા, કયારે કયારે એ અવાચ્ય પશુને બોલાવતા, અને રાત્રિએ પણ પોતાની સાથે તેને સુવાડતા, તે સુતેલાની નિદ્રામાં વિક્ષેપ પાડી, કોઇ પણ વખતે ન ઉઠાડતા. મૃગને દ્રગ તારા[4] જેવો ગણી, જગ અને જગત પતિને થોડા વખતમાં ભરત બીલકુલ ભૂલી ગયા—

( છંદ. )

તજી સ્વકર્મ વનમાં વિચરતો, હર્ષાતો જોઇ મૃગ તૃણ ચરતો;
ઓ વ્હાલા, ઓ વ્હાલા ઉચ્ચરતો,, ભુલી પ્રભુને પશુ સેવાચરતો.

ધીમે ધીમે ભરતનાં સમગ્ર સત્ કર્મો ભૂલાયાં. સ્નેહાગ્નિમાં લાગણીનાં લાકડાં જેમ વધારે પડતાં તેમ તેમ પાવક વધારે પ્રજ્વલિત થઇ, સમિપમાં રહેલાં શાંતિ, દયા, ક્ષમા, અને સત્ય કર્મોને બાળી નાખવા લાગ્યો. વ્હાલ વૃદ્ધિ પામ્યું, કાળની ગણત્રી ન રહી, બાળ મ્હોટું થયું, જાળ મજબૂત બની, એક દીવસ સ્વરૂચ્યાનુસારે[5] તરણાં ચરતા હરણાની પાછળ ભરત મુની ભટકતા હતા, ત્યાં એકાએક, મૃગનું ટોળું મળવાથી પેલું બાળ તેમાં ભળી

૧. અંતઃકરણમાં. ૨. છેટું. ૩. વનમાં પહેરવાનાં વસ્ત્ર. ૪. નયનની પૂતળી. ૫. પોતાની ઇચ્છા પ્રમાણે.

ગયું. 'થોડીવારમાં પાછું આવશે' એમ ધારી ભરત, રાહ જોઇ બેસી રહ્યા. પણ સ્વજાતિ સમાગમ શ્રેષ્ઠ સ્હમજનારૂં તે સારંગ[1] સારંગ ટોળાને ત્યજી શક્યું નહિં. સંસારમાં સ્નેહીનો વિયોગ એ વિના શાસ્ત્રે ઘાત છે. કરનારો અંતરમાં અનિવાર્ય ઉત્પાત છે. તેથી દિવાના જેવા થઈ ગએલા ભરત મુનિ કોઈ ઇતર મૃગને નિહાળતા કે પાછળ દોડીને બોલતા—

( ગીતિ. )

રહે, રહે શેં નાશે ત્રાસે પાસેથી વાંસે ન અવાસે;
હાશે[2] પછી ન કળાશે, જાશે જીવ અકળાશે ઉદાસે.

પરંતુ જ્યારે એ મૃગ, મુનિને નજીકમાં આવતા જોઇ નાસી જતું, ત્યારે તેમની દશા દયાજનક થતી હતી.

( દોહરો. )

થતાં પ્રાણ પરવશ પડે, ભૂમિપર ભૂપાળ,
ચાલે અશ્રુ વિયોગનાં, મારે હસ્ત કપાળ.

( સારંગ. )

ઓ બાળ વ્હાલા પ્રાણ મ્હારા, નાસી કયાં ગયો ?
છોડી તોડી પ્રેમ મ્હારો, ન્યારો શું થયો—? ઓ૦ ૧

આમ મૃગ બાળકને સંબોધી વને વનમાં ભરત ભટકવા લાગ્યા. આખો દિવસ એજ આક્રંદ[3] ચાલતાં, સ્વકર્મ તો વિસરી ગયા, પણ દેહનું ભાને તેમને રહ્યું નહિં. બોલતા હતા કે—

ચેન નહિં દીન રેન મુજને, શોધું અહીં તહીં;
મળશે કે ના વળશે ? મ્હારૂં, હું તુજ વિણ થઈ રહ્યો— ઓ૦ ૨
વિયોગ ત્હારો કેમ સહું હું, ગમે નહિં વનમાં;
રે ભાળ આપો કોઇ બાળની, હોયે દ્રષ્ટે[4] અહો. — ઓ૦ ૩

બેભાન બનેલા મુનિ વનના વૃક્ષે વૃક્ષને, સરિતાને, પર્વતને, અને વન પશુ, તથા ઉડતાં પક્ષીઓને મૃગ બાળકના ખબર પૂછવા લાગ્યા. તે મૃગનું કર્મ સંભાળી સંભાળી, વિશેષ વારી,[5] નયનદ્વારે વરસાવી રહ્યા. કહેતા કે—

ચરતો તૃણાંકુર કોમળ, શૃંગે[6] સ્હાતો તું.
સંભાળતાં એ વ્હાલ ત્હારૂં, અશ્રુ પ્રવાહ વહ્યો— ઓ બાળ૦ ૪

હવે છેલ્લે મારી માગવા માડી—

૧. હરણ. ૨. હર્ષે. ૩. રૂદન. ૪. નજરે. ૫ પાણી. ૬ શીંગડે.

કહ્યું કદી વાક્ય કટુ કે સંકટ, આપ્યું હોયે મેં;
અપરાધ મ્હારો ક્ષમા કર બાપુ, શોક ન જાયે સહ્યો— ઓ બાળ૦ ૫
શોક કરતાં સમય વીતી ગયો—

( સાખી. )

સ્મરણ ક્ષણ પણ તજ્યું નહિં આવ્યો છેક સમય અંતકાળ;
"બાળ બાળ" કરતાં પરલોકે, ગયા પ્રાણ તત્કાલ,
"મર્ણે મતિ શી ગતિ," રાય વૃત્તિ પશુથી એકાકાર;[1]
જોઈ પ્રેમ દ્રઢ જગતપતિએ આપ્યો મૃગાવતાર.[2]

પૂર્વની ભક્તિ અને જપ તપના પ્રભાવે, પશુ યોનિમાં અવતરિત[3] થએલ ભરતાત્મા,[4] ભૂત[5] વર્તન ભૂલ્યો નહોતો. 'એક ન્હાના મૃગ બચ્ચાના નેહેથી પશુ યોનિમાં અવતરવું પડયું' એ વિચારે તેમને અત્યંત પશ્ચાતાપમાં પાડયા. એટલે એ પશુ યોનિમાં પણ કાંઇક આવું વિચારતા—

( જંગલો. )[6]

વૃથા જન્મ મ્હારો, ગયોછું હું શર્ણ હવે તાર તું તારો છે— વૃથા૦
પહેલે ભવતેં ભૂલાવ્યો પ્રભુ, ભટકાવ્યો આ અવનીએ;
તોયે નાવ્યો કિનારો, નક્કી થયું કૃત્ય ત્હારૂં, તું સુતારો છે— વૃથા૦
ભૂલ મ્હોટી, ભૂલે કીધી, લીધી પશુ દેહ હાથે;
નેહ કેવો દુઃખ દેનારો, ક્ષમા કર દોષ સહુ દાસ આ તારો છે—વૃથા૦

પડેલું મળે તેપર નિર્વાહ કરતા, અને ફરતા ફરતા ઋષિ મુનિઓના પવિત્ર આશ્રમોમાં સંચરતા, થતો સત્સંગ, અને ભગવત્ ગુણાનુવાદ શ્રવણે ધરતા, ભરત મૃગાવતારમાં ભમી રહ્યા. અંતે—

( દોહરો. )

સૂકેલાં તૃણ પત્રને, ગણતા ઉત્તમ આહાર;
સુધર્મે સત્સંગથી, છોડયો મૃગાવતાર.

હવે અહીંથી તૃતિયાઅવતારની[7] શરૂઆત થઇ.

જંગલમાં વસતાં, એક સમય એવો આવ્યો કે લૂટફાટને વાટપાડુઓનો ધંધો કરતા. લુટારાઓનો સરદાર પોતાની સ્ત્રી સંગાથે પોતાના જંગલી ઘરમાં બેઠેલો હતો. સ્ત્રી રૂદન કરતી હતી, પતિ તેનું શાન્તવન કરતો હતો. વસ્તુ સ્થિત્તિ[8] આવી વિચિત્ર પ્રકારની હતી. એક ઘરમાં બે મત હતા—

---

૧ એક રૂપ. ૨ હરણનો અવતાર. ૩ જન્મેલા. ૪ ભરતનો જીવ. ૫ પહેલું. ૬ 'ત્યજી મારા રાજા'...ના જેવો. ૭ ત્રીજા જન્મની. ૮ બાબત.

( ઝિંઝોટી. )

વાહ શી! કૃતિ ઇશ અદ્‌ભુત ત્હારી, ક્ષુદ્ર મનુષ્ય મતિ કોણ બિચારી?
ક્ષણમાં રાયને રંક કરે તું, ધરે તવ[1] ધ્યાન સતત[2] સુખકારી—વાહ?
ધર્મ ધારે તે, દુઃખિ દેખાયે, લક્ષ્મી ગયાં સૂમ[3] ઘેર પધારી— વાહ૦ ૨

સ્ત્રી પ્રભુ પ્રાર્થના કરતી ને તે ચોરની સરદાર દેવી હતી—

શુન્ય ભુવન, શુન્ય સમૃદ્ધિ મ્હારી, અર્ભક[4] વિણ આ ઉમર અકારી,[5] વાહ૦ ૩
ટાળ દુઃખોને પ્રભુ બાળ તું આપી, પાળ સંભાળ હું શર્ણુ ત્હારી—વાહ૦ ૪

આમ એ તસ્કર સરદારની સ્ત્રી, પુત્ર પ્રાપ્તી અર્થે શોચ કરતી હતી. તેનું સમાધાન કરવા, પતિએ કહ્યું—

( છંદ. )

શીદ વ્હાલી તું તપતું તન તાપે,? સુખ કરમાયે કરતાં સંતાપે;
હર્ષિત દીનગણ ત્યજ આ પરિતાપે, થશે સફળ ઇચ્છા માતુ પરતાપે.

ચોરને પોતાની વનવાસિની દેવી ઉપર અસીમ[6] શ્રદ્ધા હતી. સ્ત્રીનો સંતાપ દૂર કરવા, અને પુત્ર પ્રાપ્ત થવા માટે દેવીને એક પશુનું બલિદાન આપવાની માનતા માની. સ્ત્રી, સંતાપ ત્યજી આનંદિત થઇ, અને ફરી ફરી કહેવા લાગી કે—

( દોહરો. )

વ્હાલા શ્રવણે વાત આ, સાંભળી મન હરખાય;
એ દીન કયારે દેખશું,? પારણું ગૃહે બંધાય.

બાધા રાખ્યા પછી એકાદ બે માસમાં એ ચોર સરદારની સ્ત્રીને પ્રજોત્પત્તિનાં[7] ચિન્હ પ્રદર્શિત થવા લાગ્યાં. ચોર સરદારના આનંદને લીધે સઘળા ચોરોનાં મન આનંદમાં ઉભરાઇ જવા લાગ્યાં. એક સુંદર બળી પશુને[8] લાવી, એક માસ અગાઉથી પૂર્ણ ખોરાક ખવરાવી હૃષ્ટ પુષ્ટ બનાવવામાં આવ્યો. મુકરર કરેલા દીવસે તે પશુને શણગારી, આગળ કરી સ્ત્રી બાળકો સહવર્તમાન ચોર મંડળ, વાજાં ગાજાં વગાડતું નિર્જન જંગલમાં પ્રચંડ પડઘાઓ પાડતું, દેવી મંદિર તરફ ચાલવા લાગ્યું—

( હિંડી. )

ચાલ્યાં માતુને મંદિર હર્ષ ધારી, વન વિકટને રાત થઈ અંધારી;

તે દેવીમંદિરમાં પરમેશ્વરીને પૂજન સામગ્રી અર્પણ કરી, બળી અર્પણની તૈયારી કરી—

---

૧ ત્હારૂં. ૨ હમેશાં. ૩ લોભી. ૪ છોકરો. ૫ નિંદીત. ૬ ઘણી. ૭ ગર્ભ. ૮ દેવીને ભોગ આપવાનું જાનવર.

ખેંચી ખડગ ઉર ઉમંગને વધારી, મૂકયું ફટું પશુ મારવાને ધારી. શરીરે મજબુત મચી રહેલું પશુ ખડગ ખેંચનારને નિહાળી છટકી નાસી ગયું. હર્ષમાં રોપ ભળ્યો. સરદાર ગુસ્સે થઇ ધાંટા કાઢવા લાગ્યો. ચોરોને દોડાદોડ કરી, ગમેત્યાંથી પશુ પકડી લાવવા ફરમાનોપર ફરમાન કરવા લાગ્યો પણ એ મૂર્ખ જાણતો નહોતો કે 'હરામનાં ઝાડમાં મુસીબતનાંજ ફળ' થાય છે. એક જીવ મેળવવા, અન્ય જીવની હાની, જગજીવનથી છાની રહે તેમ નહોતી. જેમ દેવીને શક્તિ રૂપ માની, તેની પાસે હણાતા જીવને, મુક્તિ અપાવવાનું ભારે પુણ્ય થાય છે તેમ વગર ઇચ્છાએ પ્રાણીને જીવન વિયોગી બનાવવા કંઇક પાપ પણ મનાય છે.

(છંદ)૧

(સ્મૃતિ) પારા શરીમાં જુવો, આ કળી કાળમાં માંસ ખાવા કરીછે મનાઈ,
દારૂ પીનારને માંસ ખાનારની, થાય શુદ્ધિ ન કોઈ 'કર્મે' ભાઈ.
ધર્મનું મૂળ કાપો 'દયા' પહેલે શું ! વૃક્ષ થાવાની આશાને ચ્હાઈ ?
અન્નથી જન્ન જીવી શકે તો પછી પેટ શાને ભરો માંસ ખાઈ ?
'મંમાયા' માંસનો ભોગ નવ માગે જ્યમ પુત્રનું માંસ માતા ન માગે.
ક્રૂર બની પૂર શુર માંસ ખાવા મચે થાય બહુ દર્દ કે તંન ત્યાગે.
'તંત્ર' ના અર્થ વિણ સમજે ખોટા કરી જાગતા ઉંઘે તે કદી ન જાગે.
'વરપદે' વામમાર્ગી ગયા કેટલા ? જુઠું શીદ મૂર્ખને સત્ય લાગે ?
છે 'અહિંસા' 'પરમધર્મ' તે 'કર્મ' ગણી 'સાંખ્ય' ને 'યોગ'નાં. તત્વ ભાળો,
ત્રાસ કરનાર તંત્રોને તોડીને દો જોડી સત્યજ્ઞાનપર વૃત્તિવાળો.
સ્વરૂપ સ્હમજાય તો 'મોક્ષના' માર્ગનું જો બુરી ટેવ નિંદીત ટાળો,
સ્વાત્માનુભવ કરીને તરી જાશો આ કહેણ 'અ ત્ત'નું સુખદેણ પાળો.

પશુ છટકયું કે ચોર મંડળ જંગલેજંગલ ભટકયું કોણ જાણે ! દેવીનેજ ખટકયું કે આ થતું કર્મ અટકયું ?

## (સાખી.)

(ચોરો) સર્વ દિશાઓ શોધી થાકયા મળ્યું ન કયાંએ પ્રાણી,
પ્રત્યાઘાતી૨ પેખી પુરૂષને. પકડયો પશુવત જાણી. (જડભરતને)

મૃગાવતાર મુકયા પછી, અંગિરા કુલોત્પન્ન, એક જ્ઞાની અને ભક્ત શિરોમણી બ્રાહ્મણને ઘેર, બંન્ને સ્ત્રી પૈકી ન્હાનીના ઉદરથી એક ભગિની સાથે ભરતજીએ જન્મ લીધો હતો, ન્હાનપણથી પૂર્વ ભવનાં કર્મો યાદ કરી, મન વચન કર્મથી પવિત્ર રહેવા પ્રયત્નીત થયા. જન્મ્યા ત્યારથી રોતા નહોતા, હસતા નહોતા અને શરીર સાધનના ભાવાભાવે સંતાપિત પણ થતા નહોતા.

૧ 'ઝુલણા'...ના જેવો. ૨ પડઘા સમ બોલતો.

જેમ જેમ મ્હોટા થતા ગયા તેમ તેમ તેમના કુટુંબીઓમાં તેમની જડતાનો વિશેષ ભાસ થવા માંડયો. બધાઓ 'જડભરત' નામથી બોલાવતા. તેમ તેમને પણ એ નામ અત્યંત પ્રિયકર થયું હતું—

( ગિતિ. )

જનમી જગતમાં લીધું, હૃદયે ધરી 'હરી' નામ મળ્યું ફળ સીધું,
અલ્પ અકર્મ ન કીધું પૂર્વ પાતકોથી નિજ મન બીધું.

'દૂધનો દાઝેલો છાશ ફુંકીને પીયે' એ નિયમે ગત્ ભવના[1] સ્મરણે જડભરતજી જડવતજ રહેવા લાગ્યા. જગજનો બહેરા, મુંગા, અંધા, કે ચિત્તભ્રમ જન્મેલ ગણવા લાગ્યા. તેમણે એમાં પણ આનંદમાની, છાનામાના પ્રભુ સ્મરવા માંડયા. વય, અને સમય થતાં પિતાએ સ્વજ્ઞાત્યો ચિત[2] સંસ્કાર કીધા પણ બેદરકાર જડભરત એકે નિયમ પાળતા નહિં. પિતા ગાયત્રી મંત્રાદિનું રહસ્ય સાથે જ્ઞાન આપવા લાગ્યા. પણ આ મૂઢ મનાતો બાળ, કશું લક્ષ્યે લેતો નહિં. ખરી રીતે પવિત્રને પવિત્ર થવા જેવું કાંઈ હતુંજ નહિં. તદપિ અંતરાત્માને ન ઓળખનારા કેવળ બાહ્ય સંસ્કારોજ ચ્હાનારાઓ. તેમની નિંદા કરવા લાગ્યા. અંતે માતા પિતા આ જડબાળને સાવકાં ભ્રાતુઓને સોંપી પરલોકે પહોંચ્યાં.—

( છંદ. )[3]

આપે દુઃખ ભ્રાતુનાર,[4] આણે મનમાં નવ લગાર,
કદી કરતાનં ઉચ્ચાર, રહેતા એક ચિત્તથી,
કર્ણે સાંભળે નહિ વાત, કોઇને સ્પર્શે નવ હાથ,
સમજી જડવત સાક્ષાત, ચાહે કોઈ ન પ્રીતથી.

જાનવરની પેઠે પકડી, વેઠ કરાવતા હોય તેમ કામ કરાવે, ટાઢું સુકું કે ઉતરેલું બગડેલું ખાવા આપે, ફાટાંતુટાં કપડાં પહેરાવે પણ મન મસ્તીમાં મસ્ત ભરતજીનું શરીર અપૂર્ણ ખાનપાને પણ પૂર્ણ અંતરાહલાદે,[5] હૃષ્ટપુષ્ટ રહેતું. નાવું ધોવું કે શરીર સ્વચ્છતાનું તેમને કશું ભાન નહોતું એમ મનાતું પણ અંતર શુદ્ધિવાળાને બહારની શુદ્ધિ ઉપયોગી નહોતી.—

( કલ્યાણ. )

કહે કાર્ય કોઈ કરવાને, રહે સ્તબ્ધ ધરે નહિં ધ્યાને.
રહે બેસી નિત્ય એક સ્થાને, જાણે સૌ જડ નહિં માને,

૧ ગયા અવતારના. ૨ પોતાની જ્ઞાતિને યોગ્ય. ૩ 'ત્રિભંગી'...ના જેવો. ૪ ભાભી. ૫ હૃદયના આનંદે.

બદલ્યા સહુ ભ્રાતૃ વિચારો, કેમ જશે જડનો જન્મારો,
શી રીતે ! કરશો ગુજારો, એક એકનો બાંધ્યો વારો.

નવ ભાઇઓએ આઠ આઠ દહાડા. પોતાને ત્યાં આ જડ ભાઇને રાખવાનો નિયમ બાંધ્યો. ભાઇઓને ભાઇ પાળવો ગમતો, પણ ભાભીઓને દીયર ટાળવો ગમતો. એક દીવસ એક ભાઇને ઘેર જડભરત રહ્યા હતા તેની સ્ત્રી પોતાની સરખી સાહેલીઓ સાથે રમત ગમતમાં પડવાથી સમય સર રસોઇ તૈયાર કરી શકી નહોતી. અને પતિને આવવાનો વખત થયો તેથી ગભરાઇ, પણ એક ધાવમાં બે દાવ સાંધી લેવા તત્પર થઇ. પતિ આવતાં સ્ત્રી ચરિત્રની શરૂઆત રૂપ નેત્રમાંથી અશ્રુધારા ચલાવી, પતિને દરશાવી. મુખ દુઃખથી ઘેરાયલા પતિએ કારણ પૂછ્યું. એટલે જવાબમાં તે બોલી—

(ગરબી.)[1]

વ્હાલા શું ઉચ્ચારૂં ? મ્હારૂં મન મુંઝાય છેરે—
કહેતાં કહેતાં (૨) મને કાંઈ કાંઇ થાય, જીવ જાય— શું ઉચ્ચારૂં. ૧
નિરાધાર થઇ હું આપને પ્યારી છતાંરે,
ના સ્હેવાયે (૨) નવ કોઈને કહેવાય—જીવ જાય— શું ઉચ્ચારૂં. ૨

આટલી પ્રસ્તાવના[2] કરી, હવે કાર્યની શરૂઆત કરવા લાગી. આંખમાંનું પાણી ગળગળી વાણી, અને ડુસકાં ભેગાં ભળ્યે જતાં હતાં. પાસે બેઠેલા જડ ભરતને બતાવીને કહ્યું—"આ તમારા ભાઇના કાળા કર્મથી હવે તો હદ થઇ છે." અધીર બની પતિએ પૂછ્યું—"થયું છે શું !" સ્ત્રીએ કહ્યું—

મને મારી મ્હારા પ્રાણ લે તો ના ડરૂંરે,
કેર કાળો, (૨) જોતાં લાગે અંગે લ્હાય, જીવ જાય— શું ઉચ્ચારૂં. ૩

પતિએ કહ્યું—"તને કાંઇ થયું નથી, કાંઇ કહ્યું નથી ત્યારે આમ આક્રંદ કરવાનું કારણ ?" સ્ત્રી—"નાથ, મને એમનાથી કાંઇ દુઃખ થાયજ નહિં. બાલકનું દુઃખ જેમ માતાને નહિં તેમ દિયરનું દુઃખ ભોજાઇને નહિં. નાથ ! આપના ભ્રાતનું ગમે તેવું વર્તન હોય તો પણ અમને કાંઇ પણ દુઃખકર બને નહિં. પરંતુ આતો—

વ્હાલો પુત્ર આપણો પોઢયો તો પારણેરે,

સ્વબચાવ ખાતર સ્ત્રીએ સદ્ભક્ત શીરે ખોટું આળ મૂકયું.

ભોંય નાખી, (૨) તેના પ્રાણ લેવા ચ્હાય,—જીવ જાય— શું ઉચ્ચારૂં. ૪
પ્રભુ સ્હાયી થયા આવી હું તો વેગથીરે,
રૂદન શ્રવણે (૨) સાંભળતાં દુઃખ થાય—જીવ જાય— શું ઉચ્ચારૂં. ૫

---

૧. 'મને મૂકી'ને...ના જેવો. ૨ મંગળાચરણ.

સ્ત્રીપ્રેમીપતિનું મન આ સાંભળી ઉશ્કેરાઈ ગયું. વામા વચનપર વિશ્વાસ ધરી, સ્વામી કોપમાં આવ્યો, પણ ભ્રાતૃભાવ જાગૃત થયા વિના રહ્યો નહિં.

( સાખી. )

આક્રંદ કરી હરી તન મન પતિનું, સ્ત્રી અતિ આનંદ પામે;
ઉત્તર શ્રવણ કરવા પતિ પદમાં, પળ પળ મસ્તક નામે.

( છંદ. )[1]

વિવિધ વચનથી પતિ વનિતા[2] મનાવે, નથી ક્રૂર મુજ ભ્રાતુ આમ તું શું જણાવે ?
મિથ્યા કદી ન કરાય બની ગયો જે બનાવે, જવા દે ગઇ વાત શીદ યાદ લાવે ?

( દોહરો. )

સ્ત્રી—પુત્રથી વ્હાલો ભ્રાત છે, તમને મ્હારા પ્રાણ,[3]
અરપું સ્નેહે આજ હું, તમને મ્હારા પ્રાણ.[4]

મનોરમાના માર્મિક વાકયે પતિ પાણી પાણી થયો, અને પ્રતિજ્ઞા કરી સ્ત્રી સંતાપ નષ્ટ કરવા કહ્યું કે—

( ખમાચ. )

ગભરા નહિં શાન્ત તું થા નારી, થાનારી તું થા—નારી,— ગભરા. ૧
તારૂં રૂદન મન મ્હારૂં અકળાવે, નહીં દીલગીરી ધર ચિત્ત પ્યારી—ગભરા. ૨
નિવડયો નઠારો, ભ્રાતુ આ મારો, તેથી વિહ્વળ થઇ વૃત્તિ મ્હારી—ગભરા. ૩
'પણ' તુજ પાળું દુઃખ આજે ટાળું, શાણી રહે તું ધીરજ ધારી—ગભરા. ૪
એ રહેશે નહિં કદી ગૃહે હવે, ક્રૂર કુચ્છંદી નીચ અવિચારી—ગભરા. ૫

ભાઇએ પોતાના જડ ભ્રાતુને સ્વસ્ત્રીના સંતોષાર્થે ગામથી અને ઘરથી હમેશને માટે દૂર કર્યો. અને પોતાની શાળીક્ષેત્રની[5] વાટિકામાં માળીની સાથે કાર્ય કરવા યોજયો—

( છંદ. )

જુએ વાટિકા ફરીને ચો પાસે,[6] છાડયો પ્રભુએ તજાવી મોહ પાસે;[7]
રક્ષક આવ્યો આનંદે પાસે,[8] જાણ્યું મનથી 'આ પાણી પાસે.[9]'

પ્રથમ તો ભરતજીને સંસારી ખટપટથી વેગળા કરી, અહીં જંગલમાં રહેવાનું ભાઇઓનું મુકરર કરેલું સ્થાન, પસંદ આવ્યું. વાડીના રક્ષકે માન્યું કે હું કોસ હાંકીશ તો આ પાણી પાશે. જડભરતે જાણ્યું ઘણા દીવસથી છુટથી સ્નાન કર્યું નથી તેથી ન્હાવાને અનુકુળતા આવશે આ પાણી પાસે છે. ભરતજીને સોંપવા આવેલો ભ્રાતુ માની રહ્યો કે આ ક્ષેત્રપાલ ખુશી

૧. 'માલિની'...ના જેવો. ૨. સ્ત્રી. ૩ પતિ. ૪ જીવ. ૫ ડાંગરનાં ખેતર. ૬ ચારે બાજુ. ૭ બંધન ૮ નજીક. ૯ પીવરાવશે.

થાય છે પણ પરિણામે આ જડ એને પાણી પાશે. ભરતજી ત્યાં રાત્રિ દીવસ રહેવા લાગ્યા. એમનું વર્તન પ્રથમ કરતાં લેશ પણ બદલાયું નહિ. હમેશાં કોઇ કંઇ બોલે કે પૂછનાર પૂછે તો તેનો પોતાની કલ્પનાથી ઉત્તર આપવા કરતાં પૂછનાર બોલે તેનીજ નકલ કરી લેવી તે વધારે પસંદ કરતા હતા. ક્ષેત્રપાલ કહેતો કે "જડભરતજી રાત્રે બરાબર ચોકી કરો છો ને?" જવાબમાં જડભરત કહેતા–"જડભરત રાત્રે બરાબર ચોકી કરોછો ને?" બંન્નેને ઘણી વખત આવા વાકયો માટે કલેશ થતો પણ જડભરતજીએ પોતાના વર્તનનો કોટિ ઉપાયે ત્યાગ કર્યો નહિં.

( ગીતિ. )

થાકયો મથી મથી માળી, શકયો ન બાળી કૃતિ અદ્ભૂત નિહાળી;
પ્રતિ દીન તન પરજાળી,[1] ગાળી વેળા ટેવ ન રતી ટાળી.

એક રાત્રિએ માળી ગામમાં પોતાને ઘેર ચાલ્યો ગયો હતો અને જડ ભરતજી શાલીક્ષેત્રની રક્ષા કરતા હતા, તે અરસામાં ચોર સરદારોનું બળીદેવાનું છટકીગએલું પશુ શોધતું ચોર મંડળ આ ક્ષેત્ર પાસે આવ્યું. રાત્રિએ પહેરો ભરનારા સિપાઇઓ "જાગો જાગો" કહીને બુમ પાડતા. ત્યારે જડ ભરતજી પણ "જાગો જાગો" કહી બુમો પાડવા લાગ્યા. પેલા પશુ શોધતા ચોરોએ આ મનુષ્યજ પશુ જેવો જાણ્યો. તેથી જાનવરના અભાવે[2] આ મનુષ્યનેજ પકડી લીધો અને કંઈ, કંઇ, પ્રશ્નોત્તર કરતા કરતા લઇ ગયા.

( સાખી. )

દેવી ભયથી ઝટપટ લીધો, પકડી પશુવત જનને;
ભક્તિવંત ભરત જતેજતે, આનંદ અતિશય મનને.

પશુ કરતાં બળીદાન માટે મનુષ્ય પ્રાપ્ત થવાથી તસ્કર સરદાર અને તેના કુટુંબી જનો અનંતાનંત[3] હર્ષમાં આવ્યા. બે ચાર પ્રશ્ન કરતાંજ જડ ભરત જાનવર જેવાજ જણાયા તેથી.—

છંદ.*

તેનું તન કરી સ્વચ્છને, સુવસનો[4] અંગે ધર્યા શોભિતે.
ડરધરતો ન લગાર જોઇ સઘળા આશ્ચર્ય થતાભયભિતે,
(ધરી) ગોરે[5] અસીકર ધરી હસી વસી નહિં ચિંતા થયો દાંભિતે.
(દેવીને) 'હાં' ઉચ્ચાર કરી ભરી નિરખીને રોષે રહ્યા સ્થંભિતે.

ભગવદ્ ભક્ત ભરતજીના શીર ઉપર ચોર ગોરના હાથે ખેંચાયલું ખડગ મહામાયાથી સહી શકાયું નહિં. કડડડ કડાકા અને ધડધડાટ સાથે પ્રતિ-

૧ બાળી. ૨ બદલે. ૩ ઘણા. ૪ સારાં વસ્ત્રો. ૫ પુરોહીતે. * 'શાર્દુલ'—ના જેવો.

આમાંથી પરમેશ્વરી પ્રગટ થયાં. ગોરના હાથમાંથી ખડગ ખેંચી રાતા માતા, થાતાં, ધાતાં ચોરભકતોનાં માથાં કાપી, રાતાં ઉભરાતાં લોહીપી, જીવ હિંસકની હિંસા કરી, ભગવતી પ્રસન થયાં. જડભરત છુટા થયા.

( ચોપાઇ. )

છોડી ચાલ્યો ચામુંડાનું સ્થાન, ધરતો સ્મરતો ચિત્તે હરી ધ્યાન;
જોઇ વિકટ રાન નિદાન, જાણી ઈશ ઇચ્છા બળવાન.

સ્વતંત્ર શરીરીને[1] સ્વતંત્ર શરીરે સ્વતંત્ર સ્થાનમાં સ્વતંત્ર ફરવાનું મળ્યું. પછી બાકી શું રહ્યું ? પરંતુ આવા મસ્તરામની મસ્તીથી અન્યને મસ્ત બનાવવાની કૃતિ, સિવાય પરમાત્મા બીજાથી સમજાય તેમ નથી. એવોજ પ્રસંગ આવ્યો.

સિંધુ સૌ વીર દેશનો રાય, કપિલાશ્રમે[2] જતાં આવ્યો ત્યાંય;
સ્કંધે શીબીકા ગ્રહીને વોઢાર,[3] ચાલે રાયતણા તાબેદાર,
થતાં એક વોઢાર બિમાર, અટકી જન શોધે આજ્ઞાનુ સાર. (રાજાની)

( દોહરો. )

દીઠા "ઇક્ષુ મતિ" તટે,[4] ભરત પુષ્ટતા અંગ;
આવ્યા રાય હજુરમાં, લાવ્યા પકડી સંગ.

બિમાર થએલા વોઢારની જગ્યાએ જડ ભરતજીને ગોઠવી 'રહુગણ' રાજા તે મનુષ્ય યાને સ્વાર થયા. અને સર્વે આગળ ચાલ્યા.

( છંદ. )[5]

કોપણ સુક્ષ્મ જંતુ ન ચંપાય એ પાય ધરે પૃથ્વીપર ખટકે;
કુદી કુદી પથમાંહે જતાં, નવ સ્થિર શીબીકા લગીર ટકે,
ભુપથી ચુપ રહેવાયું નહિં, કહે "કોણ આ પાલખીને પટકે;" ?
સહુ ભોઇ વદ્યા, "આ કોઈ નવો પદ મદથી ભરે લટકે ચટકે."

રાજાએ કોપ કરી જડભરતને કહ્યું.

( છંદ. )

રે રે દુષ્ટ શું મૃગ શીશુસમ ચાલે,[6] અવળો નહિં કદી સવળી રાહ ચાલે;[7]
એમ છટકવા ચહે અહીં નહીં ચાલે,[8] થઈશ દુઃખી તું ત્હારી બદચાલે.[9]

આવો આડો જાડો પાડા જેવો પાલખી ઉપાડવાનો ¼ બોજો પણ ઉઠાવી શકતો નથી ? જીવતે મુઆ જેવા જડ !" આ શબ્દો સાંભળીને જડ ભરતજી રહુગણ રાજાને બોધ આપવા કહો, કે પરમેશ્વરે બોલાવ્યા કહો, પણ બોલ્યા

૧ આત્મા, જીવ. ૨ કપિલ મુનિના આશ્રમે. ૩ ભીલ. ૪ ઇક્ષુમતિ નદીના કિનારે. ૫ 'સવૈયા'...ના જેવો. ૬ હીંડે. ૭ લે. ૮ ટકે. ૯ ખરાબ રીતભાત.

"રાજા શેષના શીર ઉપર પૃથ્વી છે. હું તે પૃથ્વીપરછું. અને. શિબીકા આ શરીરપર છે. તેમાં બોજો કોને તે હું સમજી શકતો નથી. આત્મા અસંગ હોઇ બોજો ઉઠાવતો નથી. તેમ વ્યથિત[1] થતો નથી. જડ શરીર જડના ભારે નાખુશ બને એ ન્યાય નથી. પછી ત્હારા પ્રશ્નનો ઉત્તર કોણ આપે?" રહુગણ નૃપને આ મસ્તરામનાં વાકયો બ્રહ્મજ્ઞાન ભરેલાં લાગ્યાં તેથી પાલખીમાંથી ઉતરી, બંન્ને હાથ જોડી માફી માગી. પૂછ્યું—"મહાનુભાવ! આપ કોણછો? વંદનીયને વેઠે વળગાડનાર આ અપરાધીનો અપરાધ ક્ષમાકરો."

જડભરત—" ( ખમાચ. )

માયામાં મહારા મતિ મંદ થઈ ત્હારી રે,
અન્યને છે સ્હેલ શીખ દેવી જો વિચારીરે— માયામાં૦ ૧
સ્કંધે શીબીકા સહી, ચાલવું વાટે,
દેહ દુઃખી મને શું? મેં દેહ ગણી ન્યારીરે— માયામાં૦ ૨
'કરે તે ભરે' એ રીત જાણ જગતની,
રાયે સુણી વાકય ગ્રહ્યું, વિપ્રપદવારી[2] રે— માયામાં૦ ૩

આ અનુપમ વાકયે દૃઢ વિશ્વાસી બનેલા દેશપતિએ જડ ભરતજીના પાદ પખાળી, ચરણામૃત લીધું. અને બોલ્યા—

કપિલાશ્રમે મને જવાથી વિશેષ શું,?
આપો આપ જ્ઞાન પામું, પદ શ્રી મોરારીરે— માયામાં૦ ૪

જડભરત—" ( સાખી. )

મન કર્મ વચનથી થાય ન પાતક, માટે મુજ મન બીધું;
અલ્પ મતિથી કેશવ કીર્તન, કરવા મેં 'પણ' તજી દીધું.

રાજા, હાથ પગ અને ધડ શીશનું ભેગું મળી, બનેલું ખોખું મ્હારૂં, તારૂં આ ભાઇઓનું ને પાલખીનું સમાન છે. તત્વોથી બનેલાં તત્વોમાં સંકીર્ણ[3] વિકીર્ણ[4] થાય તેમાં કોનું અભિમાન કોણે કરવું? પંચમહાભૂતો, દશ ઇંદ્રિયો, ને અગિઆરમા મન સાથે મળી, મૂળ પ્રકૃતિની ત્રિગુણી માયાનો વિસ્તાર, અસારતા સમજાવે છે. સજીવ પ્રાણીમાં નિર્વિકારી ને અવિનાશી આત્મા, સંગદોષે અવતારો ધરે ફરે છે ઇચ્છા ઉત્પન્ન થતાં કર્મ કરાયછે. ને કર્મ કૃતિથી સારાં માઠાં ફળ ભોગવાય છે,: તેમાં અધુરૂં રહેલું તે વાસના રૂપ સમજાય છે. નાશવાન વિષયીક સુખ સ્વપ્ન વ્યવહાર જેવું સર્વ વિદીત છે. છતાં આશ્ચર્ય છે કે મ્હોટા મ્હોટાઓએ ભાન ભૂલી, હેરાન થતા ધમ-

૧ દુઃખી. ૨ ચરણામૃત. ૩ ભેળા. ૪ છુટા.

સાણુમાં મચ્યા રહે છે. દેવા લેવા રૂપ ઋણાનુબંધને ત્યાગી, જ્ઞાનાનુરાગી નિષ્કામ ભાવે ભગવાન ભજન કરનાર સહજમાં પ્રભુપદનું અનહદ સુખ પ્રાપ્ત કરે છે. એ નિઃસંશય છે.

( નારાયણી. )

સુણી ભૂપ ચૂપ થઇ રહ્યા, તે ક્ષણે;
કર્યું સ્નાન માંની ગંગા આંગણે.
છોડીદીધી પાલખીને, સંગીઓ કર્યા દૂર છે;
પિયુષ પરમાણે પ્રભુનું જ્ઞાન વ્યાપ્યું ઉર છે.
તુરતમાં, સુરતમાં, પુરતમાં, મુરતમાં;
પાપપુંજ બધાં પ્રજાળ્યાં, મુકી સ્વનું ડહાપણે—રે— સુણી૦ ૧
ભરત ત્યાંથી ભાગી ચાલ્યા, હરી રસ ગુલતાન થઇ.
અલ્પ સમયે ઉભય પહોંચ્યા પરમપદને સ્થાન જઇ.
ધન્યછે નાઅન્ય છે, પરજન્ય તે દયા જન્ય છે,
'અમૃત' જન્મ સફલ, સુભક્ત ચરિત્રોને ગાને ગણે—રે— સુણી૦ ૨

મુદ્દો.

ગુરૂ—" કેશરી ! કળાઈ, આ કારણ કરતાં કાર્યની કઠણાઇ ? "
કેશરી—" પ્રભુ, શું કહોછો ? કારણથી કાર્ય કઠણ હોય ? "
ગુરૂ—" હોય, હોય, શું ત્હારી સ્હમજણમાં આવ્યું નથી ? જગતની પ્રત્યેક વસ્તુમાં તો આ નિયમ અબાધિત પળાતો દેખાય છે. પણ મૂળમાંએ જોવા જઇએ તો આ સકળ બ્રહ્માંડોત્પત્તિનું આદિ કારણ પરમેશ્વર સ્મરવો, સાધવો સુગમ. પણ તેનાથી જે ઉત્પન્ન કરાએલી–થએલી માયા, તેને તજવી–વશ કરવી અગમ્ય છે. ઉપરનું આખ્યાન આ બન્ને બાબતો સ્હમજાવવાનું ઉત્તમોત્તમ ઉપદેશક છે. પ્રથમતો વ્યહવાર શૈલ શિખરે પહોંચેલા ભાગ્યશાળી રાજા ભરત, સ્વાત્મોદ્ધારાર્થે પ્રભુપદ પામવા વનવાસી થયા. સમદર્શની વર્તને હરિણ બાળના સ્નેહમાં ફસાઇ, ગતિવાન માર્ગથી ગબડયા. પહેલા અવતારની ભૂલનું પરિણામ, બીજા અવતારમાં પસ્તાવો કરી, ત્રીજા અવતારે તિવ્રવૃત્તિ ધારી, ઉત્તમાધિકાર પદ કાયમ રાખવામાં લાવ્યા. મ્હોટું, ભરેલું ને ઉકળતું દૂધ પાત્ર સહજ લૂણ સ્પર્શે બગડી જાય છે તેમ આ હદ ઓળંગી ગએલી ભરતની પશુપરની દયા છેક પરમપદ પ્રાપ્તિની નીસરણીના છેલ્લે પગથીએ પહોંચી ગએલાને પુનઃ પહેલે પગથીએ લાવી મૂકનારી થઈ. તો આપણે મનુષ્યો જે પળે પળે સ્થળે સ્થળે સ્નેહ કરીએ

છીએ તે આખરે શી સ્થિતિ ગતિમાં ભટકશું ? એ સ્હમજવું સુજ્ઞોને અ-ઘરૂં નથી. ”

**કેશરી**—“ નિઃસ્વાર્થ કરૂણાળુ દેવ, આપનું પ્રથમનું કહેલું કહેણ, ‘ સ્નેહે દુઃખનું મૂળ. ’ પ્રબળ ભૂલ કરાવનારો, હું અક્ષરશઃ સ્હમજ્યો. પણ તે અનુકરણશીલ મહાત્મા જડ ભરતજીએ રહુગણરાયને ઉપદેશ આપ્યો તેનો મુદ્દો વિશેષ સ્હમજવા મ્હારી વિશેષ ઈચ્છા છે. ”

**ગુરૂ**—“ સાંભળ સ્હમજાવુંછું. શ્રી ઋષભદેવ ભગવાને પોતાના પુત્ર ભરતને પાસે બેસાડી, નિઃશંક રીતે સ્હમજાવ્યું હતું કેઃ—‘ પુત્ર, આ મનુષ્ય લોકમાં મનુષ્યનો દેહ, અંતઃકરણ શુદ્ધ કરી, પરબ્રહ્મ પ્રાપ્તિનું અનંત સુખ પ્રાપ્ત કરવાને અર્થે મળે છે. તેને વિષ્ટા ખાનાર ભુંડ સરખા, વિષયી વ્યાપારમાં વ્યતીત કરવો, એ સજ્જનો માટે શોચનીય છે. ’ આ વાકયો ભરત વિસ્તૃત વિચાર સાથે સ્વરિર પત્રે છાપી રહ્યા હતા. અને તેનો લાભ રહુગણ રાજાને ભવાટવીમાં ન ભટકવાના બોધરૂપ મળ્યો. ”

**કેશરી**—“ ગુરૂજી ! ભવને સમુદ્ર સરખોતો કહેવાય. કારણકે તે મોહજળથી ભરેલો છે. વિષય મોજાંથી ઉછળતો છે. આશા તૃષ્ણા રૂપ અગાધ છે. વિષય સુખરૂપ ફીણવાળો છે. સ્નેહી સંબંધી સમ જળચર યુક્ત છે. ખોટરૂપ ખરાબા અને મમતા રૂપ મ્હોટા મગરોનું નિવાસ સ્થાન છે. અને અગોચર કિનારાવાળો હોઇ તરવાને દુસ્તર છે. પરંતુ આપતો તેને જંગલરૂપ કહોછો ને ? ”

ગુરૂ—“ હા, સાંભળ, એક સંઘ ( સશરીરી શરીર ) જંગલમા ( જગતમાં ) ચાલ્યો જાય છે. સારાં સ્થળ, વનફળ, અને સુંદર જળની આશાએ (સંસાર સુખો ) પોતાની મુસાફરી ને ઉત્સાહ ભરી આગળ વધાર્યો જાય છે. તે માર્ગમાં સંઘવી ( બુદ્ધિ. )ની સ્હમજ અને દીર્ઘદૃષ્ટિની ખામીને લીધે છ ચોરો ( મન, શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ને ગંધ. ) તેમને લૂંટી લેછે. કોઇ કોઇ વખતે સ્વમાનનીય સારૂં સ્થળ સાંપડવાથી પ્રમાદ વશ ઉંઘમાં પડી રહે છે ત્યારે શ્વાનને શિયાળો ( સ્ત્રી, બાળકો. ) તેમની પંથોપયોગી જણસો હરીજાય છે, ખાઇ જાય છે, કે બગાડીનાખે છે. કદી કદી નિરૂપાયે દુર્ગંધીવાળે સ્થળે પણ મુકામ કરવો પડે છે. એટલે ત્યાં ડાંસ, મચ્છર, ( જગજન ) કરડી કરડી, અનહદ વ્યથામાં પાડી અશાન્ત બનાવી દેછે. કયારેક મહદ્ પવન ચાલી, તે ચાલતા સંઘની આંખો વંટોળીયો ( સ્ત્રી–ધન ) બની ધુળથી પૂરીદે છે. કદી કદી રાત્રે શાન્ત નિદ્રા લેતી વખતે તમરાં.

( પાપીજન )ના કટુશબ્દે, અને ઘુવડ ( દુરાત્મા )ના કારીનાદે વિક્ષેપ પડતાં વ્યાધિ ગ્રસ્ત થવું પડે છે. વખતે વખતે સૂર્ય તાપથી તપતાં સર્વે, મૃગ તૃષ્ણા ( ખોટી આશા )ના જળને તૃષા નિવારણાર્થે મેળવવા વ્યર્થ યત્ન કરતા દેખાય છે. પણ જો પંથોપયોગી સાથે લીધેલું ભાતું ( પૂર્વ સત્કર્મથી મળેલું ધન ) ખુટી જાય છે તો બીજા પાસે યાચના કરવા જતાં ફળ પ્રાપ્તી વગર નકામા હડસેલા ખાય છે. પ્રસંગે દાવાનળ ( ત્રિવિધ તાપ )થી ભડ ભડ બળતું વન જોઇ, વિકટ વિપત્તિમય વસમી વ્યાધિઓ વ્હોરવી પડે છે કેટલીક વખત કાંકરા અને કાંટા, ( અન્ય ઇચ્છિત ન અપાયા )થી થતી દારૂણ વેદના સહન કરવી પડે છે. અને જો કોઇ ભૂત પિશાચ ( રાજા. ) મળેતો ભોગ મળવામાં કાંઈ બાકી રહેતું નથી. માર્ગમાં આવતા ડુંગરાઓ ( આશા-નિરાશા ) ચ્હડ ઉતર કરી, સબળ શ્રમે અતિવાહિત કરી શકાય છે. જો કોઇ અગમ્ય માર્ગાશ્રમે ગાફલ બનાય તો મ્હોટા અજગરો ( તૃષ્ણા ) આવી ગળી જાય છે. કહીં કહીં સર્પ વિંછી ( દુર્જન મિત્રો. ) આદિ, ઝેરી પ્રાણીયોના કારી કરડ, નિરૂપાયે કબુલવા પડે છે. આવું અસહ્ય ઉત્પાત કરાવનારૂં અરણ્ય જ્યારે કોઈ સ્થળે મક્ષિકા નિર્મીત મધપૂડો મળે છે ( સ્ત્રી. ) ત્યારે તેના મિષ્ટાસ્વાદે આનંદમાં ઉછાળી રસની રેલો રેલાવીદે છે. કિન્તુ ચાલતાં, ઉડતાં, વન જંતુ ( સગાં ) ડંખે છે. ત્યારે કે વનવાસી કિરાતો ( ખુશામતીયા ) ત્રાસ બતાવી લૂંટીલે છે ત્યારે. તો અમુક વખત અવર્ણનીય ઉપાધિ અકળાવીદે છે. વળી વાયુ, વૃષ્ટિ, ટાઢ, તાપ, તો અન્ય હિસ્સેદાર ન હોવાથી જાતેજ સહેવાં પડે છે. વાહન, ઉતારો, આસન, અને અન્ન, એપણ સાથેજ લઇગએલું કે હાથેજ કરેલું કામ આવે છે. જો ભૂલી ગયા હોઇએ ને બીજાની પાસે માગવા મેળવવા જઇએ તો ક્લેશ દ્વેષના કારી ઘાવોને મુગે મોઢે માન્ય કરવા પડે છે. સાથે કોઇ સંપૂર્ણ સ્નેહી કે સુહૃદ હોય અને તેની આયુઃ દોરી તુટવાથી કદી તે મરણ પામે તો તેને પડતો મૂકી, નવા સંગી સ્નેહે ફરજીયાત જોડાવું પડે છે. વૃક્ષે વૃક્ષપર કુદતાં વાંદરાંઓ જેમ પોતાનાં સંગીને સંભાળે છે તેમ પરણેલાએ તો એક બીજાને ભાવે કુભાવે પણ વળગીને મળીનેજ વિચરવું પડે છે. કવચિત કો ગિરિકંદરા નિહાળી, ગફલતથી તેમાં સુઇ રહે છે તો તે રાનમાં રઝળતા વનગજો ( કાળ ) આવી, પકડી, હતા નહતા કરીદે છે. કોઈ કોઇને તે હાથી, સ્વસૂંઢ ( કુકર્મોને )માં ઉપાડી, ગંધાતા ખાડા ( નર્ક )માં નાખીદે છે. અને કેટલાક એ કરી.

કર ( સુકર્માંઓ )માંથી છટકી ઉંચ સ્થળે ( પુનરાવતાર ) ચઢીજઇ, થાકી, પાછા પટકાય છે. માટે એ અટવીમાં અટન કરનારાએ સારો, સાચો, ભોમીઓ ( સદ્‌ગુરૂ, સતશાસ્ત્ર ) સાથે રાખી ચાલવું. તો જરૂર આ, મહદ્ મુશ્કેલીઓને ઉલ્લંઘી, મનોચ્છિત મુકામે મુદતસર પહોંચી જવાય ભાઇ, આ રીતે મેં આ ભવને જંગલરૂપ કેવળ તેજ મહાત્મા, જડ ભરતજીના રાજા રેહુગણને કહેલ અને આપેલ જ્ઞાન પ્રમાણે મ્હારી સ્હમજણાનુસાર તને કહી સંભળાવ્યું."

**કેશરી**—"વારૂ, ગુરૂ, આપે આ જંગલને ભવ સમાન કરી બતાવ્યું તેતો હું સ્હમજયો, પણ તેમાં, શી શી સાવચેતિની આવશ્યકતા છે? વા કયાં કયાં કુકર્મો છે તેતો આપે ન કહ્યું."

**ગુરૂ**—"ભાઇ, વિહિત અને નિષેધ એ દ્વિકર્મોમાં જેમ વિહિત વિલોકવાં, વર્તન માટે; તેમ નિષેધ નિહાળવાં નિંદવા માટે! હવે એ બંન્ને કરતાં પણ ત્રીજો રસ્તો, કે જેમાં સુકર્મ સ્હમજી કુકર્મો કરાય છે. ધર્મ સ્હમજી અધર્મ થાય છે સાકર સાથે ફટકડી ચવાય છે, દૂધ સ્હમજી પાણી વલોવાય છે. ધોળુ સ્હમજી કાળું કરાય છે. કાષ્ટનાવ સ્હમજી પત્થર હોડી પમાય છે. તરવા જતાં બુડીજવાય છે. સાચું સ્હમજી ખોટું કરાય છે, અને આંધળે બહેરૂ કુટાય છે. તે સમય સંકોચને લઈ સ્વલ્પ ભાષણે સંભળાવુંછું. બીજા ભાગ બીજી વખતે કહીશ, પ્રસંગે પૂર્ણ કહીદઇશ, અત્યારેતો સાંભળ—

## ( પ્રબંધ. )

સ્હમજુને સુખ સ્હેલાણી, ભજવા નિત્ય સારંગપાણી.
મૂરખની દુઃખ એંધાણી, કહું પાપ પ્રકટ લ્યો જાણી.

પ્રથમ પાપ પાપીની પ્રિતી, બીજું તેના વાકયે પ્રતિતી, ત્રીજું શખવી તત્ સમરીતી, પિતૃ શ્વશુર કુળના ગુરૂ જનને, અપ શબ્દો કહી દુભવે મનને, પરના દોષ નીરખવા દા'ડી. કોંકને કોની કરવી ચાડી, લેવીકોની લડાઈ આડી, નિંદા કરવી દોષો કહાડી, કેફતણી ટેવોને પાડી, દેવમંદિરે, દર્શનકરીરે, કે જળ તીરે, ચિત્ત અસ્થિરે, જઇ અડવું પરનાર શરીરે, અપવિત્ર અન્નાદિનું જમવું, જુગાર રમવું, મળ મુત્રે બીજાને દમવું, અંગે નિરોગી વાહને બેસે, તીરથદેશે, લુંટીલેશે, અનીતેકીત નિત્ય ખાતા રે'શે, ગુણની ઉપર, અવગુણ ભૂપર, કરતા પશુનર, કહેવી શું એ કહાણી કહું પાપ—૨૯૦ ૧

શપથલઇ વિશ્વાસુ થઇને, વૃદ્ધ સમિપે હણવા જઇને, અસંતને સંત લેવા માની, જ્હોરવી હાની, પ્રગટ કે છાની, નગ્ન નીરખવી બાળા ન્હાની, યશ લેવો પરવપુનેપીડી, અધમ અન્ન જમવું ધરલીકી, રંકને મારવાં મુખને બીડી, રૂતુવતી

અડકેલું ખાવું, કોગળા કરીને જળમાં ન્હાવું, નારી થયા નર જોવા જાવું, પરણેલી પત્નિને તજવી, વ્યસની બની ને વેશ્યા ભજવી, ખોટું બોલી સભાઓ ગજવી, સૂતક શૌચે અન્યને અડવું, સાંજે રડાવવું કે રડવું, વૈરધારી વ્હાલાથી લડવું, વૃદ્ધ થયા પછી પરણવી નાર , નિડર વરતને દોષો ભારી, ન્હાનાં જંતુઓ નાખે મારી, ગૌ બ્રાહ્મણ સંતોને ગાળો, દેવી કે ભૂકવાં શીર આળો, રૂડા રસ્તાને દેવો ટાળો, આચારે લાવે કંટાળો, નરનારી હિત માને દલાલે, તેને આદર અતિસે આલે, દાતાને દીન દીન બહુ દમવા, ધાતુપારો ધનમાટે ધમવાં, પુત્ર વિરહે માયે દુઃખ ખમવાં, શસ્ત્ર લઇ બીજા પર ધાવું; જીવતા જંતુનું આમીષ ખાવું.—એ અધમ કૃતિ પરમાણી,—કહુ પાપ—સ્હ૦ ૨

વિપ્રોનો કરી દંડ દમે જે, સંબંધીભૂત વીણ બળથી જમે જે. વિધવાથી વ્યભિચારે રમે છે, પરનારી પેટે ગર્ભ દેવો, વિપ્ર કે સાધુનો વેશ લેવો, ગુણી મહી અવગુણ છે કેવો, ગર્ભ પાડવા ઔષધ આપી, નાનાં બચ્ચાં નાખવાં કાપી, વીણ પરણી બાળા સંતાપી, મૂકેલી થાપણ ઓળવવી, ભાઈબંધ ભાર્યા ભોગવવી, વિત્તવાળાને વિભૂતિ ચોળવવી, કામણ શીખી કરવા કામે, ક્રોધે ઘાતી બનવું મામે, હદ વીણ મદ ધરે વૃત્તિ હરામે, દ્રવ્ય ખાવું નહિં ખાવા દેવું, વિપતે દાનવિકટ જઇ લેવુ, ધર્મ તજી પાખંડે વ્હેવું, ગરીબની ગાયોને વાળે, અગ્ની મૂકી અવાસ બાળે વીણ વાંકે શીશુ તન પરજાળે, નામું રાખી નામું ગાળે, ભ્રાતુ ભગિનીનો વિયોગ પાડે, રંક લુંટી ઘર બાહેર કહાડે, ઉંચમાં નીચને રાખે ભાડે, પવિત્રમાં ભળે પોતે પાપી, વીણ વાંકે સ્ત્રી તજે સંતાપી, વિપ્રદક્ષિણા નાખે કાપી, 'હા' કહીને બ્રાહ્મણને ન આપે, 'દે'ઓછું 'લે' વધતું માપે, શુદ્રદીક્ષા લે કુમંત્ર જાપે, પાપી પ્રબોધ કરણે ધરવો, સ્હમજણ હીણાને શીષ્ય કરવો, પાપ પ્રસાદને પેટમાં ભરવો, શુદ્ર વિપ્રને ચરણે નમાવે, વ્યાસ ગાદીએ બેસે ભાવે, બીજાને ઉપદેશ સુણાવે, અજાણ્યા દ્વિજ સંભળવા આવે, ખોટું સાચું કહીને મનાવે, સ્વકલ્પિત સુત્રો સ્હમજાવે, વર્ણાશ્રમ ધર્મો વીસરાવે. પાપ પંથે પરનારી સ્હડાવે, ખોટાં તિલકને છાપાં લગાવે, જનવશ કરતા હાવે ભાવે, બાહ્ય ભક્તિનો ડોળ બતાવે, તે શુદ્રો અતિ પાપી કહાવે, યમ નાંખે નરકમાં તાણી—કહુ પાપ—સ્હ૦ ૩

શુદ્ર શ્રુતીનાં વાકય ઉચ્ચારે, રામકૃષ્ણ માનત્રશાંધારે, વિપ્રદક્ષિણા આપ સ્વિકારે, જગપિતુ તે પાપો ન વિસારે, કાન કુભાવે કઈકના ભરવા, સત્ય રાહ પંથી સંહરવા, 'આસ્તિક' નાસ્તિક કહી દુઃખી કરવા, દંભ ધરીને ગાજવું ગર્વે પાપ કર્મ કરતાં શુભ પરવે, વ્યભિચારીણી કરે નિજ પરણી, કે શીખવે દલાલાં કરણી વિષય વારતા વદવી વરણી, બ્હેન માને આલિંગન દેવું, મદીરા પીવી પીવા કહેવું, ગૌ બ્રાહ્મણને લાતે મારે, દેવાળું કાઢે વેપારે, રજોવંતીને રંગે અડવું, વેશ્યા સંગે લઇ આથડવું, શુદ્રોપાસે શ્રુતિનું બબડવું, વિપ્રો મારવા શુદ્રને નમવું, ગાય પલાણી દેહે દમવું. વિપ્ર પુત્રને વેઠે લેવા, શીલતજી પરને સુખ દેવા, દોડે તે અધરમી એવા, બ્રાહ્મણ સ્ત્રીને કરવી દાસી, ભુવા ભરાડાની અનરાશી, લેવા બ્રાહ્મણ

અન્ન અભિલાશી, એકાદશી ન રહે અપવાસી, ઝેર દઇને વસ્તુ હરવી, જુઠી સાક્ષી જઇને ભરવી, આપ કુટુંબની કન્યા વરવી, સન્યાસીને પૈસા દેવા, ધરમાદાના ખુંચી લેવા, કરવી યતિ. શણગારની સેવા, ભાઇ ભુખ્યોને આપ ધરાતા, શ્વાનની પેઠે શ્વાસે ભરાતા, પુણ્ય માર્ગથી સરકી જાતા, જ્ઞાનીને જોઈ બનતા તાતા, અધમા ચરણે ઉતાવળા થાતા, પરની નારી પરથી બોલાવે, પાપીને પુત્રી પરણાવે, બેન બીજાને હાથે બંધાવે, કુડી કમાઇ ખાઇ ખવરાવે,—બની બેલ ફેરવતા ઘાણી—કહું પાપ—ર૯૦ ૪

કન્યા વેચી લેતા દામે, કે તેને ઘેર જમતા હાંમે, ઉંચ નીચના બને ગુલામે, પુજા યોગ્ય કે પૂજ્યને ધામે, કર વધારવા ધરવી હામે. લાકડી લેવી વિપ્રની સ્હામે, પાપ પરસતાં આનંદ પામે, મળે દ્રવ્ય નવ દેવું વાળે, ફારગતી પછી લેણું સંભાળે, ક્ષુદ્ર દાન લેવા કરવાળે, બ્રાહ્મણ થઇને દેવ ન પૂજે, વ્યસન વેશ્યા આરાધે અબુજે, શોચા શોચમાં સત્ય ન સુઝે, દેવતણા જુઠા લે સોગન, નાઠા પકડે ઘેનુ બ્રાહ્મણ, ખોટું મરણ લખે કોનું ખટપટે, જળમાં કોને ડુબાડે કપટે, વીરવિદ્યાએ વસ્તુ ઝપટે, આગીયા ચલવે અધરી અટપટે, ઉંચ પાણી પીયે નીચને લોટે, ઘાલે કટારી માતની કોટે, કન્યા તજાવે ઉત્સવ મ્હોટે, મળ મૂત્રો નાખે વારીમાં, પાપી તોપે રહી કેર કારીમાં, મા બાપ મૈથુન ગુપ્ત નિહાળે, જુદાં રાખે ન્હાના બાળે, શયન કરતા સંધ્યા કાળે, સંત જનોને દેતાં ગાળે, ચોર ધણીથી મળતા રહેવું, ભોજન ગમે તેનું લેવું, સ્હાંજે સ્ત્રી આલીંગન દેવું, બ્રહ્મદ્રોહી સંગી થઇ રહેવું, આત્મ હત્યાનું પાતક સ્હેવું, પાણીનાં ટાંકા વટલાવે, શીશુમળ ખાવા બાધા રખાવે, શાસ્ત્ર કહેણ તજી કરે મન ફાવે, એકનું સ્થાન બીજાથી પડાવે, અભડાયેલી નારી લે નાવે, ભૂતતણો મનવેમ ભરાવે, કરજ કરીને આપવા નાવે, પ્રભુ કથામાં નિંદા કરાવે, ગળે પડી દામર્થે દબાવે, માગનારને ‘નકાર’ સુણાવે, મૃત્યુ પછી પણ વૈર બતાવે,—ધિક્ક જન્મ કર્યો ધુળધાણી—કહું પાપ—ર૯૦ ૫

વાવ, કુવા, સર ધુળે પુરાવે, દેવ સુદ્ધાં મંદીર પડાવે, ગાડાં હાલી માર્ગ કપાવે, દેવદર અજા મહીષ મારવાં, દાન દેનારાને નિવારવાં, લઘુશંકા કરે સ્વીની સામે, સ્વસ્ત્રી ન આવવા દે ધામે, રૂતુવંતીથી કરતા કેલી, પરાણે લે પવિત્રોમાં મેલી ચોરી કરતાં બીકને મેલી, વ્યભીચાર શિક્ષા દે પહેલી, માત પીતા મુકે હડસેલી, મધ્ય સમુદ્રે વહાણને તોડે, પરનારી હરી જાતા કોડે, સ્વસ્ત્રીને વ્યભિચારે જોડે, અન્યવતી ‘ વર ’ બનીને દોડે, વિપ્ર ગુરૂનું મહાતમ મોડે, ધન માટે પર ઘરને ફોડે, અજાણ્યા અવળી વાટે હીંડાડે, વિપ્ર ભોજનમાં બ્હાનાં કહાડે, બાળક મારી ભૂમાં માડે, પરોણા સ્હામે દ્રષ્ટી કરડી, કથા કીરતન પંથ નાખે મરડી, પૂજ્યોપર કોપે દાંત કરડી, પરસ્ત્રી પાસે બેસે આશે, ધર્મ નાસે, નહિં શાસ્ત્ર સહવાસે, ભૂલો તપાસે સત્ય ન ભાસે, કપટે બને શ્રીકૃષ્ણના દાસે, પંક્તિમાં અંતર કરી ખાસે, નગ્ન ઘરી જનને દે ત્રાસે, માલ વિપ્રનો લઇને નાસે

ધર્મ કર્મ વીણ વાતો કરવી, ચર્મ મર્મની વૃત્તિ ધરવી, શર્મ ભર્મ મૂળથી પરહરવી પતિવ્રતા દ્રષ્ટાંતે ડરવી, પાપી બનાવવા યુક્તિ કરવી, કથા શ્રવણમાં જાતાં રોકે, પુણ્યવંતા 'પાપી' કહી ટોકે, કસાઇથી મિત્રાઈ ડોકે, અર્ભક ઔષધ આપી મારે, ગળ્યા વિના પયપાણી સ્વીકારે, જમે હલકી જાતિની હારે, રતિ ક્રીડા કરે દેવીની પારે, દયા દીલથી છેક વિસારે, ગાય વિના પશુ મુત્રને પાવું, ચોર જુગારી સંગી થાવું, મડદા નીચેથી નીકળી જાવું, પરમ હંસમુખ દેવી કુવરતુ, વાહન લે રહે રંક રગસતું, કુઈચ્છાએ આપવું સસ્તું, મડદા પાસે રજોવંતી આણે, પુત્ર પાળ બને કાળ કટાણે, સતી થવા જતી રોકે પરાણે, પરાયુ પાણી પીયે લઇ પાણે, પાક અભડાવે અસૂયા આણે, રોગી રોતો મુકે રાને, એ વિપદે હદ ભરાણી—કહુ પાપ૦—સ્હ૦ ૬

સર્વે લોકનાં વેરી થાવું, વિપ્ર મિત્રને ગરલ પાવું, કૃષ્ણનું કીર્તન કલ્પિત ગાવું જન પોષકને લુંટવા ન્હાવું, દક્ષ જનોને દોષી ઠરાવે, અંધને ઉલટી રાહે અથડાવે, વિપ્રની કન્યા અન્યે વરાવે, લેણદારને રોષે દબાવે, નીચને ઉંચ પદે પધરાવે, ખોટું ધુણે 'નામ' બીજું બોલે, છાનાં કોનાં છીદ્રો ખોલે, આપ વર્ણવે પાને પોલે, શાસ્ત્ર સ્હમજ વીણ વાંચી ડોલે, ખોટી શાખ ભરે ધન તોલે, પાત્રેદાન ન દે કરી ગોલે, લે પોતે બીજાને ન આપે, વીણ વાંકે કાન નાક કાપે, અજાણ્યાને મદીરાઓ પાવી, શુદ્રને ઘેર ત્રિપંડી ખાવી, પરનારીને હરી લઇ જાવી, નૃપપર દે તલવાર ચલાવી, વ્યાસ ગુરૂ અપમાને આવી, સહજ કોને શીર બહુ વિતાવી, મરતાં રાંકનું ખત ન ફાડે, સત્યવાદી બની હીંડે આડે, બ્હીતાને બ્હીવરાવી પાડે, જીવતા જંતુને આગ લગાડે, ધન માટે પૂજ્યોને પછાડે, કથા વખતે નાહક બરાડે, દાસ કંઠેથી કંઠી કહાડે, દ્વિજ થઈ લૂંટે ધોળે દહાડે, ચેટકે દ્રવ્યને રળવા ચ્હાવું, ગંગાજળ તજી ગંદે ન્હાવું, શીવ નિર્માલ્ય વિના ડર ખાવું, ભાગ કરી ઠગ સંગે જાવું, લોભી દામ હરી છુપાવું, પરધન પરસ્ત્રી માટે ધાવું, ઉરમાં પાપ ગુણોને ગાવું, બાહેર નિર્મળ સંત દેખાવું, ગુરૂ નારીના નેહી થાવું, તપાવી લોહ બ્રાહ્મણને તપાવું, પાખંડી પથસંગી થાવું, મૂકી વહની બળતાં ખુશી થાવું, ઇચ્છે ફલિત વૃક્ષને કપાવું, નરને નારી વેશ ધરાવવા, વાતે બીકણને બીવરાવવા, બ્રાહ્મણ ગૌશીર ઠરાવવું 'કર'નુ, ક્ષેત્ર વાટિકાને સરોવરનું, નાશ કરાવવું કરવું અવરનું, ઠરાવી વિધી નરમેધ કરાવે, અધમ કન્યાને શુચિ ઠરાવે, પશુ માંસ પ્રિતે ખવરાવે, અપર માત ભગિની સંગ ભાવે, ઉત્તમનાં અન્ન જળ અભડાવે, સુણી ભાગવત પુસ્તક ન અપાવે, બ્રહ્મ દ્રોહ શીવ નિંદા સુણાવે, બળવું મડદું ખાયે ખવરાવે, ગ્રહણ સમય નારીને ચ્હાવું, અભડાયેલીનું અડકયું ખાવું, પુસ્તકોને ચોરી જાવું, જીવતા નરને ભૂખે રીબાવું, બાળ બાળીને રાજી થાવું, દ્વીજ દેવ સોગન ભરી વાણી—કહુ પાપ૦—સ્હ૦ ૭

અભિમાનથી બોલવું આડું, હરીહરમાં અંતર દેખાડું, પાપ સર્વે પાપથી એ

જાડું, શુદ્ર જાતિને દેવી જનોઈ, સ્ત્રી સંગી 'વૈરાગી' હોઇ, ઐરી વેશ લે લજ્જા ખોઈ, શરણાંગતને બાંધી રાખે, ગારીલને શીર ગોળી નાખે, રાંધ્યું ધન વેચે અ-ભિલાખે, ગૌચર ખેડાવા દે શાખે, મારે કોને ગુન્હા પાખે, મરતાં બકરાંનો હિસાબ રાખે, ગાય માંસ હસ્તે લઈ ચાખે, મૂંઠ મૂઢ બીજાપર નાખે, માતપિતુ ગળુ કાપે કપાવે, મળ્યું બીજાનું પાપી પચાવે, વિપ્ર તજી વૈશ્યાને વંદાવે, જાળે જળ જંતુને ઝલાવે, વેરે વિપ્ર કે દ્વિજને રગડે, બેટી બાપ વ્યભિચારે બગડે, નપુસકને કન્યા દઈ ઝગડે, એકાદશી વ્રતમાં ભંગ પાડે, સુતકીનું અન્ન સૌને જમાડે, પાપ તાપ સંતાપ ન કહાડે, ગૌહત્યા કરે ધોળે દા'ડે, એ પાપે પ્રભુ નર્કમાં પાડે, યમદુતો જીવને રંજાડે, અર્ધે અર્થ સમજવો આખો, કામ ક્રોધ ને લોભ ન રાખો, જુઠું કદી કો પાસ ન ભાખો, અજીઠું કોનું અન્ન ન ચાખો, કુપાત્રને કર દાન ન આપો, આશામાં વૃત્તિ નવ સ્થાપો, સત્પાત્રને કદી ન સંતાપો, ગરીબ તણી ગરદન નવ કાપો, વિપ્ર વાકય જુઠાં નવ જાણો, સ્વમત્ત કલ્પી મમત ન તાણો, અપંગ અનાથપરે રહેમ આણો, ''અમૃત' વદે ઉર 'ઈશ' આણી, કહું પાપ૦-સહુ૦ ૮

## (સાખી)

વાંચી રાચી સાંભળી, ભળી રહે, પ્રભુ ભક્તિમાં પ્રેમે,
મોહ ન થાવા દે મોહન નિત, રાખે કુશળ ક્ષેમે—(તેને)
ત્વરિત તરે ત્રિભુવન પતિ તારે, ભક્ત બને જે અતૃષ્ણ,
'અમૃત' વદે સૌ વૈશ્નવ વદજો, "જય જય જય શ્રીકૃષ્ણ"

## (૨૧)

ગયાછે એ વાટ બાદશાહ ઠાઠમાઠ વાળા,
ઘાટ સહુનો એ ભૂલી, ભૂલી જાય રામને;
મ્હોટા દળ વાદળ શા પળમાં પડે છે કળે,
બળે નહિં વળે કે સુધારી લેશે ઠામને.
ચાલે નહિં બ્હાલે સંભાળે કે પામે સરવાળે,
ગાળે વેળા ટાળે ચાહી પંથના મુકામને;
'અમૃત' ઉપાય લ્હાય થાય ત્યારે ન કરાય;
સહમાય જો તજાય ધામ દામ ચામને.

શ્રી ત્રિગુણાત્મનેનમ:




( ગરબી. )[1]

પામી નરતન વ્યર્થ વિતાવે વિઠ્ઠલવર નવ ગાઇજી,
સાચા સંગી, અંતલગી એ, જુઠી બીજી સગાઇજી;
ધનને માટે ધાય નિરંતર, મરણ માથે નવ જાણેજી,
ખાય ન ખરચે થવા વધારે, મત મમતામાં તાણેજી.
પુત્ર પૌત્ર દૌહિત્ર કલત્ર, સર્વ સ્વાર્થી સ્નેહીજી,
આપો તેથી વધારે ઈચ્છે, દેણ લેણનાં દેહીજી;
ધામધરાની ધામધુમમાં, સ્થુળ જીવતર નવ કરવુંજી,
આંખ મીચાયે સઘળું મુકી, એકે જરૂર સંચરવુંજી.
માન, મોટાઈ પ્રબળ પ્રતિષ્ટા, પળમાં જાશે નાશીજી,
આવી પહોંચ્યા મજબુત યમદુત, કે રહેશું નયન તકાશીજી;
ગાડી ઘોડા કે વાડી વજીફા, વખત વાળી નવ દેશેજી,
આપણને પણ અંતે આવી, 'કહાડો' 'કહાડો' કહેશેજી.
સશક્ત કે હો અશક્ત અંગે, ઝીણો કે હો જાડોજી,
કાળદેવીના ભક્ષ્ય માટે તે, નક્કી ચ્હડશે પાડોજી;
ખુશી ખુશામત રમત ગમતને, ચાહી ભજનને ભૂલેજી,
મુક્તા રત્ન મૂકીને મૂરખ, ગુંજા ભૂષણ કબૂલેજી.
આજ કાલ કરતાં આ આયુષ્ય, ઓછું ઓછું થાઇજી,
કરવાનું કરતાં કાં શોચો ?, ભેળું લઈલો ભાતુંજી;
વિષયોને વળગી રહેતાં શું કહોને લાભ કમાણાજી,
એટલી મુદત શામળીયો સમરો, ગાઇને ગોવિંદ ગાણાંજી.
ખાસ ખોયેલું ખાંતે ખટકે, ખરાબી અંતે થાવીજી,
ભલા માત પિતાના પુત્રે, ભક્તિ જેને ભાવીજી;

---

1 'સાંભળજો સજ્જન'...ના જેવી.

નારાયણનું નામ લેતાં નથી હાણી થઈ કદી જાણીજી,
'અમૃત' અનંત અનાદી ઓળખવા વાણીએ વદુ વખાણીજી.

## ( સાખી. )

ગજ સુખના[1] ગુણ ગાઇ વાગીશાર[2] વંદુ વ્હાલ ધરીને,
'અમૃત' આજ આનંદે ઉચરૂં, કીર્તન કાવ્ય કરીને.



સારમાં સ્ત્રી અને પુરૂષ મળીને એક અંગ કહેવાય છે. અથવા ભવશકટ વહન કરનારાં બે ચક્રજેવાં, વ્યવહારને પરમાર્થમાં ધર્મ, અર્થ, કામ, ને મોક્ષ, ચતુર પુરૂષાર્થ પ્રાપ્ત કરવામાં અન્યો અન્ય સહાયકારી પણ છે. પુરૂષને તો બન્ને અંગમાંથી એક અંગ ઓછા સામર્થ્યવાળું કિંવા અશક્ત હોય તો અર્ધાંગની દશા અળખામણી થાય એ અજાણ્યું નથી.

## ( કલ્યાણ. )

સરસ[3] સતત્[4] સુખદા,[5] સલુણી,[6] સરસ સતત સુખદા;
અલ્પ અનાજે સંતોષી સ્વામી, પાત્ર થઈ પ્રમદા— સલુણી૦

**દ્રષ્ટાંત**—એક બ્રાહ્મણ શેર ડાંગર છેડે બાંધી બૈરી પરણવા નીકળયો. ગામે ગામ તપાસ કરતે કરતે એક સુંદર ગામમાં આવી ચડયો. ત્યાં એક વિધવા બ્રાહ્મણીની કન્યા ૧૧-૧૨ વર્ષની લગ્ન લાયક હતી. પેલા પરદેશીએ તેને ઘેરજ ઉતારો કર્યો. અને વાતચીત ઉપરથી સમજાવ્યું કે—" મારે લગ્ન કરવાની ઇચ્છા છે અને તેથીજ હું, કોઇ ઉત્તમ કન્યા સ્ત્રીરૂપે સ્વીકારવા નીકળયોછું." ગામમાં ખબર પડી, એટલે કન્યાનાં માતા પિતાઓ આ પરદેશી બ્રાહ્મણનેજ કન્યા આપવા સારા પલ્લાની આશાએ તેની પાસે આવવા લાગ્યાં. પલ્લું ગમે તેટલું માગે તો તે આપવા આ બ્રાહ્મણ સશક્ત હતો, પણ બ્રાહ્મણની માન્યતા એવી હતી કે જે સ્ત્રી મને આ શેર ડાંગરમાં પેટ ભરીને જમાડે તેનેજ હું મ્હારી જીંદગીની સહધર્મિણી કરૂં, કોઇ તે કબુલ કરી શકયું નહિં, પણ પેલી વિધવાની કન્યાએ તે વાત કબુલી. શેર ડાંગર લેઈ તરતજ ખાંડી. સારા ચોખા કાઢીલેઇ, ઝીણી કણકી, કુશકી, ને ફોતરાં એ ત્રણે લેઈ દુકાને વેચી આવી, તેના આવેલા પૈસામાંથી કાડી, મીઠું, ને થોડું ઘી, તથા થોડા આમલી કચુકા પણ લાવી. ભાત બફાઇ રહ્યો એટલે જરા છાણવાળો હાથ ફેરવી, ચૂલો પવિત્ર કરી, ગરમ પાણી મૂકી દીધું. બ્રાહ્મણ ન્હાવા બેઠો એટલે તે કન્યાએ કઢી વધારી

---

૧ ગણપતિ. ૨ સરસ્વતી. ૩ સારી. ૪ હમેશાં. ૫ સુખદેનારી. ૬ સુંદરી.

નાખી. બ્રાહ્મણે સંધ્યા વંદનાદિ ચાર છાંટા નાખી લીધા, એટલે કન્યાએ ભાતને કઢી, બ્રાહ્મણને પીરસ્યાં. પુરૂષને જમવા કરતાં જોવાનીજ વધારે ઇચ્છા હતી. એટલે થોડું ખાઈ ઉઠી ગયો. વધેલું કન્યાએ ખાધું અંતે તે કન્યાને પરણી, વ્યવહારમાં વિજયી બની, પરમપદાધિ કારી થયાં. થયાં.

પુત્ર પાવકે પડતાં પેખે, ચંદન પંકતદા— સહુણી૦ ૨

**દ્રષ્ટાંત**—સતીના ખોળામાં સૂતેલા પતિ નિદ્રાવશ હતા, અને બારણા આગળ અગ્નિનો કુંડ પ્રજ્વલિત હતો. એક વર્ષનું વય પણ પુરૂ નહિં થએલો બાળક પારણામાંથી ઉતરી રમતો રમતો અગ્નિ કુંડમાં પડી ગયો. સ્ત્રી જોતી હતી, પણ પતિ પરાયણા પુત્રને બચાવવા જાયતો પતિ જાગી જાય. એ ભયે ઉઠી નહિં. પ્રભુએ પતિવ્રતાને મદદ કરી, એટલે સળગતો અગ્નિ શીતળ ચંદનના કાદવ જેવો થઈ ગયો. ત્રીજું—

ચ્યવન ચક્ષુ કરી ભંગ સુકન્યા, કરતી સેવ સદા— સહુણી૦ ૩

**દ્રષ્ટાંત**—સમાધિ દશામાં વર્ષો થયાં બેઠેલા ચ્યવનરૂષિના શરીર પર ધુળ ચડી, રાફડો બંધાયો હતો. **શર્યાતિ** રાજાની કન્યા વનક્રીડા કરતાં કરતાં ફરતી ફરતી ત્યાં આવી. ચક્ષુપરનાં છિદ્રોમાં શુળો ભોંકી બન્ને આંખો નાશ કરી, અંતે પોતાના થએલ ગુન્હા બદલ તે હીન ચક્ષુને પોતાના બનાવી. સદૈવ સેવા કરવા લાગી. પરિણામે પોતાના સતીત્વથી તેમનાં ગયેલા ચક્ષુ અને યુવાની પુનઃ પ્રાપ્ત કરાવી, ભવ બંધન કાપ્યાં.

ભિક્ષુક ભિક્ષા કરતાં ભૂપતિ, અબળા ઓળખી એકદા[1]— સહુણી૦ ૪

**દ્રષ્ટાંત**--પોતાના ગામમાં વસતી સ્વરૂપા અને પતિવ્રતા સ્ત્રીને નિહાળવા રાજા સન્યાસીનો વેષ લઇ ભોજન વખતે તેને ઘેર ભીક્ષા કરવા ગયા. જમવા બેઠેલા સન્યાસીને જમાડવા માટે સતી કેરીનો રસ કહાડવા લાગી. પણ પરગામ ગએલા પતિની પત્નિને ત્યાં ખોટો વેશ ધરી આવેલા રાજાના પાપે કેરીમાંથી રસનું બિંદુ સરખુંય પડયું નહિ. પવિત્ર પતિવ્રતા ભિક્ષુક, વેષધારી છે એમ ઓળખી ગઈ, અને રાજા ચરણમાં પડી માફી માગીને ગયો.

'અમૃત' એવાં અત્રી પત્નિના, ગાઉં હું ગુણ સર્વદા— સહુણી૦ ૫

કૈલાસમાં શ્રી શંકર ભગવાન સદૈવ સમાધિસ્થ રહેતા, પાસે વસતાં હિમાલયનાં પુત્રિ પાર્વતિ, પણ પતિ ચરણ સ્વહૃદયે ધારણ કરી ધ્યાનસ્થ રહેતાં એક વખત શંકર સમાધિ કરી રહ્યા, અને પાર્વતી ધ્યાનમાં બેસતાં હતાં ત્યાં વિષ્નુની અલૌકિક માયાએ આવી, તેમની એકાગ્રતામાં ભંગ પાડયો.

[1] એક દીવસ.

પાર્વતી હદ વગરની મહેનત પ્રાણ રૂંધવા અર્થે કરી રહ્યાં પણ નતો મનો નિગ્રહ કરી શકયાં કે ન ઇંદ્રિયોને દમી શકયાં, ન સુષમણ માર્ગ વાયુનો ખુલ્યો, કે ન પ્રાણ અપાનનો સંધિ થયો. ન બંકનાળ ખુલી, કે નષડચક્રો ભેદાયાં, અંતે નિરાશ થઇ ઉઠયાં, અને અહીં તહીં ફરતાં બોલવા લાગ્યાં.

( સોરઠ. )[1]

રે? આજ શું અચરજ દીસે,? મુજ મનને ચેન પડે નહિ.
ચગડોળે મુજ ચિત્ત કાં ચડયું?, શોધું હું હેતુ[2] જડે નહિ—રે આજ.
નિર્ઝર[3] શબ્દેને રવ[4]વિહંગે, હિમખંડો[5]માં ફરતાં સ્વઅંગે,
એ અવિનાશી[6] આજ શીતળતા, કાં મુજને અડે[7] નહિં—રે આજ.
સૂર્ય અંધારે ઢંકાયે, વહની[8] થીશું વારી[9] માં પેંસાયે.
સર્વ વિહીત તેમ શીવવામા[10] ને પાપ પ્રપંચ નડે નહિં—રે આજ.

પાર્વતિનું વિહ્વળ થએલું મન કૈલાસ પર્વતના રમણીય અને શીતળ સુભગ[11] સુખાવહ સ્થળમાં શાન્તિ પ્રાપ્ત કરવા અશકત નીવડયું. મુંઝાયલી મતિ ઠેકાણે લાવવા કંઇક રમત ગમતમાં પડવા દેવીનું દીલ દોડયું. ત્યાં પોતાની દાસીઓ સિવાય ઇતર[12] નારીઓનો અભાવ હતો. અને રમવું એ સરખે સરખાં વગર આનંદદાયક થતું નથી. કારણ કે તાબાનાં માણસોને પોતાની સાથે રમવાની છુટ આપવી. એ પોતાનું માન પોતાના હાથે ગુમાવવા જેવું છે. એમ મેના પુત્રિ[13] સ્પષ્ટ સમજતાં સરખી સાહેલીને શોધતાં શોધતાં વિષ્ણુ પ્રિયા લક્ષ્મિ યાદ આવ્યાં. પોતાનું વીમાન તૈયાર કરવા અનુચરોને આજ્ઞા આપી. પણ તરતજ વિચાર આવ્યો કે "વગર બોલાવ્યે બીજાને ઘેર જનાર સ્ત્રી મૂર્ખ કહેવાય છે. હું પૂર્વાવતારમાં દક્ષ પ્રજાપ્રતિની પુત્રિ ઉમિયા નામની હતી. મ્હારા પતિનો યજ્ઞભાગ બંધ કરવા, હૃદયમાં રીસાયેલ મ્હારા પિતાએ યજ્ઞારંભ કર્યો. સર્વ દેવો સ્વવાહનારૂઢ[14] સ્વભાગ સંપાદન[15] કરવા કૈલાસમાંથી જતા જોઇ મ્હારી ઇચ્છા પણ પિતાને ઘેર જવાની થઇ. મ્હારાપતિ મહારૂદ્રે 'વગર બોલાવ્યું. કોઇને ઘેર ન જવાય'! એમ કહ્યું છતાં મેં માન્યું નહિં. અને ગઇ તો અપમાનિતા થઇ, પિતૃગૃહે પણ અગ્નિમાં બળી મરવું પડયું. કિન્તુ ત્યારે તો હું હઠાગ્રહથી[16] ગઇ હતી. અને આજે તો મનોનિગ્રહ ન થવાથી કંટા-

1 'ડુબયો આજ તાપ'... ના જેવો. 2 કારણ. 3 ઝરણું. 4 અવાજ. 5 બરફના કકડા. 6 શંકર. 7 અડકે. 8 અગ્નિ. 9 પાણીમાં. 10 પાર્વતી. 11 અનેક. 12 બીજી. 13 પાર્વતી. 14 પોતાના વાહનોપર બેસી. 15 મેળવવા. 16 પરાણે.

બીને ગમ્મત અર્થે જાઉંછું એમાં કાંઇ દોષ મ્હને તો દેખાતો નથી. તે પિતાનું ઘર હતું ને આજે તો સખીને ઘેર જાઉંછું." તત્કાળ શંકર ચરણુંમાં નમન કરી. પોતાના વિમાનમાં બેસી, શીઘ્ર ગતિથી વૈકુંઠમાં પહોંચાં. લક્ષ્મીએ

( દોહરો. )

'આવો' કહી આદર દઇ, કીધો શુભ સત્કાર,
જેમ નિશારી[1] નીરખીને, વિકસે પદમ[2] કાસાર.[3]

**લક્ષ્મી**–"બ્હેન! પાર્વતિ, ખુશીમાં તો છો? આજે મહદ કૃપા દરશાવી મ્હારૂં ભુવન પવિત્ર કર્યું. કાંઇ ફરમાશ[4] છે?"

**પાર્વતિ**–"બ્હેન? તમે જાણોછો કે હું હંમેશાં પતિ ધ્યાનમાં આરક્ત[5] રહુંછું. આજે બન્યું કાંઈ જીવનેજ બેચેની થઇ ગઈ, તેથી તમારી પાસે કંઇ રમત ગમત નિમિત્તે આવીછું."

**લક્ષ્મી**–"ઘણુંજ સારૂં, તમે આવા અવકાશના પ્રસંગે મ્હને યાદ કરો છો–અરે તમારા પતિપરાયણ હૃદયમાં મ્હારા જેવી એક રાંક બ્હેન માટે જગ્યા છે. એ શું મ્હારે માટે થોડી આનંદની વાર્તા છે? વારૂ બ્હેન! આપણે બન્ને અહીં સાથે મળી, કંઇ પણ રમત ગમતનો આસ્વાદ લેઇએ તો એકલપેટાં ન ગણાઇએ? માટે તમે સંમ્મત[6] થાઓ તો મ્હારો મત બ્રહ્મલોકમાં જઇ સાવિત્રી બ્હેનને મળવાનો છે." પાર્વતિ વધારે ખુશી થયાં. અને લક્ષ્મીએ પોતાનું વિમાન તૈયાર કર્યું. બંન્ને બ્હેનોએ એકજ વિમાનમાં બેઠક લીધી. કમળપત્ર પરથી જળનું બિંદુ સરી જાય કે વર્ષાઋતુમાં થતો વિદ્યુતનો ચમકારો શીઘ્રગતિ સાંધે તેમ સડસડાટ કરતું તે યાન[7] સાવિત્રી સદન[8] સમિપે આવી સ્થિર થયું. સેવિકાગણથી[9] સમાચાર મળતાં સરસ્વતિનીમાતા સત્વર સામે આવ્યાં ને બંન્ને બ્હેનોને અતિમાન સાથે યાનમાંથી ઉતારી કરેકરધારી[10] આનંદોત્સાહે આદર કર્યો.

( ખમાચ. )

'આવો' 'આવો' 'આવો' કહેતાં ગયાં શ્વશાની[11]પાસ,
હશી ખુશી ધારી વદે, આજ અતિ ઉલ્લાસ— આવો. ૧
ધન્ય દીવસ ધન્ય ભુવન આ મ્હારૂં, આગમન થયું શુભ બ્હેનો તમારૂં,
વિપત્તિ વિદારૂં વારૂં વારૂં, કહો તે ખાસ— આવો. ૨

---

૧ સૂર્ય. ૨ કમળ. ૩ તળાવ. ૪ હુકમ. ૫ પ્રીતિવાળી. ૬ અનુકુળ. ૭ વિમાન. ૮ બ્રહ્મલોક. ૯ દાસીઓ. ૧૦ હાથેહાથ મેળવી. ૧૧. બ્હેન.

માનું છું કે ભુલાં પડયાં, આજે અહીં આવી ચડયાં,
મળયાં હેમને[1] સુગંધ, પવિત્રતાને પ્રકાશ— આવો. ૩

**સાવિત્રી**—"રમા[2] બ્હેન! આજે આપ બન્નેને અવકાશ એ શું આશ્ચર્ય!"

**લક્ષ્મી**—"ભગિની, હું તો વૈકુંઠમાં પતિ સેવામાં તલ્લીન હતી. ત્યાં ઓચિંતાં પાર્વતિ બ્હેન આવ્યાં. અને એમને આજે કાંઇ ચેન નહિં પડવાથી ધ્યાન ધારણામાં વિરોધ આવ્યો તેથી 'ગમ્મત અર્થે આવી છું' એમ મ્હને કહ્યું—એટલે હું તેમને લઇને અહીંઆં આવું છું." સાવિત્રી સહજ મર્મમાં બોલ્યાં,—"લક્ષ્મી બ્હેન! પાર્વતી ગમ્મત કરવા નીકળ્યાં એ કાંઇ નવાઇની વાર્તા નથી. જાતે નવરૂં માણુસ બીજાને પણ નવરાં સ્હમજે. કહો પાર્વતિને શું કામ? શંકરને રહેવાને મકાન પણ નહિં. કે જેને રંગવું, લીંપવું, ધોળવું, કે વાળવું ઝાડવું પડે. પહેરવા વસ્ત્ર પણ નહિં કે જેને ધોવાં, સુકવવાં, રાખવાં, સંકેલવાં, સાફ કરવાં, ગડીવાળી પેટીમાં મુકવાં વગેરે કાંઇ કરવું પડે, ન તેઓ ભોજન કરે છે કે દાણા લાવવા, વીણવા, દળવા ખાંડવા, સાફ કરવા, વગેરે કરવું પડે વળી એમને ત્યાં કાંઇ દુઝણું પણ નહિં કે દોહવું, વલોવવું, આખરવું, તાવવું, ઉતારવું વગેરે કાંઈ કરવું પડે!" પાર્વતીને સાવિત્રીનાં વાકયોથી ગુસ્સો આવ્યો, તેથી એકદમ વાત કરતાં સાવિત્રીને કહેવા લાગ્યાં—

( સાખી. )

ઘર કાર્યો દાસ દાસી કરતાં, શી ઉત્તમતા તમારી;
જોઈ છે કયાં પતિ સેવામાં, ? મુજ સમ રત[3] રહેનારી.

સાવિત્રી, ઘરનાં કામ કરવાં એ દાસીનો અવતાર ભોગવવા જેવું હું પસંદ કરતી નથી. સ્ત્રીઓનું કર્મ અને ધર્મ કેવળ પતિ સેવનજ છે. ખરૂં કહો, પતિવ્રત પાળવામાં તમે બંન્ને તો શું પણ ચૌદ બ્રહ્માંડમાં પણ કોઇ મ્હારી બરાબરી કરી શકે તેમ છે?"

**લક્ષ્મી**—"હું આવી સંગિની થઈ તમ, શીદને સાથે ગણો છો?
આત્મશ્લાઘા[4] કરતાં મ્હોટાં સહેજે ન્હાનાં બનો છો?

બ્હેન વધારે બોલવું અનુપયોગી[5] છે. જો નિષ્પક્ષપાતપણે કહું તો હું મ્હારા પતિ વિષ્નુ ભગવાનની જે સેવા કરૂં છું તેની પાસે તો તમે બંન્ને તણુખલાં જેવાંય નહિ."

---

૧. સોનું. ૨. લક્ષ્મી. ૩. પ્રિતીવાળી. ૪. પોતાનાં વખાણ. ૫. નકામું.

**સાવિત્રી**—" બંન્ને સાથે આવીને ઠીક એક બીજાને જજમેન્ટ[1] આપવા મંડી છો. જરા મ્હારૂં તો સાંભળો। આ મ્હારા પતિ બ્રહ્માનું હું સેવન કરૂં છું તેની પાસે તમે બંન્ને સોમા હિસ્સામાં પણ નહિં. કહો. શું કહો છો ?"

આજે શ્રી વિષ્ણુ પરમાત્માનો વિચાર સતી સ્ત્રીઓની ઉન્નતિ[2] અવનીમાં દેખાડવાનો થવાથી પ્રથમ પોતાની માયાથી પાર્વતિનું મન ભ્રમિત કર્યું હતું. અને આ ત્રણે એકત્ર થએલીઓમાં વીખવાદ ઉપજાવવાને પણ તે પ્રભુની ઇચ્છા હતી, વળી ત્રણે ગમતને બદલે મમતમાંજ ચડી ગએલી સ્વઅભિમાન વશ પણ શાંત થઈ બેઠેલી હતી ત્યાં નારદજીને મોકલ્યા. આવતાંજ દેવઋષિએ પોતાનું પરાક્રમ પ્રગટાવ્યું. હાથમાંની વીણાને કીડતાલ ભૂમિપર પટકી, ગળગળે સાદે આંખમાં પાણી ભરી બોલવા માંડયું—

( પહાડી. )[3]

બળું છું, હા બળું છું, કરે કોણ સહાયને ?
સ્હેવાય ના કહેવાય જાણું ના ઉપાયને— બળું છું. ૧

વાત્સલ્ય ભાવવાળાં ત્રણે મહાદેવીઓ નારદની દશા નિહાળી, પોતાની વૈર વૃત્તિને વીસરી ગયાં, અને ઉઠી સારવાર કરતાં પ્રશ્નોપર પ્રશ્નો પૂછવા લાગ્યાં. જવાબમાં નારદે કહ્યું—

અનુભવ્યું કદી ન અવનીએ આ અવનવું,
વિચારતાં વધુ કરે છે દગ્ધ કાયને— બળું છું. ૨

ત્રણે વારે વારે પૂછી રહ્યાં કે—" શું છે ? શું થયું છે ?"

**નારદ**— માતનું અપમાન પુત્ર નવ કદી સહે,
દબાવે છે શૃગાળ આજે વનરાયને— બળું છું. ૩

**દેવીઓ**—" એટલે ?"

**નારદ**— કંગાલ કાલ કવલ[4] કામિનીએ ભૂપરે,
ગુમાન ધારે કોણ હોલત્રે એ લાલને ?— બળું છું. ૩

**સાવિત્રી**—" નારદ ! તું યોગી, પુત્ર, કલત્રરહિત છતાં ત્હારી આવી દશા કોનાથી ?"

**નારદ**—" માજી, મ્હને મ્હારો ખેદ નથી. હું તો તમારા ખેદે બળું છું."

**લક્ષ્મી**—" અમારો ખેદ તને શાનો ભાઇ ?"

**પાર્વતિ**—" અમારૂં કયું ખેદનિય કર્મ છે ? નાલાયક નારદ !"

---

૧. ન્યાય. ૨. શ્રેષ્ઠતા. ૩. ' હું મસ્તાન પ્રેમની '...ના જેવો. ૪. કોળીયો.

**નારદ**—" માજી ક્ષમા કરો. આપનું કર્મ ખેદ કરાવનારૂં હું કહેતો નથી. પણ આજે હું મૃત્યુ લોકમાંથી આવતો હતો ત્યારે એક ઋષિના આશ્રમ પાસે ઉભેલી સ્વરૂપા સ્ત્રી મેં જોઇ, સર્વાંગ નિહાળી જોતાં તે બાઇના ડાબા પગમાં મેં ત્રણ ઘાસનાં વણેલાં પૂતળાં બાંધેલાં જોયાં. મેં તેને એ બાંધવાનું કારણ પૂછ્યું. ત્યારે તે બેપરવા બાઇ બોલી કે—" મ્હારા પતિની ભક્તિ કરવામાં હું એવી કટિબદ્ધ[1] રહું છું કે બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવ એ ત્રણે દેવોની સ્ત્રીઓ પાર્વતિ, રમાને સાવિત્રીનાં, પુતળાં કરી હું મ્હારે ડાબે પગે બાંધું છું."

**લક્ષ્મી**—" નારદ! અમારાં પુતળાં પગે બાંધવાથી તેના પતિવ્રતની શી મહત્તા જણાય છે?"

**નારદ**—" મહત્તા કંઇ નહિં. પણ એને પોતાના પતિવ્રતનું ગુમાન છે. તેથી તે માને છે કે ચતુર્દશ ભુવનમાં પાર્વતિ, રમા ને સાવિત્રી સદશ બીજી કોઈ પ્રતિવ્રતા નથી. પણ તેમને તો હું મ્હારે ડાબે પગે બાંધી રાખું છું. એટલે એમના કરતાં પણ મ્હારૂં પતિવ્રત શ્રેષ્ઠ છે."

ત્રણે જગવંદનીય દેવીઓ નારદની વાત સાંભળી ખિન્ન થઇ. 'શત્રુનો શત્રુ સહેજ મિત્ર,' એ કહેવતે અંદર અંદરનું પોતાનું વૈર વીસરી ગઇ. તરતજ એ નવી ઉત્પન્ન થએલી વૈરિણીને હલકી પાડી, પોતાનું ગુમાવેલું શ્રેષ્ઠપદ, પાછું મેળવી સુરક્ષિત રાખવા, નારદને ઉપાય પૂછવા લાગ્યાં.

**નારદ**—" માજી, આપ જેને હલકી પાડી, મ્હોટાં બનવાની ઇચ્છા રાખોછો તે સ્ત્રી સાધારણ નથી. સ્વાયંભુ મનુની પુત્રિ દેવહુતિની તે કન્યા છે. બ્રહ્માના માનસ પુત્રો પૈકી, છાયામાંથી ઉત્પન્ન થએલા કર્દમ ઋષિ તેના પિતા છે. વિષ્ણુના ૨૪ અવતાર પૈકીના એક અવતાર કપિલ દેવની એ ભગિની છે. અને વિખ્યાત ઋષિ મંડળમાં પ્રખ્યાત, જીતેંદ્રિય અત્રિ ઋષિની તે અર્ધાંગના અનસૂયા નામે છે. અહોરાત્ર અરણ્યમાં વસે છે. ખાનપાન અને સુંદર પોશાકથી ઉદાસ છે. ધામધરા કે ધન વૈભવનો સન્યાસ છે. પણ એક નિયમ ખાસ છે કે કોઇ આવેલા અતિથિ તેમના પાસથી નિરાશ થઇ, પાછા વળ્યા નથી. આપના પ્રતિ તેણે જે અમર્યાદા ચાલ ચલાવી છે તેનો બદલો આ આપના પતિને એમના અતિથિ[2] બનાવી, લઇશકો. તે સિવાય અવર ઇલાજ મ્હારા મતને અનુસરતો નથી."

---

૧. દઢતાવાળી. ૨ ભિક્ષુક, સન્યાસી.

**લક્ષ્મી**—"અતિથિ બની, તેના દ્વારે યાચના કરવા જવાથી શીરીતે અમારૂં વેર વળે ભલા ?"

**નારદ**—"માજી, તેઓ ત્રણે સન્યાસી વેષે અત્રિ આશ્રમે જઈ, 'ભીક્ષા અપો' કહી, ઉભારહે અને અનસુયા કંઇ આપવા આવે ત્યારે નવસ્ત્રાં ભિક્ષા આપવાનું કહે. બસ એટલે સર્વ થયું. પતિવ્રતા સ્ત્રી સ્વપતિ વગર અન્યને પોતાનું શરીર નગ્ન બતાવે તો જરૂર કુલટા બને. અને જ્યારે તેની તે દશા થઇ, ત્યારે તમારી શ્રેષ્ઠતા જોઈને તેવી બની રહેવાની, તમારૂં કાંઈ ગયુંએ નથી, તેમ આવવાનુંએ નથી. પરંતુ એ ગુમાન ઘેલી બનેલી અનુસુયા પોતાના પ્રપંચેજ પરાજય પામશે." દેવીઓ આ વાણીથી ખુશી થઈ. અને નારદને આભાર સાથે ધન્યવાદ આપવા લાગી. નારદ પણ દરેક જગ્યાએ પોતાના પગના પ્રતાપે કલહ કરાવતો. તે આ ત્રણ ઘરથી દૂર રહ્યો હતો. તેને આજે શેષ રહેલાં ગૃહોમાં સ્વસત્તા પ્રવર્તાવવા[1] વખત મળ્યો, એ અત્યંત આનંદનીય હતું. નારદ ગયા. ત્રણે દેવીઓ પોતપોતાના પતિને મોકલવાને ભારે સોગન લઇ જુદી પડી. પાર્વતિ કૈલાસ ગયાં, ને શ્રી લક્ષ્મી વૈકુંઠમાં પધાર્યાં. બાદ લક્ષ્મી, પાર્વતીને બ્રહ્મલોકમાં આવેલાં જાણી તેમનાં દર્શન લેવા બ્રહ્મા ઉતાવળા આવ્યા અને જોયું તો સતી સાવિત્રી એકલાંજ ત્યાં ઉભાં હતાં.

**બ્રહ્મા**—"દેવી, સત્વ, તમોગુણની સહધર્મચારિણીઓ[2] આવી હતીને ?" સાવિત્રીએ કાંઇ પ્રત્યુત્તર ના આપ્યો. અશ્વાવલોકન[3] સમ ગરદન જરા વક્ર[4] કરી, ભ્રકુટીને ઉર્ધ્વ[5] ચડાવી, અર્ધ ઉઘાડાં નયનોની ટેડી[6] નજરથી સાવિત્રી બ્રહ્મા તરફ જોઇ રહ્યાં હતાં. સાવિત્રી રીસાયાં છે એમ સમજી માનિની[7] મનાવતા પદ્મભૂ[8] બોલ્યા—

(આશા.)

આમરીસાવો, ન કાંઈ જણાવો, ભેદ ધારી મન ખેદ બતાવો— આમ. ૧
પ્રેમ પરસ્પર હોય ન આવો, રહમજુ થઈને શાણી શીદ શરમાવો ?
બોલો પ્રેમે આવો— આમ. ૨
તવ વિધુ વદને,[9] ચકોર શાં નયને, ભાળી રહું મમ સુખ અયને,[10]
દુખો ન દબાવો— આમ. ૩
સુભગ સમય આ; ભૂલી વિતાવો, કારણ છેકે નવું ઉપજાવો ?
સ્પષ્ટ સમજાવો— આમ. ૪

---

૧ ચલાવવા. ૨ સ્ત્રી. ૩ ઘોડાનું ગુમાનીવાળું જોવું. ૪ વાંકી. ૫ ઉંચી. ૬ આડી. ૭. રીસાયેલી સ્ત્રી. ૮. બ્રહ્મા. ૯. ચંદ્રમુખ. ૧૦. સ્થાન.

પ્રેમવારી નવ ખેંચી વઢાવો, સફરી[1] સલુણી નવ સપડાવો;
બોલો બોલાવો— આમ. ૫

શાન્ત થઇ સાવિત્રીએ સ્વસ્વામિ સમક્ષ, સતી શત્રુતાની સવિસ્તર હકીકત સંભળાવી, ભિક્ષા માગવા જવાનું માગી લીધું ને કમળોદ્દ્ભવ કબુલ થયા.

વિશ્નુ લોકમાં આવતાં લક્ષ્મીને શ્રીવિશ્નુ ભગવાને પૂછ્યું—"દેવી, ક્યાં સીધાવ્યાં હતાં? ક્યાંથી પધારો છો?"

**લક્ષ્મી**—" (કલ્યાણ.)[2]

રહો દૂર કરી પૂર છે કસૂર તમે, બનીને ક્રુર તમે, થયા નિઠુર તમે— રહો. ૧
માન[3] માનવિના[4] માનવીને[5] આપો તમે;
દાનદાની[6] શું નાદાન કરે સ્થાપો તમે,
સદા સુખ આપો તમે, કંટકને કાપો તમે—જા—ઓ. જા—ઓ— રહો. ૨
રાખે નારી પ્યારનો નહિં વિચાર તમે,
નિરાધાર અમ આશ્રયના[7] આધાર તમે.
બતાવો પ્યાર તમે, રે બેદરકાર તમે—જા—ઓ—જા—ઓ— રહો. ૩

**વિષ્ણુ**—"આટલી બધી મ્હોટી મ્હારી કસુર? દેવી સંદેહ દૂર થવા નિર્ધાસ્ત[8] જણાવો."

**લક્ષ્મી**—"પ્રથમ ભૂલતો એ કે તમને બ્રહ્માની પેઠે ઉત્પત્તિ કરવાનું કે શંકરની પેઠે લય કરવાનું કામ આવડતું નહોતું? કે આ જગતને પાલન કરવાનું નિંદીત કામ લઇ બેઠા? વારૂ તે પણ ઠીક! આપે ગ્રહ્યું તેને અમે ચહ્યું. પણ જગતને પોષણ આપી, વિશ્વંભર નામ પ્રાપ્ત કરવાના જોરમાંને તોરમાં દોડયા જતાં ભારે ભીષણ[9] ભૂલો થઇ જતીનું ભાન તમને રહેતું નથી."

**વિષ્ણુ**—"દેવી, દોડનારની દ્રષ્ટિ પગ નીચે આવી જતી પ્રત્યેક વસ્તુપર ન રહે, પણતમે ભાળનારતો ભાળીશકો છોને? કહો હું કઇ ભૂલનો ભોગ થયો છું?"

**લક્ષ્મી**—"પેલી અત્રિની અભાગણી અનસૂયાને પાળો છો તે. એ પાપણીને કાં ભૂખી ભૂખી મારી નાખતા નથી?"

**વિષ્ણુ**—"એ મરવાથી કાંઇ તમારૂં વેર વળે તેમ છે?"

**લક્ષ્મી**—"હાસ્તો,"

**વિષ્ણુ**—"કારણ?"

**લક્ષ્મી**—"એ પિશાચણીએ પતિવ્રતના ગુમાનથી અમારાં ત્રણે મહાદેવીઓનાં નામ ધારી પુતળાં પગે બાંધ્યાં છે. પોતે પોતાને મેરૂ પર્વત જેવી

---

૧. માછલું. ૨. "યૌવન ખીલ્યું" ના જેવો. ૩. મ્હોટાઇ. ૪. નમાનતા. ૫. મનુષ્યને. ૬. દાતાર. ૭. આધાર લેનાર. ૮. ભયવગર. ૯. ભયંકર.

માને છે, અને અમને ત્રણખલા કરતાં પણ હલકાં ગણે છે."
વિષ્ણુ—"અજબ સરખી ગજબ જેવી વાત! તમારાં પુતળાંજ થાય નહિંતો પછી પગે બંધાયજ કેમ? કિન્તુ રમા, તમે એ કયારે જોયું!"
લક્ષ્મી—અમે જોયું નથી પણ જાણ્યું છે."
વિષ્ણુ—કોનાથી?"
લક્ષ્મી—'અમારા વ્હાલા બાળકથી, પ્યારા પુત્રથી, સુજ્ઞ સુતથી, અમારે દુઃખે દુઃખી થનાર દાનાથી, સ્નેહ દરશાવનાર સુહૃદથી, અને પ્રેમ પ્રવીણ પવિત્ર પરોપકારીથી. સદ્ગુણી સ્નેહ શીલથી, ન વીસરાય એવા વ્હાલ ધારી વ્હાલાથી.''
વિષ્ણુ—"હાં, હાં, પણ આટલાં બધાં વિશેષણો લગાડોછો તે કોણ? તેનું નામ કાં કેમ કહેતાં નથી?"
લક્ષ્મી—"શું આપ ન ઓળખી શકયા? એ અમારો વ્હાલો પુત્ર બિચારો ભોળો ભલો, સીધો, સાદો, ડાહ્યો, ડમરો, રહેમી, પ્રેમી,..."
વિષ્ણુ—"અરે પણ સત્વર કહો કે એ કોણ?"
લક્ષ્મી—"પ્રભુ, અમને ખબર આપનાર એ વત્સ નારદ!"
વિષ્ણુ—"વાહ, વાહ, ઠીક શોધી કાઢયો—એ આપણા ઘરમાં પણ ભલો ફાવ્યો. એનાપર વિશ્વાસ મુકનાર અનેકને એણે આક્રંદ કરાવ્યાં છે. તે જાળમાં તમે પણ સપડાયાં શું?
લક્ષ્મી—"આપ, એમ કરીને વાત ઉરાડી નાહો તેનું નામ નારદ, તેનું બોલવું પણ ના—રદ. આપે અનસુયાનો મદ ઉતારવા, સન્યાસી શૅાંગ[1] ધારણ કરી, તેના આશ્રમે ભીક્ષા માગવા જવું. અને તે નગ્ન થઇ ભીક્ષા આપે તોજ લેવી. બસ આટલું અમારા માનખાતર કરોએટલે એના અભિમાનનો અંત આવશે ને તે અમોને છેડવાનું પરિણામ પામશે." વિશ્નુ, વામા વચનાનુંસારવર્તન કરવા કબુલ થયા.

કૈલાસમાં શંકર પાસે પાર્વતિથી આવું કાંઈ કરાય તેમ નહોતું.તમો ગુણી પતિની સ્ત્રી,રીસાવું કે છાડા, છણકા કાંઇ કરી શકતી નથી. કારણ ક્રોધી પતિપાસે ચૌદમા રત્નની તૈયારીજ રહે છે. એટલે તે ઘર, કલેશની ખામી વાળું રહે છે. કિંન્તુ ક્રોધી સરદાર ઉદાર પણ જોઇએ. દંડ કરે તે ઇનામ પણ આપે. મહારૂદ્રે તે પ્રમાણે પાર્વતીને વર પ્રદાન આપી, અનસુયાશ્રમે સન્યાસી વેશે જવા કૈલાસ ત્યાગ કર્યો, ત્રણે દેવ ભૂતળ[2] ઉપર ભેળા થઇ અત્યાશ્ર-

૧. વેષ. ૨. પૃથ્વી.

માભિમુખ[1] શીઘ્રગતીથી ચાલ્યા—મધ્યાન્હના તપતા તાપે એક ન્હાના ગામડાની પાસે એક વિશાળ વૃક્ષના સુંદર શીળામાં[2] ત્રીમૂર્તિ[3] સન્યાસી વેષે સહજ ભાવે સ્થિર થયા. સામે ગ્રામજનોપયોગી જળ આપનાર એક ન્હાનો પણ નમુનદાર કુપ હતો. તેને કાંઠે જળ ભરતી ઉભેલી સ્ત્રીઓની પાસે કોઈ મસ્તરામ સાધુએ આવી, તૃષા છીપાવવા થોડું જળ પાવા માગણી કરી. તે દયાળુ પણ ગરીબસ્થિતિવાળી કામિનીએ મહારાજને જળ પાવું કબુલ કરી, માટીના ઘડાના કંઠમાં દોરડું ફાંસી ઘટ કુપમાં ઉતરતો કર્યો. જળ સંલગ્ન[4] થતાં ઘડામાં પાણી ભરાવવા લાગ્યું, કે અંદરનો પવન નીકળતાં 'બુડબુડ' અવાજ થવા માંડયો તે અવાજ જળપાનની ઇચ્છાવાળા સંતને કાને આવ્યો. તેથી બોલ્યા—

( છંદ. )[5]

રે ? રે ! કુંભ કુવા મહીં ઉતરીને પોકાર તું કાં કરે ?
આયુઃ જોર વિના ન શોર કરતાં અહીંયાંથી તું ઉગરે.
નીતિ છે 'આધિનતા ગ્રહી લીધી નારી તણી જે નરે,'
તે નિજ કંઠે બંધાઈ વૈરી કરે ઉંડે કુવે ઉતરે,

**વિષ્ણુ**—"શંકર, સાંભળ્યું એ સાધુનું કહેણુ ? પ્રમદાવશ રહેનાર પુરૂષની અધોગતિજ[6] થાય છે."

**શંકર**—"તે તો માટીના ઘડાને કહે છે. આપણે સાંભળવું શું બાકી રહ્યું છે ? સ્ત્રીઓના ભમાવ્યાથી ભમી, આ ભગવાં પહેરી ભીખ માગવાતો નીકળ્યા છીએ."

(ભજન.)[7]

અબળા પણ અદભુત કરણી, નરવરને[8] નાચ નચાવેરે—નરવરને;
તાબેદાર થઇને તરૂણી, તરણાથી તુચ્છ બનાવેરે—નરવરને
બ્રહ્મા નાચ્યા[9] વિષ્નુ નાચ્યા ભીલડી શીવ ભરમાવે,

---

૧. અત્રીના આશ્રમ તરફ. ૨. છાયા. ૩. ત્રણે. ૪. અડકતાં. ૫ 'શાર્દુલ'...ના જેવો. ૬ હલકીગતિ. ૭ પહાડીના જેવું. ૮ શ્રેષ્ઠ મનુષ્ય. ૯ કામ દેવના પ્રબળ પ્રતાપે નારદજીને એક વખત સ્ત્રી પરણવાની ઈચ્છા થઈ, તેથી શ્રી કૃષ્ણ ભગવાન પાસે તેમની સોળહજાર એકસો અષ્ટ સ્ત્રીઓમાંથી એક સ્ત્રી માગી. પ્રત્યુત્તરમાં ભગવાને કહ્યું કે—"જે ભૂવનમાં હું ન હોઉં તે સ્ત્રી તમે લઇ જાઓ" સચરાચર વ્યાપક પરમાત્મા સીવાયનું એકે સ્થળ ખાલી ન જોવાથી નારદને સ્વકાર્યમાં નિષ્ફળતા પ્રાપ્ત થઈ. બાદ ભગવાને નારદ નિમિત્તે એક સુંદર શહેર નિર્મિતકરી. 'વિશ્વમોહિની' નામની કન્યાનો સ્વયંવર ચાલ્યા જતા નારદને દર્શાવ્યો,

નારદ વિશ્વ મોહિની માટે, કપિ મુખ કરી હરી પ્રતિ કોપ લાવેરે—નરવરને
અશન[1] વસન[2] ને અલંકાર[3]થી, રામા ને જરીઆવે—(પ્રત્યેક મનુષ્યો.)
અભર[4] ભરે શે આખર ખર[5] એ, ખરેખર ખામી[6] નીજ ખામી[7] ઓળખાવેરે
વક્રગતિનેત્ર દ્રગથી[8] વશ કરે, હાવ ભાવ દરશાવે;
કારી કટારી મારી. અટારી,[9] વિપત્તિની નિત્ય નિત્ય ઉપર ચડાવેરે—નરવરને
ખચ્યું ન કોઈ રાગી કે ત્યાગી, જાગી સ્વપ્ન બતાવે,
શર્મ ધર્મ કે ભર્મ રાખવા, શાણાએ તો ગૃહમાંએ માનીનિ મનાવેરે—નરવરને
દાસબની રહીને દારાના, ગણના ઉત્તમમાં ગણાવે,
'અમૃત' અવિનાશીથી અળગા, અનિત્યાનંદાભિલાષી[10] વચને વિતાવેરે. નરવરને

વરસાદ આવવાનું ચિન્હ પ્રથમ વાદળથી વરતાય છે. વૃક્ષમાં ફળનું આવવું પુષ્પથી ઓળખાય છે. તેમ ત્રણ દેવો અત્રિ આશ્રમપર જતાં પોતાનું આગમન માયાદ્વારા ઓળખાવી રહ્યા. પહેલું તો અત્રિઆશ્રમની આજુ બાજુ દશવર્ષનો દુકાળ કર્યો. બીજું અનસુયાના પતિવ્રતના પ્રભાવે કાયમભરી રહેતું કમંડળુ જળ રહીત કર્યું, અને ત્રીજું, અત્રિનું ધ્યાન ઉતારી દીધું. સમાધિથી વિરામ પામેલા સર્વ શ્રેષ્ઠમુનિએ સર્વ શ્રેષ્ઠા સતી પાસે પાનાર્થે[11] જળ માગ્યું. કમંડળ ઉઠાવીને આપતાં ખાલી નિહાળી, ખિસીઆણાં પડી ગએલાં પતિ પ્રેમિકા, અને સેવિકા અનસુયા ઉતાવળાં આશ્રમની આજુબાજુએ ઉદક[12]મેળવવા દોડ્યાં. ત્રણે દેવની અદ્ભુત માયાએ દસ દસ ગાઉ સુધી જતાં પણ પાણી મળે તેમ નહોતું. સરિતા, હ્રદ,[13] વાપી,[14] કુપ, નિર્ઝર, અને તળાવ સઘળાં સલિલાભાવે[15] શુષ્ક બન્યાં હતાં. નાસીપાસ થતાં અનસુયા વિશ્નુપાદોદકે જાન્હવિનું[16]સ્મર્ણ કરી રહ્યાં.

---

તે કન્યાને પરણવા માટે પોતાનું ઉત્તમરૂપ બનાવવા નારદે ભગવાનની પ્રાર્થના કરી. સ્વભક્તને સંસાર સંકટમાં ન પડવા દેવાની ઈચ્છાએ માયાપતિએ તેમને મર્કટ મુખા બનાવ્યા, એટલે કન્યા મેળવવામાં નારદ નિષ્ફળ થયા. અને પ્રભુ સુંદર સ્વરૂપ ધારણ કરી તે કન્યાને પરણી ગયા. તેથી નારદે ખીજવાઇને શ્રાપ આપ્યો કે "તમારી સ્ત્રીને રાક્ષસો હરી જશે અને તમે વાનરની સ્હાયે વિજયી થશો" કે જે એક કલ્પમાં રામાવતારનું કારણ થયું હતું, બીજું અંબરીષ રાજાની કન્યા પર પર્વત મુનિ, અને નારદમુનિ બંને મોહિત થયા હતા. અંબરીષ રાજાએ કન્યાને બંન્નેમાંથી ગમે તેને વરવા છુટ આપી. એટલે બંન્ને મુનિઓએ પ્રભુપાસે પ્રાર્થના કરી, એક બીજાનાં મુખવાનર જેવાં કરવા માગી લીધું હતું.

૧ ખોરાક ૨ વસ્ત્ર. ૩ ઘરેણાં. ૪ અસંતોષી. ૫ ગર્દભ. ૬ અપૂર્ણ. ૭ ભુલ. ૮ વાંકી ચાલ ને નજર. ૯ છજું, રવેશ. ૧૦ ખોટા આનંદની ઇચ્છાવાળા. ૧૧ પીવા માટે ૧૨ પાણી. ૧૩ સરોવર ૧૪ વાવ ૧૫ પાણી વગર ૧૬ ગંગા.

સંકલ્પ સિદ્ધ સાધવીના શબ્દોચ્ચારે મહારાણી ગંગા, સ્ત્રી રૂપે તેમની પાછળ આવી ઉભાં રહ્યાં ને " આટલામાં કોઇ પણ જગ્યાએ પાણી મળશે નહિ, " એમ કહ્યું. તેથી બેભાન બની પૃથ્વીપર પડી, સતીશિરોમણી અત્રી પત્નિ, બળતાં બળતાં બોલ્યાં—

( સારંગ. )[1]

જાન્હવી એ માત, વ્હાલી પુત્રિ, વ્હારે ધા,[2]
છોડી, તોડી સ્નેહ મ્હારો, કાં તું કર[3] નવ સ્હા,[4]— જાન્હવી. ૧
ભૂતળપર જળબિંદુ જોતાં દ્રષ્ટે નવ પડે,
આધાર માતા ત્હારો તું આવી ન ઉદ્ધારે કાં— જાન્હવી. ૨
તોય[5] નામળશે તો મ્હારૂં, બળશે ચિત્ત અતિ,
ભળશે ઉપાધિ માત તું, સત્વર પધારે ના— જાન્હવી. ૩
શાન્તિ શેં પતિ પ્રસન્ન વિણ પવાનંદાદકે,[6]
માટે અરજી લઈ, લક્ષ બક્ષ[7] વૈ[8] સુખાગારેમા[9]— જાન્હવી. ૪

ગંગાએ અનસુયાને ઓળખાણ આપી આશ્રમ સમિપે આણી. સુકી રેતીમાં ખાડો ખોદવા કહ્યું, અને તે ખાડામાં પતિતપાવની મહારાણીનું પ્રાગટય થયું. જળમાં કમંડળ ભરતાં સતીકરનો સ્પર્શ થયો. અધમોદ્ધારિણી, પાપીઓનાં નિવૃત્ત કરેલાં પાપથી મલિન અને કાળાં દેખાતાં હતાં તે આ કુલિના કામિનીના કરસ્પર્શે, સ્વચ્છ, ઉજવળ પોતાની મૂળ સ્થિતિને પ્રાપ્ત થયાં—

( કલ્યાણ. )

કુકર્મ કર્મ કરનારા, તિર્થોમાં પવિત્ર થનારા;
તે જળ મળને હરનારા, શુભ્ર[10] અસીત્[11] બનનારાં.
પરધન, પરદારથી દૂરે, પરનિંદાથી નવ મુખ પુરે;
કે સતિ નારીને શૂરે, ' મળવા ' ગંગા આતુરે.

આવાં પવિત્રોને પણ પવિત્ર કરનારાં મહા સતિ અનસુયા જળકમંડળ લેઇ પતિની પાસે જતાં જતાં ગંગાને પતિની સ્નાનાભિલાષ[12] પૂરવા થોડીવાર અટકવા વિનંતી કરી, ગંગા જળરૂપ મટી, સ્ત્રીરૂપ ધારણ કરી, સામે ઉભાંને બોલ્યાં—" બેટા, જો તું મ્હને ત્હારા આશ્રમમાં રોકવા માગતી હોય તો આજ પર્યંત તેં જે ત્હારા પતિની સેવા કરી છે તેનું એક વર્ષનું

૧, 'ઠંડી આલેહકી'...ના જેવો. ૨. દોડ. ૩. હાથ. ૪ આલ. ૫ પાણી. ૬. પતિ પાણીથી હરખે ૭ આપ. ૮. નક્કી. ૯. સુખદાતા માતા. ૧૦. ધોળું. ૧૧. કાળું. ૧૨ ન્હાવાની ઈચ્છા.

પુન્ય મ્હને આપ." અનુસુયાએ તે માગણી સ્વીકારી. ગંગાને એક વર્ષનું પુણ્ય અર્પણ કર્યું. જે દાખલો અદ્યાપિ પર્યંત અસ્તિત્વમાં [1] છે. ભારે દુકાળોમાં પણ અનસુયાના આશ્રમમાં પ્રગટ થએલાં આ અત્રિ ગંગાનું જળ કદી પણ સુકાતું નથી. અરે ચાલુ પ્રવાહે બંધ થતો નથી. એ મહા સતિની અત્યુત્તમ કૃતિ, આજે બ્હેનો, અને માતાઓને અનુકરણીય નથી?

## ( સાખી. )

પાર્વતિ સમ અનસુયાની ગતિ પણ પતિ ધ્યાનમાં લીન,
પતિ પ્રભુ શરણે, ને સતી પતિ ચરણે, રહે છે દ્રઢ નિશ દીન—
એક વખત ઋષિ ચીર સમાધિ અંતે વિશ્રામ પામ્યા;
સ્નાન કરાવી ખાનપાનથી ધવદેહ[2] કષ્ટ વામ્યા.
પતિ ઉચ્છિષ્ઠ પ્રસાદિ ગ્રહણ કરી સતી બેસતાં ધ્યાને,
ત્યાં તો અચબુચ આવ્યો અવનવો અવાજ અબળા કાને—

અનસુયા પતિ ચરણને પોતાના હૃદયમાં સ્થાન આપી ધ્યાનારક્ત બનતાં હતાં ત્યાં ત્રણે દેવોએ સાથે આવી એકત્ર અવાજે ઉચ્ચાર કર્યો. ધ્યાન કાર્ય છોડી દઈ, અતિથી સત્કારે આહ્લાદિતા અનસુયા એકદમ ઉઠયાં ત્યાં સંભળાયું કે—

## ( ક્ફી. )

માતા તમારૂં કલ્યાણ, અતિથી આજે, આવ્યા દ્વારે,—( અમો ત્રણે )

સતી પતિ પ્રાશનાર્થે[3] આણેલાં ફળનો રહેલો વધારો ખોબામાં લેઇ, ભિક્ષાર્થિ ભિક્ષુકોને આપવા આશ્રમના દ્વાર આગળ આવ્યાં, તે જોઇ શંકરે કહ્યું—

આપો જો ભિક્ષા તો અમ દિક્ષાની[4] શિક્ષાને સમજો સુજાણ;
ભૂખે દુઃખે વ્યાકુળ બનેલા, થાતાં કાસાવિશ[5] પ્રાણ,
પહોંચ્યા પવિત્રા અમે તમારે— માત૦ ૧

માજી ! અમે ત્રણે દ્વિજ બાળકોએ નવમા સંસ્કાર[6] ઉપનયનને અંતે કાશીમાં

---

૧ હયાતિમાં. ૨. સ્વામી. ૩. ખાવા માટે. ૪. ગુરૂ વચનાનુસાર સન્યાસ ગ્રહણ. ૫. ગભરાતું. ૬. (૧) ગર્ભાધાન. ( ગર્ભને ધારણ કરવો ) (૨) પુંસવન—(સ્ત્રીના ભાવા અભાવા પૂરવા.) (૩) સીમંત—(અઘરણી, ખોળો ભરવો.) (૪) જાત કર્મ—( નાળીકા છેદન, ગળથુથી વગેરે. ) (૫) નામકરણ—(નામ પાડવું તે.) (૬) નિષ્ક્રમણ—(બાળકને ઘર બહાર લઈ જવું તે.) (૭) અન્ન પ્રાશન-( અનાજ ખાતાં શીખવવું. ) (૮) ચૌલ— (વાળ ઉતરાવવા.) (૯) ઉપનયન—( જનોઈ દેવું. ) ( ૧૦, ૧૧, ૧૨, ૧૩) ચારે વેદનાં વ્રતબંધન. (૧૪) સમાવર્તન (૧૫) વિવાહ ( ૧૬) અંત્યેષ્ટી. (અગ્નિદાહ)

વિદ્યાભ્યાસ કરવા વાસ કર્યો. બાર વરસ રહી શક્તિ પ્રમાણે શાસ્ત્રાધ્યયન કર્યું, ચૌદમા સંસ્કાર સમાવર્તનની શાસ્ત્રજ્ઞાન થવાથી દરકાર મટી તેથી આમર્ણ[1] અડગ બ્રહ્મચર્ય પાળવા અમે ત્રણે એક મત થયા. અને ગુરૂપાસે સન્યાસ બ્રહ્મચર્યની દિક્ષા લીધી. તે વખતે ગુરૂએ કહ્યું—

અલ્પ અટકવિણ સત્ય સંકલ્પ, કરો ત્રણે રહી સમાન;
કવણ નીતીથી પોષણ રીતિ, પ્રિતિમાં કરશો પ્રમાણ,
વદો સાથે એક ઉચ્ચારે— માત૦ ૨

ત્યારે અમે ત્રણેએ એ પણ લીધું કે અમારે પ્રતિદીવસ એકજ ઘેર ભીક્ષા માગવી. ત્રણે જણાએ સાથે ભીક્ષા લેવી, અને અમોને ભીક્ષા કરાવનાર પુરૂષ હોકે સ્ત્રી હો, પણ તે પોતાનાં કપડાં અલગ કરી, ભીક્ષા કરાવે તોજ કરવી. એ અમારો પ્રાણાંતે પાલનીય[2] નિયમ છે, માજી આજે ત્રણ ચાર દીવસ થયાં આવી પડતાં અણધાર્યાં વિઘ્નોથી અમો ત્રણે ભિક્ષા ભોગ ભોગવી શકયા નથી. ઉન્નત અદ્રષ્ટે, આ અત્રી ઋષીનાં આશ્રમે આવ્યા છીએ. તો આશા છે કે પસ્તાઇ પાછાતો નહીંજ વળીએ.

આપ ઉદર ભરે, સ્ત્રી સુત રક્ષે, કે ચણે મ્હોટાં મકાન, (અનસુયાએ વિચાર્યું)
પશુ પક્ષીને મનુષ્ય એ માનું સર્વે એક સમાન.
અધિકતા અતિથિ સત્કારે— માત૦ ૩

અનસુયા આ અતિથિના વિનય રસયુક્ત વાકયો ભૂમિ તરફ દ્રષ્ટી રાખી વદાતાં સાંભળી, આશ્ચર્ય સાથે શંકામાં પડયાં. 'હા'કે'ના' કશો ઉત્તર વાળી શકયાં નહિં હાથમાં લાવેલા ફળ સમેત પાછાં વળી આશ્રમના ઉભય ખંડ પૈકી એક ખંડમાં ગયાં. એકજ સ્થળે વામકર[4] કટિ પ્રદેશે સ્થાપી, દક્ષિણ કરની[5] તર્જની[6] ચિણુકે[7] અડકાડી, વિચાર કરવા લાગ્યાં—

(કાનરો)

માગણી[8] માગણી[9] અહાવી કરે શું ! ના ગણી[10] નાગણી,[11] હૃદય ડરે શું ?
સન્યાસી સંગાથે મળી, ભૂખે દુઃખે બળીજળી.
ખીલી આ કુસુમ કળી, વેગે આશા વેલ ફળી,
નાસતી[12] નાસતી[13] મતિ અરે શું ? — માગણી—

અતિથીને આદર આપવા અનસુયા અચાનક અધરી અડચણમાં આવી

---

૧. મરણ પર્યંત. ૨. પાળવાનો. ૩. મ્હોટા ભાગ્યે. ૪. ડાબો હાથ. ૫. જમણો હાથ. ૬ અંગુઠા પાસેની પહેલી આંગળી. ૭. દાઢી, હડપચી. ૮ માતા સમાન માની. ૯. યાચના. ૧૦. નામાની. ૧૧. સર્પિણી. ૧૨. નાસી જતી. ૧૩ સતી નહિં

અટક્યાં. કોને કહું ? કોણ કુત્સિત કંકાસાબ્ધિ[1] ને કિનારે કહાડવા કમર કસેર[2] ? અંતે સતીની સંપૂર્ણ શક્તિ રૂપ સ્વસ્વામી સ્મરણમાં આવ્યા. તરતજ અવની આસીના[3] બની, પતિ ધ્યાન ધર્યું. તેથી પતિએ સ્પષ્ટ સ્હમજાવ્યું કે આ ત્રણે અતિથી રૂપે આવેલા મહદ્ દેવ ઉત્પતિ સ્થિતી, અને લયના અધિષ્ઠાતા, બ્રહ્મા, વિષ્ણુ, મહેશ , તમારા પતિવૃત્તની પ્રતિતિ કરવા પધાર્યા છે.

( દીંડી. )

દેવી દોડતાં આવ્યાં આશ્રમદ્વારે, આપી આસન કર્યો ભિક્ષુક સત્કારે,
બેઠા મૌન ધરી કરતા નવ ઉચ્ચારે, સતી પતિ સ્મર્ણ રતી નવ વિસારે.

(દોહરો.)

ચતુરા ચાલ્યાં ચોંપથી, ધ્યાનારક્ત પતિ પાસ,
જહાંજળી હસ્તે ધરી, બોલ્યાં તજી તન ત્રાસ.

કસોટી વગર કિંમત નથી, એમ સમજી સતી શિરોમણીદેવી હિંમતમાં આવ્યાં ભિક્ષેચ્છુ[4] ભિક્ષુકો વસ્ત્ર રહિતનું દાન સ્વીકારે છે ને સતીઓ આવી અઘટિત માગણીને ધિક્કારે છે, ઉભયમાંથી કોનો જય થશે ? તે અસ્થિર છે. કિન્તુ પવિત્ર વિપ્રબાળા, નક્કી કરી શકયાં હતાં કે શરીરે વસ્ત્ર ધારવું અને ઉતારવું એ કેળળ વિકારી વિચાર છે. વિશ્વમાં વિચરતી ગાયમાતાઓ કયારે કપડું પહેરે છે ? અને તેને જોઈ કોણ વિકારી થાય છે ! કદી આ બધું મ્હારી પરીક્ષાને અર્થેજ હોય ? તો ઉચિત છે કે મ્હારે આવનારને સંતોષ આપવો. બારમાસની અંદરની વયનાં બાળકો સમક્ષ ન વસ્ત્રાં થવામાં કાંઇ અડચણ જણાતી નથી. ન્હાનાં બચ્ચાંઓને માતા ખુલ્લા ગાત્રે ધવરાવે છે. રજનીએ પોતાની સાથે પોઢાડે છે. અને તેજ બચ્ચું જયારે તરૂણ થાય છે ત્યારે તે પોતાની માતાના પ્રથમના દૂધ આપનાર સ્તનોને હસ્ત સ્પર્શ કરવાનો પણ અધિકારી રહેતો નથી. જો કે તે વખતે તેમનો માતા પુત્રનો સંબંધ ફરી જતો નથી. શરીર બદલી જતાં નથી, પણ વિચારોનોજ ફેરફાર પાપ પુન્યની પરિ સીમા[5] એ પહોંચાડે છે. માટે આતરૂણ વેષધારી ત્રિદેવ વિકારી વિચારી બન્યા હોય તો એમને પણ શિશુ દેહધારી બનાવવા, અને માગેલી ભીક્ષા આંપી મનાવવા, એમ વિચારી, સમાધિસ્થ પતિનું માનસિકપુજન[6] કરી, અંજળીમાં જળ ભરી

૧. ખરાબી કલહ દરિયે. ૨. તૈયાર થાય, ૩. પૃથ્વીપર બેસી. ૪. ભીખારી, સાધુ, સંન્યાસી. ૫. હદ. છેડો. ૧. ભિક્ષાની ઇચ્છા વાળા. ૨. હદ. ૩. મનથી પુજા કરવી તે.

હસતાં હસતાં પણ ધીમે પગલે જાણે પદ કમળની છાપથી ભૂમિને છાપતાં હોય તેમ ત્રિદેવ તરફ ચાલવા માંડયું, અને બોલ્યા કે—

(પીલું.)[1]

સત્ય પ્રતાપ આપને માપતાં, બાપ. ... ... ... ...

અહીં અટકયાં, સહજ સ્થંભિત રહી, વળતી વણાં "સન્યાસી મહારાજ! આજ લગી, સત્યના અમાપ પ્રતાપને માપવા કોઇએ ઇચ્છયું નથી. આજે સત્યને સ્થાપનાર આપની ઇચ્છા માપની થઇ તો હું તો આપની દાસાનું દાસ આપને આશીર્વાદ કે શ્રાપ આપવા શક્તિવંત નથી. પણ આપ જગબાપના બાંધેલા કાયદાને નિયત કરેલા નિયમો દ્વારા હુકમ કરૂંછું કે "બનો હવે બાલુડા" એમ કહી, જળ અંજળી ત્રણેના શીશ પર છાંટી એટલે—

સત્ય પ્રતાપ અમાપને માપતાં, બાપ બન્યા ત્રણે બાલુડા, (૨)
ખરે ખરી શુદ્ધ ખાપ, ૨ (ને) દેવા ભુલ થાપ, બાપ બન્યા બાલુડા. (૨)
માન ગુમાવતા, ભાન નલાવતાં, આન[3] ઉઠાવતાં, હાં.... ...
હેતુ[4] બની, વીણહેતુ[5] બની. સત્ય૦ ૧
પવિત્ર પાંન્થમાં,[6] સતીના સાથમાં, નાથના નાથમાં હાં ... ...
મોહમણી[7] નથી મોહમની[8] . સત્ય૦ ૨
દીધી મેં દિક્ષા, આ ભાવથી ભીક્ષા, છે સુજ્ઞને શિક્ષા,...હાં૦ ... ...
બાધ નથી અપરાધ નથી— સત્ય૦ ૩.

જળ છાંટતાં ત્રણે દેવ બાળક બન્યા,

( દોહરો. )

કરતું તેવું પામવું, બતાવે જગના બાપ,
'નગ્ન' સતી કરવા જતાં, નગ્ન બન્યા એ 'આપ.'

છ છ માસનાં બની ગએલાં ત્રણે બાળકો બાથમાં તેડી અનસુયા અંદરના ખંડમાં ગયાં અને પહેરેલું વસ્ત્ર દૂર કરી, માગણી પ્રમાણે ભીક્ષા આપવા ત્રણેની પાસે આહારાર્થે[9] ફળો ધર્યાં. પણ તે શિશુવેષ ધારી અતિથિ ફળ પ્રાશન કરી શકે તેવી સ્થિતિમાં નહોતા તેથી દેવીએ પુનઃ પતિ સ્મર્ણ કર્યું—

( દોહરો )

ચિંતા ચૌદે લોકની, કરવા ધારી ટેક.
તે કેમ તજશે ? સત્ય કૃતિ ધરનારાંને છેક— ૧

---

૧. 'પાતળીયાં પરિશ્રમ...'ના જેવો. ૨. અરીસા ચાટલું. ૩. આબરૂ. ૪. સ્નેહી. ૫. કારણ વગર. ૬. રસ્તો ૭. મોહ ઉત્પન્ન કરાવનાર મણી. ૮. મોહિત મનવાળી. ૯ ખાવા માટે.

ત્રિગુણ માયાથી દર્શાતાં ભિન્ન ભિન્ન અંતે એક;
ન્હાનો[1] આવ્યો ત્રિશીરે,[2] થતો પયાભિષેક.[3] ૨

સંતાન રહિતા સતીના સ્તનોમાંથી સર્વેશ્વરની સમર્થ લીલા પ્રતાપે પયધાર પ્રગટી, તેથી ત્રણે બાળ ભિક્ષુકો તૃપ્ત થયા. જગત નિયંતાને શું કરવું અગમ્ય છે? આખા જગતની ચિંતા કરનાર પોતાની કાં ન કરે? સતીત્વની સર્વોત્તમ સાબીતિ સંસારી સન્નારીઓને સદ્વર્તના શીલ બનાવવા સત્યેશ્વર દ્વારા સ્થપાઇ. ભિક્ષા કરી પરિતૃપ્તિ પામેલા બાળકોને બગાસાં આવતાં જોઇ, આશ્રમની બહાર આસોપાલવના વૃક્ષ માં એક વલ્કલ અનસુયાએ બાંધી, પારણું બનાવ્યું. ત્રણે પારણાં જુદાં જુદાં કરવા જેટલાં વનચીરોનો વધારો આ પત્રનિકેત[4]માં નહોતો. વળી, તે ત્રણેમાં સંપની પણ કાંઈ ન્યુનતા નહોતી. માગવા સાથે આવ્યા, ભિક્ષા સાથે કરી, તે હવે સાથે એક પારણામાં પોઢે કાં નહિ? એમ સમજી સતીએ બંન્નેનાં મસ્તક એક બાજુ અને એકનું બીજી બાજુ એમ અવળા સવળી ત્રણેને પોઢાડયા. અને હિંચોળતાં હિંચોળતાં કહ્યું—

ઝુલો ઝુલો, ભલી થઇ ઝુલો, નવ મોહે હુલો, હવે હાં...
(મ્હારો)વાંક નથી, વીણ વાંક નથી (તમને બાળક બનવાની સજા.)—સત્ય૦ ૩

એવી રીતે ધવડાવતાં, સુવડાવતાં, ન્હવડાવતાં નિશીવાસર[5]વીતવા લાગ્યાં. નારદજી ત્રણે દેવીઓને મળી, "માગવા ગએલા પારણે પોઢે છે" એ ખબર આપી આવ્યા. અગ્નિની પ્રજ્વલિત શીખા પેઠે સંતપ્ત[6] ત્રણે દેવીઓ અત્રિ આશ્રમ ભણી શીઘ્ર ગતિથી સાથે સીધાવી. જે સતિના અગાધ સતીત્વના પ્રભાવે, આ ત્રણે દેવો પણ બાલ્ય દશાને પ્રાપ્ત થયા હતા. તેના પતિના પુણ્ય અગણ્ય[7] હોય એમ માનવું અસ્થાને નગણાય! દેવીઓ આવીપહોંચ્યા અગાઉ અત્રિઋષિ ધ્યાનથી જાગ્રત થયા. હમેશા પાસે બેસી ધ્યાન ધરતાં અનસુયા, પતિ ધ્યાનમુકત થતા કે તરતજ જળકમંડળ તેમની સેવામાં હાજર કરતાં તે આજે ત્રણે બાળકોને પર્ણાલયની બહાર બેસી, પારણે હિંચોળતાં હતાં તેથી પતિસેવામાં સહજ પછાત રહ્યાં હતાં. પ્રજા[8] પગટ્યા પહેલાં સતી જેવી પતિ સેવા કરી શકે છે તેવી બાળમાતા બન્યા પછી કરી શકતી નથી. ખરી રીતે તેની જરૂર પણ નથી. કારણકે બાળક એ

---

૧ પુત્ર વત્સલા માતાને પુત્રો જોતાં હર્ષથી સ્તનોમાંથી દૂધ ઉભરાય તે. ૨ ત્રણેને માથે. ૩ દુધથી નવરાવવું તે. ૪ ઝુંપડી. ૫ રાત દીવસ. ૬ તપેલી. ૭ ઘણા. ૮ બાળક.

પણ પતિની પ્રતિકૃતિ[1] છે. બાળ સેવા એ પણ સ્વામી સેવાની અંશીભૂત છે. અત્રી ઋષિએ બે ચાર સાદ પાડયા. પણ હાલરડાં ગાવામાં તલ્લીન થએલાં સતી સાંભળી શકયાં નહિં. પતિએ પર્ણકુટિમાં બેઠે બેઠે પત્નિકરે પારણાની દોરી ખેંચાતી હતી તે જોઇ લીધું તેથી કંટાળી, જુસ્સામાં ધાંટા પાડયા. તે સાંભળી સતી તરતજ દોડયાં ગયાં. અને હાથ જોડી ઉભા રહ્યાં. અત્રિ ઉચર્યા—

( કાનરો. )[2]

શાણી સતી શીદ આમ કરે તું ? બાળખ્યાલ હજી ના વિસરે શું ?—શાણી૦ ૧
ભૂલી નથી હજી, ઢીંગલા ઢીંગલી, જ્ઞાન માર્ગે હજી ના સંચરે શું ?— શાણી૦ ૨
પારણું શાનું ? કોને પોઢાડયું ? ઋષિ પત્નિ તું માયામાં મરે શું ?— શાણી૦ ૩
ધ્યાન ધારણા સેવન તજીને, નિંદિત કાર્યમાં નારી ફરે શું ?— શાણી૦ ૪
મ્હોટી થઇ તેમ મ્હોટું થયું દુઃખ, સમજુ છતાં ન સંતાપ ધરે શું ?—શાણી૦ ૫

અહાહા ! કેવો અદ્‌ભૂત ચમત્કાર ? જેના પ્રતાપે અનસુયાએ આ ત્રણે દેવને ઓળખ્યા, તે ખુદ એ વાત જાણે નહિં ? પણ કબુલ કરવા જેવું છે કે કહેનાર કરતાં સાંભળનારને વધારે લાભ મળે છે. માનનીય કરતાં માનનારને વિશેષ લાભ પ્રાપ્ત થાય છે. સદ્‌ગુરૂના શિષ્યો ગુરૂની પહેલાં સુધરે છે. અનસુયાએ બનેલી ઈત્થંભૂત[3] હકીકત પતિ શ્રવણમાં પહોંચાડી. ખુશી થએલા જ્ઞાન માર્ગાવલંબી[4] પિતામહ[5] પુત્ર અત્રિ, એકદમ ઉઠયા, અને પારણા પાસે પહોંચી, વર્ણ વિભાગે[6] ઓળખાતા, પોઢવાની તૈયારીમાં પણ ન પોઢેલા, ત્રણે બાળરૂપ બનેલા દેવોને એક પછી એક તેડી, તેમનું મસ્તક સુંઘી, કોમળ ગાલો ચુમી, કૃતાર્થ થયા. એટલામાં ત્રણે દેવીઓનું આગમન થયું. દૂરથીજ ક્રોધિત ઉચ્ચારે બોલવું શરૂ કર્યું. “ કયાં ગઇએ દુષ્ટા, નફ્ટ, અધમ, વ્યભિચારિણી, સતીત્વની ડોળઘાલુ વેશ્યા જેવી અભાગણી અનસુયા ! અમારા પતિઓને કેદ કરી કયાં મુઇએ કુલટા ! ” અત્રી ઋષિ આ કોઇ સમીપ આશ્રમ વાસિનીઓ અનસુયાના અપરાધ બદલ શિક્ષા કરવા આવી છે એમ સમજી પત્રભુવન[7]માં ભરાયા. અને “ પતિ કેદ કરનારી ” એ વાકયથી ત્રણે દેવીઓને ઓળખી ગએલાં અનસુયા હાથ જોડી, નમન કરી રહ્યાં. ત્રણે દેવીઓએ સામટા અવાજે પૂછયું–“ કયાં છે અમારા પતિ ? ” અનસુયાએ નમ્ર અવાજે

---

૧ નમુનો. ૨ ‘ સીંહાના કનશ ’...ના જેવો. ૩ બધી. ૪ સત્યને ચ્હાનાર. ૫ બ્રહ્મા. ૬ રંગનો ફેરફાર, શ્યામ વિષ્ણુ, ગૌર શંકર, લાલ બ્રહ્મા. ૭ ઝુંપડી.

કહ્યું–" પોઢયા છે પારણામાં !" દેવીઓ એ કહ્યું–" અમારા પતિ પારણા માં ?" અનસુયાએ કહ્યું–" મેં નથી પોઢાડયા, જાતે આવીને પોઢયા છે." "ઠીક." કહી ત્રણે પારણા સમિપે પરવરી, આ ત્રણેના ગુમાનને ગાળવા અર્થે આટલી ક્રિયા કરાઇ હતી, તે દેવો દેવીઓ નજીક આવતાં જુદા જુદા અંગ રંગ બદલી, એક વર્ણ થયા. શક્તિઓ સ્વ સ્વામીને શોધી શકી નહિ. અંતે અનસુયાને ચરણે પડી ક્ષમા માગી. " સાસુ " શબ્દે સંબોધી બોલ્યાં–

( ભૈરવ. )

થઇ, થઇ, પ્રતીતિ તમારી, શકયાં ન વિચારી પહેલાં,
અનમારી, ગયાં હારી— થઇ૦ ૧
માત દયા કરી નાથ આપો હવે, સ્તુતિ અમારી સ્વીકારી, ઉર ધારી–થઇ૦ ૨
અમે અભિમાને ને અજ્ઞાને, સતી ગતિ કૃતિન વિચારી દ્વેષ ધારી— થઇ૦ ૩
આપ પ્રભાવ સ્વભાવ ન સમજ્યાં, પરોત્કર્ષે[1] બળે નારી ઉર ખારી-થઇ૦ ૪
આપ 'સાસુ'થયું હસવુંનેહાંસુ, બગડી બાજીને દેસુધારી કોઉકગારી?-થઇ૦ ૫

ત્રણે જગ્ત જનની સમરૂપ જાણી અનસુયાં ચર્ણે નમતાં હતાં, અને આ ત્રણે બાળકોને સ્નાન પાન કરાવનારાં અનસુયાને સાસુ રૂપ સમજી ત્રણે દેવીઓ તેમને નમતાં હતાં અત્રી, આશ્રમમાં ઉભા ઉભા ખુશી થતા ને આ બંન્ને પક્ષમાં મ્હોટું કોણ ? તે શોધવાની મુંઝવણીમાં પડયા હતા. અંતે અનસુયા દેવીએ એ ત્રણે બાળકોને પારણા બહાર પધરાવ્યા. અને મૂળ સ્વરૂપે દર્શન આપવા વિનંતી કરી.

( ગીતિ. )

અમીત કૃપા ઉર ધારી, ઝળળળ દેવોએ દિવ્ય દેહ ધારી;
સ્વામી સંગ શણગારી, ઉભી દેવીઓ અનુપ લીલા ન્યારી.

ઋષિએ સ્વપત્નિ સમેત ત્રણે યુગલને[2] સાષ્ટાંગ નમન કર્યું. દેવોએ હસ્ત ઊંચકી, આશીર્વાદ આપ્યો ને ઇચ્છિત 'વર' માગીલેવા વારંવાર કહ્યું. આ બધું અંતરિક્ષમાં રહે રહે નિહાળતા નારદ સમય સમજી તુરત ત્યાં આવી પહોંચ્યા. પાર્વતિ પતિ પાર્શ્વ ભાગને[3] ત્યજી દેવ ઋષિ[4] પાસે દોડતાં જઇ પુછવા લાગ્યાં–" અલ્યા નટખટ નારદ ! તું કહેતો હતો ને કે અનસુયા અમારા પુતળાં પગે બાંધે છે ?" નારદે અટ્ટ હાસ્ય[5] કરી કહ્યું– "વાહરેવાહ તમેતો ભોળા પતિનાં સ્ત્રીએ ભોળાં. પગે પુતળાં બાંધે તો સતીત્વ શાંનું ? અભિમાનીઓની કયાંય ઉત્તમતા ઓળખાઇ છે ? એતો હું બ્રહ્મલોકમાં આવતો હતો ત્યારે તમને ત્રણેને પતિવ્રત પાળવાના ગુમાનમાં

૧ પરાયું સુખ. ૨ જોડાં. ૩ બાજુ. ૪ નારદ. ૫ ખડખડાટ હસવું.

ગરજતાં સાંભળયાં. એટલે મને તરતજ સુઝી આવ્યું કે કયાં આ ત્રણે મહા દેવીઓ અને કયાં એ સતી અનસુયા? એ માનુષી કન્યા, પણ દેવીઓ કરતાં ઉચ્ચ દરજ્જાની છે આ આત્મશ્લાઘા કરતી ત્રણે એ અમાનિ[1]ના ચરણે બાંધવાને પણ લાયક નથી. માજી! સ્વકર્મનું ગુમાન એ નર્કનું સ્થાન આપનારૂં છે. વારૂ, માતા પાર્વતિ, તમારાં પુતળાં અનસુયાને પગે નથી દેખાતાં એતો સત્ય, પણ તમને ખાત્રી તો થઇ કે નહિં? થોડીવાર પહેલાંજ જોયું નહિં કે આ તમારા ત્રણે પતિઓને પુતળાં જેવા કરી, પારણે પોઢાડયાતા!" પાર્વતિ હસ્યાં. નારદ ત્રણે દેવને વંદન કરી લોકાંતરે[2] ગમન કરી ગયા. અને અત્રી ઋષિએ ત્રણ દેવો પાસે પોતાને ત્યાં પુત્રરૂપે અવતરવા માગી લીધું. "અસ્તુ" કહી, દેવ, દેવીઓ સાથે અંતર્ધ્યાન થયા. ને આપેલા વચન પ્રમાણે અનસુયાના ઉદરથી ત્રણે દેવે અવતાર લીધો. જેમાં વિષ્ણુના અંશથી દત્તાત્રેય પ્રગટયા, શંકરના અંશથી દુર્વાસા જનમ્યા, અને બ્રહ્માના અંશથી ચંદ્રમા અવતીર્ણ થયા. જે કાર્ય મહા જ્ઞાની, ધ્યાની, જપી, તપી, યજ્ઞકર્તા, દાની, નથી કરી શકતા, તે સતી સ્ત્રીઓ સ્વપતિ સેવાબળે સહજમાં સાધ્ય કરી શકે છે."

## રહસ્ય.

**ગુરૂ**—"કેશરી, આ સૃષ્ટિ સુંદરીઓને શિક્ષા આપનારી સુંદર સતી કથાનું રહસ્ય તું સ્હમજયો?"

**કેશરી**—"હા, કૃપાળુ, સ્હમજ્યો અને તેની સાથે શંકિત પણ થયો છું. સંદેહ એ રહે છે કે જગસ્વામીને અંગ સ્વામીમાં સ્ત્રીઓને સેવન યોગ્ય કોણ?"

**ગુરૂ**—"શાબાશ, ધન્યવાદ ઘટે છે, ભાઇ, સાંભળ, પ્રથમ તો સ્હમજી લે કે સ્ત્રીઓને પતિ સીવાય બીજો કોઇ આરાધ્ય દેવ નથી. સ્ત્રીઓ પોતાના સ્વામીની મનવચન કર્મથી સેવા કરે, એજ એમને પરમ પદ પ્રાપ્ત કરાવનારૂં કૃત્ય છે. સ્વસ્વામીને ત્યજી સર્વેશ્વરને સ્મરવા–ભજવા જાય, તો તે પુન્યને બદલે પાપ કમાય છે. પ્રભુની પ્રીતિનું પાત્ર બનવાને બદલે કોપના બળીદાન રૂપ થાય છે."

**કેશરી**—"પરમાર્થ પિંડ ધારી પ્રભુ? પ્રભુ ભજતાં પતિતતા થવાનું કારણ?"

**ગુરૂ**—"જો ભાઇ, પ્રભુએ પ્રથમથીજ સ્ત્રીઓને સ્વામી સેવન કરવા આજ્ઞા કરી છે. એ શાસ્ત્ર શ્રવણથી અજ્ઞાત અબળાઓ અનુલંઘનીય આજ્ઞા ઉલ્લંઘી અવર કૃતિ આદરે તો પ્રભુ કોપે નહિ? જો, સ્મૃતિકારોએ આજ્ઞા કરી છે

---

૧ અભિમાન વિનાની. ૨. બીજા લોકમાં.

કે સ્ત્રીઓ પતિ સેવા ત્યજી દેવ દર્શન વૃત નિયમ કે બાધા આખડીયો રૂપ વિરૂદ્ધ વર્તન કરે તો તે સ્વલ્પ સમયમાં વિધવા થાય અને જેણે પૂર્વાવતારમાં કર્યાં હોય તે આ અવતારે બાળ વિધવા બને, બીજું સ્ત્રીઓને વૃત્ત નિયમો ન કરવાનું સબળ કારણ એ છે કે સ્ત્રીઓનું માતા પિતાથી બનેલું શરીર માતા પિતાને હાથે પતિને અર્પણ કરાય છે. એટલે ખરી રીતે તેના સમગ્ર શરીરનો સ્વામી, તેનો સ્વામીજ છે. હવે એ વસ્તુ માલીકની રજા વગર સ્ત્રી, તે વસ્તુ (સ્વ શરીર) સ્વેચ્છા એ વૃત નિયમાદિથી સંતપ્ત કરે કે વાપરે તો શું પતિ અપરાધિની કે નિમકહરામ નથી ઠરતી? પોતાનું શરીર પતિનું બન્યા પછી તે થાપણરૂપ શરીરે તેણીને વૃત કે નિયમ આચરવાનો કાંઇ પણ અધિકાર નથી. તેમજ પ્રભુ ફરમાનથી બેદરકાર રહી, પ્રભુ સેવન કરવા દોડે તો તે પણ નિષ્ફળ છે.

કેશરી—"ગુરૂજી, આ અનસુયાએ ત્રણે દેવોને બાળક બનાવ્યા એટલે શું?"

ગુરૂ—"ભાઇ, મ્હેં ત્હને પ્રત્યેક વખતે સ્હમજાવ્યું છે તેમ આ વિષય પણ આધ્યાત્મિક છે. તું વિચારી જો કે ત્રણે દેવ પરીક્ષા લેવા આવે તો એ અનસુયા માનવી બાળાનું ગજું શું? કે એ પરીક્ષામાં સફળ, બની ઉત્તીર્ણ થાય? પણ રહસ્ય એ છે કે સકળ જગતની માયા ત્રિગુણાત્મિકા છે તેમ મનુષ્ય શરીર પણ તે ત્રિપુટીના પાયા ઉપર ચણાએલું છે. અનસુયાની ઉત્તમતા એટલીજ કે સ્વ શરીરમાં શરૂઆતથી સમાએલા ત્રણે દેવને તે બાળક બનાવી શકી હતી. એટલે સત્વ, રજ, અને તમ એ ત્રણે ગુણો અનસુયાને અલ્પ પણ સ્વવશમાં લઇ શકયા નહોતા. બલ્કે પોતેજ તેને વશ થઇ રહ્યા હતા. વિશેષ કહું તો સર્વ ભૂત ઉપર સમાન દયા રાખનારી અનસૂયા કદી પણ કોઇ ઉપર ક્રોધ કરતી નહિં તેથી તમોગુણ બાળક બન્યો હતો. બીજું વિશ્વવિદીત વિષમ વિષયો વહોરવા કવચિત્ પણ વાંચ્છના વધારતી નહોતી તેથી રજોગુણ પણ રાંક થયો હતો. અને ત્રીજું સત્વગુણ સર્વ માન્ય અને સાચી આવશ્યકતા ધરાવે છે તે પણ તે અત્રી આરાધનાવલંબા અનસુયા પતિ સેવન પ્રવૃત્તિમાં ગુંથાએલી રહેતાં શાન્તિમય સત્વ ગુણને પણ બાળક બનાવી રાખતી. ત્યારે તે ત્રણે ગુણોએ તુષ્યમાન થઇ વરપ્રદાન આપ્યું એટલે આ ત્રણે ગુણો જે આજ દીવસ લગી કુંડા નીચેના દીવાની પેઠે પોતાનો પ્રકાશ પોતાના સ્થાનમાંજ પ્રવર્તાવી રહ્યા હતા તે અનસુયાના બાળકોમાં વિશેષ પ્રકાશે પ્રકાશિત થયા. એટલે અંશાવતારી મનાયા. આગળ અનેક સતીઓ થઇ છે. પણ તે બધીમાં અનસુયાનું માતૃ પદ છે કારણ કે તેણી ત્રણે દેવની માતા એટલે સકળ જગનાં માતારૂપ બન્યાં."

**કેશરી**—"ગુરૂ, પૃથ્વીપર પ્રખ્યાત એવી કેટલી સતીઓ થઇ ગઇ છે?"
**ગુરૂ**—"બધીનાં નામો તો હું જાણુતો નથી. પણ થોડાં નામ જાણું છું. તે સાંભળ."

**( પ્રબંધ. )**

અબળા પ્રબળા શી પરમા, પતિ પ્રાણા સતિઓ સુકરમા,
ભારત ભૂષણ ઘર ઘરમાં, વખણાતી જે નારી નરમાં.

અરૂંધતિ અદિતિ અંબા આકુતિ, અહલ્યા અરુંધી અરણી અનુપા, અશ્વપાલી ઉપદેવી અનંસા, ઉમિયા અપાલા ઈલા ઇંદુમતિ, ઉશીજ ઉત્તરા ઉષા ઉર્મિલા, અન્નપૂર્ણા એકા અંબાલિકા, ઇંદિરા અસ્મના ઇશ્વરી, અપરાજીતા અતિસુખા કૌશલ્યા, કુમતિ કળાવતિ કાન્તી કુન્તા, કૃષ્ણપ્રિયા કાલિકા કદંબા, કમળા કાન્તા ક્રિયા કૈકેયી, કુબજા કાત્યાયની કાલિંદી, કૈલાસા કુવલયા કુસુમા, કુમુદ કનકા કરમા ખન્ના, કપિલા કિશોરી કંચની કાશી, કસ્તુરી ક્ષેમા સુંદરી ઘોષા, ગીરજાગૌરી ગાર્ગી ગંગા, ગાંધારી ગાયત્રી ગૌતમી, ગોદાવરી ગોપા ગાન્હિની, ચંદ્રમુખી ચંપા ચંદ્રાવતી, ચિન્તા ચકોરી ચંબેલી ચતુરા, ચંદ્રપ્રભા ચંદ્રિકા ચંદના, જયા જાહ્નવી, જશઘી જમુના, જરત્કારૂ જાંબુવતી જયેષ્ટા, જનુ જના જગદ્ધાત્રી જશોદા, તરલા ત્રિવેણી તારા તપતી, દેવસ્યમિતા દ્રૌપદી દુર્ગા, દેવહુતિ દેવબાલા દમયન્તી, દેવકી દેવસેના ધનલક્ષ્મી, ધારિણી ધન્યા નીલમ નંદા, નિર્ગુણા નર્મદા નાગીલા, નારંગી નકુલા પદમાવતી, પિંગલા પાવના પ્રભા પાર્વતી, પ્રમદ્વરા પટચારા પુણ્ણિકા, પ્રભાલક્ષ્મી પૂર્ણા ને પ્રતિભા, બ્રહ્મદત્તા બેહુલા બકુલા, બ્રાહ્મી ભાગીરથી ભારતી ભદ્રા, ભવાની ભાનુમતિ ભામિતી, ભોગવતી ભૂરતા ભામિની, મુદ્રા મેના મુક્તા મૂર્તિ, મહાલક્ષ્મી મધુમતિ મરૂદેવી, માળા માધવી માલતી મયના, મિત્રવંદા મૈત્રેયી મદાલશા, મમતા મનોરમા મણી માદ્રી, મધુરી મદુરા મોહિની મંગળા, મનોહરા રમણી રતિ રોહિણી, રત્નમાલા રેવતી રૂક્મણી, રાજેમતિ રોમશા રેણુકા, રમા રૂપાળી લક્ષ્મી લક્ષ્મણા, લોપામુદ્રા લીલાવતિ લલિતા, વજ્રા, વૈજયંતી વાસંતી, વંદા વિરજા વિમળા વિંધ્યાવળી, વિશ્વવારા વેદવતી વાંકા, વિદુલા વાસવદત્તા વિશાખા, વસુમતિ વીજળી વિદ્યા વનલીલા, વિશાળા સત્યવતિ શતરૂપા, સુમુખા શાન્તી સત્યા સુભદ્રા, સતીમના શ્રીદેવી સુંદરી, સહદેવી સરસ્વતી સુમિત્રા, શાન્તિદેવી સત્યભામા સંપા, સુશીલા શવરી શુભા શશીકલા, સુખા સાવિત્રી સવિતા સરણી, શુચિસ્મિતા શરમિષ્ટા શૈબ્યા, શાકુંતલા શુકલા સુલોચના, શીવા સીતા શર્મા સુરૂચી. સુનીતિ સુલભા સોમા શોભના, સુકન્યા સુલેવા શાન્તા શુકપ્રિયા, સૌભાગ્યા શીવગંગા સુભીતા, હીરા હસમુખા ને હેમા,—'**અમૃત**' અભિલાષ આદરમા—વખણાતી૰—

**( સાખી. )**

વાંચી વરતે, સાંભળી, સહમજે, તે નરવર પદ ગામી,
બ્હેનો માતા સ્વપતિ પૂજનારીને પ્રણમું શીશનામી;
મોહાન્વિત મનને મારે મમતા મૂકી મજબૂત,
'**અમૃત**' કરદ્વય જોડી વદો સહુ "**જય જય દત્ત અવધૂત.**"

શ્રી જનાર્દનાયે નમઃ




## (ગરબી)[1]

ગીરધારી ગુણ ગાને ઘેલા, જનમ મરણ દુઃખ જાશે રે.
સૌથી શ્રેષ્ઠ થઇશ શ્રષ્ટિમાં, ને પ્રભુ પહેલો ચ્હાશે રે;—ગીર૦ ૧
મન મોહનની મદદ માગતાં, મોહ મત્સરને મરાશે રે;
કૃષ્ણજી કરૂણાળુ મુખ કહેતાં, કોટી કાર્ય કરાશે રે—ગીર૦ ૨
ચિંતાનદનું ચિંતવન કરતાં, ચિંતા ચુર થઈ જાશે રે.
હિતકારી હરજીને હૈયે ધર, હાની સર્વ હરાશે રે—ગીર૦ ૩
રમાપતિને રટતાં રટતાં, હ્રદય એ રંગે રંગાશે રે;
ત્રિભુવન તારણ ત્રીકમજી, તારા તનમાં રહી તપાસે રે—ગીર૦ ૪
શ્રીવર સમરે શ્રી વર પામે, શ્રીપદ અંતે પમાશે રે;
ગુણવાળા ગોવિંદને ગાતાં, ગોથું કદી ન ખવાશે રે—ગીર૦ ૫
પુરૂષોત્તમ પ્રિયતમને પુજે, પાપ પ્રચંડ પળાશે રે;
શામળીયાજીનું શરણું લેતાં, રસ રંગ ગંગમાં ન્હાશે રે—ગીર૦ ૬
વનમાળીને વરશે વ્હેલા, વ્હેલા વ્હારે ધાશે રે;
નારાયણનું નામ નિરંતર, નહિં થાવા દે નિરાશે રે—ગીર૦ ૭
ભવ ભય હર ભૂધરને ભજતાં, ભવિષ્ય ભય ન ભળાશે રે;
દીન બંધુ દામોદરે દાસના, દુઃખને દોષ દબાશે રે—ગીર૦ ૮
બિહારી વીણ બોલ ન બીજું, બાંહ્ય ધરીને સ્હાશે રે;
જગપતિ જીવન જાણ્યા જનતો, જમ જખ મારી જાશે રે—ગીર૦ ૯
ધરણીધર ધ્યાને ધરી ધીરજ, ધાઇ ધાઇને ધાશે રે;
'અમૃત' અવિનાશી આરાધન, અંતે પૂરશે આશે રે—ગીર૦ ૧૦

## (સાખી)

સ્કંદ બંધુ[2] સાવિત્રી સુતાને[3] પ્રણમું પ્રેમે પ્હેલે,
'અમૃત' કૃતિ ઉજ્વળ કરી, આપો રસ રેલાવીને રેલે.

---

૧ 'જુઠી કાયા રાણી જુઠું શું'...ના જેવી. ૨ ગણપતિ. ૩. સરસ્વતિ.

(ભજન).

ભવાટવીમાં ભટકાશે નહિં રહમજાશે રે,
ગુરૂ જ્ઞાનાદિત્ય પ્રકાશે, મોહ તમ નાસે રે—નહિં૦ ૧
સાગરમાં તરતું ફરતું, પણ મરતું મીન પીયાશે રે,
અગાધ ભરેલું નથી, મતિમાં ઠરેલું,
રતિભર પહેલું કે ના છેલ્લું પીવાશે રે—નહિં૦ ૨
શેરડીમાં સાકર, ઘૃત પય અંદર, સુંદર બાહ્ય ન પ્રકાશે રે,
ગુરૂ બોધે જો, સત્યને સધ શોધે,
ક્રોધે વિષાદે રોધે નહીં નીરખાશે રે—નહિં૦ ૩
અનલ ઉપલ માંહે, નિપુલ ભરેલો, તુલ બીલકુલ ન દઝાશે,
ગુરૂગમ લોહ કડી, અડી જતાં જોશે તો,
ઘડીમાં વડી એ જ્વાળા પ્રગટ જણાશે રે—નહિં૦ ૪
તેમ કથા ખરી, શ્રવણે શ્રી હરી ધરી, મન કરી કંઇ શકાશે,
'**અમૃત**' સમજી તજી અનૃત પ્રભુને ભજી,
ભવનીધિ પાર થવાશે દુઃખ જાશે રે—નહિં૦ ૫



અવતાર અધિકાર સાર્થક કરવામાં, સ્વાર્થ ત્યાગ, અને પરમાર્થ પ્રેમ એ પ્રાધાન્ય વરતુ છે. દાનનાય બે પ્રકાર છે. એક કીર્તિનું, અને બીજું પ્રીતિનું. પહેલું પાત્રાપાત્રના ભેદ વર્જીત છે. અને બીજું સત્પાત્ર પર આધાર રાખે છે સત્પાત્ર શોધવા જેવી જગતમાં બીજી મુશ્કેલી નથી અને સત્પાત્ર સીવાય કર્તા અને કર્મ બંને નાદાન ગણાય છે. સબળ પુરાવે સાબીતિ મળી છે કે પાત્ર પરીક્ષા કરનાર અદ્યાપિ પર્યંત કોઇ પણ પૃથ્વીપર પ્રગટ થયો નથી. મતલબ કે એક ખરો દુઃખી માણસ આંખમાં પાણી ભરી દીન વાણીથી ખરી જરૂરી મદદ માગે છે. તેમજ બીજો કમરે રોકડા પૈસા બાંધી દરિદ્રી ભાવ દર્શાવી દયાજનક શબ્દોમાં યાચના કરે છે. બંન્નેમાં સાચો અને ખોટો શોધી કાઢવો એ સ્હેલું કામ નથી. અને તેથીજ મનાતી પરોપકાર કૃતિ પરિણામે પસ્તાવો કરાવે છે. સત્પાત્ર દાન એ શાસ્ત્ર વચન છે. પરંતુ તે શોધી કાઢવું ગહન છે. માટે બાહ્યાડંબરે બાલીશ બનવા કરતાં પોતાનાં બ્હેન પુત્રિ, જમાઈ, ભાણેજ, અશક્ત જ્ઞાતિબંધુઓ, કે પીડાયુક્ત પાડોશીજ પાત્ર માની વિત્ વિતરણ કરવું. તેથી અંતે ઉદાસ થવાનો અવસર આવશે નહિં. અથવા ગમે તેને ગમે તે વખતે આપવાની ટેવથી, ભાગ્યવશાત્ પાત્ર પ્રાપ્તિ, થઇ જાય છે.

દૃષ્ટાંત—એક વણિકનો પંદર વર્ષનો પુત્ર, વૃદ્ધ વાક્યોપર વિશ્વાસ આણી સ્હવારમાં સરિતાપર સ્નાન કરવા જતો, પણ બધાં ન્હાતાં હોય તે સ્થળ ત્યજી દૂર જવાનો દૃઢ નિશ્ચયી બન્યો હતો. પોતે ન્હાતો હોય ત્યાં બીજા કોઇને ન્હાવા આવતા જુએ એટલે બીજે દહાડે થોડો આગળ વધે. હમેશની આ કાયમ ટેવને લીધે છોકરો લગભગ એક ગાઉ ગામથી દૂર નદીપર ન્હાવા જતો. દિવસોદય થતાંજ પાછો ઘેર આવી જઇ, સ્વકર્મમાં જોડાતો. એક દિવસ વહેલો ઉઠી, પોતાના નિર્મિત સ્થળે ન્હાવા માટે જતો હતો ત્યાં પ્રભાતના ભુરા પ્રકાશમાં બે કાળા પોશાક ધારી, હાથમાં લોહ દંડ પકડેલા પોલીસના સિપાઇઓ જેવા, પ્રચંડ પુરૂષોને પોતાની ભણી આવતા જોયા. ગામથી એક ગાઉ દુર, અરણ્યમાં એકલા આવતા, આ અનિષ્ટ દરશને આ કિશોરાવસ્થામાં વિહરતો કુમાર ભયભીત થયો. છેક નજીક આવતાં તે ભીષણદ્વય મૂર્તિને પેલા વણિક પુત્રે ભયથી વાંકા વળી, પ્રણામ કીધા. ઉચ્ચાર કરવો અયોગ્ય ગણી, તે બંન્ને શ્યામ વસ્ત્ર ધારી મુંગા મુંગા આગળ ચાલ્યા ગયા. છોકરાની ભય પુરિત અકળામણ ઓછી થઇ. નાહીને ઘેર આવ્યો, તે દીવસ વીતી ગયો, બીજે દહાડે પણ બરાબર વખતે તે બંન્ને ભેટયા. પહેલા દીવસ પ્રમાણે વણિક પુત્રે તેમને પ્રણામ કર્યાં. કિન્તુ પ્રત્યુત્તર બીલકુલ નજ મળ્યો. ત્રીજે દીવસે પણ તેજ પ્રમાણે થયું. એટલે છોકરે જરા હિંમત ધરીને પૂછ્યું—"મહેરબાનો, આપ બંન્ને કયા ખાતામાં જોડાયલા છો? પ્રતિ પ્રાતઃ કાળે શા હેતુથી આ પ્રદેશમાં પધારો છો? અને પૃથ્વીને પાવન કરનારાં, આપનાં મંગલ પગલાં કયા સ્થાને જઇ અટકે છે? અડચણ ન હોયતો કૃપા કરીને કહેશો!"

૧ લો સિપાઇ—"ત્હારે તેની શી પંચાત! અમારી ઓળખાણ નથી થઇ, ત્યાં સુધી ત્હારા મુખ ઉપર આનંદ દેખાય છે. અમારૂં નામ સાંભળીશ તો ત્હારૂં લોહીએ ઠરી જશે કે આત્માયે ઉડી જશે."

છોકરો—"સાહેબ! આપને હું ત્રણ દીવસ થયાં મળું છું. ઉત્તમ મનુષ્યને તો એકજ દીવસ મળતાં મિત્રતા થાય છે. તો આપ પણ મ્હારા સત્ય શુભેચ્છક અને અકારણ હેતુ બન્યા છો. આપનું ગમે તેવું ભયંકર નામ હોય. તોપણ સ્નેહીનો સમાગમ સંતાપકર થતો નથી. માટે આપ આપની ખરી ઓળખાણ આપી. મ્હારી ઉત્કટ ઇચ્છા પૂર્ણ કરવા દયાળુ થાઓ."

૨ જો સીપાઇ—“ છોકરા, અમે જગત જીવોના પ્રાણ હરનાર યમરાજના દૂત છીએ. તું અમારો મિત્ર થવા દાવો કરે છે તો તને અમે અમારૂં કામ સમજાવીએ છીએ. આજે અમે ત્હારા ગામના ધોબીનો જીવ લેવા જઇએ છીએ. બરાબર આઠ વાગતાં તે ધોબી પોતાના પ્રાણ ત્યજશે. ત્હારે જોવું હોય, તો તું તે સમયે નદી તીરે આવજે.” એમ કહી બંન્ને ચાલ્યા ગયા. વણિક પુત્ર પણ નાહીને ઘેર આવ્યો. તરત પોતાનું નિત્યકર્મ આટોપી, એક વસ્ત્ર ઓઢી, ઉતાવળો સરિતા તટે જઇ પહોંચ્યો. ધોબી કંઇક ઉતાવળા પ્રસંગને લઇ, આખી રાત્રિ કપડાં ધોતો, નદીપરજ રહ્યો હતો. તેની સ્ત્રી સ્હવારમાં પતિ માટે ખાવાનું તૈયાર કરી ત્યાં આપવા આવી હતી. છોકરો દૂરથી જોતો હતો. ધોબીના મોતને થોડીજ વાર હતી. બૈરીના બોલાવવાથી ધોવાનું કામ અટકાવી, ખાવાનું ખાવા, ધોબી સ્ત્રી સમીપે ચાલ્યો, રસ્તામાં એક યમદૂત, ચોરસ પત્થર આકારે પડી રહ્યો હતો તે દ્રષ્ટિમાં આવ્યો. લીસો અને પ્રશસ્ત પત્થર વસ્ત્ર ધોવા બરોબર ઉપયોગી થશે એમ ધારી, ભોજનની ઇચ્છા રોકી, ધોબીએ પોતાની સ્ત્રીને પત્થર ઉંચકવા બોલાવી, સ્ત્રીએ ઉપડાવેલો પત્થર ધોબીએ માથે લેતાં વજન વિશેષ લાગ્યું. તેથી એ ભારે બોજા તળે તે ચગદાયો, અને સહજમાં મરણને શરણ થયો. સ્ત્રી રડવા ને કુટવા લાગી ને પેલો છોકરો ઘેર ગયો, તે આખો દીવસ તેણે બેચેનીમાં ગાળ્યો. ધોબીનું નદીપર રહેવું, સ્ત્રીનું ભોજન લાવવું, ખાવાનું બાજુપર મુકી પત્થરને ઉચકાવવું, અને પળમાં પ્રાણરહીત થાવું વગેરે વિચારો આ બાળ બુદ્ધિના બાળકને ભારે ભ્રમણામાં ભમાવવા લાગ્યા. બીજે દહાડે પણ ન્હાવા જતાં આ શુદ્ધ મિત્રની મુલાકાત થઇ. આજે તેમણે તેજ ગામના ગોવાળનો જીવ લેવો છે એમ કહ્યું. છોકરે નાહી, ઘેર આવીને તુરત આહનીક આટોપી, બહાર જવા વસ્ત્ર ઓઢયું. પિતાએ પૂછ્યું—
“ભાઇ તું રોજ રોજ પૂજા કરીને ઉતાવળો કયાં જાય છે ?”

છોકરો—“ બાપા, કાલે આપણા ગામનો ધોબી મરી ગયો તે જોવા ગએલો અને આજે આપણા ગામનો ગોવાળ મરશે તે જોવા જાઉં છું.”

પિતા—“ ગોવાળ મરશે એ ભવિષ્યની ખબર તને કયાંથી પડી ? ”

છોકરો—“ મ્હારા એક મિત્રે કહ્યું છે તેથી. તમારે જોવા આવવું હોય તો ચાલો. મોડું થઇ જશે તો જોવાનું મળશે નહિં.” પિતા પણ આ નુતન વાત સાંભળી નીરખવાની ઇચ્છાને રોકી શક્યા નહિં. અને ઉતાવળથી

ગામના દરવાજા બહાર જઇ ગાયે અને ભેંસોના ટોળા વચ્ચે ઉભેલા તંદુરસ્ત મસ્ત ગોવાળને જોતા ઉભા રહ્યા. બંન્ને યમદૂતો રૂષ્ટપુષ્ટ આખલા બની લડવા લાગ્યા. ગોવાળ વચમાં પડી, લાકડીથી બંન્નેને છુટા પાડવા દોડ્યો. ત્યાંતો બંને આખલાઓએ તેને વચમાં લેઇ ચીરી નાંખ્યો, અને અલ્પવારમાં તેના ઉત્તમ આત્માએ પંચભુત પિંડને ત્યજ્યો. પિતાને પુત્ર કહેણુની પ્રતીતિ થઇ. પરંતુ આ અંતિમ ઉપાધિકર બનાવનું વિશેષ ચિંતવન અનુપયોગી ગણી પુત્ર સાથે કંઈ પણ વિશેષ વાતચીત કરી નહિં. ફરી પ્રાતઃ સમયે ત્રિપુટીની ભેટ થઇ. છોકરો આ બે દાખલા જોઈ, ભારે ભયાન્વિત થયો હતો તેથી મિત્રો મળતાંજ પૂછ્યું—"ભાઇ, આજે!" યમદૂતોએ કહ્યું—"આજે અમે બીજે ગામ જવાના છીએ" છોકરે મળેલો વખત સાર્થક કરી લેવા કહ્યું—"મુરબ્બી મિત્રો! આમ આપ જગત જીવોના જીવ લ્યોછો. ત્યારે કૃપા કરીને કહેશો કે મ્હારૂં મૃત્યુ કયારે થશે?"

**યમદૂત**—"મૂર્ખા! અમે એ શું જાણીએ? એ તો ચિત્રગુપ્તના ચોપડામાં જેની આવરદાનો અંત દેખાય, તેના સુક્ષ્મ શરીરને પકડી લાવવા અમને હુકમ થાય. એટલે અમે તે બજાવીએ. કિન્તુ કહી ન શકીએ કે કોણ કયારે મરશે!

**છોકરો**—"દયાળુ ભાઇ, આપ મ્હારાપર દયા લાવી, આપના સરદારને પૂછી ન શકો? જો પૂછી શકાય તો જરૂર કૃપા કરીને મ્હારી આયુઃ નો અવધી ઓળખાવવા તસ્દી લેશો.

"બહુસારૂં" કહી યમ દૂતોએ રસ્તો લીધો. અને સોંપેલું કાર્ય પૂર્ણ કરી, યમલોકમાં ચિત્રગુપ્તને મિત્ર મરણની વાર્તા પૂછી. ચિત્રગુપ્તે ચોપડો તપાસી, આજથી બરાબર છઠ્ઠે માસે છોકરાનું મરણ છે. એ કહી દીધું. દૂતોએ પોતાના ન્હાના મિત્રને તે બાબતથી જાણીતો કર્યો. છોકરાએ મા બાપને વિદીત કર્યું. પિતા ગોવાળના દ્રષ્ટાંતથી લેશ પણ આનાકાની વગર સાચું માની રહ્યા. અને મરણ મુદત આવી પહોંચ્યા પહેલાં પુત્રને સંસારના લ્હાવો લેવરાવવા અને પોતે પુત્ર સુખનો આનંદ અનુભવવા ખર્ચાળુ ખટપટમાં પડ્યા. પુત્રને પરણાવવા માટે કન્યાની શોધ ખોળ ચલાવી, પાંચ માસ પૂરા થયા. પણ કયાંય ચોકઠું બેઠું નહિં. છોકરાને હવે યમદુત મળતાય નહોતા. એટલે પોતાને અને મુદત જતાં સઘળાંઓને એ વાત વિસ્મૃત થઈ ગઇ હતી અંતે સગપણ થયું. પિતાએ લાડેકોડે પુત્રને પરણાવ્યો કન્યાના

પિતાને ત્યાં જાન થોડા દીવસ રોકાઇ અને પાછા પુત્ર વધુસમેત પોતાને ઘેર નિર્વિઘ્ને પહોચ્યા. પતિ પત્નિના મેળાપની આજે પ્રથમ રાત્રિ હતી. લગભગ દશેક વાગ્યા પછી, સર્વ સંબંધીઓને મળી, પિતા ચરણમાં નમન કરી. વણિક પુત્ર નુતન વધુને ભેટવા, પોતાના શયનગૃહ પ્રતિ ચાલ્યો. ઘરને બીજે માળે મુકરર કરેલું શયનાલય ભારે રોશનીથી ઝાકઝમાળ કરવામાં આવ્યું હતું. પુષ્પમય બીછાનું સર્વ શ્રેષ્ઠ સુગંધીત પદાર્થોથી મધમધીત બનાવ્યું હતું. પ્રથમ પ્રસંગમાં આડો આવતો મર્યાદાનો પડદો ખસેડવા, ખાનપાનાદિકની ગોઠવણ પ્રથમથીજ કરાઈ હતી. શયનગૃહનું પ્રવેશ દ્વાર બંધ કરી આજે આવેલી બાળા પતિ આગમન પ્રતિક્ષા કરી રહી હતી. વણિક પુત્ર અનેરી આશાએ ઉપર ચડયો. શયન મંદિરના બારણા પાસે જતાં એક મ્હોટો કાળો સર્પ બત્તીના બહોળા પ્રકાશે નજરે પડયો. તેથી તે અટકયો. ને ભય સંચારે શરીર ધ્રુજી ઉઠયું. પળ વારમાં પોતાની પાસે એક કાળાં લુગડાં પહેરેલા સિપાઇને ઉભેલો જોયો. ધારીને ધારીને જોતાં પોતાને ન્હાવા જતાં મળતા આ યમદૂત મિત્રને ઓળખ્યો. એટલે સવિનય પ્રણામ કરીને પૂછ્યું–" ભાઈ અત્યારે !"

**યમદુત**—તને કહેલી છ માસની મુદત આજે પૂરી થઈ છે. આજે ૧૧ વાગતાં ત્હારૂં મૃત્યુ આ દ્વાર પાસેજ થવું નિર્મિત છે. હજી પાએક કલાકની વાર છે. આ સર્પ થઇને પડેલો ત્હારો બીજો મિત્ર કે જે હંમેશાં મ્હારી સાથે રહે છે તે તને હમણાંજ કરડે એટલે તું પા કલાક પછડાઇ પછડાઇ પોતાના પ્રાણ તજે. પરંતુ ત્હારે અમારી સાથે મિત્રાઇ છે તેથી તને મૃત્યુ વખતે વધારે પીડા ન આપવી. અને અંત સમયે થોડી વાતચીત કરવાની ઇચ્છાએ તને તે હજી ડસ્યો નથી. મુદત આવી પહોંચતાં તે એવો કારી ડંશ દેશે કે વગર રીબામણે તું સમયસર સ્થુળ શરીરથી છુટો થશે."

**છોકરો**—" ઘણુંજ ઉત્તમ ! ભાઇ, મરવું ફરવું નથી. ઉગરવા મ્હારે કાંઇ કરવું નથી. આજેજ મુદત પુરી થાય છે એ મ્હારા સ્મરણમાં નહોતું. હવે આપ એટલી કૃપા કરો કે હું આ સામેના દ્વારમાં ઉભો રહી, ફક્ત મ્હારી આજે પરણીને આવેલી સ્ત્રીનું મુખ દર્શન કરી લઉં. એક પણ બોલ તેની સાથે બોલવાને મ્હારી ઇચ્છા નથી."

**યમદુતો**—" એમ ન થાય, તને જવા ન દેવાય, મૃત્યુનું સ્થાન ન ઉલંઘાય." છોકરે બહુ કાલાવાલા કરવા માંડયા. યમદૂતોએ કશું લક્ષ્યમાં લીધું નહિં. સ્ત્રી અંદર બેઠી બેઠી સાંભળતી હતી એટલામાં એક સાધુ કે જે

પોતાની સ્ત્રીને સાથે લેઇ યાત્રા કરવા નીકળેલો તે સાયંકાળે આ પુરમાં આવ્યો. તેની સગર્ભા સ્ત્રીએ લગભગ દશેક વાગે એક બાળકને જન્મ આપ્યો. પછી તે ભૂખી થએલી ભાર્યા એ પતિને કોઈપણ જગ્યાએથી ભોજન લાવવા પ્રેરણા કરી, અને કાંઇ ખાવાનું નહિ. લાવે તો જન્મેલા બાળકને 'ખાઇજઈશ' એમ ધમકી આપી વિદાય કર્યો. ગામ ધામનો અજાણ્યો પરદેશી ભીખારૂની પેઠે મહેલ્લે, મહેલ્લે અને ચૌટે ચૌટે કોઇ કંઈ "આપો." એવી બુમ પાડી રહ્યો. પણ આજકાલ પોતાના નજીવા કાર્ય માટે અનેકની ખુશામત કરનારાઓ આવા દીન જનોનાં દીન વાક્યો ઉપર ક્યારે નજર રાખે છે ? ફરતા ફરતા તે પરદેશીએ નિરાશા અને બાળક ભક્ષનો ભય મિશ્રિત આર્તનાદ આ મકાન નીચે કર્યો. વણિક પુત્ર અને યમદૂતોની રકઝક ચાલતી હતી. શયનગૃહમાં બેઠેલી વાસકસજ્જિતા જેવી કામિની, પતિ અહીં આવી શકશે નહિં. એમ સ્પષ્ટ સમજી ગઇ હતી. પોતાનું મુખ દર્શન કર્યા વગરજ પતિ પરલોકે પધારશે એમાં કંઇ સંશય નથી. એટલામાં "કોઈ આપો ! કોઇ આપો." એવી ભીખારૂની ભયંકર બુમ સંભળાઇ સ્ત્રીએ વિચાર્યું. કે "પતિ નાશ પામતાં આ આણેલાં, વિવિધ પકવાનો મ્હને કે તેમનાં માતા પિતાને ઉપયોગી થવાનાં નથી. માટે આખર વખતે આટલું પણ દાન એમને ઇતર લોકમાં ઉપયોગી થશે." એમ માની મ્હોટા લોટામાંનું પાણી ઢોળી નાખી પેલાં પકવાનો તેમાં ભર્યાં. પણ નીચે પહોંચાડવા દોરડું મળ્યું નહિ. વિવાહિત દંપતિને મળવાનો આજે પહેલો પ્રસંગ હતો તેથી શયનગૃહ ખૂબ શણગારેલું હતું. એટલે કોઇપણ જગ્યાએ કપડાં કે દોરડું મળે તેમ નહોતું. તેથી પોતાનું ઓઢેલું કીમતી વસ્ત્ર ચીરી તેની દોરી બનાવી, લોટો ફાંસી નીચે ઉતારી, ભીખારીને તેમાંનું ભોજન લઇ લેવા કહ્યું. સાધુએ અંતઃકરણથી અત્યંત આનંદિત થઇ તે ભોજન લીધું. સ્ત્રીએ લોટો ઉપર ખેંચી લીધો. સાધુએ પોતાના નિવાસ સ્થાનમાં જઇ, સ્ત્રીને ખાવાનું આપ્યું. તેણીએ ખાધું, અને આપનારને અંતર લાગણીભર્યો ઉમદા આશીર્વાદ અર્પણ કર્યો. વણિક પુત્ર યમદુતો પ્રત્યે કહેવા લાગ્યો—"ભાઇઓ તમે આટલો મિત્રાઇનો ધર્મ નથી જાળવી શકતા ? મ્હને ફક્ત સ્ત્રીનું મોહુંય જોવા નથી દેતા ? મ્હારી ઇચ્છા માત્ર આ પરણેલી બૈરીનું મુખ જોવાનીજ છે. ભાઇ હું મરી જઇશ તો મ્હારી ઇચ્છા એ સ્ત્રી દર્શનમાં રહીજશે. હા !"

યમદૂત—"તે કોઇપણ રીતે બની શકે તેમ નથી."

**વણિક પુત્ર**—"સારૂ, ત્યારે આપની ઇચ્છામાં આવે તેમ કરો." સમય પૂરો થયો. કે એક મિત્ર વાત કરતો ઉભો હતો. અને બીજો સર્પ થએલો તે ડંસવાને આગળ થયો. છેક નજીક ગયો. છોકરો ડરીને થથરી ગયો. બરાબર પગના અંગુઠાની પાસે આવી, મ્હોઢું ખોલીને ડંસવા ગયો. ત્યાં તો છોકરાના પગનો અંગુઠો સર્પના મ્હોડા કરતાં પણ મ્હોટો દેખાયો. એટલે અટકયો. ફરી આગળ વધ્યો તો પણ પોતાના કાર્યમાં ફળીભૂત ન થયો. એટલે બીજાએ કહ્યું-"કેમ વાર લાગે છે? મરણ મુદત વીતી જાય છે ને?" પેલો વારે વારે ડંસવાનો યત્ન કર્યા કરે પણ કશું વળ્યું નહિં. ત્યારે બીજાએ પણ સર્પ બની મહેનત કરી જોઇ. છતાં કાર્ય સિદ્ધી થઇ નહિં. ત્યારે કંટાળીને એક ત્યાં રોકાયો, અને બીજો યમલોકમાં ચિત્રગુપ્તને પૂછવા ગયો. અને જઇને બોલ્યો કે "આ વણીક પુત્રના પ્રાણ અમારાથી કાં લેવાતા નથી?"

**ચિત્રગુપ્ત**—"ખરૂં છે તમારાથી તેના પ્રાણ નહિ લેવાય. તેનું મૃત્યુ આજે ૧૧ વાગેજ હતું. પણ તેના કોઇ નિકટના સંબધીએ એક ખરા દુઃખીને અન્નનું દાન કર્યું છે તેથી તેનું આયુષ્ય આજથી ૬૦ વર્ષ સુધીનું લંબાયું છે." દૂત પાછો ગયો. અને પોતાના ન્હાના મિત્રને મળ્યો, ભેટયો, અને આજથી સાઠ વર્ષ પછી મુલાકાત થશે એમ કહી બંન્નેજણ ચાલ્યા ગયા. વણિક પુત્ર સ્ત્રીને મળ્યો.

**તાત્પર્ય**—પાત્રાપાત્ર શોધવાની કડાકુટ કરવા કરતાં, ફળાપેક્ષારહિત ગમે તેને ગમેતે વખતે દેવાની ટેવ હોય તો આમ અજાણતાં પણ સુકાઇ જતા વૃક્ષને પાણી સીંચાય અને તેની અંતર આશીષે આપનારનું પણ અણ ઇચ્છું કલ્યાણ થાય છે તે આ આખ્યાનથી વધુ સમજાય છે—

**( સાખી. )**

ખરે જગતમાં તેજ **ભક્ત નવ ધર્મને**[1] **અંતરે આણે;**
ખરે જગતમાં **તે અભક્ત નવ**[2] **ધર્મને અંતરે આણે.**

ધર્મના નવ ગુણ ધૃતિ, ક્ષમા, અચૌર્ય, પવિત્રતા, ઇંદ્રિનિગ્રહ, (દમ) સદ્‌બુદ્ધિ, અવિદ્યા નાશક વિદ્યા, સત્ય, અને દયા છે. અને એ નવ પાંખડીઓ મળીને એક ધર્મરૂપ પુષ્પ બને છે. તેને ધારણ કરનારા ભક્ત ગણાય છે. અને તેથીજ ભકતોને પુષ્પની માળા અર્પણ કરાય છે.

બીજું ભકિતના પણ નવ પ્રકાર છે. સાંભળવું, કહેવું. સમરણ કરવું,

---

૧ નવ પ્રકારનાં. ૨ નહિં.

સેવા કરવી, પૂજન કરવું, નમવું, મૈત્રી, દાસત્વ, અને સર્વસ્વ અર્પણ. પરંતુ અધર્મના નવ ગુણો—

( સાખી. )

પરધન પરદારા પરનીંદા પર અપકારે પ્રિતી;
નિદ્રા આળસ દંભ કપટને; સ્વારથનીજ પ્રતિતી.

સુરસેન યાદવની પુત્રી પૃથા, કુંતલ પુરાધિપતિ કુંતિભોજ રાજાએ પ્રજા ન હોવાથી પોતાને ત્યાં પાળવા, મિત્રાઈના સંબંધમાં માગી લીધેલી હતી. તે સુસંસ્કારી યાદવ બાળાએ કુંતિભોજના હૃદયમાં રહેલી વંધ્યત્વની ખટક ભુલાવી હતી કન્યા કેળવણીનો પ્રાધાન્ય વિષય આતિથ્ય સત્કારમાં આ બાળા અત્યંત આગળ પડતો ભાગ લેતી હતી. એક વખત તપોનિષ્ઠ મહાત્મા દુર્વાસાઋષિ દસ હજાર શિષ્યો સહિત ભિક્ષા નિમિત્તે કુંતિભોજને ત્યાં પધાર્યા. બાળા "પૃથાએ" તેમનું ઘટતું સન્માન કર્યું. તમોગુણી શંકરનાઅંશાવતાર દુર્વાસા મુનિ, ઉગ્ર ક્રોધી સ્વભાવના હતા. નહીં જેવી સહજ ભૂલથી પણ તેમનો કોપ ઉગ્ર થઇ નિકળતો. તેમને આ બાળાએ અત્યંત પ્રસન્ન કર્યા. આજકાલ ભણવું ગણવું, લખવું વાંચવું, ભરવું ગુંથવું, શીવવું, ચીતરવું, ઘડવું, અને ગાવું બજાવવું, એનેજ કન્યા કેળવણી કહેવાય છે. પણ ખરી રીતે તે કેળવણી સાથે ધર્મ, નીતિ, સત્ય, ગૃહોપયોગી કાર્યો મળતાપણું, વ્યવહારદક્ષતા, આતિથ્ય સત્કાર, વગેરેથી માનસિક, અને શારીરિક ખીલવણીની મેળવણી થાય તો કેળવણી, સર્વાંશે સંપૂર્ણ ગણાય. દુર્વાસા જેવા મહામુનિને માત[1] કરવાનું કારણ પૃથાની આ લોકોત્તર[2] કેળવણીજ હતી. ભિક્ષા કરીને વિદાય થતી વખતે મુનિએ કુંતિભોજને પાસે બોલાવી કન્યાનું ભવિષ્ય ભાખ્યું. પંચ મહા યજ્ઞમાં અતિથી ભોજન, એ પણ એક નિત્યકર્મનું ઉત્તમોત્તમ સાધન છે. અને તેનું ફળ તાત્કાળિક છે. વીશીમાંથી જમીને બહાર નીકળીએ કે તરત પૈસા ભરવા પડે છે. તેમ સંત સાધુને જમાડવા એ વગર મૂલ્યનું નથી. તે ભિક્ષાર્થે પધારેલા મહાત્માઓ જમ્યા પહેલાં કે જમ્યા પછી. ઘરધણીની સાથે બેસી, કાંઇક જ્ઞાન ચર્ચા ચલાવે છે. તેમાંનાં એકાદ બે વાકય શ્રદ્ધાયુકત પવિત્ર હૃદયમાં ઠસે તો એક વખત જમાડવાનો બદલો આખી જીંદગીની સુધારણારૂપ મળી જાય છે. એ ન્યાયે મુનિએ રાજાને કન્યાની કમનશિબી[3] જાહેર કરી કહ્યું કે—"કુંતિભોજ!

૧ વશ. ૨ ઉત્તમ. ૩ મંદતા.

આ ત્હારી કન્યા પરણ્યા પછી, પ્રજોત્પત્તિનું ક્ષેત્ર નહિ બને, તેને તેના સ્વામીથી એકપણ સંતાન થશે નહિ." કુંતિભોજને આ કથની કષ્ટ દાયક લાગી કન્યા પરણીને શ્વસુરાલયે[1] જાય, અને કદી તેને સંતાન ન થાય તો તેનો પતિ બીજી પત્નિ કરે, તેથી આ બાળા અણુમાનિતી, રહી, આ જીંદગી[2] ઉપાધિ ભોગવે, એ શું માતાપિતાને થોડું શોચનીય છે? તેથી રાજાએ કહ્યું—" મહારાજ! આપ જેવા મહામુનિની દ્રષ્ટિ તે કન્યા ઉપર પડી, છતાંય તે કન્યા દુર્ભાગિની રહે, તો એ કન્યાનાજ કર્મ મંદ." દુર્વાસા આ મર્માળાં વાકય સાંભળી હસ્યાં. અને કુંતાને પાસે બોલાવી ઉત્તમ પુત્રો આપનારા પાંચ મહામંત્રો આપી સ્વસ્થાને ગમન કરી ગયા.

પણ— ( સોહિણી. )

અણસમજે નિતી ગઇ વિતી, અવિચારે અવળું થયું,
ઓચિંતી ઉદભવતાં ભીતી, સમજાયે અવળું થયું,
કુંતિભોજ તણી સુતા કુંતાએ વાય મુનિતણું.
નમાનતાં કીધી પ્રતિતી, —અવિચારે અણુ૦ ૧

યજમાનોને ખુશામતે ખુશી રાખી, સમયોપયોગી ક્રિયામાં હુશિયાર બ્રાહ્મણ, નિર્વિઘ્ને પોતાનું ઉદર પોષણ કર્યે જતો હોય, તેને જ્યારે વિદ્વાન મંડળમાં પરિક્ષા આપવાનો સમય પ્રાપ્ત થાય ત્યારે,—બીજું અભિમાનમાં અંધ થઇ, બેવકુફીથી બેદરકાર બનેલો રાજા સામટા શત્રુઓ ઉત્પન્ન થાય ત્યારે–ત્રીજું આંખો મીંચી, મોટી બાથ ભરી, લાખોનો વ્યાપાર નીચેમોંએ કરી જતો વ્યાપારી જ્યારે ભારે ખોટમાં પડતો દેખાય ત્યારે,—અને ચોથુ સમગ્ર મનુષ્યો વિષયાંન્ધ બની, મોહ મમતામાં, મોજમજા મેળવતા, મર્ણ સમય આવે ત્યારે વદે છે કે—"અવિચારે અવળું થયું." તેમ આ કુન્તાબાળાને પણ મુનિનાં વાકયોમાં અશ્રદ્ધા ઉત્પન્ન થઇ. તે બોલવા લાગી કે "એક વખત જમીજનારા ભિખારી બ્રાહ્મણો જમાડનારને ભલુ મનાવવા કેટલી ખુશામત કરે છે! દુર્વાસામુનિ જંગલમાં વસવાથી ખરેખર વન પશુ જેવાજ બની ગયા છે. એમને એટલીય અક્કલ નથી કે મંત્રથી પુત્ર ઉત્પન્ન થતાં હોત તો આખું જગત પરણવાની નાહક ખટપટ શા માટે કરત?" આવા ભુલવનારા તર્કોનો ભોગ થઇ પડેલી તે બાળા, એક દાસી સાથે જળાશયે સ્નાન કરવા ગઇ. અને ભીંજાયેલે કપડે દુર્વાસાના

---

૧ સાસરે. ૨ મરણપર્યંત.

કહેવા પ્રમાણે સૂર્યના મંત્રે સૂર્યદેવનું આવાહન[1] કર્યું.

( ગીતિ. )

દુર્વાસાના મંત્રે, જગ તમ હરનેર[2] કુંતા આમંત્રે[3],
સ્વતંત્ર થઈ પરતંત્રે, અંતર અકળાયું મંત્રે તંત્રે.

મંત્રને આધીન રહેલા સૂર્યદેવ, બાળાના બોલાવવાથી, પુરૂષરૂપે પૃથ્વીઉપર પધાર્યા. કુંતા ગભરાઇ. અને જોતાંજ કહી રહી કે—"અવિચારે અવળું થયું." સૂર્યે શરમાઇ ગએલી સુંદરાંગી[4]ને તું અવિવાહિતા[5] પણ પુત્રની માતા થશે તથા નિષ્કલંકા રહેશે." એમ કહી દ્વિગુણીત વરદાન આપ્યું. તેથી પૃથાને ગર્ભ રહ્યો, અને પૂરે માસે પુત્ર પ્રગટ્યો. કુંતાએ—

( છંદ. )

લઇ કાષ્ટ પેટી તણાવી સલીલે[6], થઇ રૂષ્ટ ફરતી સદા મુખ વીલે[7],
ગ્રહી સુત સુતે[8] આ પ્રત્યે કહે મળીને, વહી રેલ આનંદ થયું સુખદીલે.

તરતના જનમેલા બાળકને એક કાષ્ટની પેટીમાં પુરી તે પેટી પાણીમાં તણાવી દીધી. તે એક વાંઝીયા અધિરથ સુત[9]ના હાથમાં આવી. તેણે પોતાની સ્ત્રી રાધાને તે બાળક ઉછેરવા આપ્યો, પણ નાનપણથીજ તે સૂર્ય પ્રસાદી પુત્રે—

( સાખી. )

શીશુવયથી શુરવીર બાળકે, વિદ્યાપર મન આપ્યું,
જમદગ્નિ સુત[9] નિપુણ[10] જાણીને પ્રેમે ગુરૂપદ સ્થાપ્યું.

અધિરથ અને રાધાનો પાલિત પુત્ર કર્ણ, વિદ્યા પ્રાપ્ત કરવા માટે અહીં તહીં વલખાં વીણતો. કયાંક વિદ્યાલય્માં[11] સ્થાન મળતું તો ગુરૂ સંપૂર્ણ વિદ્યાનિષ્ઠ પ્રાપ્ત થતા નહિ અને સદ્ગુરૂ પ્રાપ્ત થતા તો 'સૂતપુત્ર વિદ્યાધિકારી નથી.' એવાં અપમાનિત વાકયો સાંભળવાં પડતાં, અંતે સંપૂર્ણ ધનુર્વિદ્યામાં કુશળ પરશુરામને ચરણે ગયો, અને 'બ્રાહ્મણછું' એમ જુઠું બોલી, બારવર્ષ પર્યંત વિદ્યાભ્યાસ કર્યો. જતી વખતે ગુરૂને કંઇ પણ ગુરૂ દક્ષણાની આજ્ઞા કરવા વિનંતી કરી. પરશુરામે પોતાની આપેલી વિદ્યાથી શીખેલો વિદ્યાર્થી શું આપવાનો હતો ? એમ ધારીને કહ્યું—"ભાઇ કર્ણ, તું આ ઝાડ નીચે દૃઢ આસન કરીને બેસ, હું ત્હારા ખોળામાં સુઇ જાઉં. મ્હારી નિદ્રા વિઘ્ન વગર પૂરી થાય એટલે બસ, મને તારી

1 બોલાવ્યા. 2 સૂર્ય 3 બોલાવે 4 સારાશરીરવાળી 5 કુંવારી 6 પાણી 7 ઉતરેલે 8 સારથી 9 પરશુરામ 10 પૂર્ણ 11 નિશાળમાં.

ગુરૂ દક્ષિણા મળી ચુકી." "વિદ્યા આપનાર ગુરૂને દક્ષિણા આપ્યા વગર મેળવેલી વિદ્યા ફળતી નથી." એ બરાબર જાણનારો કર્ણ ગુરૂના આ આદેશથી[1] અત્યંત ખુશ થયો. અને દ્રઢાસન કરીને બેઠો. એટલે પરશુરામ તેના ખોળામાં માથું મુકી સુતા. પણ નિદ્રા આવી કે—

( સાખી. )

ઇંન્દ્રે ભયમય થઇ ભૃંગરૂપે,[2] જંઘા[3] આમીષ[4] કાપ્યું;
અડગ જોઈ આબાદ પરશુધરે[5] ક્ષત્રિ માની તન શ્રાપ્યું.

ઈંદ્રને ઉત્પાત થયો કે આ કર્ણ વિદ્યા નિપુણ થઇ, વિશ્વમાં વિચરશે તો એને કોઇ જીતનાર ન હોવાથી અંતે એ મ્હારી સાથે યુદ્ધ કરવા ઇંદ્રલોકમાં આવશે. એ ભીતિથી પરશુરામે માગી લીધેલી દક્ષિણા પુરી ન થવા દેવા, ઈંદ્રે ભ્રમરનું રૂપ લીધું, અને બેઠેલા કર્ણની પાસે જઇ સાથળના નીચેના ભાગમાં ચટકો ભર્યો. તીક્ષ્ણ ડંશથી કર્ણનું શરીર વ્યથિત થયું પણ ગુરૂપદ પ્રેમી બીલકુલ હાલ્યા ચાલ્યા વગર અસહ્ય આપત્તિને વેઠીને પણ સ્થિર બેસી રહ્યો. ઇંદ્રે પોતાના કર્મની કાંઇ પણ અસર થઇ જોઇ નહિં. તેથી ચટકા ઉપર ચટકા ભરવા માંડયાં. અને સાથળને કોચી નાખ્યું તેથી રૂધિરની ધારા ચાલી રહી, પૃથ્વીપર પ્રવાહિત થએલું લોહી, સુતેલા પરશુરામના શરીર નીચે ગયું. ગરમ રૂધિર અંગે અડકતાં પરશુરામ જાગી ઉઠયા. અને બોલ્યા—"છોકરા, આ રૂધિર કયાંથી આવે છે?" કરણે પોતાનો સાથળ બતાવ્યો. પરશુરામ ચકિત થયા. ને કર્ણનું મુખ જોઇ રહ્યા. પછી કહેવા માંડયું કે—"છોકરા, તું બ્રાહ્મણ નથી. આ રૂધિર બ્રાહ્મણનું નથી, વળી ત્હારૂં ધૈર્ય પણ સાબીતિ આપે છે કે. તું બ્રાહ્મણ નથી" કર્ણ ગભરાયો, હાથ જોડી રહ્યો, અને મનમાં બોલ્યો—"અવિચારે અવળું થયું." પોતે સુત[6] પુત્ર છે અને વિદ્યા મેળવવા અર્થે બ્રાહ્મણનું ખોટું નામ આપ્યું હતું. તે બધું ગુરૂપાસે જાહેર કર્યું. પરશુરામે શ્રાપ આપ્યો કે "મ્હારી આપેલી વિદ્યા તે જુઠું બોલીને મેળવી તેથી ત્હારા મરણને દીવશે તું બધી ભુલી જઇશ. જા," કર્ણે માર્ગ માપ્યો.

( સોહિણી. )

પરશુધરને પ્રેમે પુજી, વિદ્યા સૌ જાણી ગયો;
જતાં શ્રાપે છોડી પ્રીતિ, અવિચારે અવળું થયું— અણ૦ ૨

હસ્તિનાપુરમાં દ્રોણાચાર્યની શાળામાં ધૃતરાષ્ટ્ર ના સો, અને પાંડુ રાજાના

૧ હુકમ. ૨ ભ્રમર. ૩ સાથળ. ૪ માંસ. ૫ પરશુરામ. ૬ સારથી.

પાંચ પુત્રો વિદ્યાભ્યાસ કરતા હતા. તેમાં અર્જુનના ઉપર ગુરૂજીની વધારે પ્રીતિ હતી. નિયમ એવો છે કે—" મહેતાજીની પ્રીતિવાળો વિદ્યાર્થી વિદ્યાભ્યાસમાં પછાત રહે છે." કારણ કે ગુરૂના ઘરનું શાક લાવવું, ગાય વાછરડાં સંભાળવાં, છોકરાંઓને રમાડવાં, ગુરૂપત્નિના કાર્યમાં મદદગાર થવું, વસ્ત્ર વાસણની પણ જોઇતી સેવા કરવી, ઇત્યાદિ ઇત્યાદિ અર્જુનને પણ તેમજ હતું. વિદ્યા ભણવા કરતાં ગુરૂની સેવા ઉપર તે વિશેષ કાળજી રાખતો એક વખત વિદ્યાભ્યાસના ચડેલા મદથી અંધ બનેલા દુર્યોધને પંચ રૂબરૂ પરીક્ષા કરવા ગુરૂજીને વિનંતી કરી ગામ બહાર મોટો મંડપ તૈયાર કરાવ્યો. ઉન્નત સ્થળે પંચના[1] ભવ્ય મંચ[2] સ્થાપિત થયા. જેમાં ભીષ્મ પિતામહ દ્રોણાચાર્ય ગુરૂ, કૃપાચાર્ય, વિદુર, અને અશ્વત્થામા એ પંચ તરીકે નિમાયા હતા.

( છંદ ).

શુભ સમયે મળી, પંચવીશ[3] ઉરમાં ધારી પૂરી આશને,
પંચની[4] સાથ જતાંજ પંચ[5] નીરખી, બેસાડતા આશને.
લક્ષ્યે પંચ[6] પ્રપંચ પંચ મહીંએ પંચે[7] થયો પાસને[8],
પંચે[9] દગ્ધ[10] થયાં પ્રપંચી વીરનાં[11] પંચે પડી પાસને[12].

પંચવીશ એટલે સો ભાઇની સાથે પાંચ પાંડવને ભેળા લઇ, બેઠેલા પંચ પાસે સઘળા હાજર થયા. દરેકને પોતાની વિદ્યાની નિપુણતા દર્શાવવાની હિંમત હતી. જ્યારે અર્જુન ઓશિયાળો થઇ ઉભો હતો. દ્રોણાચાર્યે એકાંતમાં મળી હૃદયે લગાડી, તેને ઉદાસીનું કારણ પૂછ્યું—અર્જુને ખિન્ન હૃદયે ગુરૂને નિવેદન કર્યું—" પ્રભો, હું આપનો પ્રેમાસ્પદ[13] હોઇ ભણવામાં પાછાત રહ્યો છું. પરીક્ષા કરવા બેઠેલા પંચને શી પરીક્ષા આપવી, તે હું કાંઈ જાણતો નથી." એમ કહી અર્જુન રોઇ ગયો, ગુરૂએ તરતજ માથે હાથ મુકી, આશીર્વાદ આપ્યો અને આજ દીવસ સુધી બીજા વિદ્યાર્થીને નહિં શીખવેલો વડવેધનનો મંત્ર પ્રદાન[14] કર્યો. દરેકની પરીક્ષાને અંતે અર્જુને ઉઠી, ગુરૂદત્ત[15] વિદ્યાનો પંચને પરિચય કરાવ્યો. એક માટીનો ખાલી ઘડો હાથમાં ઉછાળી તુણીરમાંથી[16] બાણ કાઢી શરાસને[17] સજ કરી આકર્ણ[18] ખેંચી મંત્ર મુકી ચલાવ્યું કે જે પાસેના વડના ઝાડના પ્રત્યેક

---

૧. મંડળી. ૨. ખુરશીઓ. ૩. સો. ૪. પાંડવો ધર્મ, ભીમ, અર્જુન, સહદેવ, નિકુળ. ૫. પરીક્ષક મંડળ. ૬. પાંચ પ્રકારના. ૭. પાંચકાર્ય. ૮. વિજયી. ૯. દેહનાં પાંચે તત્વો. ૧૦. બળ્યાં. ૧૧ દુર્યોધન. ૧૨. જાળ. ૧૩. કૃપાપાત્ર. ૧૪. આપ્યો. ૧૫. દીધેલી. ૧૬. ભાથું. ૧૭. ધનુષ. ૧૮. કાન સુધી.

પાંદડાંમાં એકેક છીદ્ર પાડી પાછું ભાથામાં પેઠું. અને એટલીજ વારમાં ઉછાળેલો ઘડો હાથમાં આવ્યો આ ન ધારેલું કાર્ય, અભણ મનાતા અર્જુનને હાથે થએલું જોઇ, દુર્યોધને મનમાંને મનમાં ગણગણવા માંડયું કે—“ અવિચારે અવળું થયું. ”

( સોહિણી. )

પાંડવોને શુર પૂરું, આપણે દેખાડીશું,
દુર્યોધને રચ્યો એ રીતિ, અવિચારે અવળું થયું— અ૰ ૩

ખશીઆણો પડી ગએલો દુર્યોધન અર્જુનને ‘ વાહવાહ ’ અને ‘જય જય’ શબ્દથી વધાવી લેવાતો સાંભળી, વધારે બળવા લાગ્યો. તેટલામાં ગુરૂથી શ્રાપિત થએલો કર્ણ ત્યાં આવી પહોંચ્યો.

( ખમાચ )[1]

આવતાં અવલોકે[2] આ આનંદ અહીં શું થાય છે?
આવો? આવો? અહાવો? અહાવો? આનને[3] ઉચરાય છે.—આવતાં ૧
અંતરે અનુમળ્યું જ્ઞાન, તેથી મોહને ગુમાન, ( કર્ણ )
શાનમાં[4] નિશાન જોતાં શુર એ સ્હમજાય છે.—આવતાં ૨

આતેજીત કાન્તિવાળા, ધનુષ્યધારી અક્ષય બાણના કસેલા[5] ભાથા વાળા વીર પુરૂષને જોઇ, અર્જુન પરાક્રમથી ખિન્ન થએલા દુર્યોધને વગર ઓળખાણે ‘આવો’ ‘આવો’ કહી માન આપ્યું કર્ણ પણ વગર ઓળખાણે પોતાનો સત્કાર થતો જોઇ વિચારી રહ્યો કે આ કોણ છે કે મને બોલાવે છે! તેથી દુર્યોધનના આવકાર દાયક અને કર્ણના આશ્ચર્યાત્મક “ આવો આવોના’ ઉચ્ચાર નીકળી રહ્યા કર્ણને પાસે આવતો જોઇ.—

દુર્યોધને આપ્યું માન, જોઈ રહ્યા જન મહાન.
( કર્ણનું ) નામ ઠામ જાણતો ન થોડો થોડો[6] થાય છે —આવતાં-૩

આવનાર, અર્જુન કરતાં વધારે બળવાન છે કે કેમ? તે જાણી લેવા અંધ પુત્રે[7] નેત્રની ઇશારતે ઘડાની પાસે ઉભેલા અર્જુનને બતાવ્યો. વિલક્ષણ[8] બુદ્ધિનો કુશળ કર્ણ આવીરે ‘વડવેધન’ કર્યું છે તે બરાબર સમજી ગયો. અને ઇશારતનો જવાબ ઇશારતેજ આપતાં બે આંગળાં ઉચાં કરી જણાવ્યું કે હું એનાથી બમણું કામ કરી શકું છું. હર્ષ વેશમાં આવી ગએલો દુર્યોધન એકદમ દોડયો અને કર્ણને પોતાના હૃદયથી ભીડી મળ્યો.

---

૧. ‘આજ સ્યામ મોહે’...ના જેવો. ૨. જુએ. ૩. મુખ. ૪. ઇશારતમાં. ૫. બાંધેલા. ૬. નમ્રતા સાથે વિનય. ૭ દુર્યોધન ૮. ચપળ.

પૂછવાને કુળજાત, વૃદ્ધો એ વિચારી વાત,
સાંભળીને ખરેખાત, શુરએ શરમાય છે.— (કર્ણ) આવતાં. ૪

આકૃતિ ઉપરથી અદ્‌ભુત ગુણનું અનુમાન આણતા ભીષ્મ પિતામહ એ નૂતન આગન્તુક કોણ છે? તે વિષે દુર્યોધનને પૂછવા લાગ્યા. દુર્યોધને ભેટતાં ભેટતાં કર્ણના કાનમાં નામ અને જ્ઞાતિ વિષે પૂછયું–જાતિ માટે હમણાંજ ગુરૂનો શ્રાપ લઈ આવેલો કર્ણ ક્ષત્રિ કુમારો વચ્ચે પોતાની તુચ્છ જાતિ દર્શાવતાં શરમાયો તેથી જાતિનો જવાબ ન આપતાં "મ્હારૂં નામ કર્ણ છે" એટલુંજ માત્ર કહ્યું વીર પુરૂષને વધારે પૂછપાછ કરવી, એ તેને ગુસ્સે થવાનું કારણ આપવા જેવું છે એમ ગણી દુર્યોધન એટલામાંજ વીરમ્યો[1] પિતામહે પુનઃ પૂછ્યું "દુર્યોધન એ વીર પુરૂષ કઇ જાતના, અને શું? નામાભિધાન ધરાવે છે?" દુર્યોધન–"દાદા એ અમારા મિત્ર છે. ભાઇ બંધ છે. દોસ્તદાર છે, અને અમારા બંધુ છે." ભીષ્મે કહ્યું—"એમનું નામ શું?" દુર્યોધને કહ્યું—"કર્ણભાઇ" પિતામહે પૂછ્યું—"જાત?" દુર્યોધન— "બ-સદાદા"—અમ્હારા મિત્રની જાત ભાત અમે નહિ. કહીએ." એમ કહી, દુઃશાસનાદિ બીજા ભાઇઓ સાથે કર્ણને વીંટી લઇ, હસ્તિનાપુર તરફ ચાલ્યો એક બીજાને સુંપૂર્ણ ઓળખાણ થયા પછી દુર્યોધને કર્ણને પોતાના બંધુ સમાન, મકાન ખાન પાન અને દાસ દાસીઓ સહવતમાન રાખવા માંડયો.

અંતે એ અપાવે જીત, માની બાંધી પ્રેમે પ્રીત:
હીત, નીત, રીત, પ્રીતથી, પૂરો પુજાય છે.— (કર્ણ) આવતાં. ૫

દુર્યોધનની ભરથાર અનુકુળા ભાર્યા ભાનુમતિએ પ્રપંચી પરિચારિકાઓના[2] સહવાસથી કોઇ સિદ્ધ મહાત્મા દ્વારા પતિવશ કરવાનું તેલ મંત્રાવી મંગાવ્યું. અનુષ્ઠાન એવું કરાવ્યું હતું કે એ તેલ જે પુરૂષના મસ્તક ઉપર પડે, તે પુરૂષ તે સ્ત્રીને વશ થાય. અચાનક સંભાળની ગફલતથી તે તેલ ઢળી ગયું ને પૃથ્વીપર પડી. અંદર ઉતર્યું, ભૂગર્ભમાં[3] ચાલ્યા જતા, વાસુકી નાગના પુત્ર તતક્ષ નાગના માથા ઉપર પડતાં તે નાગ મંત્રેલા તેલથી આકર્ષાયો. બરાબર મધ્ય રાત્રીએ દુર્યોધનના એકાંત ભુવનમાં તે પન્નગે[4] પ્રવેશ કર્યો. દુર્યોધનને બાંધી, એક બાજુ ફેંકી દઇ, ભાનુમતિને પોતાની થવા વિવિધવાતે સ્હમજાવવા લાગ્યો. અજાણી કુલીના સતી આ અજાયબી ભરેલી આપત્તિથી અકળાઇ, આવેલા ઉરંગને પગે પડી, કોટી

૧. અટકયો. ૨ દાસી. ૩ પાતાળ. ૪ નાગ.

કાલાવાલા કરવા લાગી. એમ એ રાત્રી પસાર થઈ. બીજી રાત્રે પણ એ-વોજ બતાવ બન્યો. ભાનુમતિને પોતાની ભૂલ ભળાઈ. સ્ત્રીઓએ પતિની ઇચ્છાનુકુળ વર્તનારી તનમનથી સેવિકા બની, સ્વામીને વશ કરવો જોઇએ. તેને બદલે આવું નિંદિત કાર્ય કરવું એ જીહ્વા સ્વાદે ઝેરને અમૃતમાની પાન કરવા જેવું છે. એટલુંજ નહિં, પણ આ અણ સમજ્યું નઠારૂં કાર્ય પોતાને અને પોતાના પતિને દુ:ખરૂપ થયું. એ સર્વ રીતે સંતાપિત હતું. આવી અસહ્ય ઉપાધિમાં પંદર દીવસ પૂરા થયા. દુર્યોધન હમેશના બંધનથી અને નિંશી જાગરણથી ફિક્કો ફચ પડી ગયો હતો તેને સોળમા દીવસની સ્હવારે, કરણે પોતાના ભુવનમાંથી જોયો. એટલે તરતજ નીચે ઉતરી પાસે જઇ પૂછયું.

( દોહરો ).

દીન દીન રીકકો થતો, સ્હેરો વચને દીન,[1]
લીન[2] દુ:ખે ક્ષીણતા[3] મુખે, ઉચર્યો ગણી કુલીન. (દુર્યોધન)

દુર્યોધનનું આ આંતરિક દુ:ખ, અભિમાનને લીધે કોઇ પાસે ઉચ્ચારિ શકાય એમ નહોતું. પણ કરણના દીલસોજી ભર્યા શબ્દોથી આ પ્રાણ સદૃશ પ્રિય મિત્રને બધીહકીકત જાહેર કરી.

કર્ણ—" મ્હારા દયાળુ રાજા દુર્યોધન તમે પંદર દીવસ થયાં મ્હારી પાસે બોલ્યા નહિં ? અમે તમારૂં નિમક ખાઇએ છીએ તે હક કરવાનો પ્રસંગ હાથ આવ્યો છતાં અમને અજાણ્યા રાખ્યા છે ? હું પ્રતિજ્ઞા લઇને કહું છું કે– આજથી આપનું એ દુ:ખ અળગું થયું. હું આજે બરાબર મધ્યરાત્રે આવીશ. આપના શયન ગૃહની બહાર ઉભો રહીશ. આપ નિડર રહેજો." દુર્યોધન કર્ણને બાથમાં લેઈ ભેટયો. આંખમાં હર્ષનાં અશ્રુઓ આવી ને–હૃદયમાં ડુમો ભરાઇ આવતાં, કર્ણનો ઉપકાર માનવા પુરતા શબ્દો ઉચરી શકયો નહિં. બન્ને વિખુટા પડયા. દિવસ સાથે દુર્યોધનનું દુ:ખ પણ અસ્ત થયું મનાયું. મધ્ય રાત્રીએ તે મદમત્ત નાગપુત્ર નિત્ય નિયમ પ્રમાણે આવ્યો. દુર્યોધને જોતાંજ કર્ણને સંભળાવા કારમી ચીસ પાડી. તે સાંભળી પરશુરામના પરમ શિષ્ય કરણે ધનુષ્યની જ્યા[4]ને ખેંચી. એટલે ટંકારનો ઘોર રણકાર ભુવનમાં પ્રતિધ્વનિત થયો " કોઇ પ્રબળ પરાક્રમીને હાથે પ્રત્યંચા ખેંચાઇ" સ્હમજી આ દંપતિને ત્યજી ભયથી નાગ પાતાળમાં નાઠો, દુર્યોધને ' નાસે છે ' કહીને બુમ પાડી કે તરતજ ત્રણે

૧ ગરીબ. ૨ ડુબેલો. ૩ દુર્બળતા. ૪. દોરી.

લોકમાં વિચરવાની અવ્યાહત[1] ગતિવાળો કર્ણ તેની પાછળ પડયો.

( લાવણી. )

ઉપકારીનાં ઉપકારી બનવા કરણે કર્ણે[2] દોર ધરી.[3]
પૂરો[4] પડતાં-પૂરો[5] કરવો, અરી જશે ! કયાં જોર કરી. (માન્યુ)

જેના ઉપકાર તળે પોતે હતો તેને પોતાના ઉપકાર તળે દાબવા, કરણે કર્ણસુધી ધનુષ્યની દોરી ખેંચીને તે નાસતા ત્રાસતા પન્નગની પુઠ પકડી.

આગળ પન્નગ ભયે ભાગતો, પુઠે કરણે શોર કરી.
લીધો પીછો-ગયો પાતાળે, નાગે[6] ક્રિયા કંઇ ઓર[7] કરી.

નાસતા જતા તતક્ષે પોતાના પિતા વાસુકીને "પાછળ દુશ્મન આવે છે" તેથી રક્ષા કરવાનું કહી, પોતે ઉતાવળથી અંતર્હિત[8] થયો. દોડયા આવતા કર્ણને વાસુકીએ અટકાવી વિનીત[9] વાકયોથી કહ્યું—"સમર્થ સુભટ શ્રેષ્ઠ, આટલા બધા કોપિત કેમ જણાઓ છો ? "

કર્ણ—" નાશી જતા દુશ્મનને હણવા જોઉં છું. મિત્રના ઋણથી મુક્ત થવા ચાહું છું. " વાસુકી આ વાકયોથી અજાયબ થયો. ત્રણે લોકમાં અબાધિત[9] વીચરવાની ગતિવાળા, આ વીર પુરૂષના પંજામાંથી છોકરાને છોડાવવો એ સીંહના પંજામાંથી હરણને મુક્ત કરાવવા જેવું મુશ્કેલી ભર્યું કામ હતું. તેથી આ પ્રબળ વિરોધીની સાથે દુશ્મનાઇ કરવા કરતાં મૈત્રી કરવાથી વધારે લાભ મળશે એમ ધારી, હસતાં હસતાં કહ્યું—" પરાક્રમી નરવર ! આપે આપના બોલ અને વિચાર ફેરવવા પડશે, કારણકે જેને આપ શત્રુ ગણો છો તે ખરેખર શત્રુ નથી પણ મિત્રતાનું કાર્ય સાધતાં શત્રુ જેવો દેખાય છે."

કર્ણ—" આપની આ માર્મિક વાણી હું કાંઇ સ્હમજી શકતો નથી."

વાસુકી—"હું સ્હમજાવુંછું. નરપુંગવ[10] મ્હારી એક કન્યાકાળને ઉલ્લંઘી જતી કન્યા માટે હું નાશી જતા આ મ્હારા છોકરાને મૃત્યાદિ લોકમાં યોગ્ય પુરૂષની સોધાર્થે મોકલતો હતો. આજે મ્હારૂં એ કાર્ય સફળ થયું છે. તેથી આપ મ્હારા પર કૃપા કરી, જેને શત્રુ ગણો છો તેને 'શાળો' ગણી લેશો" કર્ણના મનના વિચારો કર્ણજ જાણતો હતો આજકાલ કાંઇક અહાવુંજ છે " સહુથી સગાં માન્યાં સાસરાં, થયાં પાંસરાં,[11] માબાપના શા આશરા, બાય વાસરા.[12]"

---

૧. નરોકાય તેવી. ૨. કાને. ૩. ખેંચી. ૪. સમાન બની. ૫. નાશ. ૬ વાસુકી. ૭. બીજી ૮. અદ્રશ્ય. ૯. વિનયવાળી. ૧૦. શ્રેષ્ઠ. ૧૧. સીધા. ૧૨. પવન.

પહેલે પરણાવી સુપ્રેમદા, વળતી વિધ વિધ ભેટ કરી,
આવ્યો ભાવ્યો–દુર્યોધન ઉર, વર્ણો વીર કૃતિ શ્રેષ્ટ કરી.

કર્ણે તતક્ષને પૃથ્વી ઉપર ન આવવાના સોગન ખવડાવ્યા. અને શ્રાપ આપ્યો કે "આજથી કોઈ પણ નાગ, પોતાનું સ્વરૂપ બદલી ન શકે ને પેટ ઘસડીનેજ ચાલે." ત્યારથી બધા નાગો પેટે ઘસડાઇનેજ ચાલતા થયા. તતક્ષની ભગિનીનું કરણે પાણી ગ્રહણ[1] કર્યું. એટલે વાસુકીએ પાતાળમાં ઉત્પન્ન થતા કીમતી રત્નો અને મણીઓ પુત્રિને 'દાયજામાં' અને જમાઇને 'પુરત'માં આપી, વરકન્યાને વળાવ્યાં. મિત્રનું દુઃખ ટાળવા જતાં આવો જીંદગી સુધી યાદ રહે એવો લાભ પ્રાપ્ત થયો. તતક્ષની દુષ્કૃતિને લીધે આખી નાગ જાતિ શ્રાપિત થઇ અને દુષ્ટ દાસીઓના પરિચયે ભાનુમતિએ પતિને પંદર દિવસ સંકષ્ટ શોષાવ્યું. તેથી સીદ્ધ થયું કે–
"અવિચારે અવળું થયું."

સપત્નિ[2] આવેલા કર્ણને દુર્યોધન મળ્યો. પોતાપરનું દુઃખ દૂર કર્યું તેથી ઉપકાર માન્યો. પણ કર્ણ તો–

સવાભાર શ્રાવણ કરે દાને, માને સુયોધન જ્યેષ્ટ[3] કરી,
અંતે વકરી[4] –દંભે દુષ્ટે, કર્ણ મર્ણની સેંઠ[5] કરી.

પાતાળમાંથી મળેલા મણીઓ પૈકી, એક સ્પર્શ મણી હતો. જે હજારો મણ લોઢાને અડકાડતાં, સહજમાં સુવર્ણ કરી દેતું. તેથી કર્ણે સવાભાર સોનાનું નિત્ય દાન કરવાનો નિયમ રાખ્યો. આહાવું તે સવાભારનું માપ હતું.–

(છંદ.)[6]

ખટ શરશવ જવ એક, ત્રણ જવે ગુંજા જાણો;
ત્રણ રતિ એક વાલ, વાલ સોળે ગદિઆણો.
સોળ ગદિ એક પળ, પળ દોઢસેં પ્રમાણો;
ત્યારે થાય એક ધડી, ધડી દસે "ભાર" સમાણો.
તેમ તોળી સુવર્ણને, સવા ભાર દે તો કરે,
'અમૃત'દાની કર્ણ એ હ્રદયે ગર્વ નવ કદી ધરે.

પ્રતિદીન દાન લઇને દરબારગઢમાંથી નીકળતા બ્રાહ્મણો—"ખાય તેનું ગાય." એ સૂત્રે[7] કર્ણનો 'જયજય'કાર બોલાવતા જતા. ચોમાસાના વરસતા વરસાદમાં બળી જતા જવાસા જેવા સ્વભાવવાળો દુર્યોધન, કર્ણનો

1. પરણ્યો. 2. બૈરી સાથે. 3. મ્હોટા. 4. બદલી. 5. મોકળણ. 6. 'છપ્પા'...ના જેવો. 7. નિયમે.

આ પુષ્કળ ઉત્કર્ષ સહન કરી શકયો નહિં. તેણે પોતાના ઉપર કરેલા ઉપકાર આ કૃતઘ્ની[1] પળવારમાં વીસરી ગયો, જેના જોરે પ્રબળ પ્રતિસ્પર્ધી[2] પાંડવોનો ભય, યત્કીંચિત્[3] પણ ગણતો નહોતો તે મદદને મૂળમાંથી કાઢી નાખવા, આ દુર્જન દુરાત્માએ[4] સબળ યત્નો સાધવા માંડયા. શત્રુતા, કુડ, અને નીચતાના આદ્ય અક્ષરવાળા ુર મામાની [5] સલાહથી દ્દઢ નિશ્ચયથી કર્ણનો પરાજય કરવા, તેનું હમેશ થતું દાન કર્મ અટકાવી, સ્હવારનો પહેલો પહોર કર્ણનો કહેવાતો હતો તે મટાડી, પોતાનો કહેવરાવવા પાપવાસના ઉત્પન્ન કરી, તેમાં ગુપ્ત આશય[6] એ હતો કે કર્ણ દાન કર્યા વગર અન્ન જળ લેતો નહિં. તેથી આ દૂષ્ટોએ ધાર્યું કે બેચાર દિવસ દાન ન કરવાથી કર્ણ ભૂખ્યો તરસ્યો રહી આપો આપ મરી જશે એટલે 'ટાઢે પાણીએ ખસ જશે.'

( ગીતિ. )

ધ્વજા લઈ નિજ દ્વારે, રોપી[7] કોપી કર્ણ મણે એ દ્વારે;[8]
ધારે મોહ અંધારે, સફળ થવા પણ અફળ વિશ્વ[9] ધારે.

કર્ણના દ્વાર ઉપર દાન ચિન્હ દર્શાવતી ફરકતી ધર્મની ધ્વજા રાત્રિને વખતે છાનામાના ઉપાડી લેઇ દુર્યોધને પોતાના દ્વારપર ચડાવરાવી, અને સ્હવારમાં અઢીભાર સુવર્ણનો ઢગલો કરાવી દાન કરવા માંડયું. કર્ણને દ્વારે જતા બ્રાહ્મણોને હમેશાં જેટલું સોનું મળતું તેના કરતાં દુર્યોધને બમણું આપ્યું બ્રાહ્મણો તો મળે તેની તરફ વળે, ને ઢળે. તે પ્રમાણે કર્ણનો કોલાહલ છોડી, દુર્યોધનનો 'જય'ધ્વનિ ગજાવી રહ્યા. દુર્યોધન તે સાંભળી, અત્યંત આનંદિત થયો. આવા ત્રણ દીવસ તૃણની પેઠે વીતી ગયા, જ્યારે કર્ણને ભારે ઉપાધિથી એટલે ત્રણ વર્ષ જેવા ત્રણ દીવસ નીરાહાર[10] વીત્યા. ચોથે દીવસે પોતાનાને પાર પાડવા, અને પ્રપંચીને પાછો પાડવા, ભક્તવત્સલ ભગવાન તૈયાર થયા—

( છંદ. )[11]

કપટે બ્રાહ્મણ રૂપ ધરી, યદુપતિ, આવ્યા મળ્યા ભૂપને,[12]
દુર્ગે દુઃખ થાય કાય[13] બદલે, શે જોઈ આ રૂપને,
દીપક હસ્ત લઈ બની મુરખકો, ચાહે કુડા કૂપને,
જાવા કર્ણને દ્વાર સવિનય કહ્યું, ચાહી ચિત્તે ચૂપને.

---

૧. ઉપકારને ભૂલી જનાર. ૨. શત્રુ. ૩. જરાય. ૪. દુષ્ટ. ૫. શકુની. ૬. કારણ. ૭. સ્થાપી. ૮. રસ્તે. ૯. જગત. ૧૦ ખાનપાન વગર. ૧૧. 'શાર્દુલ'...ના જેવો. ૧૨. દુર્યોધન. ૧૩. શરીર.

ત્રણ દીવસના અપવાસી કર્ણને ચોથે દીવસે, ખાનપાન લેવરાવવા, ભગવાન રોગી બ્રાહ્મણનું શરીર ધારણ કરી, અઢીભાર સુવર્ણનું દાન અપાઇ ગયા પછી રાજા દુર્યોધનને ત્યાં આવી મળયા. તેમનું સરોગ[1] શરીર અને નીકળતી દુર્ગંધાથી દુર્યોધન બહુ ગભરાયો. તેથી તુરત પતાવવા બ્રાહ્મણને આગમનનું કારણ પૂછયું. જવાબમાં જદુપતિએ કહ્યું-" ભાઇ, હું મ્હારાં માતાપિતા અને કુટુંબીઓ સહિત પ્રથમ વાગ્દાન[2] થએલી મ્હારી પત્નિને પરણુવા જાઉં છું. જાન લઇને ઘેરથી નીકળતી વખતે હું તંદુરસ્ત હતો. પણ રસ્તામાં ખાવા પીવાની બેદરકારીને લીધે શરીરની અચાનક આ સ્થિતિ થઇ. હસ્તિનાપુરમાં આવતાં આપનાં મંદીરપર આ ધર્મની ઉડતી ધ્વજા જોઇ. હું આપની પાસે યાચનાર્થે આવ્યોછું. જગતમાં સૌના જાણુવામાં છે કે દાની મનુષ્યો પોતાના પ્રાણ સુદ્ધાંત પણ આપીદેવા કૃપણુતા કરતા નથી. મ્હારે એટલીબધી આવશ્યકતાતો નથી. પરંતુ સ્ત્રી પરણુવાની ઉત્કંઠા છે. તેથી આપ કૃપા કરીને ફક્ત આઠ દીવસ માટે આ મ્હારૂં દર્દમય શરીર લેઇલઇ આપની ઉત્તમ દેહ મને આપો તો લગ્ન કરીને પાછો વળતાં હું મ્હારી દેહ બદલીને લઇ જઇશ. આપનું ભલું થશે. અને મ્હારૂંએ ભલું થશે." જેને જોતાં અને દુર્ગંધીનો અનુભવ લેતા નાંક અને આંખો બંન્ને ત્રાસી રહ્યાં હતાં તે આ ઇર્ષાથી દાન કરનારો દુર્યોધન આવા સાહસિક કર્મમાં સાત્વિક બને એ અસંભવિત હતું. તેથી તેણે માગણીનો ઇનકાર કરી માફી માગી, વીર દુઃશાસનને કહી ધર્મની ધ્વજા તેજ વખતે મ્હેલપરથી ઉતરાવી કર્ણને દ્વારે રોપાવી દીધી. અને આવેલા ભુદેવને[3] કર્ણનું બારણું બતાવ્યું. પ્રભુ પધાર્યા. દુર્જનો આ કાર્યથી પણ ખુશી હતા. "ભૂખ્યો ભૂખ્યો ન મર્યો તે આ રોગી શરીરથી મરશે," એમ માન્યું. કર્ણને ત્યાં—

( સાખી. )

ત્રણ દીવસથી અન્ન જળ ત્યાગી પતિ પત્નિ દુઃખ પામે;
દીનબંધુ કરૂણાળુ જઇ નીજ ભક્ત તણું દુઃખ વામે.૪

ચોથે દીવસે આ અચણુચ પધારેલા બ્રાહ્મણને જોઇ દંપતી ખુશી થયાં ને અર્ધ્યપ્રાદ્યાદિથી તેમનું પુજન કરી અતિ ત્વરાથી તેમની માગણીનો સત્કાર કર્યો.

---

૧. રોગી. ૨. વેવીશાળ, સગાઈ, વિવાહ, વેશવાળ. ૩. બ્રાહ્મણ. ૪. મટાડે.

( સાખી. )

દેહ લઇને આઠ દીવસનો કર્યો વાયદો[1] પૂરો,[2]
અંત લગી નવ આવ્યા માન્યું કર્યો કાયદો પૂરો.[3]

ભલો ભલાઇજ કર્યે જાય છે. જેમ ચંદન વૃક્ષમાં કુહાડાનો ઘાવ કરતાં પણ ધાર સુગંધવાળી બને છે. શેરડી કોલુમાં પીલાતાં પણ મીઠાસ તજી દેતી નથી. પુષ્પો વીંધાઇને કે બળીને કે અર્કદ્વારા ખેંચાઇને પણ બીજાને સુગંધી પ્રદાન[4] કરે છે. અને દુર્જનો અનલ[5]ની પેઠે બીજાને બાળે છે. તથા હોલાઇ ગયા પછી પણ હાથને કાળા કરે છે સર્પને દૂધ પાઓ તો પણ તે ઝેરને ત્યજી દેતો નથી. દુષ્ટજનો કોઇને પોતાનો માનતા નથી. તેઓ માના ઉદરમાં નવ માસ રહે છે ત્યારે પણ લાચાર કે તેમને દાંત કે નખ હોતા નથી. નહિંતો માનાં કાળજાં પણ ચીરી ખાતાં પાછા હઠે નહિં. આઠમો દીવસ શરૂ થતાંજ દુર્યોધન, શકુનિ દુઃશાસન વગેરેને સાથે લઇ, કર્ણના દ્વાર ઉપર આવ્યો. અશક્ત શરીરે કર્ણ શૈય્યામાં સુતો હતો નાગ કન્યા તેની યોગ્ય સુશ્રુષા[6] કરી રહ્યાં હતાં. દુર્યોધનાદિ આવતાં તે ભુવનેતર[7]માં ચાલ્યાં ગયાં. દુર્યોધને બીછાના પાસ બેસી, દીનતા દર્શાવી કરણને માટે ખેદ પ્રદર્શિત[8] કર્યો. શીખવી લાવેલા શકુનિ દુઃશાસન પણ ‘હા ‘માં’ હા’ ભેળવે જતા હતા.

દુર્યોધન—“ મ્હોટા ભાઇ કર્ણ ! તમેતો હાથે કરીને આ ઉપાધિ વ્હોરી લીધી છે. સુવર્ણ ત્યજી પિત્તળને તે કોણ ચાહે? પોતાના કાયમાં ફાવી ગએલો બ્રાહ્મણ પાછો આવે એમ આપ ધારોછો ? ”

શકુનિ—‘ નજ આવે. બીલકુલ ન આવે. ”

કર્ણ—એમ ન હોય રાંજા. મને બ્રાહ્મણોના વચન ઉપર પૂરતો વિશ્વાસ છે. ”

દુર્યોધને હસીને કહ્યું—“ આહાહાહા ! આનું નામજ ભોળાપણ ! દાન કરનારૂં પવિત્ર હૃદય હમેશાં જગતને પવિત્રજ માને છે. શકુનિમામા ! નટખટોની ખટપટો નટખટજ જાણે હો ? કહો. પેલા બ્રાહ્મણને અહીં આવી ગયે કેટલા દીવસ થયા ? ” કરેલા સંકેત[9] પ્રમાણે શકુનિએ કહ્યું—“ હું તો માનું છું કે આજે દશ દીવસ તો થઇ ગયા. ” દુર્યોધને પણ આડંબરથી[10] આંગળીના વેઢા ગણી કહ્યું—“હા, બરાબર. જુઓ સોમવાર, બુધવાર, શનીવાર બરાબર દશ દીવસ થયા હું તો કહું છું કે એ

૧. કરાર. ૨. બરાબર. ૩. પુર્ણ. ૪. આપે. ૫. અગ્નિ. ૬. સેવા. ૭. બીજા ખંડમાં. ૮. જાહેર. ૯. ઠરાવ. ૧૦ ડોળથી.

પાછો આવવાનો નથી નથી ને નથી" કર્ણે નાગકન્યાને પૂછ્યું—" દેવી ! કેટલા દીવસ થયા? વારૂ ?"

સ્ત્રીએ અંદરથી ઉત્તર આપ્યો—કે "આજે બરાબર આઠમા દીવસનું સ્હવાર છે. આજ સાયંકાળે તે પરમ પવિત્ર પુરૂષ મહાત્મા બ્રાહ્મણની મુદત પુરી થશે."

દુર્યોધન વચમાંજ બોલ્યો—"અંહ ! મુદતની વાતોમાં સ્ત્રીઓ શું સમજે? પતિના દુઃખમાં પીડાઈ રહેલી પ્રમદા ગણત્રી ક્યાંથી ગણી શકે ? બૈરીની બુદ્ધિએ ચાલવું બાયલાનું લક્ષણ છે. જવા દો એ માથાકુટ. મુદત ક્યારે થાય છે એ જાણવાની જરૂર નથી. કિન્તુ મિત્રને મદદ કરવાની પુરી જરૂર છે. શકુનિમામા, ભાઇ દુઃશાસન ! આ કર્ણે મ્હારા માટે શું શું ? કર્યું છે એ તમે જાણો છો ? એ વડીલ બંધુના ઉપકારના બદલામાં આ મ્હારા શરીરના ચામડાના જોડા કરી એના પગમાં પહેરાવું તોપણ બદલો ન વળે." કર્ણ દુર્યોધનનાં આ વિનીત[1] વાક્યોથી ગળગળો થઇ ગયો, અને પોતાના ઉપકારની યોગ્ય કદર કરનાર માનતંગી[2] રાજા દુર્યોધન તરફ અશ્રુ ટપકાવતા વિકળ ચક્ષુએ વિલોક્યું.[3] અંતર્ગૃહમાં આસીના[4] થયેલાં નાગકન્યાનાં નેત્રમાંથી પણ દુર્યોધનની આ લાગણીદર્શક વચન શ્રેણીથી બે ચાર ઉષ્ણ બિંદુ[5]ઓ સરી ગયાં. દુર્યોધને આગળ બોલવા માંડ્યું—"મામા, એ આભારનો બદલો વાળવાનો આજે સર્વોત્તમ સમય પ્રાપ્ત થયો છે. દુઃશાસન તું જા એક પાલખી તૈયાર કરાવી લાવ. ગંગાને કિનારે યોગ્ય તૈયારી કરવા ખબર આવી દે, અને શકુનિ મામાને અહીં મ્હારી પાસે રહેવા દે." દુઃશાસન આજ્ઞા અમલમાં આણવા ચાલ્યો ગયો. દુર્યોધને મામાને ઉદ્દેશી ફરી બોલવા માંડ્યું કે—"મિત્રને દુઃખે દુઃખી ન થાય એનું નામ મિત્ર નહીં. તમે બધા ભલે કર્ણને વ્હાઓ પણ આંગળીથી નખ વેગળા એટલા વેગળા. કહેવત છે કે—'સ્નેહ એટલો સંતાપ." દુર્યોધન જરા ગળગળો થઇને બોલવા લાગ્યો—"મામા, મને આ કર્ણને માટે એવું લાગી આવે છે ! આ હૃદય ચીરી ખોલી બતાવાતું નથી. પણ ખરૂં માનો તો અંતરમાં જાણે અગ્નિ પ્રગટ્યો છે. શું કરીએ ! બોજો છે કે ઉપાડી લઇએ ? અરે રે રે ! કર્ણ ! નિડર રહેજો. વીર ! હિંમત રાખજો, બંધુ બ્હીતો ના? આ દુર્યોધન જીવતો છે ત્યાંસુધી

---

૧. નમ્રતાવાળાં. ૨. ગુમાની. ૩. જોયું. ૪. અંદર બેઠેલાં. ૫. અશ્રુ.

ત્હારે માટે બનતા યત્નો કરશેજ કરશે. પછાત નહિં રહે એ ચોક્કશ માની લેજે. ત્હારે આમ રીબાઇ રીબાઇને મરવું એ અમારી આંખોએ નહિં જોઈ શકાય." એટલામાં બહારથી દુઃશાસન અંદર આવ્યો અને ખબર આપ્યા કે સઘળી તૈયારી થઇ ગઈ છે. શકુનિ અને દુઃશાસને ઉઠાવી કર્ણને પાલખીમાં સુવાડયો. કર્ણે પૂછ્યું—"ભાઇ મ્હને કયાં લઇ જાઓ છો ?"

**દુર્યોધન**—"કર્ણ ત્હારૂં હિત સાધવા લઇ જઇએ છીએ, અમારી મિત્રાઇની ફરજ બજાવવા લઇ જઇએ છીએ. ત્હારા ઉપકારનો બદલો વાળવા લઇ જઇએ છીએ અને ત્હારી આ અસહ્ય ઉપાધીને ટાળવા લઇ જઇએ છીએ."

**કર્ણ**—"એટલે ?"

**દુર્યોધન**—"ભાઇ, એટલે શું ? ત્હારે આમ દુઃખી થઇ, થઇને દેહ છોડવો તે કરતાં મેં ગંગાને કાંઠે સુગંધીત ભારે કાષ્ઠોની મ્હોટી ચિતા રચીને તૈયારી કરાવી મુકી છે. તેમાં ત્હારૂં આ શરીર મુકી એકદમ સળગાવી દેઇશું. એટલે એ જુઠા બોલા બ્રાહ્મણની દેહ બળી જશે અને ત્હારૂં દુઃખ હંમેશને માટે ટળી જશે. કેમ શકુનિમામા ! મિત્રને દુઃખે દુઃખી ન થાય તે શું ? મિત્ર કહેવાય ?"

**શકુનિ**—"શાબાશ ! શાબાશ !! ભાણીયા. બેશ યુક્તિ શોધી," હા, 'ચાલો' 'ચાલો' કરી સૌએ પાલખી ઉપાડી. અને ભારે કોલાહલ કરાવ્યો. કર્ણના અટકાયત માટે ઉચરાતા નિર્બળ શબ્દો આ કોલાહલમાં કોઇએ સાંભળ્યા નહિં. નાગકન્યા 'ના, ના' કરતાં અંતઃપુરમાંજ રહ્યાં. અને કર્ણનું જીવતું પણ મર્ણ સંસ્કાર પામતું શરીર ગંગા કિનારે લઇ જવામાં આવ્યું.

(ચોપાઇ)

ચાલ્યાં સર્વ મળીને બ્હાર, કરવા કર્ણને જગતથી પાર;
ત્યાં તો પહોંચ્યા તરત વિશ્વાધાર, દીધું દર્શન જન સુખકાર.

ખબર પડતાંજ આબાલવૃદ્ધ હસ્તિનાપુરનાં મનુષ્યો જીવતા બળતા કર્ણને જોવા ગંગા કિનારે આવ્યાં. સુગંધીમય કાષ્ટોની મ્હોટી, ચિત્તા ગોઠવાઇ તૈયાર થએલી હતી. કર્ણને ચાર પ્રદક્ષિણા કરાવી, શકુનિ દુર્યોધને ચિત્તા પર મૂકયો. અને અગ્નિ અડકાડવાનો આદેશ આપે છે એટ-

લામાં અંતરજામીએ આ મિત્રાની અંત સુધીની મિત્રાઈ બરાબર જાણી, સ્વજનની રક્ષા ખાતર સત્વર દયા દરશાવી. ત્રાસ પામતા નગ્રજનો અણગમતું થતું કાર્ય દુર્યોધનની બીકે બોલ્યા વગર જોઇ રહ્યા હતા. પ્રભુ ઓચિંતા, તે જનવૃંદમાં પધાર્યા કે માણસો વીખરાયા, અને દુર્યોધન શકુનિ આ રોગી દેહના માલિક બ્રાહ્મણને જોઇ, મનુષ્ય મંડળમાં છુપાયા. ભગવાને બ્રાહ્મણરૂપે આવીને કહ્યું—" અલ્યા નાલાયક કર્ણ ! મ્હારી માગેલી મુદ્દત પુરી થયા પહેલાં મ્હારી અનામત મુકેલી દેહ તું અનલને આધીન કરવા તત્પર થયો ? બ્રાહ્મણના ઋણની ભારે બીતિની તને લેશ પણ દરકાર રહી નહિં ? " કર્ણે કરદ્વય જોડીને કહ્યું—" મહારાજ ! મ્હારી ભુલ નથી. મેં કશું કર્યું કે કહ્યું નથી, " એકદમ દુર્યોધન જન ટોળામાંથી બહાર આવી બોલ્યો કે—" ત્યારે શું મેં કહ્યું હતું ? " બીજી તરફથી શકુનિએ પણ આવીને કહ્યું—ત્યારે " શું મેં સલાહ આપી હતી ? " કર્ણ—" ભાઇઓ આપ કોઇ ગુન્હેગાર નથી. કેવળ મ્હારૂં અદ્રષ્ટજ અપરાધી છે. મ્હારા ભાગ્યનીજ ભૂલ છે. " ભગવાન કર્ણની અપકારી ઉપરની ઉપકાર વૃત્તિથી વધારે ખુશી થયા. અને પોતાની દેહ બદલવા તુરત કર્ણને કહ્યું. કર્ણે પ્રત્યુત્તર આપ્યો કે—"મહારાજ જે દેહથી આપ પત્નિને પરણ્યા છો તેજ દેહ આપ ખુશીથી લઇ જાઓ. બિચારી વિપ્રસુતા આ બગડેલી દેહ જોઇ નારાજ થશે. કદાચ ખેદિત બની શ્રાપ દેશે તો એમાં અને શું મળશે ? આપનું શું વળશે ? વળી આપેલું દાન પાછું ન લેવામાંજ કલ્યાણ છે." ભગવાને કહ્યું—" રાખ, રાખ, એ ત્હારૂં ડહાપણ ! આમ ઉથાપત કરી જવી છે શું થાપણ ? એ મ્હારૂં પવિત્ર બ્રાહ્મણ શરીર તને આપી દેઉં એ સ્વપ્ને પણ આશા રાખતો ના. વળી આપેલું દાન દાન શાનું કરે છે ? આતો આઠ દિવસને વાયદે શરીર ઉછીનું લીધેલું હતું. ચાલ ગરબડ જવા દે. ઉભો થા. ભેટ મને બદલ શરીર. વાર ન કર." અત્યંત આનાકાનીએ અને મહદ્ મુશીબતે કર્ણ માંડ માંડ ઉભો થયો. તેના હૃદયના હૃદયમાં પણ આ બ્રાહ્મણની દુઃખી દેહ બદલવા બીલકુલ ખુશી નહોતી. અંતર્જામી તેથી અજાણ્યા નહોતા, એટલે ઉભા થઇને અરસપરસ ભેટતાં પ્રભુએ કર્ણનું રોગી શરીર મટાડી મૂળ શરીર અર્પણ કર્યું. અને પોતે વિપ્રને બદલે કૃષ્ણ સ્વરૂપે દર્શન આપ્યાં. કર્ણ ચર્ણમાં પડયો. હસ્તિનાપુર વાસી લોકો 'ધન્ય' 'ધન્ય' અને 'જય'

'જય' નો વિપુલ[1] ઉચ્ચાર કરી રહ્યા. દુર્યોધને શકુનિને કહ્યું—"મામા! આતો પેલો કાળીયો! દ્વારકાંવાળો!!!"

**શકુનિ**—"ભાણિયા, જ્યાં જો ત્યાં એ કાળા મ્હોં વાળાનાંજ કાળાં કામ કળાય છે." થોડી વારે મનુષ્યો વીખરાયાં. કર્ણ સ્વદ્વારે આવ્યો. અને ભગવાન, દુર્યોધનને "મિત્ર ટેક જાળવવામાં તું પૂર્ણ પ્રવીણ છે" એમ કહી દ્વારકાં પ્રતિ પધાર્યા.

( ચોપાઇ. )

પૂંઠે ભારતના સંગ્રામે, પોઢયા કર્ણ શરશૈય્યાને[2] ઠામે;
પ્રીતે પૂરી હરીએ મન કામે, પ્રીતે પહોંચ્યા સહસ્ત્રી સ્વર્ગ ધામે.

બાદ કુરૂક્ષેત્રમાં થતા મહાભારતના ઉગ્ર સંગ્રામમાં મહારથી કરણે બે દીવસ કૌરવ પક્ષ તરફથી સેનાપતિ પદ પ્રાપ્ત કરી દીપાવ્યું. અને એ અઢાર દીવસના યુદ્ધના સત્તરમા દીવસની સાંજે કરણ બાણુશૈય્યા[2] ઉપર પડ્યા. ત્રિલોકમાં અજીતવીર ગુરૂ શ્રાપે, શૈય્યાશાયી[3] થયા. અને પોતાનું નાશાત્મક શરીર છોડી કરેલા પુણ્યનો બદલો મેળવવા સ્વર્ગમાં ગયા. સતી નાગકન્યા પણ પત્યાનુગામી[4] થઇ વાસનામય શરીરે સ્વસ્વામી સહ વર્તમાન વિબુદ્ધલોકે[5] વસ્યાં.

**તત્વ.**

ગુરૂ—"કેશરી, ઉપરોક્ત આખ્યાયિકાનું તારણરૂપ કહાતું તત્વદર્શન તમોરાશીને તોડવામાં તીવ્રતર તલવાર તુલ્ય કામ કરે છે. સુરસેન (સુરસીંહ) યાદવ સમૂ મનુષ્ય મન તનવનમાં સૂર્ય સરખું કહો કે શૂરવીર સબળસીંહ સદસ નિરંકુશ વર્તે છે તેની પૃથા (પૃથક્—તજવા યોગ્ય.) નામની અપકવા બુદ્ધિરૂપ પુત્રિ દૂર રહે નિકટવસી વિલોકવામાં વિષમ વર્તાતા વરમિત્ર વૈરાગ–કુંતિભોજ (કુંત–ભાલા, ભોજ–ખાનારા.) વિષય ભાલાના આઘાતને સહન કર્તા પૃથા પાળક બન્યા. જે કન્યાએ દુર્વાસા (દુરવાસના)થી પ્રજોત્પાદક (તત્વદર્શનરૂપ.) પાંચ મંત્રો પ્રાપ્ત કર્યા. જેમાં પેલી દુરવાસનાના યત્કિંચિત્ સ્વભાવે આશંકોત્પત્તિ અનુભવી પ્રથમ મંત્ર પ્રતિતી કરતાં જ્ઞાનાદિત્યનો અપરોક્ષ સાક્ષાત્કાર કર્યો. તેથી કર્ણ નામના પુત્રની ઉત્પત્તિ થઇ. કરણનું ખરૂં નામ કર્ણ–કાન છે. તત્વદર્શી બનવામાં તેનું પહેલું ઉત્પન્ન થવું અનાવશ્યક નથી. નવધા ભક્તિમાં શ્રવણ એ પહેલી ભક્તિ છે. તેમ સપ્ત ભૂમિકામાંની પહેલી ભૂમિકા 'શુભેચ્છા' એ પણ એજ આંતરભાવ

---

૧. મ્હોટો. ૨. લાગેલા બાણોપરજ સુઈ જવું. ૩. બાણ બિછાને સૂતા. ૪. પતિ પાછળ ચાલનારી. ૫. દેવલોક.

સમજાવે છે એટલે તત્વ એ નીકળ્યું કે સર્વોત્તમ પદની સર્વમાન્ય શ્રેણીએ પદારોપણ પૂર્વે કાનની આત્યંતિક જરૂરીઆત છે. સાંભળ્યા વગર સ્વકર્મ સમજાતાં નથી. બધિર જીવો બોધાદ્રિ શિખરે બસવા લાયક બનતા નથી આગળ વધતા તે કરણે પરશુરામ (ક્ષત્રી શા વિકારોને અનેકવાર શાંતિ રૂપ પરશુએ નિર્મૂળ કરી 'વિવેક' નામ વિશ્વ વિખ્યાત કર્યું. તે) ગુરૂથી સ્વજાતિ છુપાવી વિદ્યા જ્ઞાન સંપાદન કર્યું. જુઠું બોલવું મહદ્ પાપનું મૂળ છે એમ દર્શાવવા વિરૂદ્ધ વ્યાપારે પરિણમ્યું. બાદ દુર્યોધન (સત્ય શીલરૂપ ધન દુર છે જેનું) નીમૈત્રીથી મિત્રધર્મ બજાવવા જતાં કૃતઘ્ન કૃતજ્ઞતાનો નિવેડો લાવવા સમર્થ થયો. અન્યના કલ્યાણમાં પોતાનું કલ્યાણ સમાયું છે એ અબાધિત નિયમે સુહદ શત્રુ સંહારવા જતાં સુહદાસુંદરી સ્પર્શમણી સમેત પામ્યો કિન્તુ કાનનો સ્વભાવિક ગુણ છે કે તે જે મેળવે તે પરાર્થેજ હોય છે તેથી કર્ણે નિત્ય પ્રતિ સુવર્ણ (સારા શબ્દોને સમૂહ)નું દાન કરવા માંડયું. અંધ (અવિવેક) પુત્ર તેમાં પણ આડે આવ્યા વિના રહ્યો નહિં. અંતે બહુ શ્રુત કર્ણ વિજયી થયો. પશ્ચાત મહાભારતમાં (સત્વ અવિવેકના ઝગડામાં) કરણે સત્તરમે દીવસે શરશૈય્યાએ શયન કર્યું. પતિપ્રેમા સતિ નાગ કન્યા (શ્રુતિ—સાંભળવાની શક્તિ) એ પણ પતિ પાછળ પ્રયાણ કર્યું. ઉભય અમર લોકે આવી રહ્યાં. તદ્વત્ પ્રત્યેક મનુબાલોએ સ્વ અવતાર સાર્થક કરવા કાનનો સદુપયોગ કરવો. એટલે પ્રથમ શુભેચ્છા, બીજી વિચારણા, ત્રીજી તનુમાનસા, ચોથી સત્વાપત્તિ પાંચમી અસંસંકિતા, છઠ્ઠી પદાર્થાભાવિની, અને સાતમી તુર્યગા, નામની ભૂમિકાએ ક્રમે ક્રમે ચઢી જઇ આરોહણ કરવું અથવા પહેલી શ્રવણ બીજી કિર્તન, ત્રીજી સ્મરણ, ચોથી પાદસેવન, પાંચમી પૂજન, છઠ્ઠી વંદન સાતમી દાસ્ય, આઠમી સખ્ય, અને નવમી આત્મનિવેદન એમ નવધા ભક્તિ નિશ્ચયે નનિવર્તક પદ પ્રાપ્ત કરવું. કેશરી, સ્વલ્પ શબ્દોમાં સ્વકર્મ શ્રેણીના સંક્ષેપમાં સોપાન સમજાયાં ?"

**કેશરી**—"ગુરૂ, વિદેહ વપુધારી વિશ્વાત્મન્, આજે તો આપે મ્હને ઉંડાથી ઉંડો ઉતારી ઉર્ધ્વોર્ધ્વ સ્થિતિનું ભાન કરાવ્યું તેથી હું આપને સદોદિત શરણાંગત છું. પણ ગુરૂ, કર્ણના કરેલા સુવણ દાનના ફળનું મહાત્મ્ય તો આપે કહ્યું નહિં."

**ગુરૂ**—"ઉત્તમ આશય ઓળખવાના આકાંક્ષિત આશ્રીત ત્હારી ઉત્તમોત્તમ આશંકાનો ઉત્તર આગળના આખ્યાનથી અધિકતર ઓળખાવીશ."

**( સાખી. )**

વિવેકી વાંચકને શ્રોતા સદ્ગુણી, સદ્ભાવને ભરજો,
ત્રિવિક્રમ તત્વે તલ્લીન બની તુચ્છ તોય નિધિ તરજો;
કાન કાનથી કાન કીર્તને કુકર્મ કરીએ કંદન,
'અમૃત' ઉચરો એકવાર સૌ **"જય જય યશોદાનંદન."**

શ્રી જીવતત્વાત્મને નમઃ




## (ગરબી.)[1]

કરવું તે કરવાનુંરે માત્ર તફાવત પરિણામે,
જેનું તેને ધરવાનુંરે, સાફ નફાવત સુખ પામે,
નોકર પુત્ર કે સ્ત્રી પેઠે રહી, ફરજ બજાવે જાવી,
એની ઇચ્છા સુખ દુખ આવે, ભારે હલકા ભાવીરે— માત્ર. ૧
સ્ત્રીને સૂતા નિઃશંક અંકમાં લઇને ભેટીએ ભાવે,
ભાવ યુગલમાં જુજવા રહે છે ફસ્યા વિનાના ફાવેરે— માત્ર. ૨
સ્નાને શરીર સ્વચ્છ કરી, શ્રી વરની સેવા લાયક થઇએ,
ખાનપાન ભગવાનને ધરવા, કરીએ એમજ ચહીએરે— માત્ર. ૩.
ઘરની વસ્તુ સમસ્ત સાચવીએ જગપતિ માલીક સ્હમજી,
ભૂવન પણ એ ભૂવન પતિનું, આપણે નોકર કરજીરે— સાફ. ૪
આપ્યાં સગાંએ સાચાં સગાંએ પાળવા સહુને પ્રેમે,
એ સ્વાધીન આપણે પરાધીન ચુકીએ નવ કદી નેમેરે— માત્ર. ૫
અન્યપરે આપત અવલોકી, આપણ ડરતા રહીએ,
બનતી સ્હાય કરીને બચાવીએ, પોતે પડી નવ જઇએરે— સાફ. ૬
સહુ પોષણાર્થે પ્રયત્ન કરી, પ્રપંચ રહિત કમાવું,
લ્હેણ દેણ કારણ ઉદ્ભવનું, ભરમે ન ભૂલી જાવુંરે— માત્ર. ૭
વાક્ય વિહિત નિષેધ બરાબર, પ્રીતે પાળ્યા જાવા,
પુણ્યે મચવું, સચવું પુણ્યે અઘથી અળગા થાવારે— સાફ. ૮
પળ પળ પદ ન્યાસે ને શ્વાસે, પુરણ કામને ભજવા,
પાપ કર્મ જે કહ્યાં શાસ્ત્રમાં તેને બીલકુલ તજવાંરે— માત્ર. ૯
એમ સઘળું શ્રી વરનું સ્હમજી, આપ આધીને વરતે;
'અમૃત' અણી માહિ સીદ્ધી વરી અંતે તરતા નર તેરે— સાફ. ૧૦

## (સાખી.)

ગણાધ્યક્ષ[2] ગાઉ પ્રારંભે, શારદા[3] સ્નેહે સમરૂં;
'અમત' પામી કૃપા ઉભયની, નિડર કાવ્યપથ વિચરૂં.

---

૧ 'અચકો મચકો કારેલી'...ના જેવી. ૨ ગણપતિ, ૩ સરસ્વતિ.

## ( ભજન. )

ભાવ ભરી ભક્તિ ભક્તો ભૂધરથી ભેળવનારીરે,
મમતા મૂકી, મોહન મયી[1] મતી, મુક્તિ મેળવનારીરે.
ક્રૂર, કુચ્છંદી, કુટીલ, કુકર્મી કામ કામનારે કરતારે,
હેતુ, હરી હૈયેથી હઠાવી, હલકા, હીતને હરતારે— ભાવ. ૧
ગાંડા, ગર્વ ગરૂરી ગમારો, ગર્થ ગાંઠડી ગ્રહતારે;
ગરૂડારૂઢ ગદાધર ગોવિંદ, ગુલામ ગુણને ન ગણતારે— ભાવ. ૨
કેશવ, કૃષ્ણ કૃપાળુ, કહેતાં, કૃપણ કંપી, કરગરતારે;
હરખ હરામે, હોંશ હત્યાએ, હીણા હીણ પદ વરતારે— ભાવ. ૩
પાપી પાખંડી, ને પ્રપંચી પ્રબળ પેટ પરવરતારે,
પવિત્ર પરમાત્મા પડદે પ્રિય પટુ[3] પટુ[4] તાપાથરતારે— ભાવ. ૪
શઠસદૈવ સંતોને સતાવે, સહજ સમિપ સંચરતારે;
શુભ્ર શાન્તિ, શ્રીવર સેવન શુદ્ધ, સરલ સદા સંઘરતારે— ભાવ. ૫
અનંત અપાર અખીલ અધીશ, અનુપમ ઇચ્છાએ અનુસરતારે;
'અમૃત' અવિનાશી ઓળખતાં અટવીથી[5] ઉદ્ધરતારે— ભાવ. ૬



કેટલાક શ્રીવરને સ્મરનારા પણ શંકિત ચિત્તવાળા જીવો, પ્રભુ પરાયણ રહેતા સંતોનો દ્વેષ કરે છે. પણ જેમ અમલદારોની પ્રિતિ મેળવ્યા વગર રાજાની મુલાકાત થઈ શકતી નથી. તેમ અથવા પ્રજાપ્યારથી વંચિત નોકરના ઉપર રાજાની પ્રીતિ ઉતરતી નથી. તેમ હરીને હરીજનમાં તફાવત માનનાર અંત ફળ પ્રાપ્તીમાં તફાવત પામે છે પિતાને નમનાર પુત્ર ભ્રાતુને ચ્હાનાર તો હોવોજ જોઇએ થડને પકડનાર ડાળ વગર ફળ મેળવી શકતો નથી. તેમ હરીને ચ્હાનાર હરી જનની સેવા વગર ઉદ્ધરી શકતા નથી.

**દ્રષ્ટાંત**—આસો માસ ખલાસ થતા, નવાવર્ષની શરૂઆતે પંજાબમાં વસતા વણિકોના પુરોહિતો વારસીક દક્ષિણા લેવા આવતા, રઘુતમ નામના એક શેઠના પુરોહિત કારતક માસની શરૂઆતે વાર્ષીક દક્ષિણા લેવા માટે રઘુતમપાસે આવ્યા. ચાલાક રઘુતમે દરવર્ષે દક્ષિણા લેઈ જતા મહારાજને પ્રયોજન વગરના પૈસા આપવા, બીલકુલ બંધ કરવા ઇચ્છયું. ગોરના ચોપડામાં તો દરેક યજમાનોનાં ખાતાં હતાં. વર્ષોવર્ષનો ચાલતો વહીવટ

૧. વાળી. ૨. ઈચ્છા. ૩. કપડું. ૪. ચાલાકી. ૫. ભવ વન.

યજમાનોને દબાવવા પ્રબળ પુરાવા રૂપ હતો. રઘુતમે પોતાનો નિશ્ચય પુત્રને જણાવ્યો અને યુક્તિ પ્રયુક્તિથી આવેલા મહારાજને જેમના તેમ પાછા વાળવા વિચાર કર્યો. રઘુતમની પાસેથી દરવરસે દક્ષિણાનો દોઢ રૂપિયો ગોર મહારાજ લેતા આજે તો તેના પણ અખાડા થતા હતા, ગોરે તો ઘેર આવી મુકામ કર્યો. સમય થશે એટલે ખાનપાનતો આપવુંજ પડશે એ ભય ધારી રઘુતમ પોતાના મિત્ર જેલર સાહેબની પાસે ગયો. કેદીઓનું રક્ષણ કરનાર બંદીખાનાધ્યક્ષે સ્વમિત્રનો સારો સત્કાર કર્યો, અને આવવાનું કારણ પૂછ્યું. રઘુતમે ટુંકમાં પોતાના પર આવી પડેલી આ દોઢ રૂપિયાની નકામી આફત વિદીત કરી, અને વિશેષમાં કહ્યું—"ભાઇ, આપ મ્હારા સ્નેહી છો, જેલખાનાના દારોગા છે. મ્હારા પર કૃપાકરી, મને બે ચાર દહાડા જેલમાં ન રહેવાદો ?" જેલરે કહ્યું—"ભાઇ, જેલ એ કાંઇ સુખ સદન નથી. કપરા કેદખાનામાં રહેવાથી આપને કારી દુઃખ થશે. સહન કરવા શક્તિ હોય તો ભલે." રઘુતમે કબુલ કર્યું, અને અત્યંત આજીજી સાથે ઉતાવળ કરવા વિનંતી કરી. જેલરે નોકરોને બોલાવ્યા, રઘુતમના પગમાં મજબુત લોખંડની કડીઓ નાખી, હાથમાં હાથકડી, કંઠમાં સાંકળ, વગેરેથી શણગારી અર્ધદ્વાર ખુલતા એક અંધારા ઓરડામાં કે જ્યાં પવન અને પ્રકાશનો તદ્દન અભાવ હતો ત્યાં તેને પૂર્યો. છોકરો ઉતાવળો ઉતાવળો ઘેર ગયો, બનાવટી ઉદાસી દેખાડી, 'હાય હાય' કરવા લાગ્યો. ગોર—"ભાઇ, શું થયું ડોસાને ? શા માટે આવો હાહાકાર કરો છો?" છોકરો—"પ્રિય પુરોહિતજી ! મ્હારા બાપા વગર ગુન્હે કેદખાનામાં કેદ થયા. રાજના નોકરોની અદેખાઈ, પવિત્રને પણ પતિત બનાવી દે છે. શાહુકારને ચોર ઠરાવી દેતાં એમને ભગવાનની એ બીક નથી." આ શબ્દો સાંભળતાં ગોરનો જીવ ઊંચો થયો. ફોજદારી ગુનાની આવી પડેલી ફાંસી વાળું આ ફસાવનારૂં ભુવન છોડવા તેમને ઉત્કટ ઇચ્છા થઇ. છોકરાને સાથે લેઇ પુરોહિતજી કેદ ખાનામાં હાથે કેદી થઇ રહેલાની રજા લેવા ગયા. દૂરથીજ યજમાનને જોતાં ગોરના હાંજા ગગડી ગયા. તેથી પાસે ન જઇ શકયા. ને એ દોઢ રૂપિયો દરિયામાં પડયો એમ માની, ખાવા પણ ન રોકતાં તુરત તે ગામનો ત્યાગ કરી બીજે ગામ જતા રહ્યા. રઘુતમનો પુત્ર આ દોઢ રૂપિયાના વાર્ષિક ટેકસથી બચ્ચા ગણી હર્ષિત થવા લાગ્યો અને હવે પછી આવે તો પણ તે ફાવે તેમ નથી, કારણ કે ગોર આવશે તો કહીશું કે તમે આવ્યા અને અમારા ઉપર ખોટું તહોમત આવ્યું તે

વખતે કેમ ન્યાયાધીશ પાસે સાક્ષી આપી અમને છોડાવ્યા નહિં ? તમે દુઃખમાં દૂર રહો છો. અને દર વરસે દોઢ રૂપિઆનો દાવો કરો છો તે નહિં બને, વગેરે વિચારમાં હર્ષિત થતો થતો ઘેર ગયો. દક્ષિણાની બીકે રઘુતમ આખો દહાડો જેલમાં રહ્યો. ખાવા પીવાનું પણ મેળવી શકયો નહિં. મંદભાગ્યે તે દીવસ સોમવારનો હોઇ ન્યાયાધીશ, પોલીસ સુપ્રિન્ટેન્ડેન્ટ, ફોજદાર, બેરીસ્ટરો, વહીવટદાર, તથા મુખા તલાટી વગેરે જેલખાનાની મુલકાતે આવ્યા. અમલદારોને જેલખાનામાં આવતા જોઇ, જેલરને પોતાના મિત્રનું ભાન થયું. બધા અમલદારો વચ્ચે પોતાનું ખાનગી કામ ઉઘાડું પાડતાં પોતાનું મન ડર્યું. પુરવણી તપાસ થઇ. કેદીઓની ગણત્રી કરવામાં આવી, ને તેમાં રઘુતમ પણ આવી ગયો વિઝીટ બુકમાં સહી કરી, અમલદારો ચાલતા થયા. પાંચેક વાગે પુત્રે આવી ખબર આપી કે "પુરોહિત રસ્તો માપી ગયા છે." એટલે રાજી થએલા રઘુતમે જેલરને બોલાવી પોતાની મુક્તિ માટે આજીજી કરી.—

**જેલર**—" ભાઇ. રઘુતમ, ભારે ગજબ થયો. આવેલા અમલદારોએ કરેલી ગણત્રીમાં તમે પણ ગણાઇ ગયા છો હવે હું તમને છુટા કરૂં તો એક કેદીની ખોટ શી રીતે પુરી શકું ? તમારી મિત્રાઇની મુશ્કેલીમાંતો ભાઇ, મ્હારે નોકરી ખોવાનો વખત આવ્યો, વળી મ્હારા ઉપરીની રજા વગર પણ હું તમને શી રીતે છુટા કરી શકું ? જેલમાં કેદ કરવાની મને સત્તા છે. પણ છોડી મુકવામાં હું સ્વતંત્ર નથી. રહો, હું ન્યાયાધીશ સાહેબને ચીઠી લખું છું. ત્યાંથી મંજુરી આવે એટલે હું તમને મુક્ત કરીશ." એમ કહી એક ચીઠી લખી સિપાઇને મોકલ્યો ન્યાયાધીશે ચીઠી વાંચી તેમાં લખેલું હતું કે " વાર્ષીક દોઢ રૂપીઆ ગોરને દક્ષિણા આપવાની નાખુશીથી જાતે આવી જેલમાં પડેલો રઘુતમ વિદાય થવા વિજ્ઞપ્તિ કરે છે. હજુરનો હુકમ હોય તો હું તને છોડી મુકું." નરવર નીતિજ્ઞ ન્યાયાધીશ કેદી બનનારનો અંતર હેતુ સમજી ગયા. અને તે ચીઠીનો પાછળ લખી આપ્યું કે—" એ ખુશીથી કેદી થયેલાને ૨૫) રૂા. દંડના ભરે, ત્યારે મુક્ત કરવો" જેલરે સાહેબના અક્ષરો વાંચ્યા વંચાવ્યા. રઘુતમની આ વખતે શી સ્થિતિ થઇ હશે તે સમજવું ભારે નથી. પુત્રને મોકલી રૂપિઆ મંગાવ્યા અને ભર્યા ત્યારે બંધનમાંથી છુટયા. અને બળ્યા ઝળ્યા છેક અંધારૂ થતાં પોતાને ઘેર પહોંચ્યા. " દોઢ રૂપીઓ ગોરને ન આપ્યો અને ૨૫) રૂપીઆ સરકારમાં નકામા ભર્યા." એ ખટકો રઘુતમને જીંદગીભર રહ્યો.

મતલબ એ છે કે પામર મનુષ્યો ધર્મ, કર્મ કે દીનની દયા ખાતર દ્રવ્યમાં વાપરતાં અટકે છે અને ખોટા પ્રાપંચિક મમતા ભર્યા મોટાઈ મેળવવાના કાર્યોમાં હાથ ખુલ્લો રાખે છે. સુવર્ણ ત્યજી પિત્તળને ખાંતે ખરીદે છે. સત્કર્મ અને સ્વધર્મ રૂપી હીરો ત્યજી ખોટી મોટાઈ રૂપ પત્થરને મેળવવા, પ્રતિદીન પ્રયત્નિત રહે છે. મનુષ્ય સંપત્તિના ત્રણ ભાગીદાર છે. જેમાં પહેલો હિસ્સેદાર દાન, બીજો અગ્નિ, ને ત્રીજો તસ્કર છે. પહેલાં મ્હોટા ભાગીદારને ભાગ ન આપવાથી બાકીના ન્હાના બંન્ને કોપે છે. અને પોતાનો હિસ્સો પરાણે પડાવી લે છે.

અંગદેશના રાજા કરણ અનિત્ય શરીરને છોડી, કરેલા પુણ્યનો બદલો મેળવવા શ્રીહરિકૃપાથી સ્વર્ગ વાસી થયા. અને પતિ પથાનુ ગામિની[1] નાગ કન્યાપણ સ્વર્ગમાં સ્વામી સંગિની થયાં, કિન્તુ અમર લોકમાં આ દંપતિએ જોયું તો,

( ચોપાઇ. )

ભાળ્યું ભાળ્યું હેમગચર[2] મકાન, સાથે પાત્ર કનકનાં નિદાન,[3]
ચારે તર્ફ સુવર્ણ સમાન, ભુલ્યા ભાન ન આવ્યું જ્ઞાન.

કનકને જોવું, કનકને[4] પાન કરવા જેવું કષ્ટ કરે છે. તો આ મહાદાની કર્ણ માટે રહેવાનું મકાન સોનાનું, અંદર રાચ રચીલું પણ સોનાનું નીચે, ઉપર, આડું, અવળું બધે સોનું, સોનુંને સોનુંજ. એથી વધારે હર્ષિત થએલાં એ દંપતિ સુવર્ણ સદન અને સુવર્ણના સામાન સાધનથી અતિ આનંદીત થઇ ગયાં. પણ—

( ચોપાઇ. )

વધુ[5] વધુ[6] ક્ષુધાએ પિડાતી, રૂંધ્યો કંઠને બળતી છાતી;
હાલત કર્ણની પણ એ જણાતી, વિણ શાન્તિ ભમાવતી ભ્રાન્તિ.

નાગકન્યા ભોજન પાન માટે ભરથારની વિનંતી કરવા લાગ્યાં. કરણે કહ્યું " હું પણ ક્ષુધા તૃષાથી વ્યાકુળ થયો છું શાણી સતી જે પ્રભુએ કૃપા કરીને આવો ઉત્તમ આવાસ નિવાસાર્થે આપ્યો છે તે શું ભોજન પાનનું દુઃખ નહિં ટાળે ? તપાસ કરો ભુવનમાં કાંઇક હશે."

**નાગકન્યા**—" નાથ સઘળે જોઇ વળી, ખાન પાન શયન વગેરેની સઘળી ગોઠવણ થએલી છે. ખાવાપીવાના ખુમચાઓ પડેલા છે. પણ જેમ પાત્ર સુવર્ણનાં છે તેમ અંદર પીરસેલું પણ સોનું છે. પાણીનાં વાસણો પણ સુવ-

૧. સતી. ૨. સોનાનું. ૩. નિશ્ચય. ૪. ધંતુરો. ૫. સ્ત્રી. ૬. વધારે.

ર્ણુંથીજ ભરેલાં છે શયન માટે પલંગ પણ સુવર્ણનો છે. તળાઇ પણ સુવર્ણની છે. વ્હાલા ! બધું સુવર્ણમય છે. પણ ક્ષુધા તૃષાથી મુક્ત થવાનો ભારે ભય છે.' અજબ થએલા કર્ણરાજાએ શ્રીવર સ્તવન કર્યું.—

( માઢ. )

વસુદેવના લાલા, પરમ કૃપાળા, દીનદયાળા છો,
સ્વામી છેલ છોગાળા, ને લટકાળા દ્વારિકાંવાળા છો— વસુ. ૧
કૃષ્ણજી કાળા, મોરલીવાળા, ચાર ભુજાળા છો;
વિજયંતીમાળા, હાર રૂપાળા, કામણગાળા છો— વસુ. ૨
પિતાંબર પટકાળા, ખીટલીઆળા, કેશે કાળા છો;
પદમ મુખાળા, સેવને સુંવાળા, ભક્ત ભય ટાળા છો.— વસુ. ૩
જગ પ્રતિપાળા, શ્રેષ્ઠ ગોવાળા, પાર્થના સાળા છો.
રસીકરસાળા, વિઠ્ઠલ વીરદાળા, સદા રખવાળા છો.— વસુ. ૪
સિંધુની બાળા, પ્રતિ પ્રેમાળા, અંતર અજવાળા છો;
ત્રિકમ તેજાળા, ગોવિંદ ગોપાળા, ' અમૃત 'ના વ્હાલા છો.—વસુ. ૫

( ચોપાઇ. )

જેવા શ્રીવરને સંભાર્યા તેવા સદ્ય પ્રભુજી પધાર્યા;
બોલ્યા "કષ્ટ મેં સઘળાં નિવાર્યાં, શીદ? મનથી માનો જીત્યા હાર્યા?"

પ્રભુએ પધારીને કર્ણને કહ્યું—"નરવીર ! સ્વર્ગ સાંપડયા પછી સંતાપિત કાંથાઓછો ? હજુકાંઇ હીનતા દેખાતી હોય તો કહો. સોનાનો ડુંગરને ડુંગર ખડો કરૂં. મ્હારો નીમ છે કે—

આપો તેથી સહસ્ર ગણું આપું, કદી કદી કષ્ટ પડે તો કાપું;
બોલ્યા કર્ણ "સુવર્ણ શું કરીએ ? અન્નોદક વિણ ક્ષુધાએ મરીએ—"

**ભગવાન**—"કર્ણ ! આપ્યા વગરનું મળી શકે નહિં. તમે કોઇપણ વખતે થોડા અન્ન કે જળનું દાન કર્યું છે?"

**કર્ણ**—"ના પ્રભુ ! સોના સિવાય બીજાું કાંઇ દાન કર્યું નથી."

**ભગવાન**—"થયું ત્યારે સોનું જોઇએ તો માગો. પણ ન આપેલી ચીજ મેળવવાનો અભિલાષ ત્યાગો."

**કર્ણ**—"ત્યારે શું પ્રભુ ! અમે સુખે રહી ભૂખે મરીશું ?"

**ભગવાન**—ત્હારે માટે તો તેમજ છે કર્ણ, પણ તારી સ્ત્રિયા નાગ કન્યાએ અજાણતાં એક પુણ્ય કાર્ય કર્યું છે જ્યારે તે ન્હાની હતી ત્યારે સમવયસ્કા[1] નાગ બાળા સાથે એક વખત પૃથ્વી પર રમવા આવી હતી. તેઓ

---

૧. સરખી.

એક નિર્જન[૧] પ્રદેશમાંના ઉંડા કુવામાંથી આવજા કરતી હતી તે કુવાને કાંઠે એક વડનું ઝાડ હતું. તે ઝાડનીચે તે દરેક કન્યાઓ ક્રીડા[૨] કરતી હતી. તેટલામાં ક્ષુધા તૃષાથી પીડાતો એક બ્રાહ્મણ ત્યાં આવી ચડયો. અને તે સઘળી બાળાઓ પાસે ખાવા પીવાનું મેળવવા કાલાવાલા કરવા લાગ્યો. તે અજ્ઞાન કન્યામાં ત્હારી સ્ત્રી કાંઇક મ્હોટી હતી. ને તેણે કંઇક જો એટલું તે ધ્યાનમાં પણ હતું તેથી તે દુઃખી બ્રાહ્મણને જમણા હાથની તર્જની[૩] લંબાવી થોડે દૂર એક સ્થાન બતાવ્યું કે જ્યાં અનેક બ્રાહ્મણો ભોજન માટે એકઠા થએલા હતા, સદભાગ્યે તે બ્રાહ્મણ ત્યાં ગયો, અને જતાંજ સત્કાર પામ્યો, બે ચાર દીવસની ક્ષુધા તૃષાથી વિહવળ થએલો હતો તે ખાનપાન પામીને ખુશી થયો. તેથી આશીર્વાદ આપ્યો કે મને આ જગ્યા બતાવનાર "તે કન્યાનું પ્રભુ કલ્યાણ કરો," તે પુણ્યમય કાર્યથી કર્ણ ! ત્હારી સ્ત્રોના જમણા હાથની તર્જની આંગળીમાં તે પુણ્યમય અમૃત વસ્યું છે, તે આંગળી તું અને ત્હારી સ્ત્રી મુખમાં ધરી ચુસશો તો ભૂખ અને તૃષાની અધરી ઉપાધી અળગી થશે." 'દેવા કરતાં દયા ઉત્તમ છે" એ કહેવત આ કર્ણની સ્ત્રા ઉપરથીજ નીકળી છે. પ્રભુ વચનપર શ્રદ્ધા રાખી, દંપતિએ—

## ( દોહરો. )

દુઃખે મુખે ધરી આંગળી, આવ્યું આનંદ આપ;[૪]
ફરી જન્મ માગ્યું મુખે, શ્રીવર વર[૫] વર[૬] આપ.[૭]

અંગુલી નિર્દેશનો[૮] અતુલ્ય પ્રતાપ કર્ણે કળ્યો. સુવર્ણના કરેલા દાનથી સંતાપ ન ટળ્યો, તેથી પ્રભુની પાસે પૃથ્વી પર અવતરવા બીજો અવતાર માગ્યો, તેનું કારણ અન્નદાન કરવાની ઉત્કટ ઇચ્છા હતું. 'તથાસ્તુ' કહી પ્રભુ અંતર્ધ્યાન થયા. બાદ જુનાગઢથી બે યોજન દૂર બીલખા નામના નાનકડા ગામમાં સગાળશા નામ ધારી ધનવાન અને ખાનદાન વણિક ગૃહસ્થને ત્યાં જન્મ પામ્યા.

## ( સાખી. )

શેઠ સગાળશા ભક્ત હરીના થયા ન કદીએ થાશે,
સતી પ્રેમદાને સુત, શુદ્ધ ભક્તિવંતા ભલી આશે;

---

૧. એકાંત. ૨. રમત. ૩. અંગુઠા પાસેની આંગળી. ૪. મેળે. ૫. શ્રેષ્ઠ. ૬. વરદાન. ૭. દો. ૮. દેખાડવાનો.

સખ્ત નિયમ, નિત્ય એક અતિથી જમાડીને જમવાનું,
સત્ય ન ચુકે 'પણ' નવ મૂકે, લીધું વૃત્ત મજાનું.

પૂર્વ જન્મના મહદ્દ પુણ્યના પ્રતાપે ન્હાનપણથીજ સદાચરણાનુસાર વર્તન કરતા હતા સત્ય, નીતિ, દયા, ક્ષમા, આદી સદગુણો શીશુવયથીજ તે શેઠ શરીરમાં ઝળકી ઉઠયા હતા. દીવસે દીવસે વય વધવાની સાથે તે ગુણોપણ પ્રશંસનીય રીતે પ્રકાશિત થતા હતા. દુ:ખી, દીન, અપંગ, અનાથ, કુટુંબી, સાધુ, બ્રાહ્મણ અને દેવાલયોમાં આપેલું દ્રવ્ય ક્રમાનુસાર ઉત્તરોત્તર દ્વિગુણીત[1] થાય છે. અને તેમાં અન્નદાન સર્વોપરી ગણાય છે. એ સૂત્રે એમણે પોતાનાં લગ્ન થયા બાદ પિતા માતા પરલોક પધારતાં સર્વ સત્તા સ્વહસ્તે પ્રાપ્ત થઈ એટલે પૂર્વજન્મમાં થએલ પશ્ચાતાપ મટાડવા જાગ્યા ત્યારથીજ સ્હવાર માની અન્નદાનાભિલાષ[2] ઉત્તમ રીતે અમલમાં આણવા આગળ પડયા. તેમણે અનેક વખત જ્ઞાતિભોજન; સેંકડો સાધુઓ, અને સંતો તથા હજારો બ્રાહ્મણોને: પરિતૃપ્તી; પશુ પક્ષીઓની ક્ષુધા તૃષા નિવારણાર્થે યોગ્ય વ્યવસ્થા, અન્નક્ષેત્ર, ધર્મશાળા, નવાણો, વૃક્ષો ઇત્યાદિ અસંખ્ય પુણ્ય કર્મો કર્યાં, છતાં પણ અસંતોષ અનંતજ[3] રહ્યો તેથી આખરે એક સાધુને નિત્ય જમાડીને જમવાની પ્રબળ પ્રતિજ્ઞા પ્રાણાંતે પાળવા કટિબદ્ધ[4] થયા. પતિ પ્રાણા ચતુરા ચંગાવતી, અને સપુત સુત ચેલૈયો, એ ત્રિપુટિનું સત્કર્માનુસરણે ઐક્ય હતું. પરિપકવ[5] ફળને સહજ વાયુની ઈશારતે વૃક્ષથી વેગળું પાડી, તેની સર્વોત્તમ લીજત સૃષ્ટિના સકળ મનુષ્યને અપાવવા, શ્રીવરે શેઠ સત્યતાની સજ્જડ સ્તુતિ થવા અન્ય[6] યુક્તિ રચી.

## ( દોહરો. )

(પ્રભુ) સંઘવી[7] બની સંઘ લઈ ગયા, પહેલાં તિર્થને સ્થાન; (તે પ્રદેશના સાધુઓને.)
સંત શોધતાં નવ મળે, ભક્ષ શીર શેઠ મહાન.

પ્રથમ પરિબ્રહ્મ પુરૂષોત્તમે પરોપકારી કૃતિ દર્શાવવા, તથા શેઠ ભાવની કિંમત અંકાવવા, એક વ્યાપારી રૂપે સંઘવી[7] બની મ્હોટો સંઘ કાઢયો. અને આજુ બાજુનાં ગામોમાંથી દરેક સાધુઓને ખર્ચ આપી તિર્થ યાત્રા કરાવવા સાથે લેઇ ચાલ્યા. તેથી સગાળશાના સેવકો સાધુ શોધમાં નિષ્ફળ નીવડયા.

૧. બમણું. ૨ અન્નદાનની ઇચ્છા. ૩. ઘણો. ૪. નિશ્ચયી. ૫. પાકેલાં. ૬. નવીન. ૭. સંઘ માલીક.

દ્રઢ પ્રતિજ્ઞ સગાળશા સાધુને સંતોષ્યા વગર પ્રાણ જતાં પણ અન્ન જળ-નો સ્વીકાર કરે તેમ નહોતા. સ્ત્રી, બાળકનું વર્તન પણ તેવુંજ સબળ સજ્જડ હતું. 'અનુચરો આજે કોઇ અભ્યાગતને બોલાવી લાવશે' એ આશામાંને આશામાં ત્રણેના સાત દીવસ નિરાહારે[1] વ્યતીત થઇ ગયા. ભૃત્યો[2] ભારે મહેનતે ચારે બાજુ તપાસ કરવા લાગ્યા. પણ કોઇ ભગવા વેષધારીની ભેટ થઇશકી નહિં. તેથી નોકરો નિરૂપાય થયા. અને શેઠ સંતાપિત રહ્યા. અંતે કોઇ મહાત્મા મળે તોજ દહાડો વળે, અને ત્યારેજ સુકૃત ફળે એ અંતિમ્ નિશ્ચયે સર્વે અટકયા. નવમા દીવસની સુંદર પ્રભાતે આઠ દીવસ થયાં ગેરહાજર રહેલા શેઠ પુત્ર ચેલૈયાને બોલાવવા નિશાળના માસ્તરે નિશાળીઆઓને મોકલ્યા. છોકરાઓએ પોતાના બાળમિત્રને બહા-રથી બોલાવ્યો કે લાગલોજ ચેલૈયો ઉઠી, પોતાનું ભણવાનું સાહિત્ય હાથમાં લેઇ ભણવા જવા માટે માતા પિતાની રજા લેવા લાગ્યો.

**સગાળશા**—"ત્હારાથી જવાયતો જા."

**ચેલૈયો**—"જવાશે, જઇશ." એટલામાં આ સાત વર્ષનો છોકરો આઠ દીવસનો ભૂખ્યો હોઈ, ચાલતાં ગોથાં ખાતો હતો. તે જોઇ માતા ચંગાવતીનો વાત્સલ્ય ભાવ એકદમ ઉછળી ઉઠયો, તેણી બહાર જતા બાળકનો હાથ પકડી, પોતાના ખોળામાં બેસાડી, એક હાથ તેના માથા પર મુકી, બાળકની ચારૂચીબુક બીજે હાથે પકડી, સ્વપતિને સુત વદન દર્શાવતાં બોલી—

(કલ્યાણ.)[3]

સુંદર વદન[4] મદન[5] સરીખું, તદન ફીકું, એ કદ[6] ન બાળ,
ઝાંખું[7] ઝાંખું નાંખુવારી, (જગ વસ્તુ) સાંખું શું? ભાખુ આવ્યો કાળ;
જગપતિ ન રતિ કરે પ્રિતી, નાથ ગયા દીવસ વીતી, (આઠ.)
પેખીને પુત્ર ઉઠે છે ઝાળ— સુંદર. ૧
આઠ દીન થયા અન્ન જળ વીણ, દેહ આપણી થઇ છે ક્ષીણ;
વ્હાલો શી રીતે? જશે નિશાળ— સુંદર. ૨
માને ન આપણું લગાર, શીશુને શું સત્યની દરકાર?
માનું પાડ વાળો બાળ— સુંદર. ૩
જોઇને દુઃખ તનુજ મન, વ્યાધી યુક્ત ન રહે પ્રસંન્ન;
પ્રીતે પ્રભુ નવ આણે વ્હાલ–(શીદ?) સુંદર. ૩

૧. ખોરાક વગર. ૨. નોકરો. ૩. 'સબુર સબુર'...ના જેવો. ૪. મ્હોં. ૫. કામદેવ. ૬. દરજ્જો. ૭. નિસ્તેજ. ૮. નૈઉં.

ચંગાવતીએ પતિ હૃદયમાં પુત્ર ભાવ પ્રગટાવવા પ્રબળ પ્રયત્ન કર્યો, પણ નિષ્ફળ પ્રયોજના નીવડી. બાળકે પિતુ વૃત્તિને પિછાણી, દીનવાણીથી માતાની રજા લીધી. અને લથડતો, લથડતો ગૃહ બહાર નીકળ્યો. નિશાળીઆઓએ તેનાં ભણવાનાં સાધન ઝાલી લીધાં એટલે બાળ બંધુઓના સ્કંધપર પોતાના બંન્ને હાથ ટેકવી ધીમે ધીમે શાળામાં ગયો.

( ગીતિ. )

શુભકર આજ સહવારે, સ્ત્રી સમજાવી પતિએ વારે વારે;
ગયો બાળ તે વારે, અકસ્માત્ પ્રભુ ધાયા કરી વારે.

બાળક શાળામાં ગયા બાદ સગાળશાએ પોતાની સ્ત્રીને બાળકને સત્ય ટેકથી ન ડગાવવા તથા દુરાગ્રહથી[1] દૂર રહેવા સવિસ્તૃત[2] વાણીથી સમજાવી. સેવકોતો સંત શોધવાના, પ્રથમ કાર્યમાં સંડોવાયલા હતા. કમળાકાંતે કરૂણા કરી અરણ્યમાં એક અનુચરને ઓચિંતા અજાયબ રીતે—

( કાનરો )

વૈકુંઠ પતિ જાતેરે—આવી મળ્યા.
અપવાસીની ઉદાસી ટાળવા આવ્યા શ્રી અવિનાશી;
નાસી ચિંતા ફાંસી[3] ત્રાસી, જ્હાશી ! પ્રકાશી, છબી ખાશીરે—આવી. ૧
શરીર રૂધિરમય, બધિર[4] અધિર વળી નેત્રે પૂરૂં નવ સૂઝે;
ખરબચડી ચામડીને વૃદ્ધ વય, ચાલતાં થરથર ધ્રૂજેરે— આવી. ૨
આવે ઉધરસ હૃદય હાંફતું, અટકી અટકી ચાલે;
જનકો' આવી મળે સ્હામે તો જુવે ધરી કરને કપાળેરે— આવી. ૩
બાળ રૂપેરી દાંત મળે નહિં, હાથ જેષ્ટીકા[5] ઝાલી;
લોહી પરૂના રેલા ચાલે, વાહ ! શું ? બન્યા છે વનમાળીરે— આવી. ૪
રે ? કોઇ આપો આશ્રય આવ્યો દૂરથી હું થાકેલો;
ભોજનની ઈચ્છાએ આજે, આ નગરીમાં હું પહેલોરે— આવી. ૫

શેઠ સેવક આ મહદ્ વિચિત્ર વેષ ધારી અનંત કૃપાળુ સંતના શબ્દો સાંભળી, હાથે હાથ ઝાલી સાથે લઈ પાછો વળ્યો. પુરદ્વાર પાસે એક તળાવને કાંઠે પીંપળાના ઝાડ નીચે વેષધારી વિઠ્ઠલ વિશ્રાન્તિ લેવા બેઠા. સ્વલ્પ સમયમાંજ સ્વસ્થ બની, સેવક પ્રત્યે ઉચ્ચર્યા—"અલ્યા, નીચ નોકર, તેંતો મને ચલાવી ચલાવીને બહુ થાક પમાડયો. જા દુષ્ટ હું ત્હારી સાથે આવીશ નહિ."

---

૧. હઠ. ૨. વધારે. ૩. યમની ફાંસી. ૪. બ્હેરા. ૫. લાકડી.

**નોકર**—"દયાળુ દેવ ! આમ શા અર્થે વદોછો ? અમારા શેઠ આજ કેટલા દિવસ થયાં ભુખના દુઃખે વ્યાકુળ થાય છે. માટે ત્યાં પધારી તેમને આ અસહ્ય સંકટમાંથી ઉગારો."

**ભગવાન**—"રે, મતિવગરના મુર્ખા ! તું જાણે છે કે જેવો ત્હારો શેઠ પવિત્ર છે તેવી ત્હારી શેહાણી છે? મેં બહુ જગ્યાએ જોયું છે કે પુરૂષો પરોપ કૃતિમાં પ્રથમ ભાગલે તેવા હોય, પણ, તેમની સ્ત્રીઓ તો ભાગ્યેજ તેમને અનુકુળા હોય છે."

**દ્રષ્ટાંત**—એક ગૃહસ્થ ગામમાં ફરી ફરીને હમેશાં એક સાધુને પોતાને ત્યાં જમવા બોલાવી લાવતો તેની પ્રમાદી સ્ત્રીને તે વાત ગમતી નહોતી. વાંધો એટલોજ હતો કે એક અતિથી માટે પાંચ સાત રોટલીઓ વધારે વણવી પકાવવી પડતી. એક દીવસ એક સાધુને તે ઘરધણી પોતાને ત્યાં જમવાને વખતે જમવા તેડીલાવ્યો. સુંદર આસન આપી, મહાત્માને ઘેર બેસાડી પોતે ઘરમાં તેજ વખતે થઈ રહેલું ઘી લેવા બજારમાં ગયો. આ મળેલા સમયનો સદુપયોગ કરીલેવાને આ સાધુ રૂપ આવી પડેલા સંકટને ટાળવા તે સ્ત્રીએ એક નવીના યુક્તિ રચી. ડાંગર ખાંડવાનું એક સાંબેલું ને કુવામાંથી પાણી કાઢવાનું એક દોરડું, બંન્ને બારણા બહાર મૂકયાં. અને પોતે રડવા કુટવા લાગી. આશ્ચર્ય થઈ સાધુએ રામાને રૂદનનું કારણ પૂછયું. જવાબમાં સ્ત્રીએ ડસકાં ભરતાં ભરતાં કહ્યું—"મહારાજ મ્હારો પતિ બહુ પાપી છે. હમેશાં એક એક સંતને જમાડવાની લાલચ આપી ઘેર પકડી લાવે છે. અને પછી જુઓ, આ દોરડે એમના હાથ બાંધે છે. અને આ સાંબેલુ તેમના માથામાં મારે છે. અંતે અધમુઆ જેવા કરી કહાડી મુકે છે. કેટેલાક દીવસ થયાં તેમને આ છંદ પડયો છે. તમે પવિત્ર દેખાતા સાધુ આ પ્રપંચમાં હાથે કરી કાં પડયા ?" સરળહૃદયી સાધુ એકદમ ઉઠયા. બાઇને આશીર્વાદ આપ્યો અને એ ગામનું પાણી પણ હરામ કરી એકદમ નાસી ગયા. ઘી લેઇ ઘરધણી ઘેર આવ્યો. ત્યાં ગૃહિણીને પૂછતાં જણાયું કે આવેલા મહારાજ આ સાંબેલું ને દોરડું મેળવવા માટે માગણી કરતા હતા, 'મ્હારા પતિ આવીને આપશે' એટલુંજ કહેતાં રીસાઇને ચાલ્યા ગયા. ભોળો ભરથાર સ્ત્રીની યુક્તિ સમજી ન શકયો તેથી રીસાયલા સંતને મનાવવા, તેમની માગેલી ચીજો લેઈ, પ્રસન્ન કરવા પાછળ દોડયો. દરવાજે ખબર મળી કે સાધુ જંગલમાં ચાલ્યા ગયા છે. શ્વાસ ભર્યો તે શ્રદ્ધાળુ સખત તાપમાં ખુલ્લે પગે આગળ દોડયો. ચાલ્યા જતા

મહાત્મા પાછળ મુખ કરી જોયે જતા હતા. અને દોરડું સાંબેલું લેઇને આવતા યજમાનને જોઇ, જોસભેર મુઠીઓ વાળી આગળ નાઠા. પેલો પાછળથી બૂમ પાડી, પાડી કહેવા લાગ્યો—"બાપજી, ઉભા રહો, આ લઇ જાઓ, તમારે જોઇએ તે અમારે ન જોઇએ." સાધુએ યજમાન પત્નિનું કહેણ બરાબર માન્યું. અને વિચાર્યું કે "હું એના ઘર આગળથી છટકી ગયો તોએ પોતાની નીચ પ્રતિજ્ઞા પાર પાડવા અહીં પાછળ આવ્યા વગર રહ્યો નહિં. રે ભગવાન! હવે શું થશે? એ જરૂર બાંધીને માર્યા વગર મૂકશે નહિં. દોડયો આવે છે ને ચોકખું કહેતો આવે છે કે "લેતા જાઓ, લેતા જાઓ. પ્રભુ, પ્રભુ, મ્હારૂં શરીર સાંબેલાનો એક પણ ઘાવ સહન કરી શકે તેમ નથી." દોડતા થાકયા એટલે ઉભા રહ્યા. બંને મળ્યા. સ્ત્રીની યુક્તિ પકડાઇ, પરંતુ સાધુ તો વગર વળ્યા આગળજ વધ્યા.

તેથી સર્વ ભુતાન્તરવાસી, ભગવાને, સેવકને સ્પષ્ટ સૂચવ્યું કે ત્હારા શેઠને મ્હારી જરૂર હોય તો ગાજતે વાજતે એક મંડળી લેઇ જનસમૂહ સાથે મને બોલાવવા અહીં આવે, અને તેની સ્ત્રી મને એક સુંદર ટોપલામાં બેસાડી, માથાપર ઉંચકી લે તથા હું કહું તેવું ઇચ્છિત ભોજન કરી આપી મને જમાડે આટલી શરત કબુલ કરી મને તેડી જાઓ, તો હું આવું. નહિં તો મ્હારે જરૂર નથી. નોકર દોડતો શેઠની પાસે આવ્યો. સાધુ સંકલ્પ સવિસ્તર સ્હમજાવ્યો શેઠ કબુલ થયા. અને ભારે ઠાઠમાઠથી સમગ્ર ગ્રામ મનુષ્યોની સમક્ષે સ્ત્રી શીર્ષે સુંડલામાં સંતને પધરાવી, પોતાને દ્વારે લાવ્યા. દંપતીએ—

( સાખી. )

પૂજન પ્રીતેથી કરી ભૂવને પાદ તિર્થ છંટાવ્યું,
ઉત્તમ આસન પર બેસાડી ભોજન કરવા કહાવ્યું;
શાણી સતિએ રતિ ખોટી વિણ પાક કર્યો તૈયાર,
વાણી પતિએ પ્રકાશી "ઉઠો સંત કરો નવ વાર."

યથાર્થ સમયે રસોઈ તૈયાર થઈ, એટલે શેઠ સંતને, ભોજનશાળામાં પધારવા વિનંતી કરી—

( દીંડી. )

થઈ મગ્ન સંત તણા સંત ચાલ્યા, વણીક નારીનરે પ્રેમ યુક્ત ભાળ્યા;
ફરી ઉભયે પ્રભુ પાદને પખાળ્યા, ઉન્નત આસનો બેસાડવાને ઢાળ્યા.

સુપ્રતિષ્ઠ સંતના પણ સંતદેવા, સેવાભાવ જોઇ ભોજન કરવા ઉઠયા. સગા-

ળશા અને ચંગાવતીના હર્ષનો પાર નહોતો. 'શ્રમ પછીની નિદ્રા શાન્તિ આપે છે.' તેમ આઠ દીવસના ઉપવાસને અંતે આવી વ્હડેલા અતિથી એમને અત્યંત આલ્હાદદાયક થયા. બંનેએ ફરીને મહાત્મારૂપ પરમાત્માના ચરણો જળથી પખાળી, ચરણોદક લીધું. અને ભોજનશાળામાં પધરાવ્યા.

## ( પ્રબંધ. )

**સત્વર થઇને સતી, રાખીને ચીવટ અતિ, ન્યારી ન્યારી કરી કૃતિ, કરી રસોઈ તૈયાર; ભરી ભાવતા ભોજન, થાળો લાવી તતક્ષણ, જમે મદન મોહન, પ્યારા જગ સરકાર.**

કનક બાજોઠ બીછાવી, સુંદર રંગાવી ચીતરાવી, ભોજન શાળાને બનાવી, ખંત અનંત ધરી, સુગંધી દ્રવ્યો છંટાવી, ધુપ સુવાસિત મંગાવી, દીધો તુર્ત સળગાવી, ઉર આનંદ ભરી. સર્વ સામાન મંગાવી, પાકશાસ્ત્રથી સજાવી, મસાલા શુદ્ધ કરાવી, જાતે નારીએ ખરી. મેંદાને પરસુદી લાવી, મીઠાઈ ન્યારી મને ભાવી, બતાવી ક્રિયા અનાવી, નહિં ન્યુનતા જરી. પધાર્યા શ્રી જગદાધાર, વાધ્યો નરનારીનો પ્યાર, મૂકયાં ભાણાં નહિં વાર, કરી કામાએ લગાર—ભરી૰ ૧

ધર્યા લાડુ સુપ્રકાર, ખાખરીઓ છે ખુબીદાર, ભાખરીઓ બન્યો શ્રીકાર, સારો સોજી તણો માન; ઘઉં ચણાનો ઘી ભરપુર, રવા મગજનો મધુર, મગદળ કણસાઇ મોતીચૂર, લાકડસાઈ પણ તે સ્થાન. શકરપારાનો સુંદર, મસાલા સાકર કેસર, ઉત્તમ એલચી અંદર, ખેંચે સર્વનું એ ધ્યાન; ખૂબ બનાવ્યો કંસાર, મોનભોગ ખુશબો દાર, ખસખસ તણો શણગાર, સજ્યો ચતુર સુજાણ. લાવ્યા લાવશીઓ ભરી, ફાડા ફૂલેલધી હરી, આંધણીયા મુકી ફરી, વાસ ઘણી મનોહાર—ભરી૰ ૨

ખાસા ખાજાંની ફરસાઇ, રૂડા શીરાની રોશનાઇ, મન ગમતી મિઠાઈ, મુખે કહી નવ જાય. ફરશી પૂરી ફેરી મોળી, લોચાપુરીને કચોળી, રોટલીએ ઘીમાં બોળી, જોતાં નયન ધરાય. લ્હેજત ગુંજાની છે ભારી, પુરણપોળી ઘેબરધારી, સુતરફેણી બરફી સારી, પેંડા ઠોર ન ભૂલાય. શીખંડ બાસુદી મલાઇ, મોહનઠાર મેસુર માહી, હલવા શોભતા સવાઈ, મોંમાં પાણી ભરાય. અમૃતપાકને ગગંન, જાંબુ જલેબી મગન, મરકી લેહુઆ લગન, લાગે સારા સ્વાદદાર—ભરી૰ ૩

ગુલાબપાક ગાંઠીઆ સેવ, ગુંદવડાં ચંદ્રક(ળા) લેવ, ખોપરાપાક તતખેવ, ખચીત ખુમચા રસાળ; માલપુડા દૂધપાક, બરફીચુરમું આડો આંક. દૂધ બીરંજ ચેવડો ચાક, શકરીયાં ભરેલા થાળ; આંબારસ મુરબ્બા મીઠા, કેળાં ખાંડ સાથે દીઠા, પુરણપોળી સુખડીપીઠાં, બાંધી કણુક કટાળ; મૂકે માખણને મીસરી, ન્હાની તાસકોમાં ભરી, દ્રષ્ટી દામોદરની ઠરી, આવ્યો આનંદ તે કાળ; વાલ મઠ ચોળા વટાણા, છુટા ચણાના છે દાણા, મગતુવરીયા મુકાણા, પછી લાગે શાની વાર—ભરી૰ ૪

ગુવાર વંતાક રવૈયાં, કાળું દુધી તણા નૈયાં, કંકોડા કારેલાં કૈયાં, રસાદાર ધર્યા પાસ, તુરીયાં પરવર પંડોળાં, કાચાં કેળાંને કંટોળાં, આરીયાં સુરણ ધીલોળાં,

વધાર્યાં બનાવી ખાસ; શકરીયાં ટીનસાં રતાળુ, મોઘરી મુળા અળવી ભાળું, કાકડી ગલકાંને સંભાળુ, મોહરાકો બીન કચાશ. ભીંડા પાપડી ને વાલોળ, શકરકંદ નાળકોળ, બટાકા તેલે તરબોળ, ભારે મસાલાની વાસ; ટમાટાં ને ચોળાફળી, સીંગ સરગવા નીંગળી, શ્રીફળ ખમણુ સંગેમળી, ખુબી વધારી અપાર—ભરી૦ ૫

મેથી તાંદળજાની ભાજી, સવાપોઈ પાલક જોઇ રાજી, ચીલકડા ધાણાની તાજી, પુંવાડીયા ગલજીબી, ડોડી; ખાટખટુંબોને નાડાની, લુણી સાટોડીવાડાની, ઢીમર કણજી ટાંકપાડાની શેતુર સરવૈયા સંકોડી. ભજીઆં ભાતભાતનાં આવ્યાં, રાઈતાં દ્રાખ દાડમનાં લાવ્યા, કેળાં ખોપરાંનાં પીરસાવ્યાં, અંજીર આકુને અંકોડી. દહીંવડાં મઠા ફુલવડી, આલુ પતરવેલીવાં પડી, ચટણી ભાતદાળને કઢી, ધારધૃતની નધોડી. કાજુ કમરખને અખોડ, લીલી દ્રાક્ષ ટેટી સમજોડ, બદામ પીસ્તાં દાડમ કોડ, કોટાં કરમદાં આમળાં સાર—ભરી૦ ૬

લીંબુ કેરી બીલાગોળ, ગરમર વડગુંદાને ડોળ, વાંસ મરચાં રાતાં ચોળ, મરીયાં લીલાં લુણેખારાં; એલચી સોપારી લીલી, હળદર સંગે રંગે પીળી રાયણ કોકડી અણખીલી, અથાણાં એ ન્યારાં ન્યારાં; જમો કહે નથી ખોટી, વૃત્તિ ભૂખ્યાની રહે ચોંટી, ગંગાજળની ભરી લોટી, પવાલાં અજવાળ્યાં સારાં. પંખો લઇ પોતાને હાથે, બેઠા ભક્ત પ્રેમ સાથે, દયા કરી દીનાનાથે, પામે પ્રસાદ ખાનારા. અણી અંતરમાં વ્હાલ, રાજભોગનો રસાળ, ગાયો થાળ **અમૃતલાલ**, જાયે વારી બલીહાર—ભરી૦ ૭

(ગીતિ).

અનુક્રમે પીરસાયું, પણ એ સંતમને કશું નવ આવ્યું,
અંતે શીર ધુણાવ્યું, ઉઠયા, શેઠે માન્યુ ભય મસ[1] આવ્યું,

આઠ દીવસનો બદલો એકજ દીવસમાં વાળી લેવાને ઇરાદે ચાલાક ચંગાવતીએ શીઘ્રગતિથી ભોજનની સર્વ તૈયારી કરી હતી તેના ક્રમે ક્રમે સર્વ થાળો પીરસ્યા. પણ તે અવલોકીને આવેલા અતિથી અત્યંત ઉદાશ બન્યા દેખાયા–'તાવવાળાને ભોજન જોયું ગમતું નથી.' તેમ ભક્તભાવ ભાળવાને તપતો તાપ દર્શાવનારા દીન દયાળ દામોદર ભોજનને ભાળી, નારાજ થયા. 'અણગમતું કર્યું છે' એમ દર્શાવવા પોતાનું માથું ધુણાવતા આસન ઉપરથી ઉઠયા. અને ઉતરેલે ચ્હેરે કંટાળેલ જેવો ભાવ દર્શાવી તિરસ્કૃત[2] કટાક્ષ[3] વરસાવતા, અબોલ[4] ભોજનાલયમાંથી[5] બહાર નીકળ્યા. શંકિત ચિત્તવાળો સગાળશા ભૂખભારે ભ્રમિત થઇ ગએલો હતો તેએ સંચરતા સંતને અટકાવવા સભય[6] સકંપ[7] સામે આવ્યો, અને અત્યંત દીનતા દર્શાવી નિરૂપાય નિસ્તેજી દસ્યમાં લાવી, ગળગળે સાદે બોલ્યો–

૧ વધારે. ૨ ધિક્કારયુક્ત. ૩ નજર. ૪ મુંગા. ૫ ભોજનશાળા. ૬ બ્હીતો. ૭ ધ્રુજતો.

## ( લાવણી. )

'પ્રભુ' 'પ્રભુ' કહી પડયો ચરણમાં નાથ શો ? દોષ **અમારો છે ?**
આપ જમ્યા વીણ-ઉઠયા ? ન સમજું નાથ શું હેતુ[1] **તમારો છે ?**
ગયા અષ્ટ દીન શોધી થાકયા આજ આનંદ **અમારો છે,**
સત્ય કહો ? શી-ઈચ્છા આપની માનો આ દાસ **તમારો છે.**

**સગાળશા**—"મહારાજ ! અમારે ત્યાં હમેશાં બધો પાક પવિત્રતાઈથીજ તૈયાર કરવામાં આવે છે છતાં આપના મનમાં કાંઇક અશુદ્ધતાની અડચણ ઉત્પન્ન થતી હોય તો અનુકંપાએ અલગ કરશો. વળી મ્હારે ત્યાં કોઈ ન્હાનું છોકરૂંએ નથી કે આ બનાવેલી રસોઇ જરા પણ ચાખી ઉચ્છિષ્ટ[2] કરે ! પ્રભુ ! આપ અમારા બુડતાના બેલી છો. થાકયાના વિશ્રામ છો, અને અશરણના શરણ છો. શામાટે ભોજન ત્યાગ કરી પધારો છો ? કદી આ રસોઈ આપને સંદેહ ઉત્પન્ન કરતી હોય તો જવા દો. અમે ઉતાવળથી બીજો પાક તૈયાર કરીએ. પણ કારણ દર્શાવો કે આપનું મન શાથી નારાજ થયું છે ?"

## ( કાનરો. )

વધા પ્રભુ બસ કર બસ નટ ખટરે,
કનિષ્ટ અનાજ ન દેતાં લાજે, ત્યાજ[3] એ સંતને કાજ નફટરે— વધા. ૧
અમે 'અઘોરી'પુરમાં ન વસીએ, ફરીએ પ્રતિદીન જંગલે વિકટરે— વધા. ૨
અન્ન તણા નહિં સ્હમજ અહારી, માગું એ લાવ કરો ઝટપટરે— વધા. ૩
સત્વર ઉચર એ બનશે કે નહિં ? આમીષ[4] રાંધીને લાવ ઝપટરે—વધા. ૪

આ સાંભળીને **સગાળશા** સ્તબ્ધ થયો. સંત મુખ સામે ટગર ટગર નિહાળતો, જાણે સંત હ્રદયમાં પેસી, અંદરનું હારદ જાણવા મથતો હોય તેમ કષ્ટદાયક કોશીષ કરી રહ્યો. આજ પર્યંત આવી ગએલા અનેક સંતોમાં આવો આમીષાહારી અઘોરી એ ભલા ભક્તને ભેટયો નહોતો. નામ ન લેવાય, નયને ન જેવાય, તેનું ભોજન કેમ કરાય ? પણ આવેલા અતિથિનો અનાદર કરવો અને પોતાને આઠ દીવસે આહાર અપાવતા, આ પરમ પુરૂષરૂપ પરોણાને પાછો વાળવો, એ સરળ હૃદયથી સેંકડો ગાઉ દૂર હતું. સંતને પુનઃ સમર્પિત સ્થાને બેસાડયા. ને પોતે બાજુના મકાનમાં જઈ, વિચારવા લાગ્યા—

---

૧. આશય. ૨. અજીઠું. ૩. ત્યાગ. ૪. માંસ.

( છંદ. )[1]

જાણી ઉત્તમ જાત નિજ વણીકની, ભયભીત મન થઈ ગયું;
પણ સંતોષવા સંત અંતરે ઉર એ, તેથી પ્રસન્ન થઇ ગયું.
નીચથી કરી વેપાર પાર પડવા હૃદયું મગન થઈ ગયું;
હર્ષે વિનવી સ્નેહથી ઝટ કહ્યું "ભોજન તદન થઈ ગયું.

માંસ વિક્રય કરનારા કસાઇને ત્યાં જઇ, એક માણસ જમી શકે તેટલું માંસ ખરીદી લાવ્યા. અને પોતાની સતી સ્ત્રી ચંગાવતીને પાક રીતીએ તૈયાર કરવા કહ્યું. પતિપરાયણા સતી સાધ્વી સ્ત્રીએ સ્વામી વચનપર શ્રદ્ધા રાખી, સહજ પણ આશંકા આણી નહિ. પતિવ્રતા પ્રમદાએ "પતિની આ ભૂલ છે, અથવા અઘટિત કર્મ છે. અમે ઉંચ જાતિવાળા માંસને કેમ અડકીએ?" ઇત્યાદિ ઉચ્ચારો એકદમ અળગા કર્યા હતા. અને પતિ વચનને પ્રભુવાક્ય સમ જાણી માંસનું ભોજન તૈયાર કર્યું. પહેલેથીજ સંપુર્ણ રીતે પકાવી, ઘીમાં તરબોળ કરી, સુંદર સાકર નાખી, બદામ, એલચી, પીસ્તાં જાયફળ, વગેરે મસાલા યુકત બનાવી, એક પાત્રમાં પીરસી તૈયાર કર્યું, અને સગાળશાને વરદી આપી એટલે શેઠે સંતને ભોજનાર્થે[3] પધારવા વિનંતી કરી.

( ગીતિ. )

ઉઠયા જમવા જાતે,[4] આમીષ રાંધી આપ્યું સતી સજાતે;[5]
નવ કારણ સમજાતે, ફરી બેસી વદતા જતે જાતે.[6]

અઘોરી આવીને આસન ઉપર બેઠા. પાત્રમાં પીરસેલું પશુ માંસ ભોજન રૂપે જોઈ, પુર આવેલી નદીમાં બીજો પાણીનો પ્રવાહ ભળ્યો હોય અને તે ઉછળી નીકળે, અથવા બળતી અગ્નિમાં સત્વર સળગનારા દ્રવ્યોનો સમૂહ એકત્ર થઇ પડે, અને જ્વાળા પ્રચંડ પ્રગટે તેમ રોષનો પ્રવાહ, અને જોસનો જુસ્સો મહારાજ મસ્તકમાંથી આંખોમાં ઉતર્યો. અરૂણરંગના આરક્ત બની ગએલાં નેત્રો શેઠને મુખે ફેંકયાં ફરફરતે હોઠે, અને ડસાતે દાંતે અઘોરી બોલ્યા—

( કલ્યાણ. )

રે સંતદ્રોહી શઠ જા જા, કરે મશ્કરી તજીને માજા;
આ માંસ પશુનું તાજા, નવ સંતે જમે તું 'ખા' જા.

---

૧. 'શાર્દુલ'... ના જેવો. ૨. ઇચ્છા. ૩. જમવા. ૪. પોતે. ૫. કુળવાન. ૬. વિદાય થતે.

નવ માને તું અભિમાને, કરે મારૂં પણ અપમાને;
આ ચાલ્યો તું કર મન માને, ધિક્કાર ન સંત સન્માને.

પ્રથમ માગ્યું, અને આપ્યા પછી ત્યાગ્યું. તેથી શેઠને બહુ ખોટું લાગ્યું. પણ અંતર અનુરાગ્યું અને મસ્તક શૂળ જાગ્યું તેથી વાણીદ્વારા વધી વધા.

(આશાગોડી.)

જાણું ન આહાર તમારો, કૃપાળુ? જાણું ન આહાર તમારો;
આપ જણાવો આપની ઈચ્છા, નવ કદી 'ના' કહેનારો— કૃપાળુ. ૧
તન મન ધન જે માગો તે અરપણ, પ્રેમે રહો ના પધારો— કૃપાળુ. ૨
આમીષ આપ્યું આપે કહ્યું તે, તેમ છતાં ન સ્વીકારો— કૃપાળુ. ૩
અન્ય કહો જે ચહો તે બનાવું, આપ આધાર અમારો— કૃપાળુ. ૪

ચાલ્યા જતા સંતના ચર્ણમાં પડી, ખેદ દર્શાવી ભેદ જાણવા ભાવિ ભક્ત પ્રબળ પ્રયત્ન કરવા લાગ્યો—પ્રભુએ પ્રતી ઉત્તર આપ્યો—

(દોહરો.)

"પશુ માંસ ભક્ષણ કરી, નવ કરૂં પશુ સમ કાય;[1]
આપે તો દે મનુષ્યનું, માંસ ન અવર[2] ઇચ્છાય.

પશુ માંસ પશુજ ભક્ષણ કરે છે—હું મનુષ્ય મટી પશુ થવા માગતો નથી. અને જમાડવાની ત્હારી જીજ્ઞાસા હોય તો માંસ વિના હું બીજો આહાર કરતો નથી. અને તે માંસ પણ મનુષ્ય સીવાય અન્યનું મ્હારે અગ્રાહ્ય છે. ત્હારા ઉપર મ્હારૂં કરજ નથી. ત્હારે ગરજ હોય તો અતિથ્ય સત્કારની આ ફરજ બજાવી લે. નહિં તો મને રજા આપ બીજે કોઇ સ્થળે જાઉં," ડગુમગુ દીલે, અતિથીને અવાસમાં આસને પધરાવી, શેઠ સતી સમિપે ગયા.

(દોહરો.)

શોચે નરનારી ઉરે, બરૂ[3] આવે નહિં હામ;
મનુષ્ય તો ક્યાંથી મળે? ખરચે કોટી દામ.

વિચારાંતે સગાળશાએ સ્ત્રીને સમજાવ્યું કે? કરોડો પૈસા ખરચે મહારાજના ભોજન માટે ઉપયોગમાં આવે એવો મનુષ્યદેહ મળી શકે તેમ નથી. વિચાર કર, કોઈ મનુષ્યનો પિતા, વયો વૃદ્ધ અને જરજરીત દેહવાળો થઇ ગયો હોય, અથવા પરલોકનો પરોણો થવાને તત્પર હોય તે પણ

૧. શરીર. ૨. બીજી. ૩. પાર પડવું.

શું? અમુક પૈસા આપવાથી તેને મારવા આપે? કોઈ પિતાનો પુત્ર ઉદ્ધત, ઉચ્છૃંખલ, અને સંતાપજનક[1] હોય તે પણ શું? મનમાનતું દ્રવ્ય લઈ, પોતાના બેટાને મારવા સોંપે? માતા પુત્રીને આપે? પુત્રી માને આપે? ભાઇ, બ્હેનને આપે, કે બ્હેન ભાઇને આપે? પતિ પત્નિને સોંપે નહિં, તેમ પત્નિ પતિને સોંપે નહિં. ત્યારે મનુષ્યનું માંસ શી રીતે મેળવી શકાશે? ઉત્થાન[2] પામેલા મહાત્માના હૃદયને કેમ કેળવી શકાશે? સુધર્મમાં કુકર્મને કેમ ભેળવી શકાશે? અને આદરાતિથ્યમાં,[3] ઉત્તમ પદવી કેમ મેળવી શકાશે?" પતિ પીડાને પામી ગએલી પ્રમદા પળ પણ અટક્યા વગર બોલી—"વ્હાલા, કાં વિસરો છો?

( છંદ. )[4]

"છે પુત્ર આપણો પ્રાણ ચેલૈયો અતિ ગુણવાન જે,"
કર્યો સધ એજ વિચાર પણ નવ સત્ય એ સ્વપ્ને તજે;
જોઈ વાટ, તજીને ઉચાટ, પુત્રને માટ, ઘાટ અઘટ[5] સજે,
થયાં બાળનાં પ્રતિપાળ કાળ સંભાળવા શ્રીવર ભજે.

ધર્માનુકુળા ધર્મપત્નિ, સત્યવાદી સ્વામીના સહવાસે અને સર્વદા સત્સંગના સર્વોત્તમ સેવને પોતાનો એકનો એક પુત્ર, અતિથી અહારાર્થે[6] વધ કરવા સ્વામીને સાગ્રહે[7] સમજાવી રહી. સગાળશા સદ્પુત્રનું નામ સાંભળી, કલેશ યુક્ત થઈ કંપી રહ્યા. શિશુવયમાં વિહરતા[8] બાળકને કાળમુખે પ્રયાણ કરાવવા, કામિની કલ્પનાને ફિટકારવા લાગ્યા. અને કહ્યું—"આપણા એકના એક બાળકને પ્રાણ વગરનો કરવા ત્હારી રાક્ષસી હિમત જોઇ હુ કંપી ઉઠું છું. જેનાં આપણેજ આધાર છીએ. તેને આપણેજ મારનાર થઇએ તો એ અસહાય અને અબળ બાળક કોની પાસે દાદ માગે? કંઇક તો વિચાર કર?"

સ્ત્રી—"સત્યવાદીઓના આવા સંકલ્પ ન હોય! પ્રતિજ્ઞા પાળનારના આવા પગનારા[9] પ્રપંચો ન હોય," વગેરે વગેરે પ્રશ્નોત્તરને અંતે નારાજીએ પણ નરરત્ન નગરશેઠ નારી મતિને અનુકુળ થયા.

( સાખી. )

વિચાર કરતાં રહ્યાં હૃદયમાં માતાપિતા ભૂવનમાં;
(બીજું) ધરી રૂપ હરી જઈ સુત પાસે, કરે ખાતરી મનમાં.

---

૧. દુઃખ દેનારો. ૨. ઉછળી. ૩. પરોણાગત. ૪. 'હરીગીત'... ના જેવો. ૫. અયોગ્ય. ૬. જમવા માટે. ૭. હઠથી. ૮. ઉછરતા. ૯. નીકળી જવું.

ઉપર્યુક્ત પતિ પત્નિ ભૂવનમાં વિચાર નિમગ્ન હતાં તે સમયે બહાર પર-સાળમાં બીરાજેલા સંતરૂપ પરમાત્મા, બંન્નેની અતિથ્ય સત્કારમાં પુત્ર આહુતિની પ્રબળ ઐક્યતા જોઈ, સ્નેહાતિશય[1] મગ્ન થતા હતા. "જ્યારે સ્ત્રી પુરૂષના આવા વિચાર છે ત્યારે બાળકના શા ઉદ્દગાર છે?" તે જાણવા કમળાકાંતે શેઠ પુરોહિતનું બીજું રૂપ ધારણ કર્યું. અને છુટી મળ્યા પછી શાળામાંથી સત્વર સ્વસદને સીધાવતા શેઠ સુતને સમિપવર્તી[2] થયા. સ્વકુળ રીત્યાનુસાર પુત્રે પુરોહિતજીને વંદન કર્યું. ભગવાને ભળતા શબ્દોમાં આશીર્વાદ આપ્યો અને પાસે જઇ, "બાળ યજમાન તને કંઇ કહેવું છે." એમ કહી ઉભા રહ્યા. ચાલ્યા જતા વિદ્યાર્થી મિત્રોને જવા દઈ, બાળક પુરોહિત પાસે ઉભો રહ્યો ત્રિકમજીએ ટુંકામાં.

( સાખી. )

'નાશ', 'નાશ', કહીને સમજાવ્યો, માત પિતુ નક્કી મારે; (ઘેર જઈશ તો.)
ફરેબી જાળ બિછાવી આવી, કોઈક કપટી ધુતારે.

**ચેલૈયો**—"ગુરૂજી, ત્યારે હું શું કરૂં?"

**પ૦ પુરોહિત**—"જો ભાઇ, તું આજે ત્હારે ઘેર ન જા. અકસ્માત્ ચડી આવેલા આ વિપત્તિ વાદળને વરસી જવા દે. ત્હારા પિતાની ઉશ્કેરાયલી વૃત્તિને શાંત પડવા દે. એ ભગવાં વેષધારી કાળાં કર્મ કરનારને એ પ્રપંચની પાથરેલી જાળ ઉઠાવી લેવા દે. અસહ્ય તાપની સામે થોડી વાર પીઠ ધર. તું મ્હારે ઘેર ચાલ. તું મ્હારૂં ક્ષેત્ર, અને તું મ્હારૂં આંબાનું ઝાડ છે. ત્હારા પિતા આજ છે ને કાલ નથી. તું જીવતો રહેશે તો મ્હારા યજમાનનું ઘર ખુલ્લું રહેશે. મ્હારી વાડી લીલી રહેશે."

**ચેલૈયો**—"પણ ગુરૂ, માતા પિતાથી વિરૂદ્ધ! શું આ અમારા ગુરૂજી બોલે છે? યજમાનને પ્રબોધ આપી, સીદ્ધો રસ્તો બતાવનાર પરમ પૂજનીય પુરોહિત બોલે છે? અજ્ઞાતને જ્ઞાત બનાવનારા, બૂડતાને તારનારા, ભૂલ્યાને રસ્તો બતાવનારા, અને ભવાટવીમાં ભટકનારાને પરમપદે પહોંચાડનારા તે શું પુત્રને માતા પિતાથી વિરૂદ્ધ વર્તન કરવા ઉશ્કેરે છે?"

**પ૦ પુરોહિત**—'છોકરા! જ્ઞાનીની પુંછડી ન થા. વિચારી જો. એક માણસે પોતાનાં હથિયાર બીજાને ત્યાં સંભાળ માટે મૂકેલાં હોય, અને પછી મંદભાગ્યે તે હથિયાર માલીક દીવાનો બની જાય. પછી પહેલાની પાસે જઇ, પોતાનાં હથિયાર માગે તો શું પહેલો તેની માલકીનાં હથિ-

1. ઘણા સ્નેહમાં. 2. સામા મળ્યા.

યાર હોવા છતાં શું તેને આપે? કદી માન કે આપે તો પરિણામ શું આવે? માટે હિરણ્ય કશિપુ જેવા પિતાનો પ્રલ્હાદ જેવો બનીને ત્યાગ કર." પુરોહિતે પોતાના પિતાને હિરણ્ય કશ્યપુની ઉપમા આપી, તેથી બાળકને બહુ લાગી આવ્યું. અને ગુરૂ મર્યાદાનું ઉલ્લંઘન ન થાય. તેવી રીતે પણ કોપમાં કંપિત ગાત્રે તે સુજ્ઞ બાળક બોલ્યો.

( માઢ. )[1]

સિંધુ મર્યાદ ન મૂકેરે, ચેલૈયો સત્ય ન ચૂકેરે;
ગળાયે કદી નહિં થુંકે— સિંધુ. ૧
ભાગું ન ભૂમિને ભારરૂપે થઇ, ત્યજું નહિં માત તાત;
ધિઃક જીવન બુરૂં મારૂં માનું, બનતાં આમ કમજાત—
તેજ રહે ન તમ ઢુંકેરે[2]— સિંધુ. ૨
માતાએ માસ ચારપાંચ[3] રાખ્યો ઉદર ધરીને પ્યાર,
પાળ્યો પિતાએ આજ લગી પ્રેમે તેને તજુ ન લગાર;
મેરૂ નહિં ઉડશે ફુંકેરે— ચેલૈયો. ૩
ગુરૂ થઈ શીદ ? આમ કહો છો, છેક અધર્મ વચન,
હાલ જઉં મળું માતપિતાને, ભલે કરે દેહ પતન;[4]
ભાનુ[5] ન ભળાય ઘુવડેરે[6]— ચેલૈયો. ૪
ધન્ય મને ધન્ય આ દેહ મ્હારી, કરશે સંત ભોજન,
થઇશ કૃતારથ ન તો શરીર, દટાય કે લાગે અગન;
ઉષા[7] પ્રતિચીમાં[8] નહિં ઝુકેરે— ચેલૈયો. ૫

પોતાના અજમાનની વંશ વૃદ્ધિ ખાતર, યજમાન બાળકને અવળી સલાહ આપી, સ્વધર્મથી ભ્રષ્ટ કરવા, કાર્ય રૂપ શરીરના કારણ રૂપ માતપિતાથી તનુજને વિમુખ બનાવવો અને નાશાત્મક શરીર પરમાર્થોપયોગી થતું અટકાવીને બાળી મૂકવા બચાવવું વગેરે, શિશુનું સમજણ વાળું કહેણુ શ્રીવરે સાંભળ્યું. તેથી માતા, પિતાને પુત્ર, ત્રણે એકજ સત્યતાના સમભાગી એટલે ગુણ, આકાર, ને વર્તન, ત્રણે મળી એકજ સ્વરૂપની ઓળખાણ આપતા હતાં. તેની સંપૂર્ણ ખાત્રી થઇ અને જગજનને કરાવી.

( છંદ. )

સુણી બાલ વાણી પ્રભુ આપી માને, થયા તુરત તે ત્યાંજ 'અંતરધ્યાને;'
ચેલૈયો ગૃહે આવી માતા પિતાને, નમી શોક હેતુ ઇચ્છે જાણવાને.

---

૧. 'વ્હારે ધા વિઠલા'...ના જેવો. ૨. પાસે. ૩. નવ. ૪. નાશ. ૫. સૂર્ય. ૬. ઘુવડ. ૭. પ્રભાત. ૮. પશ્ચિમ.

પ્રભુ પધારવાથી ચાલાક ચેલૈયો પોતાના ઘર તરફ દ્રુતપગે[1] ચાલવા લાગ્યો અને "આજે હું માત પિતાના ઉપયોગમાં આવી, પુત્ર નામને સફળ કરનારો થઇશ." એવા અનિવાર્ય[2] ઉત્સાહે જલદી ઘેર પહોંચ્યો દ્વારમાં પેસતાંજ અત્યંત ઉદાસ વૃત્તિમાં પોતાના શીરછત્ર તિર્થસ્વરૂપને જોયાં. પરસાળમાં બેઠેલા સંતને પણ જોયા પ્રથમ માતા પિતાને વંદન કરી, પૂછ્યું—"મા, સાધુ જમ્યા ?" બાલ બોલ સાંભળતાં આટલીવાર સુધી અડગ ધૈર્ય ધરી રહેલી માતા, કે જે સગાળશાને બાળ વધ કરવા પુનઃ પુનઃ પ્રબોધી રહી હતી. તેજ ઉપદેશિકા,[3] આ થોડા શબ્દોમાં દીના, વિહવલા, ખિન્ના અને આરતા,[4] થઈ ઉઠી, આંખોમાંથી એકદમ અશ્રુ પ્રવાહ ગતીમાન થયો—તેને લાગી આવ્યું કે કેટલો બધો સુજ્ઞ છોકરો છે? કહે છે કે—"સંત જમ્યા ?" પણ નથી કહેતો કે સંત જમ્યા હોય તો મને જમાડો.' આવો નીતિજ્ઞ, સુશીલ, અને સ્નેહાસ્પદ[5] સુત, મર્ણ શાર્ણ કરવા, મેં પાપિણીએજ પતિને કહ્યું." ઇત્યાદિ વિચારે અવિરલ[6] અશ્રુધારે શોકાતિશય આક્રંદ અશબ્દે[7] કરવા લાગી. હવે તેની વૃત્તિ, બાલઘાતથી બીલકુલ દૂર થઇ ગઇ હતી. બાળકને જોઇને તેની માતા રૂવે છે એમ સમજી સગાળશાની સ્થિતિ પણ સદ્દશા[8] થઇ. બંન્ને ઉંડા ખેદમાં ઉતરી પડેલાં જોઇ. બાલકે માતાના ચર્ણમાં પડી પુનઃ પુનઃ આ કલેશનું કારણ જાણુવા માગ્યું. ગોદમાં બેસાડી મોદથી મસ્તકે હાથ ફેરવતાં—

( દોહરો. )

માતાએ લઈ વારણાં, કરવા 'ઘાત' કરી વાત;
સુજ્ઞ સુત ઉછળી વદો, "ત્યારે આ શી પંચાત?"

પોતાના વાવેલા નાના ઝાડને ઉખેડી નાંખવામાં અંદેશો શો? પોતાના મેળવેલા દ્રવ્યને વાપરી નાખતાં અચકવું કાં? એક મ્હારા નાશાત્મક શરીરનો ઘાત કરવો એમાં આપ બંન્ને આવા ઉદાસીનકાં?" "સ્ત્રી ઘણી વારથી પુત્રને મારવા મ્હને સમજાવે છે. પુત્ર પણ જાતે મરવાને તૈયાર છે તો હું નિષ્ઠુર આ પરમાર્થના કામમાં, આતિથ્ય સત્કારમાં સ્વધર્મ પાલનમાં, અને કર્માનુષ્ઠાનમાં કાં આડો પડું છું?" આમ શોચતા સગાળશા એકદમ ઉઠયા—બીજા ખંડમાં જઇ, એક મ્હોટી પાળી હાથમાં લીધી. અને પાછા સ્વસ્થાનકે આવ્યા.

---

૧. ઉતાવળે. ૨. નરોકાય. ૩. બોધ કરનારી. ૪. દુઃખી. ૫. સ્નેહવાળો. ૬. ઘણી. ૭. મુંગી. ૮. તેના જેવી.

( દોહરો. )

પિતાએ 'પાળી' કર ધરી, માતા લાવી 'પાત્ર;'
પુત્રે 'શીશ' પદે[1] ધર્યું, ધડકયું જનની ગાત્ર.[2]

સગાળશાએ શસ્ત્ર હાથમાં લીધું, એટલે ડરતી પણ સ્વધર્મ પાલિકા સતી, વધ થયે પુત્રના શરીરાવયવોને સંગ્રહવા એક મોટું પાત્ર ઘરમાંથી લાવી, ધોઈ સાફ કરી, પાસે મૂકયું, બાલકે પણ સમયોચ્ચિત ધૈર્ય જાળવી, પોતાનો કમળ નાળ[3] જેવો કંઠ પિતૃચર્ણ પાસે ધર્યો. સત્યવાદી શેઠ સગાળશાએ જમણા હાથમાં પાળી ધરી, ડાબે હાથે શીશુ કંઠ એક અતિથીનો સત્કાર કરવાના, લોકોત્તર ઉત્સાહે પકડયો દબાવ્યો પણ પાળી વાળો કર ઉગામી બાળકને મારવા જાય છે ત્યાં વાત્સલ્યભાવ ભરીત માતાનું હૃદય કાબુમાં ન રહેતાં ઉછળી ઉઠયું. એટલે તે સ્ત્રી પોતાના બંન્ને ઢીંચણુ ઉપર ઉભી થઈ, પતિના પાળીવાળા હાથને બે હાથે વળગી કાલાવાલા કરતી બોલી.

( પહાડી. )*

'પ્રિય' પ્રાણથી 'પુત્ર' આ મ્હારોરે, ઉભા રો', ઉગારો, ન મારો—
વ્હાલો આ બાળ, કરવી સંભાળ, આણવો કાળ,[4] શો રૂ આવ્યો કાળ;[5]
વ્હાલા વયે[6] જરા તો વિચારો— ઉભા રો. ૧

કરવાને ઘાત, ચાલે કેમ નાથ, આપણો હાથ, થઇ જઇએ માત;[7]
કાંઈ હેતુ[8] જણાવીને હારો[9]— ઉભા રો. ૨

(બાલક)–"રૂપાળી આ દેહ, પાળીને[10] નેહ, પાળી[11] થી નેહ, કપાળી[12] સનેહ;
વૃત્તિ વારો જરા ન વિચારો—ઉભા રો ઉગારો ન, મારો— ઉભા રો. ૩

(સ્ત્રી)–ખેલ્યો ખોળા માંય, તે ખોળા માંહ્ય તનડું કપાય, વ્હાલા નહિં જોયું જાય;
જવા દો કે કરો મન ધારો— ઉભા રો. ૪
મ્હારા વ્હાલાના પ્રાણ, જશે થશે હાણ, આપ્યું એંધાણ, માનોને પ્રાણ;
મરૂં નક્કી હું ને પુત્ર પ્યારો— ઉભા રો. ૫

માતાના આ છેલ્લા શબ્દો બોલાયા પછી પણ બાળક એક વાર ઉભો થયો અને પિતાને ઉદ્દેશી કહ્યું કે—" એ મ્હારી મા છે, હું એના ઉદરમાં નવમાસ લોટયો છું, એમને એક પણ હલકો શબ્દ કહેવો એ મ્હારા પુત્ર

---

૧. ચરણે. ૨. શરીર. ૩. ડાંખળી. * 'કરે કામિની શું આ'...ના જેવો. ૪. અંત. ૫. વખત. ૬. ઉમ્મર. ૭. કેદ. ૮. કારણ. ૯. ન જીતવું. ૧૦. સાખા. ૧૧. છરી. ૧૨. ભાગ્ય.

ધર્મથી વિરૂદ્ધ છે. તો પણ પરમાર્થ દૃષ્ટિએ કહ્યા વગર ચાલતું નથી કે એ ગમે તેવી પણ આખર અલ્પ મતિની અબળા તે અબળાજ છે.

( ગીતિ. )

શેઠે ધરી હિંમતને, પસંદ કરી નવ માનનિ [૧] મતને;
મેળવી સુત સંમતને,[૨] કરવા ચાહી ભક્તિની કિંમતને.

પિતાને હાથે, અને માતાની રજુવાતે તે બાલ દેહનો કાળ થયો. કંઠ ઉપર છરી ફરી. ધડ શીશ હમેશને માટે છુટાં પડયાં. બાળ સ્નેહાસક્ત માતાએ સુત શીશ ઉઠાવી લીધું સગાળશા થોડીવાર શુદ્ધ બુદ્ધ રહિત થઈ ગયા. બાળ ધડ, પગ ઘસવા, અને થરથરવા લાગ્યું.

( દોહરો. )

માતાએ મસ્તક લઇ, સંચ્યુંૐ નિજ ઘરમાંહ્ય;

સગાળશાએ મસ્તક દૂર થવાથી ધડ ઉપર પુનઃ પાળી ચલાવી, શરીરના નાના કડકા કર્યા, અસ્થિઓ[૪]ને દૂર ધર્યા, અને માંસ ખંડો[૫] પાત્રમાં ભર્યા. સતી સત્વર ઉઠયાં. પશુ માંસ પેઠે, પુત્ર માંસને ચુલે ચડાવી પકાવ્યું. ઘૃત, શર્કરા, કેસરને મસાલા યુક્ત કરી, થાળમાં ભરી, સાધુની પાસે મૂકયું પણ.

ભોજન કરતાં સંતની ક્રોધિત થઇ ગઇ કાય.

પાત્રમાં પીરસાયેલું મનુષ્યા મિષ[૬] જોઈ સંત પ્રસન્ન થયા, બારીકીથી નિરીક્ષણ કરવા લાગ્યા. અને કંઇ શંકા પડી હોય તેમ તરત ઉભા થઈ ગયા. પંખો લઇ પાસે બેઠેલા સગાળશાએ સાધુને ઉભા થએલા જોઇ, સભયે[૭] કારણ પૂછ્યું. રોષમાં આવેલા સંતે જતાં જતાં કહ્યું–"શેઠ, ભોજન ભાવતું થયું છે પણ આ જેનું માંસ છે તેનું મસ્તક કાં દેખાતું નથી? તું નીચ અને ક્રુર! અમારા જેવા સાધુઓની મશ્કરી કરવામાં મજા માનતો લાગે છે. આ અધમ અંગ કે જે વિષ્ટા મુત્રનું સ્થાન તે મ્હને ભોજન માટે પીરસ્યું ને ઉત્તમાંગ[૮] મસ્તક તેને તે છુપાવ્યું ? નફટ! અમારી પણ પરીક્ષા કરવા માગે છે કે શું? ભાઇ, જવાદે. અમારે ત્હમારી વગર દીલની ભિક્ષાની અપેક્ષા[૯] નથી. મન વગરનું મળવું તે વગર અગ્નિએ બળવું. એકતો મધ્યાન્હ થઇ ગયા સુધી મને ભૂખે દુઃખી કર્યો અને આખરે આવું ખાવાનું આપ્યું. નીચ, પ્રપંચી પુતળા, મર્યાદા હીન મૂરખ! ક્રુર, નૃસંશ[૧૦] કાળું કર ત્હારૂં. હું તો આ ચાલ્યો."

---

૧ મતિ. ૨ સલાહ. ૩ રાખ્યું. ૪ હાડકાં. ૫ કકડા. ૬ માણસનું માંસ. ૭ બીકથી. ૮ સારૂં શરીર. ૯ ઈચ્છા. ૧૦ અધમ.

**સગાળશા**—"ક્ષમા કરો, ક્ષમા કરો, મ્હારા પરમાર્થ સાધન પ્રિયકર પરૂણા? ક્ષમા કરો, મ્હને મ્હારા મનવાંચ્છિત મેળવનારા, માનુભાવ મેમાન શાંત થાઓ. અલ્પ આહાર લઇ અમૂલ્ય પદવી આપનાર અમરાધિપ[1] અતિથી, અટકો, માંસ રંધન[2] ક્રિયા કાર્ય અમો અભાગીનું આ પહેલું છે, દાણામાંથી કાંકરા કાઢતાં, વનસ્પતિનાં ડીંટ કાઢતા, અને ફુલોનાં વજ, કાઢતાં, અમે બરાબર જાણીએ છીએ. પણ આ માંસ ક્રિયામાં અમે અજ્ઞાત છીએ. આપ કહો તે પ્રમાણે કરી આપવા, અમારી લેશપણ આનાકાની નથી. અમને અત્યંત હર્ષોદભવેછે[3] કે આપ જેવા સંતના સમાગમે અમે આ એક માંસ રંધન રૂપ નુતનક્રિયા[4]શીખ્યા. નાદાનના દોષ સ્હામે દાનાએ જોવું ન ઘટે, હજુ પણ આપ કહો તેમ આપની પ્રસન્નતા પ્રમાણે, પુનઃપલ[5] ભોજન પકાવી આપીએ એટલામાં પતિ અને પરોણાની થતી વાત ચીત સાંભળી, પુત્રવત્ન દુઃખિત ચંગાવતિનું એક ડુસીયું બહાર સંભળાયું.

**સાધુ**—"શેઠ, મ્હેને એમ લાગે છે કે ત્હારી સ્ત્રી મ્હને ભોજન આપવામાં નાખુશ છે, એ રોતી સંભળાય છે. હું કોઇને ભય આપી ભિક્ષા ગ્રહણ કરવા ચ્હાતો નથી. નિઃસંદેહ માનું છું કે મ્હને જમાડવામાં ત્હમારી પૂર્ણ પ્રીતિ છે. પણ ત્હારી સ્ત્રીનું હૃદય સ્હમજાતું નથી. જો તું મ્હને બીજે જવા દેવા ખુશી ન હો, ને જાગૃત થએલા જઠરાગ્નિને શાંત કરવા ત્હારી ઇચ્છા હોય તો આ મૃતદેહ મસ્તકને ત્હારી સ્ત્રી ખાંડણીયામાં નાંખી ખાંડે, અને તે વખતે રજ પણ શોક દર્શાવે નહિં, કિન્તુ પુત્ર જન્મની વધાઇની પેઠે મુખે ગીતાં ગાય, સારાં વસ્ત્ર, અને ઘરેણાં અંગે પહેરે, કપાળે કુમકુમનો ચકચકતો ચાંદલો કરે, માથાના વાળને હોળે, આંખમાં મેંશ ઘાલે, અને સંપૂર્ણ આનંદે તે છુંદાયલું મસ્તક પકાવી, મ્હને ભોજન માટે આપે તો હું રોકાઉં નહિંતો ચાલ્યો જાઉં, બીજી કોઇ જગ્યાએ ધરાઉં તેટલું ખાઉં." સગાળશાએ કબુલ કર્યું. મહાત્માને ફરી પરસાળમાં આસને બેસાડયા. અને અંદર જઇ પોતાની સ્ત્રીને સઘળું સમજાવ્યું. દુઃખિતા, અને ક્રુધ્ધા[6] કામિની બોલી "નાથ, આપ કાં આવા વિચાર શુન્ય થાઓ છો? તે સાધુડો તો મ્હને લાગે છે કે પ્રપંચી, પાખંડી અને ઢોંગી છે. તે ક્રુરનું દુનિયામાં કોઇ હિતેચ્છુ નથી લાગતું. જેણે પોતાનાં ખુદ માતા પિતાને રઝળતાં મુકી જોગ

---

૧ દેવનાદેવ. ૨ માંસ રાંધ- વાનું. ૩ આનંદ થાયછે. ૪ નવું કામ. ૫ માંસ. ૬ ખીજાયલી.

લીધો હશે તે પાપીના અંતરમાં દયાનો વાસ ક્યાંથી હોય? એકનો એક પુત્ર મરણ પામ્યો તેનો શોક તજી, શોખ સાહિત્યો સજાય?"

**સગાળશા**—"સતી, હું બધું સ્હમજું છું. ન સજાય, પણ જો અત્યારે એમના કહ્યા પ્રમાણે વર્તન ન કરીએ તો બાળક મૃત્યુ નકામું ઠરશે— સાધુ જમ્યા વિના પાછા ફરશે. આપણી આ જીવનની પ્રતિજ્ઞા મીથ્યા થશે અને જક્તજનો, અસહ્ય આપત્તિ ભરશે, માટે દુરાગ્રહ[1] ત્યજી સંતવચનાનુકુળ, સાહિત્યને સજી, ભગવાનને ભજી, થોડીવાર સંતાપ સમાવી, અક્ષય કીર્તિ[2] કમાવીદે. પછી શોક પાળવાનો સમય ક્યાં જતો રહ્યો છે? ઉઠ, વાર ન કર." એમ સ્ત્રીને સમજાવી, શેઠ સાધુ પાસે ચાલ્યા ગયા. તરૂણી તૈયાર થઇ. કોરાં વસ્ત્ર કાઢી પહેર્યાં. આભૂષણે અંગ ઓપાવ્યું. મસ્તક કેશ સુધાર્યા. કપાળે કુમ કુમ ચંદ્ર[3] કર્યો, આંખ આંજી, ખાંડણીઓ, અને સાંબેલુ ધોઇ સ્વચ્છ કર્યાં. અને પુષ્પ ગુચ્છ સમુ રેશમી રૂમાલમાં વિંટાયેલું બાલ મસ્તક સંગે લઇ ઉમંગે ખાંડણીઆ પાસે બેઠી, એક પગને વાળ્યો બીજો પગ લાંબો રાખ્યો. સાંબેલું હાથમાં ઉંચું કર્યું. અને બીજે હાથે રૂમાલમાંથી બાળકનું માથું કાઢી ખાંડણીઆમાં ધર્યું. પુત્રનું મૃત મસ્તક જોઈ, માતૃ સ્નેહ ઉછળી ઉઠયો. ને બોલી—

## ( ભજન. )

આવ્યું ઉખળે[4] મસ્તક મ્હારા બાળરે, મુશળ[5] કેમ? મારૂં હવે;
લાવ્યું કોણ અચાનક આકાળરે,[6] મુશળ કેમ? મારૂં હવે. —મુશળ૦ ૧

આગળ બોલી—

પાપ કર્યાં શાં અમાપ[7] આ માતાએ, ભોગવાને શું? આજ દીધાં વિધાતાએ,[8]
કોઈ વિખેરો[9] દુઃખ જાળરે— મુશળ૦ ૨

જમતાં ઉઠાડયા બ્રાહ્મણ, દેવળ તોડયાં મેં, સંતને ગાળ આપી, બાળ, મા વછોડયાં મેં
કે મૂકયાં સતીઓ પર આળરે— મુશળ૦ ૩

સરોવર પાળ તોડી, કસાઇને ગાય આપી, બીડો[10] ખેડાવ્યા કે મેં તરૂવર ડાળકાપી;
કે નાખી જીવો ઉપર જાળરે— મુશળ૦ ૪

વળી કહેવા લાગી—કયાં પાપ કર્યાં હશે કે આવું કૃત્ય મ્હારે હાથે કરવાનો વખત આવ્યો?

---

૧ હઠ. ૨ અખંડયશ. ૩ ચાંદલો. ૪ ખાંડણીઓ. ૫ સાંબેલું. ૬ કાળ એટલે આક્રૂર સમય અને બીજું આ કાળરૂપ સાત્રુ અહીં કોણ લાવ્યું? ૭. ઘણાં. ૮ બ્રહ્મા. ૯ તોડો. ૧૦ ગૌચર.

છાણે છાણું,પાયે પાય,દીવે દીવો કીધો મેં, અભ્યાગતને આપતાં આડો કર દીધોમેં
શાને ? થયા ગુસ્સે શ્રીગોપાળરે— મુશળ૦ ૫

રોઇ રોઇ, અશ્રુ પ્રવાહથી આંખનું કાજળ ધોવાઇ ગયું. કોરૂં વસ્ત્ર, અશ્રુ જળે પલળી ગયું. વખતો વખત કપાળે હાથ મારવાથી કુમ કુમ ચાંદલો ભુંસાઈ ગયો, વાળ વીખરાઇ ગયા. પણ પુત્ર પ્રેમારક્ત[1] જનની ઉંચકેલો મુશળ વાળો હાથ નીચો કરી ન શકી. સગાળશાએ સાધુને સત્વર જમાડવાના આશયથી[2] સ્ત્રીએ રસોઇ તૈયાર કરી હશે તે જોવા ઘરમાં પ્રવેશ કર્યો. બેઠેલી સ્ત્રીની પાછળ આવી ઉભા રહ્યા. લાંબી નજરે બાળ મસ્તકને ખાંડણીઆમાં પડેલું જોયું. અંતર ઉભરાઇ આવ્યું, પણ આ સમય આક્રંદનો નથી. એમ ગણી, હિંમતધરી પાસે આવી બોલ્યા—"સતી શું કરોછો ?"

**સ્ત્રી**—" નાથ, મ્હારા ભુંસાઇ ગએલા ભાગ્યની રેખાઓ ને શોધું છું. ફુટી ગએલા નસીબના કકડાઓને એકઠા કરૂં છું. મ્હારા ચાલ્યા ગએલા ચિત્તને પાછું વાળું છું. પૂર્વ જન્મની કારી કરણીનું અધ્યયન[3] કરૂં છું. મ્હારા કરમાઈ ગએલા ફુલને પાછું ખીલવવા ખાયેશ ધરાવું છું અને અસ્ત થઇ ગએલા મ્હારા સુખ સવિતા નારાયણને પુનઃઉદિત કરવા પ્રયત્ન કરૂં છું. મ્હારા ગએલા રત્નને શોધું છું. નાથ ! "

**સગાળશા**—" જવાદે, જવાદે, હારી ગએલી બાજી જીતવાની આશા જવાદે વહી ગયેલા વખતને પાછો મેળવવાનો વૃથાશ્રમ જવાદે. વ્યતીત થએલી વાતનું સ્મરણ જવાદે. પરોપકાર નિમિત્ત પરમાર્થ પરાયણ પૂન્ય પ્રાસાદમાં[4] પહોંચેલા પુત્રને પાછો પાડી નર્ક કુંડમાં નાખવાનું જવાદે. ભોજનાતુર ભિક્ષાર્થીને[5] જલદી ભોજન તૈયાર કરી આપ. પછી જીંદગી સુધી શોક પાળ્યાં કરજે."

**સ્ત્રી**—" વ્હાલા, હું કેમ કરૂં ?" સગાળશાએ સત્વર સમિપ જઇ, સ્ત્રીને સ્નેહ ઉત્પન્ન થવાનું કારણ પુત્ર મુખ દર્શન કલ્પી, ખાંડણીઆમાં રહેલું માથું પોતાને હાથે ફેરવી નાખ્યું. સાથે સ્ત્રીના શોક વિચારો પણ ફરી ગયા. પતિ આગ્રહે ઉચકેલું સાંબેલું ખાંડણીઆમાં પછાડયું. કે કોમળ બાળમસ્તક છુંદાયું. સ્ત્રીએ શીર્ષ ભોજન તૈયાર કર્યું. અને ભાણામાં પીરસ્યું. સગાળશાએ સાધુને પધરાવ્યા, સંતપાટલે બીરાજયા.

---

૧ પ્રેમવાળી. ૨ ઇચ્છા. ૩ અભ્યાસ. ૪ સ્વર્ગ. ૫ ભુખ્યા.

( દોહરો. )

ચોથી વખત સાધુ કને, પીરસાયું ભોજન;
છતાં ન જમતા સંતએ, બોલ્યા નવિન વચન.
સાધુઃ—નરનારી બેઉ તમે, શું નથી કાંઈએ બાળ?

મનગમતા ભોજનથી સર્વાંશે સંતુષ્ટ થએલા સંત, બાળકમાંસ કવલને[1] હાથમાં ધરી મોઢું પહોળું ગુફા જેવું કરી, અંદર મૂકવા ગયા. પંખો લઇને પાસે બેઠેલા સગાળશાનો હર્ષ હદ્દ છોડી ગયો, એક ગ્રાસ[1] મુખમાં મુકાય તો બાળકનું મરવું સાર્થક થાય. પણ સાધુએ કહ્યું કે- "શેઠ, હું તમારા ઘરમાં તમો દંપતી શીવાય બીજા કોઇને હેરફેર કરતાં જોતો નથી. તેથી મ્હને શંકા થાય છે કે તમારે કાંઈ બાળક છે કે નહિં?" સગાળશા "ના" કહેવા જતા હતા એટલામાં મહારાજે આગળ ચલાવ્યું. જુઓ ભાઇ, સાંભળો—જગતમાં હલકામાં હલકું કુતરાનું એઠું કરેલું ભોજન ગણાય છે અને એથી દસગણું હલકું તેલ વેચનારને ગૃહે ખાવું છે. તેથી દસગણું હલકું ધોબીનું ભોજન, અને તેથી દસગણું હલકું વેસ્યાનું અનાજ મનાય છે. તેથી દસગણું હલકું રાજાનું અન્ન, અને રાજાથી દસગણું હલકું વાંઝીયાના ઘરનું ખાવું છે. એ નિયમે હું વાંઝીયાના ઘરનું ખાતો નથી."

વંઝા ભોજન નવ જમે, સુંજ્ઞ સંતકો કાલ;

સગાળશા ગભરાયા, પણ સમયોચિત[2] શબ્દ અશ્વત્થામા વધ વખતે વદેલા ધર્મ રાજાની પેઠે દ્વિઅર્થી બોલ્યા—"મહારાજ, મારો બાળક છે. (ભોજનની થાળીમાં પીરસાયલો.)"

સાધુ—"તો સારૂં." ફરી કોળીઓ હાથમાં લઈ મોમાં મૂકતાં પડતો મૂકયો અને કહ્યું—

છેતો કયાં? દાખવ[3] મને, બોલાવ મ્હારી પાસ;
ત્યાંલગી વીણ ભોજન અહીં, બેસી રહીશ હું ખાસ.

શેઠ! ત્હારો છોકરો છે તો અહીં બોલાવને? મને જરા બતાવને? કે હું પણ જોઇને જરા ખુશી તો થાઉં? હું કંઇ ડાકયણો નથી કે ત્હારા છોકરાને ખાઈ જઇશ. જો ભાઈ હું આકરા સોગન લઇને કહું છું કે ત્હારા છોકરાને જોયા વગર હું આમાંથી એક ગ્રાસ[4] પણ ગ્રહણ કરવાનો નથી. અને મ્હને મન ગમતું ભોજન મળ્યું છે તેથી એટલીવાર આ આસન પરથી ઉઠવાનો પણ નથી. ત્હારા બાળને જોયા વગર ખાવું મ્હારે હરામ છે"

૧ કોળીયો. ૨ સમયસૂચક. ૩ બતાવ. ૪. ખેદવાળું મન.

ના ઇલાજે સગાળશા બાળ બોલાવવાને બહાને ઉઠયા. અને સ્ત્રી બેઠી હતી તે સ્થાનમાં ગયા. પતિને આવતા જોઇ, શોકોદ્વિગ્નન ચિત્તવાળી[૪] સ્ત્રી, ઉભી થઇને બોલી " નાથ ! સાધુ જમ્યા ? " એ શબ્દ સાંભળતાંજ જોરાવર પવનથી મ્હોટું વૃક્ષ મૂળમાંથી ઉખડી, ભૂમીપર પડી જાય, તેમ લથડી સગાળશા ધરણીપર ઢળી પડયા. ભવિષ્ય ભય ભીરૂ[૧] ભાર્યા શીતોપચારે[૨] સ્વામીને સાવધ કરવા લાગી. સગાળશા સ્વલ્પ વારમાં[૩] શુદ્ધિમાં આવ્યા અને વારે વારે પૂછતી સ્ત્રીને ઉત્તર આપ્યો.

( કાલિંગડો. )

ઉપાય નવ જણાયરે ! નવ સંતથી જમાયરે—ઉપાય૦ ૧ ( કારણ ! )
સતિ ! સાધુ વાંઝીયાના ઘરનું ભોજન લેતા નથી. શું કરવું ?
પુત્ર હતો તે ગયો પીરસાઇ, અવરતે કયાંથી ? અયાયરે—ઉપાય૦ ૨
ધિઃક મ્હને નવ સંત જમાડયા, હાંસી ત્રિલોકમાં થાયરે—ઉપાય૦ ૩
સ્ત્રી—ત્યારે પતિ, આ દુઃખનિધિ[૪] પાર ઉતરવા કઇ નૌકા બેડ[૫] શું ?
સગાળશા-પાડું આ દેહજ મ્હારી હવેતો, અમથીએ આબરૂ જાયરે—ઉપાય૦ ૪
અપકીર્તિ સંપાદનીય[૬] જીવનમૃત દશા[૭] કરતાં વપુવર્જવું ?[૮] વાંચ્છનીય[૯] નથી?
અંતર પીડ અવર શું જાણે, કાળજુ કેરે કપાયરે— ઉપાય૦ ૫

એમ વદતા વદતા દોડયા જઈ પુત્રના રૂધિરે રંગાએલી પાળી સગાળશા લેઇ આવ્યા. અને હાથમાં ધરી ઉંચકી, પોતાના પેટ પર મારવા દઢ સંકલ્પિત થયા તે જોઈ સ્ત્રીએ બન્ને હાથે સ્વામીનો હાથ પકડયો, અને બોલી—

( ભજન. )

આમ શું કરોછો ? મ્હારા નાથ ? (૨) આમ શું કરોછો ? મ્હારા વ્હાલા નાથ ?
સ્વામીનાથ ? પ્યારા નાથરે—આમ શું કરોછો૦ ૧
પ્રાણ દેતાં નહિં 'પણ' એ રહેશે, જગતમાં થશે ઉલટી ઉંધી ખ્યાત.[૧૦] ( ૩)
આમ શું૦ ૨

સગાળશા—" શા માટે ? "
સ્ત્રી—" મનુષ્યો માનશે કે અતિથી જમાડવાનું અલ્પ કામ સંકલ્પશાળી શેઠથી થયું નહિ. જમાડવાને બદલે જીવન ખોયું. "
સગાળશા—" ત્યારે હવે કર્તવ્ય ? "
સ્ત્રી—" નાથ નિડર રહી આપો અનુમતિ, લાવો મારૂં હું પાળી મ્હારે હાથ (૩)—
આમ શું૦ ૩

---

૧ બીકણ. ૨ ઠંડા ઉપચાર. ૩ થોડીવારમાં. ૪ સંકટસમુદ્ર. ૫ વહાણ. ૬. આપનારૂં. ૭ જીવતે મુઆ જેવાં. ૮ શરીર ત્યાગવું. ૯ ખ્યાજબી. ૧૦ જાહેરાત.

**સગાળશા**—" સ્ત્રી, ત્હારૂં મરવું અકારણ છે. બદનામીનું મ્હારે શીરભારણ છે. હું જીવતો છું ત્યાં સુધી આ બોજો ત્હારે શીર નથી. ત્હારા મરવામાં કોઈ કારણ, કે કિલ્મિષ નથી.

**સ્ત્રી**–" પાંચ માસનો છે ગર્ભ ઉદરમાં, બાળ બતાવી ટાળું ઉતપાત—(૩)આમ શું ૪ નાથ! મ્હારૂં મરવું અકારણ નહિ પણ સકારણ છે. વ્હાલા, મ્હારા ઉદરમાં પાંચ માસનો ગર્ભ છે. તે ઉદર ચીરી હું બહાર કાઢી આપું. જો કે અનિયમિત પ્રસુતા[1] હું, અને અનિયમિત પ્રસુત[2] તે બાળક બંન્ને ઉગરશું નહિ. તથાપિ તમે ઉતાવળા ઉતાવળા ઉદર ગિરાતાં તે બાળકને હાથમાં લેઇ દોડતા દોડતા જઇ તે દુષ્ટ અને ઘાતકી હૃદયના બાવાને કહેજો કે–" આ અમારૂં બાળક જોઇ લે, " " ત્હારૂં કાળું કર, " અને ઓ "ક્રૂર ચંડાળ, ખાવા માંડ." **સગાળશાનો** આનંદ અવર્ણનીય[3] હતો અતિથી સત્કારના કેન્દ્રબિંદુ[4] પર રહેલા લક્ષ્યવાળો **સગાળશા** મૃત પુત્રનો શોક, મરતી સ્ત્રીનો વિયોગ, અને હવે પછી જન્મનારા બાળકનો નાશ, આદિ કંઇ પણ જોઇ શકયો નહિ, જોવા રોકાઇ શકયો નહિ. શીઘ્ર ગતિથી પોતાના હાથમાંની પાળી, તે પોતાની વ્હાલી સ્ત્રીના હાથમાં સમર્પી[5], અને કહેલું કરી બતાવવા આકરી ફરજ પાડી.

( ગીતિ )

પાળી લઈને હાથે, સ્ત્રી મરતી નવ અટકાવી નાથે[6]
સ્હેમ કરી તે માથે, કર પકડયો આવીને " જગનાથે[7] "

કરનારાં કરી રહ્યાં, પણ કરાવનારથી સ્હેવાયું નહિ. અતિથી રૂપે આસના રૂઢ થએલા અવિનાશી ઉતાવળા તે દંપતી સન્મુખ આવ્યા. અને મરતી સતીનો હાથ પકડી, અટકાવી રહ્યા. બંન્નેએ હઠાગ્રહે સ્વકર્તવ્ય સેવન સિદ્ધ કરવા સ્વમતે સુદઢતા દરશાવી. હરી હસ્યા, રમાપતિએ રૂપ ફેરવ્યું. દીનદયાળ દિવ્યરૂપે દરશાયા, કમળાકાંત કળાયા, ભવ ભીડ ભાંગનાર ભૂધર ભાળ્યા. નરનારી પાદવંદી તે મન મોહન મૂર્તિનાં દર્શન કરી ન ધરાયાં. પુનઃ પુનઃ ન્હાયા, હૃદય મંદીરમાં ગ્રાહ્યા. સ્તવનરૂપે ગોવિંદના ગુણ ગાયા, માયાપતિની માયાની છાયાથી અલગ રખાયા. કેશવકર સ્પર્શથી પુત્ર ચેલૈયો પુનર્જીવન પામી, ત્રણેને ચર્ણે નમ્યો. ત્રણે લોકના સચરાચરને ગમ્યો. અને સત્યવાદીનો શોક શમ્યો.

---

૧ સમય વગર બાળકને જન્મ આપનારી. ૨ સમય વગર જનમેલું. ૩ ઘણો. ૪ ઉચ્ચ સ્થાન. ૫ આપી. ૬ સ્વામીએ. ૭ પ્રભુએ.

## આશય.

ગુરૂ—કામ્ય કર્મ કુશળ કેશરી? સાંભળ અને સ્હમજ કે સઘળું સાંભળેલું મનન વગર અને મનન નિદ્દિધ્યાસ વગર ફળપ્રદ બનતું નથી. અર્થાત ગત આખ્યાનમાં મ્હેં તને શ્રવણ મહાત્મ્ય અને આવશ્યકતા સ્હમજાવી–તેનું ફરી સ્મરણ કરાવી હવે મનન નિદ્દિધ્યાસનો આશય સ્હમજાવુંછું–પ્રથમ મન (સુરશેન) અને વૈરાગ્ય (કુન્તિભોજ) ઉભયથી પળાતી અપરિપક્વા બુદ્ધિ (પૃથા–કુંતા) દુરવાસના (દુર્વાસામૂનિ) દ્વારા જ્ઞાનાદિત્ય પ્રાપ્તે કરણ (શ્રવણ) ને જન્મ આપનારી થઈ અને તે કર્ણ સુવર્ણ (સારા શબ્દો) ના દાને સ્વકર્મ સમાપ્ત કરી સઃધર્મિણી (શ્રુતિ) સંગાથે સ્વર્ગ (મનન) ભૂમિમાં સંચર્યા. બાદ નિદિધ્યાસન (સગાળશા) રૂપે અવતારાંતરને લબ્ધ કરી સ્વપૂત્ર (પુત્રેષણા) ચૈલૈયાને વધી કારીકર્મમય ભારી દ્રઢતા ધારી (વિત્તૈષણા) વાંચ્છિત વૃત્તિને વિદારિ સ્વસ્ત્રી અને ભવિષ્ય સાંસારિક સૂખ પ્રદાતા ગર્ભસ્થ બાળને પણ પરહરવા પ્રવૃત્ત થયો ત્યારે શુદ્ધ આત્માને પરમાત્માની જન્મમરણ હરણ કરનારી સર્વાપેક્ષિત્ સ્થિતિમાં સ્થિત કરનારી ભાવભરી ભેટ થઇ. મતલબ કે સાંભળી–કહીને સ્વર્ગ અને ફળરૂપ અવતારેતર એટલે મનુષ્ય જે સાંભળે છે તેનો યથામતિ ગ્રાહ્ય ત્યાજ્ય (વિહિત–નિષેધ) લક્ષણાએ જાતે મનન કરી અને આચારમાં મૂકે તો ત્યારબાદ પ્રાપનીય પર્વતમસ્તકે પદારોહણ કરવા પરમ પ્રબળતા પ્રાપ્ત કરી શકે. સંક્ષેપમાં આ દશ આખ્યાન મ્હે તને પંથેપરવરતા પ્હેલા સ્હમજાવ્યાં તે ત્હારૂં ઉત્મોત્તમ પાથેય (ભાતું) થશે. સંસારીસંબંધીઓ પ્રવાશી પ્રિયને પોતાની શકિત પ્રમાણે ભાતું આપી તેનું મંગળ ચાહે છે તેમ અમો વિતરાગી વૈરાગી આ શબ્દોનું પાથેય પથિકાનુરાગીને પ્રબોધરૂપ આપીએ છીએ. જગતજનો તનપર ભાર ભરે છે ત્યારે અમે મન ઉપર દબાણ કરીએ છીએ.

**કેશરી**–ગુરો! મ્હે સાંભળ્યું છે કે શગાળશા તો એક હંસના અવતારમાંથી મનુષ્ય અવતારમાં આવ્યા હતા અને કર્ણતો તેજ અવતારમાં મોક્ષગામી બન્યા હતા તેનું કેમ?

ગુરૂ—સંભવિત છે વાર્તા. પરંતુ કેશરી ધ્યાન આપ. આવાં આખ્યાનો-ને આખ્યાયિકાઓ કેવળ મનુષ્ય મન શાન્ત્યાર્થે હસ્તિને બાંધવારૂપ આલાન (શૃંખલા) સદ્દસ્ય હોઈ દ્રષ્ટાન્તરૂપ છે. સુક્ષ્મ સ્હમજનાર સ્હમજાવ-

નારનાં અભાવે આ દ્રષ્ટાન્ત પ્રચાર વિશ્વવ્યાપિ થયો છે તે વધતે વધતે અત્યારે તો એ પરિણામે પહોંચ્યો છે કે વડની ડાળમાંથી ફુટી જમીનમાં ઉતરતી વડવાઈએ જેમ અસલ થડને મેળવવું મુશ્કેલ બનાવી દે તેમ વસ્તુ વિચાર વિસરી દ્રષ્ટાન્તના દ્રષ્ટાન્તોમાં દ્રાષ્ટાન્તને દિવ્ય દેખાવ હતઃપ્રાય બન્યો છે તેથી કોણ ! શાથી ? કયારે ? અને કો બન્યું એ મનને ડોળનારી પ્રવૃત્તિ પરહરી સદ્દગુરૂ સતશાસ્ત્ર અને સદ્દબુદ્ધિદ્વારા સુવિચારો સ્થાપવા અને શ્રદ્ધા, યુક્તિ, ભક્તીની મદદે લોકોત્તર કાર્યે લક્ષ્ય લક્ષવું. એ સૂજ્ઞકાર્ય "અંધશ્રદ્ધા" નહિ. સાગરમાં કે સરોવરનાં થોડા અને નિર્મળા જળમાં હોડી ખેલાવતાં હાથની મુદ્રિકા પાણીમાં પડી જાય તો તુરત ત્યાંજ અટકી બનતી શોધ કરવી પણ આગળ વધી ગયા પછી કે સમગ્ર જળને ડોળી નાંખ્યા પછી ન મેળવતાં ગુસ્સે થવું એ લાયકાતવાળું લક્ષણ ગણાશે નહિ. તદ્વત્ આ આખ્યાન શ્રવણની પદ્ધતિ છે. કોણે ? કયારે ? કાં કર્યું ? એ પ્રશ્નો પૂછતાં પહેલાં કોણે ? શું કર્યું એટલુંજ સ્હમજવું મ્હારા વિચાર પ્રમાણે સર્વોત્તમ છે. સ્વચારિત્ર ગઠન સુચરિત્રો સાંભળવાથીજ થાય છે. ગ્રાહ્ય ત્યાજ્ય જ્ઞાનમયી શક્તિના અભાવે સૂકા સાથે લીલું બળી જવા જેવું થાય છે કિન્તુ ઉપરોક્ત ત્રિપૂટી ( સદ્દગુરૂ–સદ્દશાસ્ત્ર–સદ્દબુદ્ધિ )નાં મંથને તત્વરૂપ સત્વ પ્રાપ્ત કરી શકાય છે, જ્યારે જેવી અને જેટલી માન્યતા વાંચન–શ્રવણમાં રહેશે ત્યારે તેવી અને તેટલી વિચાર સરિતા વહન કરશે. આંખ આડો જેવો કાચ ધરાશે તેવોજ રંગ આ જડજગતનો ભળાશે. ભાઇ ! અત્તર સુગંધીના વાપરનાર જેમ કરોડો માણસો છે તેમ ગટરો જાજરૂની દુર્ગંધીમાં વિચરનાર પણ થોડા નથી મ્હેં તો તને ત્હારા પંથમાં અચાનક આવી પડતા આપદ અદ્રિઓને ઉખેડવા આ વજ્રમય વ્યાખ્યાનો ત્હારી શ્રવણશક્ત અને સત્યશોધક સુબુદ્ધિમાં સ્થાપવા સ્હમજાવ્યા છેજ. મજકુર મહાન ભક્ત અને સત્યવાદી શીરોમણી કે અતિથી સત્કારાભિજ્ઞ સર્વ સ્તવનીય શેઠ સગાળશા હંસના અવતારી હોય તો તિર્યગ્ યોનિ જે શિક્ષારૂપ મનાય છે તે બીજરૂપ મનાવી જોઇએ. અને કરણ કરણીનો આ ફળરૂપ પ્રાદુર્ભાવ કાંઇક વિલક્ષણતા દર્શાવે છે. તે લાભ તો તેમાં સમૂળગોયે સંતાઇ જાય છે, માટે હંસમાંથી થયેલા સગાળશા કરતાં આ કરણાવતારીજ થયા છે એમ સંપૂર્ણ સાબિતી મળે છેજ.

**કેશરી**—વાહ ગુરૂજી ! કર્ણે સૂવર્ણનું દાન કર્યું ને સ્વર્ગમાં પણ તેને સૂવર્ણજ મળ્યું એ ઉપરથી તો સ્પષ્ટ સ્હમજાય છે કે મનુષ્ય જેનું દાન

કરે તેજ વસ્તુ મરણાંતે અથવા ઇતરાવતારે મેળવે છે. તો શું ? મુક્તિનું દાન કરે તેજ મુક્તિ પામે ?

**ગુરૂ**—વાહવા ? વાહવા ? (જરા હસ્યા) કેશરી ઘણોજ ઉત્તમ પ્રશ્ન ! ભાઈ તેનો પણ ખુલાસો શાસ્ત્રકારો સ્હમજાવતાં વિસર્યા નથી. સાંભળ! દુઃખી કુટુંબી–સાધુ–બ્રાહ્મણ અને દેવમંદિર પશુપક્ષી વગેરે વિષે આપેલું દાન દ્વિગુણીત ચતુર્ગુણિત બલ્કે શતગણું સહસ્રગણું બને છે. વરસાદના પડતા છાંટા પાત્ર ભેદે કરીને જેમ જુદી જુદી વસ્તુઓમાં વિભક્ત થાય છે તેમ પાત્રાપાત્રનો ભેદ પણ દાનનું ફળ અલગ અલગ રીતે ઓળખાવે છે. કેશરી આ દશ આખ્યાન દશેન્દ્રિયોને દમન કરવારૂપ તને સ્હમજાવ્યાં હવે બીજા બે જૈનમતાન્તર ગત આખ્યાનો સંભળાવુંછું તે સાંભળ.

**કેશરી**—ગુરૂ ! અન્યમતનાં આખ્યાનોનું શ્રવણ શામાટે જોઇએ ?

**ગુરૂ**—ભૂલે છે, કેશરી ! જગત જગત નિયતાનું છે. મ્હારૂં કે ત્હારૂં નથી. સઘળા કુદરતી ચીજોના એક સરખા હકદાર છે. ત્યાં 'હું' કે 'તું' 'મ્હારૂં' કે 'ત્હારૂં'–એ ભેદજ નથી તેમ હું પણ મત પંથનો કદાગ્રહી કે દુરાગ્રહી નથી મ્હારૂં સ્હમજવું તો બધામાંથી તત્વો ગ્રહણ કરવાનું છે. વળી ભાઇ વિશેષ સાંભળવાથી વિશેષ લાભ થાય છે. અન્ય મતોનાં સિદ્ધાંત સ્હમજવાથી આપણા અને એમનાં તત્વોની બરાબરી કરી શકાય છે. અંતે મ્હારૂં ત્હારૂં મટી 'આપણું' શબ્દ ઉચારાય છે. આર્ય બંધુઓમાં થતા કલેશ કુસંપનું કાશળ કઢાય છે અને સંપ શાન્તી સુખ અને સર્વ શ્રેષ્ટપદે પણ તેથીજ આરૂઢ થવાય છે.

## (સાખી.)

વાંચી જંપીએ સાંભળી સંપીએ એક બીજાની સાથે,
જગમાં જશને જીવનાનંતે લઈએ સદ્ પદ હાથે;
હોંશે હેત વધારી હરીએ દ્વેષ કલેશ ને ખાર,
'**અમૃત**' આનંદે ઉચરે ઉચ્ચારો "**જય જય જગદાધાર**"



શ્રી મહાવીર યોગીશ્વરાયે નમઃ

# મોહિની.

## ( પીલુ. )

આ દુનિયાંનો અજબ તમાશો, અંતે પસ્તાશો જો ફંદે ફસાશો—આ૦ ૧
મ્હારૂં મ્હારૂં કરી મૂરખ મોહ્યા, વાર ન લાગે જતાં બહુ જોયા,
ભવે ભટકાશો જો ભાઇ ભૂલખાશો— આ૦ ૨
જોડી છોડી ગયા લાલ રૂપાળા, પંખી ઉડી ગયાં પડી રહ્યા માળા;
પરપોટા સમ ક્ષણિક પ્રકાશો— આ૦ ૩
પવન ગાંસડી, કદી ન બંધાશે, પરોણાથી ઘર ન વસ્યું ગણાશે;
મૃગ તૃષ્ણા જળથી ન ધરાશો— આ૦ ૪
અનલ ઓલાઈને બંધ થઈ જ્વાળા, દીપ બુઝાયો ગયાં અજવાળાં;
ગયું ન મળે 'જાતે' મરી જાશો— આ૦ ૫
ચિત્રનો સિંહ કદી નહિં મારે, માટીનો અશ્વ શું દોડશે ધારે; ?
મુર્ખ બનીને ન મોહે મુંઝાશો— આ૦ ૬
ધુમ્રનો[1] પર્વત શુન્યનું કોતર,[2] આવી ખેલી રહ્યો છે 'હંસ' અંદર;
આવ્યા જણાયા, ન જાતાં જણાશો— આ૦ ૭
આવતાં જાતાં જુઓ નિત શ્વાસે, લાંપડા તાળાનો[3] તજીએ વિશ્વાસે;
આવ્યા જ ફાવ્યા ગણી અકળાશો— આ૦ ૮
છે સર્વ દ્રશ્ય[4] રહ્યું જે નચાવી, બાજીગરે જેવી બાજી બનાવી;
કુસુમ સેજ[5] તજી ભૂએ[6] પટકાશો— આ૦ ૯
પરમાતમ અવિચળ અવિનાશી, ધન્ય થયા જે પરમપદ વાસી;
'**અમૃતા**' ચ્યારને જોઇ તપાસો— આ૦ ૧૦

## ( સાખી. )

ગણ ગણપતિ ગુણ સર, સરસ્વતિ પદ, અઘ હરી નિર્મળ કરશે;
'**અમૃત**' વાણી વહાણ વિના ભય, સૃષ્ટિ સમુદ્રે તરશે.

---

૧ ધુમાડો. ૨ આકાશની ગુફા. ૩ ઢીલું પડેલું તાળું. ૪ જોવાનું. ૫ કુસુ-શૈય્યા. ૬ જમીનપર.

## ( ભજન. )

શીદ સૂવું ગમે આ ઘરમાં, નથી આવતું કહેણ નજરમાં— શીદ.
આ ઘરનો ન ભરોંસો ભાઈ, જાય પડી ક્ષણભરમાં— શીદ. ૧
ક્ષણમાં તાપ પડે ક્ષણમાં ટાઢ પડે, દર ભયકર ભીતરમાં— શીદ. ૨
નદીને કાંઠે નજીક પાણીની, છે વિશ્વાસ તું કરમાં— શીદ. ૩
સુતાં સુતાં સમય વીતાવ્યો ભૂલમાં ફૂલી ફરમાં— શીદ. ૪
ફેરી મારી ભર્યું પેટ પોતાનું ખરચી ન બાંધી કમરમાં— શીદ. ૫
'અમૃત' જાગી જગાડે જાગો વરસીર્દ્ધી પદ છે કરમાં— શીદ. ૬



ખદુઃખનું ચક્કર દરેકના ઉપર ફરતું રહે છે. નાના જંતુથી તે છેક બ્રહ્મા સુધી ચડતી પડતીનો નિયમ, સઘળાઓને લાગુ છે, આજે નવું તે પરિણામે જુનું થયા વગર રહેવાનું નથી. તેમ આજે શુન્ય તે પરિણામે શુન્ય પણ રહેવાનું નથી. માટે મળેલા વખતનો લાભ લઇ લેવા, મળેલી સુંદર તક નાહક ન ગુમાવવી. સાંપડેલો સમય સદકર્મે ખરચાય, તો એ પુણ્યનું મહદફળ આગળ પમાય. અન્યના શુભ સુખની સ્પૃહા રાખનાર આપણે, અન્યને આપણા સુખાકાંક્ષી બનાવી શકીએ માટે ગુરૂવચન પર વિશ્વાસ, એ શાશ્વત સુખને પ્રકાશે છે.

**દ્રષ્ટાંત**—પ્રખ્યાત અને પ્રતિષ્ઠિત, સર્વ ગુણ સંપન્ન, લક્ષ્યાધિપતિ, એક ગૃહસ્થ, ને પરમપવિત્ર ત્રણ મિત્ર હતા. પહેલો મિત્ર, કે જેનું નામ '**નિત્યમિત્ર**' હતું. તે શેઠ સાથે સ્હવારથી સાયંકાળ સુધી અને સાંજથી સવાર પર્યંત રહેતો ખાવું, પીવું, બેસવું, ઉઠવું, હરવું, ફરવું, આવવું જવું, ચાલવું, ઉંઘવું, વગેરે કર્મ બંન્નેનાં સાથેજ થતાં. બીજો મિત્ર '**પર્વમિત્ર**' નામનો હતો. તેનો પરિચય શેઠને વાર તહેવાર કે સપરમે દહાડેજ થતો. જ્યારે કોઈ ઉત્તમ દીવસે શેઠ નિમંત્રણ મોકલાવે, ત્યારે તે પોતાના પરિવાર સહિત જમવા આવતો. જમીને તરતજ ચાલ્યો જતો. પાછો કોઇ દહાડો શેઠ સાથે મિલાપ કરતો નહિ. આવું ઉભયનું વર્તન હતું. ત્રીજો '**પ્રણામમિત્ર**' કે તેને તો વર્ષે બે વર્ષે કે પાંચ વર્ષે શેઠ ક્યારેક રસ્તામાં મળી જતા તો માત્ર પ્રણામજ કરતો. સિવાય બીજો સંબંધ નહોતો. આત્રિમિત્રધારી શેઠના બહુ દીવસો અમન ચમનમાં ગુજર્યા. આખરે દુર્ભાગ્યવશાત્ એવો સમય આવી પહોંચ્યો કે એ શેઠ નિવાસ ગ્રામમાં કોઇ એક મનુષ્યનું ત્રાસદાયક ખુન થયું. આરોપીને પકડી કાઢવા, ત્યાંની પ્રવીણ

પોલીસ પ્રબળ પ્રયત્નમાં પડી. બારીકીથી બાતમી મેળવતાં આ ત્રણ મિત્ર વાળા શેઠ, ગુન્હેગાર દેખાયા. ન્યાયાધીશે એક સિપાઇને વૉરંટ સાથે તહોમતદારને પકડી આણવા હુકમ આપી મોકલ્યો.

શેઠ હમેશાં નિત્ય મિત્રની સાથેજ રહેતા, તેથી તે મિત્રને મુકામ પણ સપરિવાર શેઠને ત્યાંજ હતો. મિત્ર નીચેના ઘરમાં, અને શેઠ ઉપરના માળે રહેતા હતા. જમીને હમણુંાંજ તે મિત્ર નીચે ગયો હતો. એટલામાં પેલા સિપાઇએ આવી શેઠના નામે પોકાર કર્યો. શેઠે માળની બારીમાંથી ડોકિયું કરી, જવાબ આપ્યો. સિપાઇએ વૉરંટની હકીકત કહી, ને "તમે આરોપી છો માટે હમણુંાને હમણાં ચાલો." એમ અધિકારી અવાજે કહ્યું. શેઠના સંતાપનો પાર ન રહ્યો. તેની ભારે બુદ્ધિ ભુલાવામાં પડી ભમવા લાગી, સ્વપ્ન સરખા સાંભળેલા શબ્દોનો ઉંડો અર્થ મેળવવા નિષ્ફળ નીવડયા. પોતાની પ્રતિષ્ઠાની હાનિના ભયે ગાત્ર કંપી ઉઠયું. પણ એટલામાં 'મિત્ર આપત્તિમાંજ કામ આવે છે' તે વાકય યાદ થયું અને તે સાથે 'નિત્ય મિત્ર' યાદ આવ્યો એટલે અવિલંબે તે નીચે ઉતર્યો. અને જોયું તો નિત્યમિત્ર મુખમાં પાનનો ડુચો ભરી, અંદર સુરમ્ય ખાટપર હીંચી રહ્યો છે. બહારનું જાળીવાળું બારણું મજબૂત બંધ હતું.

શેઠ—"ભાઇ!"

**નિત્યમિત્ર**—"કેમ!"

શેઠ—"આ જુઓ ને? એક સિપાઈ આવ્યો છે."

**નિત્યમિત્ર**—"શામાટે?"

**શેઠ**—"કહે છે કે ગામમાં કોઇનું ખુન થયું છે અને તેનો કર્તા હું છું. માટે આપને વિનંતી કરવા આવ્યો છું કે આપ હમેશાં મ્હારી સાથે રહો છો. મ્હારા પ્રત્યેક કર્મથી જાણીતા છો તો મહેરબાની કરી આપ આ સિપાઇની સાથે જઈ, ન્યાયાધીશને મળો. અને મ્હારા તરફના વહેમી વિચારો તેમના મગજમાંથી દૂર કરાવી, મ્હારી આબરૂને જાળવો."

**નિ૦ મિ૦**—"ભોજનના ભારથી મ્હારી આંખમાં ઉંઘ ભરાઇ છે. તમારા શબ્દો હું સ્પષ્ટ સ્હમજી શકતો નથી. તેમ સ્હમજવા અત્યારે મ્હારી ઇચ્છા પણ નથી. હમણાં તમે જાઓ."

**શેઠ**—"ભાઇ, આશું બોલો છો? આપને હું મ્હારી જાનને જોખમે પાળુંછું. સંભાળુંછું. તે અત્યારે મ્હારી વિપત્તિની વેળાએ ઉંહાવા બોલો સાંભળવા?"

**નિ૦ મિ૦**—" ત્યારે શું? તું મને યજ્ઞમાં બળિદાન આપવાના પશુની પેઠે પાળતો હતો? પણ એમાં ત્હારી મોટી ભૂલ થઇ છે. વારૂ, તું હમણુંતો જા."

**શેઠ**—" અરેરે, આ શું? ભાઇ, હું ગુન્હેગાર નથી. ત્યાંય ગુન્હેગાર ઠરવાનો નથી. માત્ર ખુની તરીકે કોર્ટમાં ઉભું રહેવું. એ મ્હારી બહુ યત્ને મેળવેલી પ્રતિષ્ઠાને હાન્યાસ્પદ સમજી, આપને અરજ ગુજારૂં છું."

**નિ૦ મિ૦**--" મરવાને મોટાઇ મેળવવા મ્હારી મુદ્દલે માન્યતા નથી."

**શેઠ**—" હશે, હું તમને સ્હમજાવુંછું. જરા કમાડ તો ખોલો, મને અંદર તો આવવાદો."

**નિ૦ મિ૦**--" મેં કહ્યું નહિ કે મને અત્યારે બીલકુલ અવકાશ નથી. હાલ તો તમે જાઓ."

શેઠ નિશ્વાસ નાખી કપડાં પહેરી સીપાઇ સાથે ચાલ્યા. રસ્તામાં 'પર્વમિત્ર'નું સ્મરણ થયું. પહેલા કરતાં આનો ઇતબાર કાંઇક થોડો હતો તો પણ કનકકસોટી કરતા જવાની પ્રબળ ઇચ્છાને શેઠ રોકી શકયા નહિ. ઘર રસ્તામાંજ હતું. સિપાઈની રજા લઇ તે મકાનમાં પેઠા. "પધારો, પધારો" કહી મિત્ર ઉભો થયો. બેસવાને સુંદર આસન આપી હાથ જોડી સામે ઉભો. ઉપકાર તળે દબાતો હોય તેમ ચગદાતા શબ્દે કંઈ ફરમાશ કરવા બોલી રહ્યોજ. શેઠે સવિસ્તર હકીકત પોતાની મુંઝવણ સાથે જાહેર કરી.

**પર્વમિત્ર**--" ભાઈ, હું આપના અપાર આભાર તળે દબાયોછું. દરેક શુભપ્રસંગે મને આપ યાદ કરવાનું ભુલતા નથી. પરંતુ આપના જાણુવા બહાર નહિ હોય કે સંસારના સંગીઓ સ્નેહીનો બોજો પોતાનાપર ઉઠાવી લે છે, કિન્તુ કરેલાં કર્મ તો કરનારેજ ભોગવવાં પડે છે. આપ પધારો. બહાર સિપાઇ રાહ જુએ છે." મુંગે મોઢે શેઠે રસ્તો માપ્યો. જતાં જતાં છેલ્લો ત્રીજો મિત્ર, યાદ આવ્યો. આ બંન્ને કરતાં તે બીલકુલ દૂરજ હતો. ન કોઇ દહાડો શેઠે તેને જમવા નોતર્યો હતો, કે ન કાંઇ આપ્યું લીધું હતું, અરે રસ્તે જતાં, સામા મળતા, એક બીજાને કુશળકહેણુ પણ કહ્યું નહોતું. તેને ત્યાં આવી વિકટ વિપત્તિની વેળાએ મદદ માટે જવું ને આશા સફળ થવી તે આકાશકુસુમવત્‌જ હતું. તથાપિ 'બુડતું બાથોડિયાં ભરે'. તેમ આ છેલ્લું ગોથું મારવા શેઠે સમયનો ઉપયોગ કર્યો. પ્રણામ મિત્રને ઘેર ગયા.

**પ્રણામમિત્ર**—" ઓ હો હો! પધારો આજે આ શું કહેવાય? સહજ

મળવા કે કાંઇ કામકાજ છે ?"

શેઠ—"મહેરબાન સાહેબ! એક મિત્ર ધર્મ બજાવવાનો અણીનો પ્રસંગ છે" એ મંગળાચરણ કરી સઘળી વાતથી તેને વાકેફ કર્યો કે તરતજ આ અજાણ્યો મિત્ર ઉશ્કેરાઇ ઊઠયો—સિંહની પેઠે તેનાં રૂંવાડાં ઉભાં થઇ ગયાં—નાગની પેઠે ફુંફાડા મારવા લાગ્યો અને અષાડના ગરજતા મેઘ સરખી ક્રોધિ ગર્જના કરી બોલી ઉઠયો—"જખ મારે છે. મ્હારા મિત્રનું નામ લેનારાઓ ધૂળ ફાકે છે. આ કુળવાનના ઉજ્વલ વંશને ડાઘ લગાડવાની ઇચ્છા રાખનારાઓ નાહક બળી મરે છે. ભાઇ, આપ નિર્ધાસ્ત બનો. જરીકે બીકને અંતરના અંતરમાંથી કાઢી નાખો. જ્યાં સુધી હું જીવતોછું અને આ મ્હારૂં જે કાંઇ કાયમ છે ત્યાં સુધી એટલે એ બધું આપી કેતાં સુધી પણ હું તમારા નામને લેશ પણ લાંચ્છન લાગવા દેઉં એમ કદી પણ ધારતા નહિ. બેસો, આ મકાન તમારૂં છે એ ધડક અહીં બેસો, હુકમ હોય તે ફરમાવજો. મ્હારી સ્ત્રી, અને છોકરાંઓ અહીં છે. હું સીપાઇ સાથે જવાબ દેવા ત્યાં જાઉંછું." એમ કહેતાંજ તે વરવીરે પોતાનાં કપડાં પહેરવા માંડયાં. પહેર્યાં, અને એકદમ બહાર નીકળ્યો. રજા લેવા પણ રોકાયો નહિં. શેઠના હૃદયમાં ત્યારે શું થયું હશે એ સ્હમજવું સ્હમજુઓને મુશ્કેલ નથી તે સીપાઇ સાથે ગયો, ન્યાયાધીશને મળ્યો મિત્ર માટે ઘરબાર, સ્ત્રી, બાળક અને સ્વશરીર સુદ્ધાંત અર્પણ કરવા તત્પર થયો અને છેક રાજા સુધી પહોંચી, પોતાના મિત્રને ચોકખો નિર્દોષ ઠરાવી પછી વિશ્રાન્તિ લીધી.

આપણે પ્રત્યેકને પણ તે પ્રમાણેજ ત્રણ મિત્ર છે. દુનિયામાં આ ત્રણ મિત્ર વિનાનો કોઇ મનુષ્ય નથી. એ ત્રણ મિત્રમાં પહેલો મિત્ર કે જે નિત્ય મિત્ર એટલે સદા સાથે રહે છે. એને પાળવા પોષવામાં, પહેરવા ઓઢાડવામાં, અને સુખી રાખવામાં આપણે કોઈ જાતની કચાશ રાખતા નથી. કિન્તુ જ્યારે આપણે અંતસમય આવી પહોંચે અને મૃત્યુના દૂતરૂપ સીપાઇ આવી, નામ પોકારે ત્યારે તે બદલાઇ બેસે છે. અંદર જવા દ્વાર પણ ઉઘાડતો નથી. એટલે આપણું આ શરીર મૃત્યુ વખતે પ્રથમ કંઠ રૂપ દ્વારજ બંધ કરે છે. ઔષધી કે ખાનપાન કશુંએ અંદર આવવાજ ન દે. બીજો 'પર્વ મિત્ર' તે આપણાં સ્ત્રી બાળકો છે. તેને આપણે પર્વની પેઠે પાળીએ છીએ. સારૂં, સારૂં, ખાવા પીવાનું ને ઓઢવા પહેરવાનું તેઓ સર્વદા યાચે છે, અને મળે ત્યાં સુધી આપણી સંગે આનંદે નાચે છે.

અંત સમયે તેઓ આંખમાં પાણી ભરી દિલાસાનાં વાક્યો કહે પણ અંતે રોકે કે આપણે બદલે પોતે જાય, એવું કશું પણ બનતું નથી. હવે ત્રીજો પ્રણામમિત્ર રહ્યો. તે આપણા ગુરૂ, આચાર્યો, કે આપણાં પવિત્ર મંદીર સ્થાન, અથવા આપણા ઈષ્ટદેવો છે. જેને આપણે કોઈકજ દહાડો મળીએ છીએ. તેના ઉપદેશ યુક્ત વચનામૃતનું પાન પણ કયારેક કરીએ. છીએ તે પરમ પૂજનીય અને વંદનીય મહાત્મા, આપણા અણીને પ્રસંગે, જો શરણે જઇએ તો, પોતાના કરેલા કર્મના મળેલા ફળનો ભોગ આપી, આપણને ઉત્તમ સ્થાનાધિકાર આપે છે, અને પોતે જાતે પ્રાર્થના, વિનંતી, કે ઇચ્છાથી, આપણાપર આવી પડેલું સંકટ દૂર કરે છે. તેથી ગુરૂ વચન પર શ્રદ્ધા યુક્ત વિશ્વાસ ખાસ પરમ પદને અપાવે છે.

### ( કલ્યાણ. )

આ તનની શું આશા ! છે સ્વપ્ન સમાંજ તમાશારે;
ચમકારો વિદ્યુતનો જેવો, પાણીમાંહી પતાસારે— આ૦ ૧
માટે દેહ ગર્વ નવ કરીએ, છીએ બળવાના ખાસારે— આ૦ ૨
જુઠું તન ધન, જુઠું યોવન, ફસાવવાના ફાંસારે— આ૦ ૩
' **અમૃત** ' કહે સહુ જુઠું સાચો, ' શીવપદ ' અભિલાષારે— આ૦ ૪

એક સખત દુકાળના વખતમાં ભુખ દુઃખથી પીડાતું વણીક કુટુંબ, બીજા દેશે ઉદર પોષણાર્થે જતાં, એક જંગલમાં ઝાડ તળે રાત્રિ નિવાસ કરી રહ્યું. સવારમાં વિદાય થતી વખતે દંપતી પોષણની અશકિતને પેટે પોતાના એક વર્ષના છોકરાને સાથે લીધો પણ ત્રણ વર્ષની સુંદર બાળાને તે જંગલમાંજ ઝાડ તળે મુકી ગયા. અને તેને એક હાથે એક ન્હાનું નજીવું માદળીયું તેની નિશાનીના કાગળીયા વાળું બાંધી ગયાં હતાં. તે જંગલમાં એક જાલમ નામનો ઉગ્ર લુંટારો વસતો હતો કે જેની કુરતાથી આસપાસનાં કેટલાંક ગામોની વસ્તી, અને ખુદ તે દેશનો રાજા પણ કંપતા હતા. તેનો ફરતાં ફરતાં એ સ્હવારે તે નિરાધાર બાલકી સાથે મેળાપ થયો.

### ( લાવણી. )

નામ[1] પ્રમાણે ગુણ ધરનારો, પંથીજનોનો[2] ખરો અરી;[3]
એક પ્રભાતે-વડ થડ પાસે બેઠી દીઠી બાળા ઠરી.
પાસ ન નારી નર, પક્ષી કલરવ સાંભળતી મોદભરી;[4]

---

૧ નામ ' જાલમ ', ને કામ જાલમ. ૨ વટેમાર્ગુ. ૩ દુશ્મન. ૪ આનંદથી.

વસ્ત્ર વિનાની-હિણ ભૂષણ[1] એક હાથે નજીવી નિશાની[2] ધરી.
ત્યાગેલી ત્રણ વર્ષની બાળા નિરાધાર સુકુમાર નરી;[3]
એકલી અરણ્યે-જોઇઆ અદ્‌ભૂત વાત ન નક્કી શકયો કરી.
બોલી બાળા નીરખી એ " બાપા " કાકા " રડતી ડરી ડરી;
નિર્દય ઉરમાં-ગુપ્ત રહેલી દયા સદ્ય આવી ઉભરી.

જાલમ આ નિરાધાર અને એકલી મળેલી બાળાને દયા આવતાં ઉપાડીને લઈ ચાલ્યો.

( દોહરો. )

રાખી નિજ ઘર લઈ જઇ, છોડી બીજું કામ;
પુત્રીવત્ રાખે સદા, પાડયું ' મોહિનિ ' નામ.

( સાખી. )

પિતા જાય કહીં બહારતો રમતી બાળા પશુઓ સાથે;
વયે વધે પણ ન્હાયે સંગી, મૃગ સમ મૃગાક્ષી[4] જાતે.
આનંદે રમતાં એકદીન ઓચિંતુ 'શર[5]' તહિં આવ્યું.
ભંગ થયો રંગમાં સંગનું કુરંગ[6] એક ગુમાવ્યું.

તે જાલમ લુટારાને ત્યાં પળતી બાળા, મન ગમતાં ખાદ્ય[7] પદાર્થે પોષાતી, ચોરોને હાથે આનંદ પામતી હતી. કંઇક મ્હોટી થઇ, અને રમતાં શીખી એટલે વન પશુઓની સાથે ક્રીડા કરતી, પ્રસંગ પડયે પશુઓ પણ પ્રેમ કરવા લાગ્યાં. અને બંનેની મૈત્રી ગાઢ થઇ. બાળા કંઇક વગર સમજ્યું ગાતી, મૃગલાંઓ આંખો મીચી, કાન સ્થિર કરી, ધીમાં ધીમાં શીંગડાં ડોલાવતાં સાંભળતાં હતાં. એક દિવસ બાળા એકલી, ગાઢ જંગલમાં આવેલી તે તસ્કરી ગુફાના દ્વાર ઉપર બેઠી હતી. જાલમ અને બધા લુંટારાઓ કોઇ મ્હોટી લુંટ મેળવવા, પહેલાં લાવેલા શેરડીના રસના ઘડાઓનું પેટ પૂર્ણ પાન કરી સ્થાનથી દૂર નીકળી ગયા હતા. એવામાં એક શાન્ત દાંત પવિત્ર સાધુ રસ્તામાં આવતાં ભુલાં પડી જવાથી તે ગુફા આગળ આવી ચડયા. સત્યવાદી સાધુને એક માસના ભારે ઉપવાસની બાધા પૂર્ણ થએ આજ પારણાનો દીવસ હતો. છેક મધ્યાન્હ કાળ થઇ ગયા હતા. ત્યારે તે સમિપે આવ્યા. અને જોતાં જોતાંમાં બેશુદ્ધ થઇ ભૂમિ ઉપર પડી ગયા. મોહીની એકદમ શેરડીના રસનો એક ઘડો લેઈ દોડી, ધરાશયન[8] કરી

૧ ઘરેણાં વગરની. ૨ માદળીયું. ૩ બીલકુલ. ૪ મૃગનાજેવીઆંખોવાળી. ૫. બાણ. ૬. હરણ. ૭. ખાવાના. ૮ ભૂમિપર પડેલા.

રહેલા સાધુના મુખમાં થોડો રસ રેડયો. સાધુ શુદ્ધિમાં આવ્યા. 'માસ ખમણના'[1] પારણાનો દીવસ હતો વળી આહાર પણ શુદ્ધ શેરડીના રસનો હતો તેથી સાધુ અત્યંત પ્રસન્ન થયા. છોકરી ચર્ણે નમી, અને "ચોરો આવી પહોંચશે તો તમને નુકશાન કરશે" એમ સમજાવી મહારાજને તુરત વિદાય કર્યા. સાધુએ જતાં જતાં તે બાળાને ચાર પ્રતિજ્ઞાઓ કરાવી તેમાં. પહેલી 'જીવ અહિંસા', બીજી 'અદત્ત', ત્રીજી 'જ્ઞાન શ્રવણ,' અને ચોથી 'બ્રહ્મચર્ય'ની હતી. કન્યાવયમાં વિહરતી તે બાળા, સ્વલ્પ સમયમાં તે ચારે પ્રતિજ્ઞાનું રહસ્ય સંક્ષેપમાં સમજી ગઇ હતી. સાધુ ગયા તેની સાથે કાંઇક માસો પણ વીત્યા. અચાનક તે કન્યાને ચારે પ્રતિજ્ઞા પાળવાનો વિકટ વખત પરીક્ષા રૂપ પાસે આવ્યો. એક દીવસ એ મૃગ મિત્રોની સાથે તે કન્યા રમતી હતી. અને જાલમ લુટારો ઘર ભણી આવતો હતો. તેણે એ મૃગનાં ટોળાંમાં એક સુંદર નર મૃગ જોયો. તેના માંસથી લલચાઇ તેણે એક બાણુ આકર્ણ[2] ખેંચી ચલાવ્યું, કે બૂમ પાડી તે મૃગ ભૂમિ ઉપર પડી ગયો. ગાભરી થઇ ગએલી ભયભીત બાળા, ચતુર્દિશે ચપળ ચક્ષુઓ ચમકાવવા લાગી પણ કોઇને ન જોવાથી.—

( છંદ. )[3]

મરતાં મૃગ નિજ મિત્ર ભય ભીત થઈ પાસે જઇ વ્હાલથી,  
ખોળે શીર લઇ મૃતકનું ગણ ગણે અશ્રુ પડે ગાલથી.  
રોતી જોતી નહિ કશું હિબકતી શું થાય કંગાલથી ?  
પાપી તેનો તેજ પાલક પિતુ આવી વદ્યો બાળથી.

મરેલા મૃગને ઉઠાવી જવાની આશાએ જાલીમ છેક પાસે ગયો. બાળા પોતાના પિતાને મિત્ર મારનાર તરીકે પિછાણી ગઇ. મિત્ર ધર્મ બંધને બંધાએલી બાળા પોતાના પિતા ભણી વૈર ભરી દ્રષ્ટિથી જોવા લાગી. આ-કાર્યથી તે સંપૂર્ણ નારાજ થઇ છે. એવું તે પોતાની મુખ મુદ્રાપરથી વગર બોલે સ્પષ્ટ સમજાવી શકતી હતી.

**જાલમ**—" છોકરી, મુકી દે એ મરેલાને. લઈ જવાદે એ ભૂખે બળતા પેટને તૃપ્ત કરવા—પશુ પરનો પ્રેમ મનુષ્યે હદમાં રાખવો જોઇએ છે. વળી ભોગ[4] અને ભોક્તાને[5] સ્નેહ સંભવેજ નહિ."

---

૧. એક માસના અપવાસ. ૨. કાનસુધી. ૩ 'શાર્દૂલ'...ના જેવો. ૪. ખાવાનું. ૫. ખાનાર.

મોહિની— ( ગજલ. )

મરે સારંગ[1] સારંગે,[2] સ્વિકારી લે શિકારી[3] તે મરે. ૧
અસહ્ય આપદ્ પડે અંગે, સ્વીકારી લે—શી—કારી[4] તે.

પિતા, બીચારૂં આ મૃગલું નિર્દય શિકારીઓને હાથે માર્યું જાય છે. અને મારનાર તેના શરીરને ખાવા ચ્હાય છે. શો ન્યાય છે.?

**જાલમ**—"છોકરી, એ ચપળ પ્રાણીને પોતાના નિશાનમાં લઇને અભૂલ વેધ[5] કરવો એ ખરા શિકારીનું કર્મ છે. એક મૃગને મારતાં અસહ્ય આપત્તિના ભોકતા થવું પડે તો ભલે પરંતુ બાણના નિશાનમાંથી તેને છટકવા દેવો એ અશકિતની ઓળખાણ છે."

**મોહિની**—"બીચારાં અવાચ્ય પ્રાણી મુંગે મોઢે માર સહન કરે, અને અંતે મારનારનું જઠર ભરે, આમાં શું છુપી નિમકહરામી નથી?"

**જાલમ**—"બસ, લખારો બંધ કર, તું કોનીસામે બોલે છે તેનો વિચાર કર."

**મોહિની**—" કહે બાળા આ શું? બોલો, બની પાપી પિતુ ડોલો,
ન વદવું યોગ્ય તમ સંગે, સ્વીકારી લે 'શિકારી' તે. મરે. ૨

પિતા, મૃગને મારવું, શિકારી સ્વીકારીલે, તો એ પાપી, મ્હારા પણ અબોલા સ્વીકારી લે.

મ્હારા સંગીની[6] હાનિ તે, ન જાણો ખોટ ન્હાની છે.
ગણું વિણસ્નેહી દેહભંગે, સ્વીકારી લે સિકારી તે. (મ્હારૂં મૃત્યુ.) મરે. ૩

કાંટો એક પાયે લાગે છે, રગે રગ અગ્નિ જાગે છે,
તિક્ષણ તીર ભોંકો કુરંગે, સ્વિકારી લે શી-કારી તે. મરે. ૪

ચરે વિણ વાવેલાં તરણાં, પીયે જળ વ્હેતાં જોઇ ઝરણાં,
હણો હરણાં એ ઉમંગે, સ્વિકારી લે શિકારી તે. મરે. ૫

મરે તે તોય પછવાડે, કરી ઉપકાર દેખાડે,
આપે આમિષ[7] ત્વક્[8] શૃંગે[9], સ્વિકારી લે શિકારી તે? મરે. ૬

કહે ક્રુર "પુત્રી તું શું જાણે, ચપળ પશુ નહિ એ પરમાણે,
હણે જે તે જીતે જંગે,[10] સ્વિકારી લે 'શિકારી' તે." મરે. ૭

સુતા કહે 'ભૂલ્યું' ભાખો છો, તજી 'મન' મૃગલું રાખો છો,
મારે મન જોઇ સતસંગે, સ્વિકારી લે, શિકારી તે. મરે. ૮

---

૧. હરણ. ૨. બાણ. ૩. પારધી. ૪. ઉપાય ૫ નાશ. ૬. હરણમિત્ર. ૭. માંસ. ૮. ચામડું. ૯. શીંગડાં. ૧૦ લડાઈ.

( ગીતિ. )

"બે પરવાએ બોલે[1] વિષમય શબ્દો અમૃતમાં બોળે[2]
(જાલમનું) દાઝયું અંતર બોલે[3], શોચે કુળ હીણી મુજકુળ બોળે.[4]

અધર્મ કર્મિઓને ધર્મનો બોધ રૂચતો નથી. વ્યસનવશ નરનારીઓને ઉપદેશ આપનાર અળખામણો લાગે છે. શીતળચંદ્ર પણ ચોરનો વિરોધી છે. સાકર પણ અફીણીને ગમતી નથી. પાપથી ઉદ્ધારનારાં અને પુણ્ય રસ્તે પાડનારાં બલ્કે પરમપદે પહોંચાડનારાં આ સત્સંગી પુત્રીનાં વાકયો જાલમના જાલીમ હૃદયમાં શલ્ય પેઠે ખુંચવા લાગ્યાં. કાગનાં ટોળામાં આવી પડેલું આ હંસલું હાસ્યાસ્પદ[5] ઠર્યું. વિશેષ કહીએ તો હાન્યાસ્પદ[6] ઠર્યું. પિતાનું હૃદય વાત્સલ્યભાવથી[7] ફર્યું. પોતાના ધર્મથી વિરૂદ્ધ વર્તન કરનારી આ છોકરી કોઇ દ્વિજ વર્ણ[8] ની કન્યા ઓળખાઇ. તેને હવે વધારે વખત પોતાની પાસે રાખવી એ ભયમાં પડવા જેવું છે માની, જાલમે પોતાની ક્રુરકૃતિનો ઉપયોગ કર્યો. નિરાધાર બાલકીનું રક્ષણ કરનારો ભક્ષણ કરવા તૈયાર થયો. પશુ હિંસાનાં નિષેધ વાકયો ઉપદેશ રૂપે સંભળાવતાં સર્પને પાયેલુ દૂધ જેમ ઝેર બને છે તેમ તે નીચને ઉલટી અસર થઇ, છોકરીને જીંદગી સુધી ભારે જુલમમાં કેદ કરાવવા તે પાપી હૃદય, યુકિતઓ ખોળવા લાગ્યું. અંતે એક ક્રિયા હાથ આવી. તે અમલમાં આણી.

( સાખી. )

કુચેષ્ટિત[9] વેષ્ટિત[10] વેલીશી,[11] વપુવૃક્ષે[12] વિત્તવંતા,[13]
જગ વંચુ[14] પણ વંચુ શ્રેષ્ટી સુતને[15] ડસતી[16] અશનિદંતા.[17]
પાંચહજારે તે દ્વારે લુંટારે સ્વ સુતા[18] આપી;
છુટી પણ નવ સમજી લુંટી, પડી પાસમાં[19] પાપી.

નિર્દોષ કન્યાની ઉપર ભારે ક્રોધે ભરાયલો તે જાલીમ લુંટારો વૈર રાખી કેર કરવા તત્પર થયો. સામે એક રાજપુર નામે રાજધાનીનું શહેર હતું. તેમાં એક કુટિલા વેશ્યા તે જાલમના ક્રૂર કર્મમાં ભાગિએણી બનેલી રહેતી હતી. તેને ત્યાં આ મોહિનીને પાંચ હજાર રૂપિએ વ્હેંચી. "દેખાવડી કન્યાથી દ્વિગુણીત[20] દામ મળશે" એમ માની વેશ્યાએ તે ખરીદી. જાલમને મનગમતું

૧ ઉચ્ચારે. ૨. પલાળે ૩. શબ્દે ૪. ડુબાવે. ૫. હસવા જેવું. ૬ નુકસાન કરનારૂં ૭. પાલક બુદ્ધિ. ૮. ઉત્તમવર્ણ. ૯. ખરાબ ચાળા. ૧૦. વળગેલી. ૧૧. લતા. ૧૨. શરીરરૂપ ઝાડ. ૧૩. પૈસાવાળા. ૧૪. વેશ્યા. ૧૫. શેઠનો છોકરો. ૧૬. કરડતી. ૧૭. વજ્ર જેવા દાંતવાળી. ૧૮ મોહિની. ૧૯. બંધનમાં. ૨૦. બમણું.

થયું, ને વેશ્યાને પણ જોઇતું મળ્યું, અને મોહિની પણ આ કાળા કર્મ ચારીના ક્રૂર કર્મોથી મુક્ત થઇ તેથી આનંદ પામવા લાગી. પણ સમજતી નહોતી કે સીંહના મુખમાંથી નીકળીને વાઘના મુખમાં ફસાઇ છે. પ્રથમ તો વેશ્યાએ તેને સારાં સારાં ખાનપાન ને સુંદર વસ્ત્રાલંકારોથી પરિતૃપ્ત કરી. પછી પરપુરૂષોને રીઝવી પૈસા પડાવવાનું પાપી કામ કરવા તેના ઉપર ફરજ પાડવા લાગી. બેડર બાળાએ બીલકુલ ઇનકાર કર્યો.

( દોહરો. )

સામ દામ ભય ભેદથી સમજાવી બહુવાર;
મેરૂ ડગે નવ પવનથી, તેમ અડગ રહી નાર.

તે વેશ્યાનો પરમ પ્રાણપ્રિય રાખેલો એક નગર શેઠનો પુત્ર કેશવચંદ્ર નામે હતો. વેશ્યા અકસ્માત ભારે રોગનો ભોગ થઇ પડી. બીછાના વશ રહેતી. સ્વાર્થ પરાયણ સંબંધી[1] આ દુઃખી દારાની[2] સંભાળ લેવા કવચિતજ આવતો. તેથી ઘરનો સઘળો કાર્યભાર મોહિની મસ્તકે આવી પડયો હતો.

( દોહરો. )

શ્રેષ્ટી[1] નાવે સદનમાં[3] પડી સરદાર[4] બિમાર;
પડતો પુરમાં સાંભળ્યો પટહ[5] સહિત પોકાર. ( મોહિનીએ. )

અડગ બ્રહ્મચર્ય પાળતાં મોહિનીને વેશ્યા વાસમાં એક વર્ષ વીત્યું. એક દીવસ રાજાજ્ઞાથી ગામમાં દાંડી પીટાતી સાંભળી, મોહિની અસીમ[6] આનંદમાં આવીને સાંભળવા દોડી.

( ભજન. )[7]

બાળા ઉઠી ધાઇ–આવી હર્ષમાં, વધાઈ સ્હમજાઇ–આવી હર્ષમાં;
"લુટારો એક 'જાલમ' નામે, સકળ જનો જેથી ભય પામે.
પકડી આણે જે આ ઠામે, તે નૃપ ધામે પામે ઇચ્છિત ઇનામેરે"—આવી. ૧
એ પિતુ જેણે પ્રેમે પાળી, (મોહિનીને.) આજ લગી કીધી રખવાળી,
તે રૂણ આજ શકીશ હું ટાળી, બોલે બળવાળી બાળી હેતે હદ વાળીરે–આવી. ૨

જાલમ જેવા જુલમી લુંટારાને પકડી પાડવા મોટા ઇનામની લાલચ બતાવી રાજાએ જાહેર ઢંઢેરો પીટાવ્યો. મોહિની તે સાંભળી, અત્યંત ખુશી

૧. કેશવચંદ્ર. ૨. સ્ત્રી. ૩. મકાન ૪. વેશ્યા. ૫. પડો. ૬. ઘણા. ૭ 'વિચીત્ર જમાનો '...ના જેવો.

થઇ. એક પંથમાં બે કાજ સાધવા તેની પવિત્ર મનોવૃત્તિ, ઉછળી નીકળી. જે પિતાએ આજસુધી પાળીપોષી મોટી કરી હતી, તેને નિંદીત કાર્યોથી દૂર કરી, પોતાના પરનું રૂણ પતાવી દેવા તથા રાજાથી મનમાનતું ઈનામ મેળવી, વેશ્યાને પોતાનું મુલ્ય ભરી આપવા તેણી કટીબદ્ધ[1] થઇ. પણ—

ન્હોતી ચ્હાતી તાત દંડાવા, નવ ઇચ્છા ધન પાસે થાવા;
પિતુ તનપર કર નવ પીડાવા, જાવા કર સ્હાવા આવા કરે કાવાદાવારે–આવી. ૩
પટહ સ્પર્શ્યો જાણ્યું ભૂપે, મળ્યું સાધન ફેરવ્યું નિજ રૂપે; (મોહિનીએ.)
કહાડવા ચહે પિતુ પડયા ભવકુપે, ચાલી ગુપ ચુપે એ અનુપે દેવી રૂપેરે–આવી. ૪

ઢંઢેરો પીટતા મનુષ્યને તે જાલમને પકડી આપવાની કબુલાત આપી અટકાવ્યો. રાજાને ખબર થયા, જોઇતાં સાધનો મોહિનીએ ગ્રહ્યાં. રાત્રિને સમયે ઇચ્છિત વાહને સવાર થઇ. 'ચોરોની શ્રદ્ધા દેવી ઉપર વિશેષ છે' તે પકકે પાયે સ્હમજનારી બાલા દિવ્યવસ્ત્રાભૂષણ શાં બહુ મુલ્ય વસ્ત્રાલંકારો સજી દેવીરૂપ લેઇ ચોરસમૂહ સમિપે ચાલી,—

શોધતાં બહુ અરણ્યે અથડાતા, આજ સુધી જે નવ પકડાતા;
તે એ બાળાથી પરખાતા, માતા ગૃહ ભરાતા રાતા માતા સર્વ ભ્રાતારે–આવી. ૫

તમામ ચોરોને એકાંત મળવાનું સ્થળ અરણ્યમાં એક દેવીનું મંદિર હતું. એ આ બાળા પ્રથમથીજ જાણતી હતી. તેથી રાત્રિને સમયે તે ભયંકર કર્મચારીઓ[2]ને ભેટવા, મોહિની દેવી રૂપે તેમની પાસે ગઇ.

(છંદ.)*

શત પાંચ[3] ભટ[4] સાથે મળ્યા ચરણે નમે દેવી ગણી,[5]
નકળે[6] બળે થરથરે માતુ બ્હીક અંતરમાં ઘણી;
એક લૂટ માંહે અતૂટ શક્તિ અખુટ ચાહી તે તણી,
કહે 'છાંય' હોય ન દેવીની સુણ્યું જ્ઞાન આ કોઈ પાપિણી.

તે ભેળા મળેલા પાંચસો ચોર મોહિનીને દેવી માની પગે પડવા લાગ્યા. કેટલાક પરમેશ્વરી પ્રસન્ન થઇ વરદાન આપવા આવ્યાં છે જાણી, ખુશાલીમાં કુદવા લાગ્યા. પણ એક ચોર કે જેને તેના પિતાએ કોઇ પણ જગ્યાએ થતું જ્ઞાન કથન નહિં સાંભળવા સખ્ત સોગન આપેલા તે ચોર એક દીવસ સત્સંગ ગંગામાં ન્હાતી એક મંડળી પાસેથી પસાર થતાં પગમાં લાગેલો કાંટો કહાડતાં સહજ વાકય સાંભળી ગયો હતો કે

---

૧. નિશ્ચયવાળી. ૨. નઠારાં કામ કરનારા. * 'હરિગીત'...ના જેવો. ૩. પાંચસો. ૪. શૂરવીરો. ૫. માની.. ૬. ન જાણે.

"દેવ દેવીઓને પડછાયો હોતો નથી." અને આ કૃત્રિમ[1] દેવી બનેલી મોહીનીનો તો દીપક પ્રકાશે છાંયો સ્પષ્ટ ભળાતો હતો તેથી તે ચોર વગર અટકાયતે વચમાં બોલી ઉઠયો કે–બધા નાદાન થઇ, આને નમો ના. આ દેવી નથી. પણ કોઇ બનાવટી વેશધારી આપણને પકડી પાડવા માટે આવેલી અધમ સ્ત્રી છે." સાંભળતાંજ અપશબ્દોના વરસાદ વરસાવતા બધા ચોરો અસ્ત્ર શસ્ત્ર લેઇ પોતાને ફસાવનારને ફસાવી, મારવા તત્પર થયા. જાલમ એ બધાનો સરદાર હતો. મોહિની પોતાના પર આવી પડેલી અણધારી આફત સંકોચાયા વગર સમજી ગઇ. તરત—

( ગીતિ. )

સ્હમજી કોકિલ વેણી,[2] મુકુટ ઉતારી પ્રસિદ્ધ કરી વેણી,[3]
(ચોરોએ) જાણી મોહિની બ્હેની, ચિંતા ઓછી થઈ ગઈ સરવેની.

માથાપરનો મુગટ કાઢી નાખી, લીધેલો વેશ ત્યજી, મોહિની જાહેર થઇ, જાલીમની પુત્રિ તરીકે બધા ચોરો તેને ઓળખતા હતા. તેથી "મોહિની બેન છે, મોહિની બેન છે." એમ મોટી ગર્જના કરી, શિક્ષા કરતા અટકયા. વેશ્યાને ત્યાં વ્હેચી દીધેલી આ અરણ્યમાં એકાએક રજની વખતે આવેલી ક્રૂર કન્યાને જોઇ. જાલમ ભારે ચિંતામાં ભરાયો. મોહિની એ સંક્ષેપમાં સઘળી હકીકત કહી. અને સમજાવ્યું કે,

( માઢ. )

કહે સુતા સમજાવી, હેતુ દરશાવી, ન 'અદત્ત'માં[4] સુખ છે;
ન અદત્તમાં સૂખ છે પ્યારા પિતા દારણ એ દુ:ખ છે— કહે. ૧

દામ હરો, નવ ભોગ કરો, ભરો લાવી લાવીને ભંડાર;
કાળ[5] આવે નહિં, વિત્ત[6] બચાવે વ્હાલો કરો એ વિચાર— કહે ૨

ધનીક[7] બીકને ધાક ભૂપતિની, વળી અકર્મ કહેવાય;
પાપનાં પોટલાં શીર ધરો અતિ, નર્ક તર્ફ ગતિ થાય— કહે. ૩

પકડાઓ તો પડે ભોગવવું એકને બંધન થઇને લાચાર;
હોય ભેળાં પણ તે વેળા છૂટાં ખાંતે[8] મળેલાં ખાનાર— કહે. ૪

પાઈ ગુમાવીએ સાલે યાદી સુધી ખેંચી લાવો તમે બહુ,
તન સંતાપતાં શ્રાપતાં ઊરથી, અંત ગતિ શી કહું ?— કહે ૫

પશુ પક્ષી જુઓ પેટ ભરે મળે તે પર રાખી સંતોષ,

૧. બનાવટી. ૨. કાયલ જેવા શબ્દ. ૩. વાળ. ૪. ચોર કાર્ય. ૫. મૃત્યુ. ૬. પૈસો. ૭. પૈસાદાર. ૮. હેતે.

એથી અમાપી પાપી તમે પૂરા, દીન દીન વ્હોરો દોષ,— કહે ૬
વાત ઉર ધારો હાથ કરી મન થાય કદી પ્રાણ હાણ,
તો પછી મેળવ્યું ભોગવશે કોણ બાપુ વદો? સત્ય વાણ— કહે. ૭

સમુદ્રમાં પડેલું તરતું સો મણનું કાષ્ટ કિનારે લાવવા એક આંગળીની ઇશારતનીજ જરૂર છે. અંગુલીના સહજ ધક્કાથી તે મોટું તરતું કાષ્ટ કિનારા ભણી લઇ જવાય છે પણ તે કાષ્ટ પાણીમાંથી બહાર કાઢી, બીજે સ્થળે લઈ જવું હોય, તો સેંકડો માણસોનો શ્રમ પણ અફળ જાય છે તેમ આ ભવસાગરમાં પાપ કર્મરૂપ મ્હોટું કાષ્ટ સહજ ધક્કે સુગમતાથી લઈ જવાય છે, પણ તે કાષ્ટ બહાર કાઢીને ઉપાડવાની પેઠે જ્યારે તે કરેલાં કર્મનો બદલો મેળવવાનો સમય આવે છે ત્યારે સેંકડો ગમે ક્રિયાઓ નિષ્ફળ થાય છે, અને મળતી સજા મુંગે મોઢે સહન કરવી પડે છે. બાપુ, આવાં અઘટિત કર્મ શા સારૂ કરો છો? ન્હાના શરીર પર મ્હોટા પાપનો બોજો કાં ભરો છો? રાજાના પકડાવવાથી ડરો છો, જહીં તહીં છુપાતા ફરો છો, એમ ઉત્તમ અવતારને વ્યર્થ કાં કરો છો?—

(દોહરો.)

બાળ વાણ સુખકર ગણી, પ્રીતે કરી પ્રણામ;
'ધન્ય' કહી ધન દઈ દઈ, તજ્યું ચોરીનું કામ. (જાલમ અને ચોરોએ)
અસર થઇ અવલોકીને, આનંદી ઉર આપ; (મોહિની.)
વદતી વધતા વ્હાલથી પુરણ હરવા પાપ—

શુભ સમયે કંઇક પૂર્વના સંસ્કારી જીવો તે ચોરોને મોહિનીનાં વાક્યોનો મર્મ સ્હમજાયો. બાળાના ઉચ્ચારેલાં વાક્યોપર દરેકે ઊંડું આલોચન[1] કર્યું. ભવિષ્ય ભય ભલા વિચારવંતોને ભળાતાં "ભૂલ્યા ત્યાંથી ફરીને ગણવું" એ વિચારે સઘળા સંમત થયા. મેળવેલા વિત્તમાંથી કંઇક હિસ્સો મોહિનીને ઉપદેશના બદલામાં આપ્યો, અને બાકીનું બીજું ધર્માદામાં વાપરી નાખ્યું. અને રાજા પાસે સજા મેળવવા આવવા બીલકુલ નકાર કર્યો. પણ આજથી ચોરીનું કાર્ય ન કરવા દરેકે આકરા સોગન સાથે પ્રતિજ્ઞા લીધી. અને હવે પછીની જીંદગી, તિર્થોમાં અથવા સતકર્મોમાં વીતાવવા દઢ સંકલ્પ કર્યો. સમજ્યાને વિશેષ સમજાવવા બાલિકાએ એક ઉદાહરણ[2] આપ્યું. અને તે એ કે—જે દ્વારા પોતે પકડાઇ હતી, તે જ્ઞાન શ્રવણનું[3] મહાત્મ્ય હતું. તેથી બોલી—

૧. વિચાર. ૨. દ્રષ્ટાન્ત. ૩. શાસ્ત્રશ્રવણ.

## ( કલ્યાણ. )[1]

તાત શ્રેયકારી[2] છે શબ્દ એક જ્ઞાનનો, વીર ઉર ધારે નાશ અભિમાનનો. ૧
મને ઓળખ્યા એ વાક્યના પ્રતાપથી,
છે પ્રસિદ્ધ દાખલો એ સ્વ કલ્યાણનો—
વિશેષ સાંભળે લાભ વિશેષે, જગત માનનો, અંતે ઉચ્ચ સ્થાનનો—શ્રેયકારી. ૨
અમળ[3] ઉર થતું વિશુદ્ધ વાક્ય વ્હેણથી,
પાપ દૂર પળતું મળતાં તાજ[4] માનનો;
સાંભળે પણ સ્હમજાય તો સારૂં, શ્રવણ પાનનો, લાભ ઉભય કાનનો-શ્રેયકારી. ૩

આ અનુપમ ઉચ્ચારે, જ્ઞાન શ્રવણનો બોધ પણ, તેમને સાથે સાથે કર્યો. ખેડેલા ક્ષેત્રમાં પડતું બીજ અવશ્ય અંકુરિત થાય છે. તેમ નિર્મળ બની ગએલા ચોરોના અંતરમાં મોહિની વાક્યબીજ પણ સચોટ અસરકારક થયું—

## ( સાખી. )

તાત સંતોષી દ્રવ્ય લઈ ચાલી આવી ભૂપતિ પાસે,
જાલમકૃતિ સમજાવી તજાવી દીધો દુઃખ કર ત્રાસે;
પુરપતિ પ્રસન્ન થઈ "કહે પુત્રી કીધું દેશ કલ્યાણ,
આ ઉપકાર અમાપનો બદલો માગ સ્વમૂખે વદી વાણ."
ઉપકારી થાવા ઉર ધારી બોલી બાળા 'આપો'.
વચન દ્રય[5] નવ આસા બીજી દુરિત[6] મ્હારાં કાપો;
પહેલું એ આપો કે દેશમાં જ્યાં લગી આપની આણ,[7]
ત્યાં જાહેર કે ગુપ્ત ન બને કોઈ જીવની હાણ,[8]
બીજું પ્યારૂં આ તન મ્હારૂં અન્યનું દાસ રહ્યું છે.
વિત્ત આપી વેશ્યાને છોડાવો સત્ય કહ્યું જે ચહ્યું છે.

સહજ સાધુ સમાગમના પ્રતાપે મોહિની અનેકનું કલ્યાણ કરી, અક્ષય ભદ્રતાને પામી. રાજાએ પણ પોતાના આખા દેશમાં જીવહિંસાની મનાઇનો હુકમ ફેરવી દીધો. પરપીડાએ પીડાતી, આ ન્હાની બાળા નૃપના અંતરમાં પવિત્ર પુત્રીરૂપે વસી. રાજાએ વેશ્યાને કન્યા ખરીદીના આપેલા પૈસા વ્યાજ સાથે ભરી આપ્યા. પછી પિતા પાસેથી મેળવેલું ધન પુત્રીએ યોગ્ય ધાર્મિક સ્થળોમાં ચીર[9] ચાલુ રહેવારૂપે રોકયું. જાલમ દેશાંતરે[10]

---

૧. 'કાલ વ્હાલ ધારી કસ્તુરી'...ના જેવો. ૨. શુભકર. ૩. નિર્મળ. ૪. મુકટ. ૫. બે વરદાન. ૬. પાપ. ૭. સત્તા. ૮. હિંસા. ૯. કાયમ. ૧૦. બીજા દેશ.

ચાલ્યો જવાથી અને વેશ્યાને ત્યાં કોઇ પણ પ્રકારની વિપત્તિ પડવાની ભીતિ ન હોવાથી મોહિનીએ તે સ્થળેજ રહેવું અનુકુળ ઇચ્છયું.

( છંદ. )[1]

પામી માન ઈનામને ફરી ગઈ વેશ્યા તણા ધામમાં,
આનંદ ઊર ન માય જાય ઉછળી સંતોષ નિજ કામમાં;
સ્વાર્થ તજી પરમાર્થમાં ન હઠતી વધતી જતી હામમાં,
ફેલી દ્વિગુણી[2] ખ્યાત રૂણ મુક્ત[3] તે પંકાઇ ગુણ ગ્રામમાં.

( છંદ. )[5]

હતી રંગે રૂપે, અનુપ અબળામાં શીરમણી,[6]
વધી આ આનંદે, મુખ શ્રી[7] દેવાંગનાથી બમણી;
મટયો વેશ્યા પાસે,[8] અંબુજ[9] વિકસે જોઇ દીનમણી,[10]
અવાસે હુલ્લાસે, વસતી હસતી સતી સુનમણી.

વેશ્યા અત્યંત બિમારીમાં પડી. મોહિની પ્રાણ ખરચે પણ તેની સેવામાં તલ્લીન રહેતી. વેશ્યાનાં મળમૂત્રાદિને સાફ કરવા, વિના સંકોચે તત્પર રહેતી. "વ્હાલી વામા વેશ્યા, હવે વધારે દીવસ ગાળવાની નથી." એમ ધારી નગરશેઠ પુત્ર કેશવચંદ્ર મન વગરની મુલાકાતે આવતો, થોડીવાર રોકાતો, ખબર અંતર પૂછતો, અહીં તહીંની વાતો કરતો, અને "હવે આ આવરદાદિત્ય[11] અસ્ત થતાં કામી કલેવર કમળ કરમાઇ જશે એટલે ભોગી ભ્રમરને આજ પર્યંત લીધેલો લ્હાવ, હવે મળવો બંધ થશે" એમ માની ચાલ્યો જતો. એક દીવસ માનનીય બાળા મોહિની—

( ચોપાઇ. )

બેસી આપ હિંચોળે હીંચે છે, મનઃ તરૂ[12] શોચ સલીલે[13] સીંચે છે;
હાલે જેમ એ ખાટ હલાવી, દે છે તેમ ઉચાટ હલાવી.

વિશેષ વિચાર પોતાની વધતી જતી વયને માટે હતો. દીવાની યુવાની નિષ્કલંકા નિવૃત થશે કે કેમ? એ સર્વ પ્રાધાન્ય શોચ હતો.

પ્રાણી જનમે તે જગમાં મરે છે, ચવતાં[14] દેવલોકથી અમરે[15] છે;
બળતાં મળતાં ટળતાં ઠરે છે, નવ કદી કોઇ સ્થિર ઠરે છે.

સંસારી ઘટમાળ પ્રતિદીન પ્રતિ વખત ફરતી રહે છે. મનુષ્ય જન્મે છે ને

---

૧. 'શાર્દુલ'...ના જેવો. ૨. બમણી. ૩. કરજ રહિત. ૪. ઉત્તમોમાં. ૫. 'શીખરણી'...ના જેવો. ૬. મુકુટ. ૭. શોભા. ૮. બંધન ૯. કમળ. ૧૦. સૂર્ય. ૧૧. આયુષ્ય સૂર્ય. ૧૨. વૃક્ષ. ૧૩. પાણી. ૧૪. પડતા. ૧૫ દેવો.

મરે છે. દેવતાઓ પણ સ્વર્ગમાંથી પુણ્ય ક્ષીણ થયે પૃથ્વી ઉપર પડે છે. કેટલાક ઇતર સુખ અપેક્ષાએ બળે છે. કેટલાક સ્વપ્ન સુખ સમા આવી મળતા ભોગોમાં ભળે છે. કેટલાક પુણ્યથી તો કેટલાક પાપથી ટળે છે. ચળીત સંસારમાં અચળીત વસ્તુ એકે દ્રષ્ટિમાં આવતી નથી. 'મ્હારૂં શું થશે?' મોહિનીને એજ સર્વ શ્રેષ્ટ વિચાર વિમાસણ કરાવતો હતો.

લાભ લેખું છું એકલી જાતે,[1] થયુ પુષ્પ હતી કળી જાતે;[2]
ખીલ્યું તો એ ખચીત કરમાશે,[3] મ્હાવું અધિક ક્યાંથી કરમાશે.[4]

ખુશી થવા જેવું એ છે કે હું એકલીછું. ન કોઇની સ્નેહીછું કે ન કોઈ સ્નેહી છે. એટલે સંતાપનું મૂળતો મુળમાંથીજ નષ્ટ છે. પરંતુ પ્હેલાં પુષ્પની અણ ખીલી કળી પેઠે હું બાળા હતી. હવે વિકસેલા ફુલની પેઠે કન્યા બની છું. અંતે તો એ ખીલેલું ફુલ કરમાશે તેમ આ શરીર પણ જગતથી જતું રહેશે. છો જતું. પણ મ્હને મ્હારા ગુરૂ રૂપ સાધુજીના આપેલા શિક્ષા શબ્દો પાળવા પ્રબળ અભિલાષા છે. શંકા છે કે એ મ્હોટી વસ્તુ મ્હારા ન્હાના હાથમાં સમાશે. કેમ?

( દોહરો. )

વિચાર વમળે[5] મોહિની ફરતી તરતી આપ,
શાન્તિ સલીલ સુકાયું ને પ્રકટયો દશ દીશ તાપ;
વેશ્યાનો વ્હાલો હતો શોખી શ્રેષ્ઠી કુમાર,[6]
હિંચતી સમજી સુંદરી, (વેશ્યા) આવ્યો કરતો "પ્યાર".

આ ભયંકર ભૂલાવો હતો. રજ્જુને બદલે નાગપર ચોટ હતી. સસલાને બદલે સીંહની ભેટ હતી. ઉદકને બદલે અનલને આલિંગન હતું. પતિતને બદલે પવિત્રનો સ્પર્શ પાપીને માટે તો માછલાંને જળમાંથી કાઢી દૂધમાં મૂકવા જેવું હતું. મોહિની હિંચોળે બેસી, દ્વાર તરફ પીઠ કરી, ઉપર જ-ણાવેલા વિચારોમાં નિમગ્ન હતી. તેટલામાં વેશ્યાનો યાર કેશવચંદ્ર ઓ-ચિંતો અવાસમાં આવ્યો ને વેશ્યાનું વસ્ત્ર ઓઢી બેઠેલી તે મોહિનીને વેશ્યા સમજ્યો—બિમાર વ્હાલીની તબીઅત હમણાં હમણાંમાં કાંઇ વધારે સુધરી હશે એમ માન્યું. અને ખચીત મને આવતો જોઇ પ્રણય કલહ[7] માંડવા મુખ ફેરવી ગઇ જણાય છે. તેથી અંતરે ઉસ્કેરાતી અનંગ વૃત્તિ[8] એ પાસે જઇ પ્રાણ વલ્લભાને પ્રેમ વાકયે મનાવવા મથવા લાગ્યો.

---

૧. પોતે. ૨. જતાં જતાં. ૩. સૂકાશે. ૪. હાથમાં સમાશે. ૫. ભમર. ૬. શેઠ પૂત્ર. ૭. પ્રેમની મીઠિ તકરાર. ૮. કામદેવ.

( હિંડી. )

આજ શું? પ્રભાતમાંહે છો રિસાયા, કવણ દોષ માટે રોષમાં ભરાયા?
શાણી રાણી વદો વાણી આણી માયા[1]— આજ. ૧
થઈ ચાહશું કોઈ વસ્ત્ર ભૂષણ માટે? રાખો આશ પાટખાટ ઘાટ સાટે?[2]
વદતો આપ અંગુલી ધરી લલાટે[3]— આજ. ૩

પોતાના કપાળે આંગળી ધરી નસીબની વિચિત્રતા દાખવા લાગ્યો આજે કેટલેક દીવસે બિમારીમાંથી બેઠા થએલા, પોતાના પ્રેમીને પુરો આવકાર ન આપે. એ આ મોહદીપકે મરતા પતંગને માટે અસહ્ય હતું. મોહિની મનમાંને મનમાં આ મૂર્ખની મોહાંધ મતિએ વદાતાં ઘેલાં વાકયો પર હાસ્ય કરતી હતી. કેશવચંદ્ર તો કાલું કાલું બોલતો છેક પાસે ગયો.

( સાખી. )

ક્ષમા માગતો નમતો પાસે આવ્યો નીચી નજરે,
સ્થાન તજી ઊઠીને બોલી મોહિની કોપી ન—જરે;[4]
સમજ્યો ભૂલ સુધારી બોલ્યો અંગે અંગ નિહાળી,
"સુંદરતા અનહદ રદ[5] વેશ્યા તું લલના લટકાળી."

સ્પર્શ કરવા જતાં સરલ બાલા સ્થાનથી ઉઠી સામે ઉભી. મૂર્ખની થએલી ભૂલ મનમાં ન લાવતાં માતા જેમ બાળદોષને વિસારે છે તેમ અક્રોધ દૃષ્ટિએ કેશવચંદ્ર ભણી જોયું પણ કેશવચંદ્ર તો ભૂખ્યા મનુષ્યને જે ભોજન મળે તે ખાવાજ માંડે છે. અથવા સર્વ ભક્ષી હુતાશન બધી વસ્તુઓને સ્વીકારે છે તેમ વારાંગના[6]ને બદલે આ વરાંગના,[7] વિલોકી વધારે ખુશી થયો. વેશ્યા કરતાં તેના વપુનાં[8] વધારે વખાણ કરી, હવે એ જુની જઠર જગવધુને છોડી, આ મનહર ભામિનીનો ભોગી થવા ભારેખમ[9] થઇ ભાખવા લાગ્યો.

" કોણ કુખે ઉછરેલી? ઘેલી નામ શું તારૂં નવેલી?
વદ વ્હેલી ભય મેલી રહી શું રંગે સદા રસરેલી."

**મોહિની**—"તમે તો વેશ્યા વિલાસી, તેનાજ પ્યારના અભિલાષી છો ને?"

**કેશવ**—ના, ના. (દોહરો.)

" નથી 'પરણી' તે કોઈની; નથી હું 'પરણનાર;'
હોય "ન પરણી" તો મને, ભલે તું પરણ"નાર."

૧. દયા-પ્રિતી. ૨. માટે. ૩. પોતાના ભાગ્યની મંદતા. ૪. જરાય. ૫. નકામી. ૬. વેશ્યા. ૭. ઉત્તમ અંગવાળી. ૮. શરીર. ૯. વજનદાર.

મોહ નથી વેશ્યા તણો, લેશ ન થા તું ઉદાસ;
ભૃંગ[1] ભોગી હું પુષ્પનો સુંદરતાનો દાસ."

તે વેશ્યા કોઇની પરણેલી નથી. તેમ હું તેને પરણનાર નથી. તું નવ પરણીતા[2] હોય તો સુખેથી મને પરણને?" વળી વિશેષમાં વદ્યો કે, "હું તે વેશ્યાનો બંધાયલો નથી. અમે તો નરભ્રમર ગમે તે પુષ્પપર જઇને બેશીએ" મોહિની આ અપવિત્ર ઉચ્ચારથી સર્વાંગે બળું બળું થઇ રહી, પણ અત્યારે આ પ્રચંડ અગ્નિની ઉડતી ઝાળમાં જળની અંજળી હોલાવવા માટે છાંટવી એ નિરર્થક છે એમ સમજી તેને અનુકુળા બની. અને આજે રજની સમયે શરીર લ્હાવો લેવા લેવરાવવા આવવા નિમંત્રણ કર્યું. કેશવચંદ્ર અપાર આનંદમાં આવ્યો, અને ઘેર પહોંચી રંગીન રાગથી રાત્રી થવાની રાગાન્વિત[3] રાહ જોઇ રહ્યો—

( છંદ. )[4]

યત્નો કર્યા કંઇ છૂટવા (પણ) નવ હાથ કોઈ બારી રહી, (મોહિનીએ.)
અંતે નિશાએ આવવા એ વાક્ય ઉચ્ચારી રહી;
ગયો આપ ધામ એ કામીની કામી વૃત્તિ જારી રહી,
મોહિની[5] તજવા મોહિની કરતીજ તૈયારી રહી.

કેશવચંદ્રના ગયા પછી મોહિનીએ વૈદ્ય પાસેથી એક દારૂણ ઔષધ મંગાવ્યું. અને તે પાન કરવાથી તેને સખત જુલાબ થયો. અનિવાર્ય ઔષધ પાનથી અપરાહ્નકાળે[6] તે છેક: અશક્તતા જેવી થઇ ગઇ. અન્યનાં અધર્મી આચરણો અળગાં કરાવવા, બાળા સ્વવપુ[7] બળિદાને પણ પાછી હઠે તેમ નહોતી. આકરી[8] દવાના સેવનથી અત્યંત અસમર્થા બનેલી બાળાને ઉતર ચડની આય[9] ન રહેવાથી તે નીચે જઇ શકતી નહોતી. નિરૂપાય બાળા એક મૃતિકા કુંભમાં મળ મૂત્ર વિસર્જન કરતી હતી. છેક સાયંકાળ થવા આવતાં તે દુર્ગંધી પૂરિત[10] કુંભને દાદરપર અલક્ષ્ય[11] સ્થાને મૂકી બિછાના વશ થઇ પડી હતી—

( સાખી. )

ઔષધનો ઉપચાર કરી મળ ત્યાગ કર્યા તનમાંથી,
ભર્યું પાત્ર થયાં શિથિલ ગાત્ર નવ ઉઠાય આસનમાંથી;

૧. ભ્રમર. ૨. કુંવારી. ૩. પ્રિતી ભરી. ૪. "હરિગીત"...ના જેવો. ૫. મોહની લાગણી. ૬. દિવસને છેલ્લે પ્હોરે. ૭. શરીર. ૮. સખત. ૯. શક્તિ. ૧૦. ભરેલા. ૧૧. છાને.

રાત થઇ કે આવ્યો અસુર એ કામે વિહ્વળ થાતો,
માળે ચડતાં પહેલી ફાળે મળ પાત્રે રંગાતો.

અનંગાધિન[1] થયેલો આંધળો કેશવચંદ્ર ઉતાવળો ઉપર આવતાં તેજ મળ પાત્રથી ભટકાયો. પાત્ર ફુટયું, અને આખા અંગે મળ મૂત્રથી છંટાયો.

દુર્ગંધે ભર્યું અંગ છતાં નવ રંગ જરા કમ[2] થાતો;
શોધે સુંદરી આજ મળેલી અંધારે અથડાતો.

ક્રુર કામાંધને શરીર પરની જરાય દુર્ગંધી આવતી નહોતી. "અંધકારમાં એક પાણીનો ઘડો ફુટી ગયો અને મને થોડા છાંટા ઉડયા" એમજ તે અનુમાનતો હતો. અશક્તિથી ન ઉઠી શકતી મોહની રાત્રી થઇ ગયા છતાં ભુવનમાં દીપક કરી શકી નહોતી. કેશવચંદ્ર આવ્યો અને આ ઘરનો જાણીતો હતો તેથી બત્તીનું સ્થાન શોધી કાઢી તુરત દીવો કર્યો. સુતેલી મોહિની પાસે જઇ તેનું ચંદ્ર મુખ જોવાને ચકોરી દ્રષ્ટિથી દ્રષ્ટિ કરવા લાગ્યો. અત્યારે તે ચંદ્ર સરસું મ્હોં નિસ્તેજ અને ફિકકું દેખાતાં કામીનો કામ મદ ઉતરી કંટાળો ચડતો હતો.

**કેશવચંદ્ર**—"અલબેલી અબળે ! એકાએક ત્હારી આ શી સ્થિતિ ?"

**મોહિની**—"કેશવ ! આ તેજ શરીર છે કે જેના ઉપર તમારી નજર ઠરી હતી ! આતેજ બાળા છે ? કે જેની ચાહના તમે છોડી શકતા નથી. આ તેજ ચામડું છે કે જેણે તમારી આંખોને પૂરી હતી. આ અંગ ઉપાંગો બધાં તેજ છે. તમને તેમાં શું કાંઇ ફેરફાર લાગે છે ?"

**કેશવ**—"ઓ હ ! ઘણોજ ફેરફાર ! તું તે છે પણ ત્હારી તે ચલન વલન શકિત કયાં ? આ શરીર તેજ છે, પણ તેમાંનું સત્વ કયાં ? ચામડી તેજ છે પણ તેનો ચળકાટ કયાં ? મુખની લાવણ્યતા કયાં ? નેત્રની ચપળતા કયાં ? વાકયમાં વરસતું પીયુષ[3] કયાં ? અરે આ બધાં અંગ ઉપાગોમાંનું અનંગનું સામ્રાજ્ય કયાં ?"

**મોહિની**—"બેસો બંધુ ! તે બધું બતાવું છું. તમો મ્હારા ધર્મભાઇને સઘળું સ્હમજાવું છું.—

## ( ખમાચ. )[4]

ભાઇ ભૂલ્યા ભટકાવો ભવે કાં, આ તન માંહે પ્રેમ ધરીને,—ટેક—
માંસ રૂધિરને અસ્થિ[5] સાથે, વિષ્ટ મૂત્ર રહ્યું છે ભરીને— ભાઇ. ૧

---

૧. કામાધિન. ૨. ઓછો. ૩. અમૃત. ૪. 'પ્રેમ વચન શરથી'...ના જેવો. ૫ હાડકાં.

રાક્ષસ રૂધિરા[1] શનમાં પ્રિતી, માંસશ્વપચ[2] લે આદર કરીને— ભાઈ. ૨
વિષ્ટા મૂત્ર કૃમિ પ્રિય માને, ચર્મ ચમાર રહે સંઘરીને— ભાઇ. ૩

ભાઇ, જો આપ રૂધિરનેજ ચાહતા હો તો રૂધિર પીનારા રાક્ષસો ગણાય છે. જો આપ માંસને ચ્હાતા હો તો તે ચંડાળનું ભક્ષ્ય છે. વિષ્ટા મૂત્ર નર્કકિટોને જોઇએ છીએ. અને ચામડું ચમાર ચાહે છે. તેમાંના આપ કોણ? અને કઇ વસ્તુને ચ્હાઓછો ?" શૃંગાર રસમાં બીભત્સ રસ મળતાં અગ્નિ ઉપર મૂકેલો પારો જેમ ઉડી જાય છે તેમ કેશવચંદ્રના કામી અંતરમાંથી કામવાસના એકદમ પાંખવાળી થઇ. મોહીની તો આગળ બોલવા લાગી.

આ માનવ તન મળ્યું મહા દુર્લભ, લક્ષ ચોરાશી ફેરા ફરીને— ભાઈ. ૪
"રૂપ રહ્યું આ,[3]" "રૂપ રહ્યું આ,[4]" જે ચાહો તે લ્યો ઉચરીને—ભાઇ. ૫

"રૂપ રહ્યું આ..." કહીને મોહિનીએ પોતાના અંગ તરફ આંગળી કરી બતાવ્યું અને બીજી વખત "રૂપ રહ્યું આ..." એમ કહીને તેના શરીરે છંટાયલું મળમૂત્ર બતાવ્યું. સાથે બન્નેમાંથી ગમે તે માગી લેવા પણ કહ્યું. શરીરને તો અશકત ગણી એ ઇચ્છતો નહોતો, અને સત્વ હતું તે તો પોતાને વસ્ત્રે છંટાયું હતું. કેશવ શરમાયો અને આવી ભારે ભૂલ કરી તે માટે પસ્તાવા લાગ્યો. અપ્રિય થઇ પડેલી તે બાળાને બ્હેન રૂપે, ગુરૂરૂપે ગણી, ચરણે પડયો, ને ફરી આવી ભૂલ ન કરવા કરાવવા પોતાના ઇષ્ટ દેવ-ના સોગન લીધા. ત્યારે—

**મોહિની**—આવો પાસે પકડો 'કર' મ્હારો, ભાઇ ઉઠાડો ઉતારો તરીને—ભાઇ. ૬

મોહિનીનો હાથ પકડી, કેશવચંદ્રે બિછાનામાં બેઠી કરી. મોહિનીએ માગી લીધું કે—"ભાઇ, બ્હેનનો હાથ પકડયો તો હવે છોડતા ના. તમે આ ભવસિંધુની ભારે યંત્રણામાંથી[5] તરજો, અને મને પણ સાથે તારજો" કેશવ શું કહે ?—

## (સાખી.)

તન સુધર્યું મળની દુર્ગંધે મન સુધર્યું મુળ બોધે;
નમ્યો ચરણમાં ગમ્યો બાળા કહે "વીર દુઃખે સુઃખ શોધે,"

ભાઇ, બહુ બગડેલું ઝટ સુધરે છે, અતિ મેલું કપડું જલદીથી ધોબીને ઘેર જાય છે, અતિ કચરો જલદી સાફ કરાય છે, અને અતિ પાકયું ફળ જલદી ખરી જાય છે. પાપકર્મે પૂર્ણ તૃપ્તિ મેળવી, હવે પુણ્યે પરવરો

૧. લોહી ભર્યો ખોરાક. ૨. ચંડાળ. ૩. પોતામાં બાકી રહેલું. ૪. ઘડામાં મળ મૂત્ર રૂપે ભરેલું. ૫. મુશ્કેલી.

બંધુ ! બ્હેનને વરપદે[1] જતાં ન વિસારજો. વીતિ ગએલું યાદ ન લાવશો. ન્હાનાં હોય ત્યારે બધાંય વીષ્ટા મૂત્રમાં રમે છે. પસ્તાવો કરવાથી પાપનું પાતક નથી લાગતું વીર ! અંતઃકરણના દેવસ્થાનને બદલજો બંધુ ! કામદેવની જગ્યાએ અન્યની કામના પૂરણ કરવાનું બીરૂદ સ્થાપો. અસત્યની જગા સત્યને આપો. પુન્યને પધરાવી પરહરો પાપો. અમાપ તૃષ્ણાને ત્યજી સંતોષને માપો. નૌકારના[2] જાપોથી દૂર કરો ત્રિવિધ તાપો. બ્હેનની આશીષ છે. વીર સત્યતા સર્વને શીષ છે."

કેશવ—"બ્હેન, ગુરૂ, મ્હારી પૂજ્યા પરમેશ્વરી ! મ્હારી અધર્મિની આરાધ્યા દેવી ! મને ભૂલા પડયાને રસ્તે પાડનાર પ્રકાશમય જગજ્યોતિ, કલ્યાણ કરનારી કલ્યાણી, ભાવઘેલી ભવાની, સુધાર્યો છે, ઉગાર્યો છે, બ્હેની, આ તીક્ષ્ણતોય[3] નિધિથી તેં મને તાર્યો છે." સદ્‍કેળવણીવાળી સ્ત્રી શું ન કરી શકે ?

## ગરબી[4].

એ નરને ખરની સમાન માનીએ, જેહ કહે છે પ્રમદાની મતિ ન્હાનીએ રે એ;
જુઓ નારી નર રત્ન કેરી ખાણ છે રે, તેનાં ઉદરથી પ્રકટયા શશી ભાણ છે રે.
સાબિતીમાં સહુ શાસ્ત્રને પૂરાણ છે રે.— એ નરને૦ ૧
પ્રથમ કન્યા સ્વરૂપે ખેલે દ્વારમાંરે, ન્હાના ભાઈ બ્હેનો જાળવતી પ્યારમાં રે;
વળતી વળતીને વળાવતી વ્યવહારમાં રે— એ નરને૦ ૨
કામ શીખતાં મદદ કરે માતને રે, વ્હાલી લાગે ગણે વ્હાલાં ભ્રાત તાતને રે.
સ્વચ્છ અંતરની સ્વચ્છ રાખે ગાતને રે— એ નરને૦ ૩
મ્હોટી થાતાં બ્હેન સાસરે સિધાવતીરે, ઉભય ઘેર આનંદ રેલને ચલાવતી રે;
કન્યાદાન તણું ભારે ફળ અપાવતી રે— એ નરને૦ ૪
પીતા દત્ત સ્વપતિને તે સ્વિકારતી રે, શ્વસુર ઘરપ્રતિ સ્વપ્રેમને વધારતીરે;
આજ્ઞા સેવા સ્વસ્વામીની ન વિસારતી રે— એ નરને૦ ૫
ખાન પાન મળે તે ગ્રહે સંતોષમાં રે, લડે સાસરીયાં હોય નહિ દોષમાં રે;
તોયે શાન્ત રહે આવે નહિ રોષમાં રે— એ નરને૦ ૬
કામ કાજમાં ન કાયરતા દાખવે રે. પતિ રીઝતાં ગણે હું તરી આ ભવેરે;
બોલ બોલતી સદાયએ ધીમે રવે રે— એ નરને૦ ૭
દુઃખ દ્વેષ ક્રોધ અંતરે સમાવતી રે, અન્ય કોઈને કહીને નવ બતાવતી રે;
બન્ને કૂળની સુકીર્તિને ગજાવતી રે— એ નરને૦ ૮
પતિવ્રત પાળી શિયળનું સેવન કરે રે, વડીલ જનની આજ્ઞા હમેશાં અનુસરે રે;
માર્ગે માંહે મર્યાદા ધરીને સંચરે રે— એ નરને૦ ૯

૧. શ્રેષ્ટ પદે. ૨. પાંચે નવકાર. ૩. જળ. ૪ 'ઓધા અમને જાણે'...ના જેવો.

મળ્યો વખત સરખી સાહેલીથી મ્હાલતી રે, પતિવ્રત ધર્મ શિક્ષણને આલતી રે;
ભરત ગુંથણ શિક્ષામાં સમય ગાળતી રે— એ નરને૦ ૧૦
થઇ માતા સ્વ શીશુઓને સંભાળતી રે, વિકટ વિપદ્ સહી પુત્ર પુત્રી પાળતી રે;
નિજ ભૂવન સંગે આબરૂ ઉજાળતી રે— એ નરને૦ ૧૧
ગાળે ત્રણે અવસ્થા પરતંત્રમાં રે, શ્યામા સ્હજે શોભે નહી સ્વતંત્રમાં રે,
જેહ સ્હમજી સત્ય શિયળ કેરા મંત્રમાં રે— એ નરને૦ ૧૨
નથી નારી વિના નરની ગણત્રી કશી રે, નહી ઘરમાં બાહેર શકે સુખે વસી રે;
ફરે વાંઢો ઢાંઢો રાત્રી વિનાનો શશી રે— એ નરને૦ ૧૩
વિના નારી આ સંસારનો અભાવ છે રે, હોય નર બધા તો કયાંથી ? જગ જમાવ છે રે;
સ્નેહવાળી સલુણી ભવ તરવા નાવ છે રે— એ નરને૦ ૧૪
સકળ શ્રષ્ટી તણો સુંદરી આધાર છે રે, આદ્ય શક્તિ કળાનો અંશાવતાર છે રે;
'અમૃત' નીંદનારા માતાને નીંદનાર છેરે— એ નરને૦ ૧૫

## (સાખી.)

ભગિની ભાવ ધરીને પૂજે મૂકી મનના વિકારે, (કેશવચંદ્ર.)
નિત્ય આવે બ્હેનીં ગુરૂ પાસે સ્હમજી જન્મ સુધારે.

કેશવચંદ્ર આ માનીલીધેલી ધર્મ ભગિનીના બોધે દિનપ્રતિદીન સુધરવા લાગ્યો, મનના મલિન વિકારોને દિવસે દિવસે ત્યજવા લાગ્યો, સદ્ગુરૂનો સદુપદેશ નિત્ય લેવા જવાનો નિયમ રાખવો એ સિદ્ધીપદ વરવાનું મુખ્ય સાધન છે. એક દહાડો ઉપદેશ સાંભળ્યા પછી બીજે દહાડે તે સ્થળે ઇચ્છાપૂર્વક જવું એ કોઇ ભાગ્યવંતનેજ ગમે છે. કેશવ પ્રતિદિન મોહિની પાસે આવતો હતો.—

## ( સાખી. )

પણ મહાન વેશ્યાનું તેથી નવરા નિંદા ભાખે,
કહ્યું તાતે પણ ઉચર્યો વાતે નહોતો જે ભય રાખે.

વિચીત્ર વાતો જુદા જુદા સ્વરૂપે જનમુખેથી નીકળતી નીકળતી પર્વતમાંથી નીકળતાં ઝરણાં નદીરૂપે બની, સમુદ્રને મળે છે તેમ, કેશવચંદ્રના પિતા કમળચંદ્રની પાસે પહોંચી. પિતાએ પુત્રને સ્હમજાવ્યો. પૂત્ર ખરેખર બેપરવા હતો. ભગિનીને ત્યાં જતાં ભાઇને શો ભય હોય ? ગુરૂને ત્યાં જતાં શિષ્યને શો સંતાપ ? તે અરસામાં વેશ્યાનું અચાનક મૃત્યુ થયું. એટલે તેણીની મેળવેલી બધી સંપત્તિની માલિકા મોહિની બની. કેશવચંદ્રની સાથે મળી, મોહિનીએ તે દ્રવ્ય પણ અનાથાશ્રમો, વિદ્યાલયો, ઔષધાલયો, પશુપાલન, વગેરે ઉત્તમ સ્થાને સમર્પ્યું. આ કાર્યે વળી મોહિની પાસે કેશવચંદ્રનું

આવવું જવું વિશેષ થતું. જનકિંવદંતિએ ભયંકર સ્વરૂપ પકડયું. પિતાએ પુત્રને ફરી પ્રબોધ્યો. જવાબમાં—

**કેશવ—** (ભૈરવ.)[1]

" જગ જન મળીને છો જખ મારે, એ ન વધારે, એ નવ ધારે; જગ—
કાળજું અંદરથીજ કપાયું, થાય શું ઉપર ઉપચારે ?— જગ. ૧

પુત્રે પિતાને સ્પષ્ટ સમજાવ્યું કે જેને અંતર અરપાયું, જેનું સ્થાન હૃદયમાં સ્થપાયું. તેને ઉપરના ઉપચારો શી અસર કરે વારૂ ?

આગ લાગી આખા સિંધુને, કયાંથી જળ લાવી ઠારે ?— જગ. ૨
(કાષ્ટ) તરંગે ડુબેલું દેખાતું પણ તરતું છે તે તારે— જગ. ૩

કાષ્ટ પાટીઉં સમુદ્રમાં તણાતું વિશાળ મોજાંમાં ડુબતું દેખાતું પણ તરતું રહે છે તેને જોનાર ડુબતું માને છે પણ આધાર લેનારને તે જરૂર તારે છે તેમ વેશ્યા અવાસે વસતી ભગિની સ્થાન દોષને લઇને ભલે ડુબતી દેખાય, પણ એ તરે છે તે બીજાને જરૂર તારશે—સંદેહમાં રહેનારા કિનારેજ રહે છે ને મરજીવાજ[2] મોજ માણે છે.

કાચ ચહે કો ? રત્ન તજીને, અર્ક[3] તજે પડે અંધારે— જગ. ૪
તેમ મળ્યું માગું તે મુજને, ' તજીશ ' તજીશ જવ સંસારે— જગ. ૫

પુત્રના અંતિમ ઉચ્ચારે પિતાએ મૌન્યતા કબુલી, કેશવ નિત્ય કરતો હતો તેમજ કરતો રહ્યો—મોહિનીના શબ્દે શબ્દને ચિત્તમાં સ્મરતો રહ્યો, ધર્મનું ધ્યાન ધરતો રહ્યો. ફરેબી પંથોથી ફરતો રહ્યો. અંતે બ્હેનને એ દુષિત સ્થાન ત્યજાવવા બંધુને જ્ઞાન સ્ફુર્યું—

(છંદ.)[4]

જ્ઞાન થયું કે ચટ ચહ્યું જઈ કહ્યું " ક્યાંથી રહ્યાં સ્થાન આ ?
માતપિતુ વળી જ્ઞાતિ શી તમતણી, કહોને કરીને કૃપા.
વેશ્યા વાસ વસો નહિં ઉચ્ચિત એ લાગે મને પ્રાણદા.[5]
હોયે ના હરકતતો ત્વરિત કહો હું ચરણ સેવક સદા."

એક દીવસ કેશવચંદ્ર પોતાની મુઝવણનો અંત આણવા ભગિની ભુવને ગયો. અને તે 'કોણ,' ? "કયાંથી," ? 'કેવી રીતે,' ? 'કેમ' ? આવ્યાં છે તે જાણવા જિજ્ઞાસા કરી. "પલાન્ડુના[6] ક્ષેત્રમાં ગુલાબનું પુષ્પ" ખીલેલું જોઇ, કોને વિચાર ન આવે ?

---

૧ મ્હને ભીખ માગતી તેજ'.....ના જેવો. ૨ મરણીયા. ૩. સૂર્ય. ૪ ' શાર્દુલ '......ના જેવો. ૫ પ્રાણદાન દેનારા. ૬ ડુંગળી.

( છંદ. )[૭]

સુણી વાણી ભરી પાણી, ચક્ષુ બાળા કહી રહી,
" નથી મ્હારી કશી વીર મને જાતિ તણી સ્મૃતિ."

**કેશવ**—બ્હેન ! તમને તમારી પોતાની ખબર નથી એ કેમ મનાય ?"

( સાખી. )

મોહિની—

" કહેતા' તા મુજ તાત મને આ રાખ નિશાની ત્હારી—
સ્હમજ પડે તો વાંચો બંધુ આ રહી પાસે મ્હારી "
ન્હાની ધાતુની ડબ્બીમ્હાં પત્ર લખેલો દીઠો—
વાંચ્યો ને શચ્યો તે ઊરમાં લાગ્યો અતિશય ' મીઠો '

કેશવચંદ્રે પત્ર વાંચ્યો. આ મોહિની તે કમળચંદ્ર નગરશેઠની પુત્રી હતી. દુર્ભિક્ષ વખતે દુર્બળ અવસ્થામાં આવી પડેલા કમળચંદ્ર જંગલમાં ત્રણ વર્ષની બાળાને ત્યજી ગયા હતા તે આ મોહિની, અને એક વર્ષના બાળકને સાથે લઈ ગયા હતા તે આ કેશવચંદ્ર ! આ રાજપુરમાં આવી રહેવાથી તેમના પૂર્વ પુન્યના બળે અખુટ લક્ષ્મી મેળવી, નગર શેઠની પદવીએ પહોંચ્યા હતા. કેશવ મ્હોટી બ્હેનને આજે ઓળખી, વધારે પ્રેમમાં ભળ્યો ચર્ણમાં ઢળ્યો, તેના પ્રતાપે ભવનો ફેરો ફળ્યો. બંન્નેના શીરપરનો દુઃખદ બોજો ટળ્યો. બ્હેન ભાઇની સાથે પિતાને ઘેર આવી. માતા પિતાએ મૂકી દીધેલી બાળકી, સ્વકર્મ બળે સદ્ચારિત્ર પાળનારી થઈ પોતાને ભેટી, તેથી અત્યંત આનંદિત થઇ નયનમાંથી હર્ષાશ્રુઓ વરસાવી રહ્યાં. સઘળાં મળ્યાં પૂર્વ સુકૃત ફળ્યાં.

( સાખી. )

સુજ્ઞ સાધુના પ્રતાપે ચારે ' વ્રતનો ' હેતુ પામી,
દીક્ષા ગ્રહી તજી જગતારતીને[૨] થઈ કેવળ પદગામી—

મર્મ.

**ગુરૂ**—" કેશરી, સત્ય શોધક અને સંપૂર્ણ બોધક આ પવિત્ર બ્રહ્મ ચારિણીની કથા કેટલી આનંદ દાતા અને જ્ઞાન પ્રદાતા છે ? કમળચંદ્રે ત્રણ વરસની બાળાને ત્યજી એ કેવું વાત્સલ્ય વિરૂદ્ધ વર્તન ? અને સામે ક્રૂર નિર્દય લુટારા જાલમનું અનાથ બાળાની સ્હાય રૂપ કેવું ઉદાર ચિત્ત?

---

૧ ' અનુષ્ટુપ '...ના જેવો. ૨. પીડાને.

સાધુના એક વખતના સહજ સમાગમે મોહિનીનું મજબત ચારિત્ર્ય, અને ક્યાં આજ અનેક સાધુઓનો અનેક વખતે મેળાપ ! છતાં કશી અસર નહિં ! કોણ જાણે કહેનારને કમ સ્હમજણ છે કે સાંભળનારા સળગેલ અંતઃકરણ વાળા છે ? વળી ક્યાં એ અસહાય બાળાની અનુસરણીય ઉત્તમતા ? અને ક્યાં આજે સર્વ સાધનોનુકુલ છતાં સંતાપિત સ્ત્રી વર્તન ? ટુંકામાં—

( સાખી. )

સાંભળી સદ્ગુણ ગ્રહે, વાંચીને સારાસાર વિચારે,
ધર્મ કર્મનો મર્મ સ્હમજીને, પર્મ પદે પદ ધારે.
ભાવિક જનના ભાવિક ઉરથી નાસે પાપ બને ભય ક્ષય,
**અમૃત** કહે આ કથા અંતે **'શ્રી આદિનાથનો જય જય.'**

( ૨૨ )

નદી નાવનો સંજોગ તેવો મળ્યો યોગ,
તેમાં કોનો ધરી શોક ? કહો કોને કોને રોઈએ ?
એકને પવિત્ર વળી બીજાને સ્વમિત્ર ગણી.
સંબંધ વિચિત્ર કદી નિશ્ચિંત ન હોઇએ,
કરીએ વિકર્મ સજી સ્વધર્મનો મર્મ,
ઇચ્છીએ રસાલ પર્મ બીજ બાવલનું બોઇએ,
'**અમૃત**' તજી સ્વારથ કરીએ પરમારથ,
જનમ પદારથ અકારથ ન ખોઇએ,

( ૨૩ )

ફૂલ્યો ફાલ્યો અંગે ચાર, ખૂલ્યાં ખટચાર દ્વાર,
પીંજરૂં અસાર તેમાં પક્ષી રહ્યો છાનો છે,
આવતાં ન જાણીયેને જાતાં ન પિછાણીએ,
એ બોલે ત્યારે માનીએ કે માલિક મજાનો છે,
પ્રાક્તન કરમ ઘણા પાણીનો મરમ તેમાં,
થાવું ન ભરમ વશ ખુબીનો ખજાનો છે,
'**અમૃત**' પ્રત્યેક ક્ષણ મનુષ્ય, મનુષ્ય બણ,
ગમન પવન કરે તમાસો થવાનો છે.

શ્રી ત્રિશલાનંદનાયે નમઃ

# કલાવતી.

( કાનરો. )

ત્રિભૂવન સ્તવનીય ગુણ ગાવો, પરમેશ્વર, પરમયોગીશ્વર, શ્રી જીનેશ્વર;
નમસ્કાર મંત્ર ચિત્ત ચ્હાવો, પરમેષ્ટી મંત્ર ચિત્ત ચ્હાવો—ત્રિભૂવન. ૧
મરૂદેવી સરોવર, નાભી પદ્મ પૂજ્ય હંસ, આદિ તિર્થંકર મનાવો,
અંતીમ્ મહાવીર સ્વામી સિદ્ધી વધુ ભર્તા,
અજર અમર પદ સ્હાવો— ત્રિભૂવન. ૨
પંચાચારે અતિચાર સ્મરીને વિરાધ્યા વ્રત મન લાવો,
અષ્ટાદશ પાપ સ્થાન વર્જિ ચોરાશી લક્ષ ક્ષમાવો— ત્રિભૂવન. ૩
દુષ્ટકૃત્યો નિંદો, સુકૃત્યાભીનંદો જીન, સિદ્ધ મુની કેવલી ધ્યાવો,
ચાર અહારનો ત્યાગ કરી નિર્મમત્વે ચર્ણે આવો— ત્રિભૂવન. ૪
ચતુરયોગ દ્રવ્યાનું, ચરણ કરણાનું, કથાનું, ગણીતાનું ગણાવો,
સાંપ્રત સદ્ગુણી શ્રેષ્ટ જૈનીઓ, અમૃત આનંદ હુલસાવો—ત્રિભૂવન. ૫



આ તે મનુષ્ય જન્મ વગર મુકિત નથી. માટે મળેલો આ ઉત્તમ અવતાર મુક્તિ મેળવવા માટે છેલ્લો છે એમ સમજી સત્ય કર્મ પરાયણ રહેવું, એ પ્રત્યેક મનુષ્યની ફરજ છે—" ત્રિભૂવન સ્તવનીય ગુણ ગાવો " એ વાક્ય સમજાવે છે કે—

(છંદ)[1]

જેનું સુદરશનર[2] સહજમાં દુઃખ સકળનું લે છે હરી,
જેણે ધરી અવતાર આ મૃત્ય ભૂમિને પાવન કરી.
જેનું પવિત્ર સુનામ ભક્તજનો રહ્યા છે ઉચરી,
તે પ્રભુએ જગજન તારવા, નિજ ચરિતરૂપ નૌકા કરી.

પોતે બાંધેલી સડકે અને બતાવેલે રસ્તે પગલે પગલે પાપની ભીતી રાખી આગળ આગળ વીચરવું, અને નૌકાર મંત્રના નિત્ય સ્મરણે સ્વચરિત્ર

---

૧ ' હરિગીતના '...ના જેવો. ૨ સારૂં દર્શન.

સુધારવું. એ પવિત્રોથી પરમ પવિત્રોનું ફરમાન જેમાં આપણું અને જગ-જનનું કલ્યાણ છે.–કિન્તુ–આશ્ચર્ય છે કે—

( છંદ. )[1]

ઉલટે શીરે માનાં ઉદરમાં લટકાતા ભૂલી ગયા ? (આપણે બધા)
શીશુ રૂપ પરવશતા મહીં ખૂબ પટકાતા ભૂલી ગયા ? (કર્મ.)
સંસારના વ્યવહારમાં અંધ (બની.) અટકાતા ભૂલી ગયા ?
કોટી વખત ભવ અટવી માંહે ભટકાતા ભૂલી ગયા ?

**દ્રષ્ટાંત**—શ્રીમતિ નામની જીનસાશનાનુસાર[2] વર્તનારી એક બાઇ, પરણીને શ્વસુરાલયે[3] આવી, પિતા જીન ધર્માવલંબીહતા. અને સસરા શંકરાનુયાયી[4] હતા શ્રીમતિના પતિ, શંકર પર સંપૂર્ણ શ્રદ્ધા રાખતા. પ્રતિ પ્રત્યુષે[5] મહાદેવનું પુજન કરતા, દરેક સોમવારે પ્રદોષે[6] ભોજન લેતા. શ્રાવણ માસમાં તો કેવળ શંકરમયજ થઇ જતા. ગળામાં રૂદ્રાક્ષ ધારણ કરતા, સન્યાસીઓને શંકર રૂપ માની અંતઃકરણથી સેવતા. પણ તેમના અંતરમાં સદ્‌ભાવનારૂપ રહસ્ય, બીલકુલ પ્રગટયું નહોતું. દેખાદેખીએ પૂજન, ભજન, અને આચરણ રાખતા. પણ " અંતરવૃત્તિ વગર કોઇ કૃતિ ફળતી નથી. " એ સૂત્રથી અજ્ઞાત હતા. પિતા તે મતને માનતા, એટલે પુત્ર પણ તેજ પંથે પળતો હતો. પોતાનો મત સાચો અને બીજા મતો ખોટા છે એવો દુરાગ્રહ તેના મગજમાં કંઈ દીવસથી ભરાઇ રહ્યો હતો. પોતે જે પંથ પકડયો હતો તેનું પણ પુર્ણ રહસ્ય જાણવા પામ્યો નહોતો. અધુરામાં પુરૂં આ શ્રીમતિ દેવી પરણીને આવ્યાં તે તો ચુસ્તજીન-ધર્મી હતાં. દીવસમાં એક પળ પણ રજોહરણને વીસારતાં નહિ. વાત કરતાં મુખ આડું વસ્ત્ર ધરતાં ભૂલતાં નહિ. જાણે અજાણે સુક્ષ્મ જીવોનો સંહાર ન થાય તેની પૂર્ણ કાળજી રાખતાં. નવકાર મંત્ર તો તેમની જીહ્વાએ નિરંતર રટાતો રહેતો દંપતીમાં સંપૂર્ણ સ્નેહ જામવામાં, આમતાંતરની[7] મોટી આડખીલ હતી. હઠાગ્રહી પતિ, વખતો વખત સ્ત્રીને શ્રાવક ધર્મ તજી દેવા સખત તાકીદ આપતો. શ્રીમતિ. કયારે કયારેક બેસવા ઉઠવામાં રજો હરણનો ઉપયોગ કરતી, તો અપશબ્દોનો વરસાદ વરસાવતો, શ્રીમતિ બહુ સંભાળતી. "પોતાનો ધર્મ બીજાને જણાવવાનો નથી પણ પાળવાનો છે" એ નિયમને બરાબર સમજતાં, મુદત વીતતાં પતિને આ શુદ્ધ શ્રાવિકા

૧ 'હરીગીત'...ના જેવો. ૨ જીનધર્મધારિણી. ૩ સાસરે. ૪ શીવ ધર્મ.
૫ સ્હવારમાં. ૬ સ્હાંજ. ૭ મતભેદ.

અત્યંત અળખામણી લાગવા માંડી. કેટલીકવાર મારમારી સ્ત્રીનો સ્વીકાર કરેલો મત છોડાવવા ફરજ પાડતો કયારેક વિધવિધ સોગનો આપતો. પતિપ્રેમાશ્રીમતિ સઘળું સહન કરતાં કંથને કંઇએ ન કહેતાં, પણ પોતાની ફરજમાં સુસ્ત ન રહેતાં. અતિશય ક્રોધાવિષ્ઠ થએલા પતિએ એક દીવસ કોઇના ઘરમાં નીકળેલો સાપ એક ઘડામાં પૂરી, મોઢું બરાબર બાંધી પોતાને ઘેર આણ્યો. બીજે દીવસ સહવારમાં પોતાના પ્રભુનું પૂજન કરતાં શ્રીમતિદેવીને ઘડામાંથી ફૂલ લાવવા પેલા સાપવાળા ઘડા સમિપે મોકલ્યાં. તેના મનમાં હતું કે "ઘડો ખોલતાંજ ખીજવાયલો સાપ ડંસી બેસશે, અને નિત્ય સંતાપકારી, નારીનો નાશ થશે. એટલે મને આનંદ!" શ્રીમતિદેવી તો પતિનો હુકમ શીરોધાર્ય કરી બતાવેલા ઘડામાંથી પુષ્પ લેવાને ઉતાવળાં ચાલ્યાં. પગલે પગલે નવકાર મંત્રનો જાપ કર્યે જતાં હતાં. ઘડા પાસે જઇને તેનાપરનું બંધન કાઢી નાખી, પરમેષ્ટી મંત્રનો ઉચ્ચાર કરી, બંન્ને હાથ અંદર નાખ્યા. કે તરતજ તે પ્રબળ મંત્રના પ્રતાપે ઘડો કાંઠા સુધી પુષ્પથી ભરેલો ભળાયો. ફૂલનો ખોબો ભરી શ્રીમતિ પતિ સમીપે ગયાં, તેને જોતાંજ તે અજબ અજાયબીમાં ડુબી ગયો. પળ પછી પોતાની સ્ત્રીના સમ્યક્ ભાવની પ્રશંસા કરતાં આજ દીવસ સુધી કરેલા અપરાધની અનેકાનેક ક્ષમા માગવા લાગ્યો. શ્રીમતિને સંતોષ થયો. અને તે પરમેષ્ટી મંત્રના પરચાની ચરચા આજ દીવસસુધી અવનિમાં ખ્યાત રહી. તેથીજ ભાવિક જનો માગે છે કે—

(છંદ.)[1]

શાસ્ત્ર તણો અભ્યાસને જીનપદ નતી નિત્ય,
દોષવાદ વિષે મૌન, આર્ય સહવાસ છે.
આત્મા કેરા તત્વ વિષે ભાવના ભરેલી રહે,
સદાચારીના ગુણોની કથાનો અભ્યાસ એ.
પ્રિયકર થાય અને હીતકર જે છે પૂરી,
એવી વાણી સૌની પ્રતિ, પ્રીતિથી વદાય જે.
એવાં રૂડાં વાનાં મને ભવેભવ પૂરેપૂરાં,
મોક્ષ મળતાં સુધીમાં મળજો સદાય તે.

(સાખી.)

જંબુદ્વિપનાં ભરતખંડનો, દક્ષિણાર્ધ[2] પ્રદેશ.
'શંખપુર' શોભિત વળી, શુભગુણ સંપન્ન નરેશ.[3]

---

૧ 'મનહર'...ના જેવો. ૨ દક્ષિણના મધ્ય ભાગમાં. ૩ રાજા.

દક્ષિણાવર્ત[1] શંખ સદ્રશ મનવાંચ્છિત ફળ દેનારૂં.
ઉજ્વલને ઉત્તમ અવનિપર અન્ય અધિક નવ ધારૂં.

દક્ષિણમાં શંખપુર નામનું ગામ હતું અને ત્યાંના રાજાનું નામ પણ શંખેશ્વર હતું. રાજા શૂરવીર, ધર્મજ્ઞ, અને પ્રજાનું પુત્રવત્ પાલન કરનારો હતો. તેથી તેની પ્રજા પણ—

( છંદ. )[2]

દાનમહીં વ્યસની,[3] યશ લોભી, બીક અકૃત્ય વિશેજ અતિ,
અસંતોષી ગુણે પર દ્રવ્યમાં પંગુ[4] ને પરસ્ત્રી દર્શને અંધ હતી.
અયાચક[5] મુક[6] પર નિંધ ક્રિયા, રહે દંડ ધ્વજે ન કુટિલ કૃતિ.
રતિના પતિ[7] તુલ્ય મુખાકૃતિ ધારી વસે સુખમાં એ સદા નૃપતિ.

તે નગ્રના સર્વજનો નિત્ય દાન કરવાના વ્યસની હતા. લોભ યશ મેળવવાનોજ હતો કાંઇ પણ કુકર્મ ન થાય તે માટે ડરતા હતા. અસંતોષ નવીન ગુણોને ગ્રહણ કરવામાં રાખતા, પર દ્રવ્ય હરવામાં બધા પાંગળા હતા. અને પર સ્ત્રીને જોવામાં કેવળ અંધ જેવા હતા. દાન વ્યસનીઓ યાચકોને ઘેર બેઠે દાન પહોંચાડતા. એટલે યાચકોની સંખ્યા બીલકુલ કમ હતી. પરનિંદા કરવામાં મુંગા રહેતા. અને રાજાથી કોઇનો દંડ થતો નહોતો. પણ દેવળો પર ધ્વજા ફરકતી તેમાંજ દંડ રહેતો, કુટિલતા, કલહ, કંકાસ કે કુસંપ એ 'કક્કાઓ' નો તે શહેરમાં અભાવ હતો. એવી પ્રજાથી અહર્નિશ આનંદમાં રહેતો મદન વદન સદ્રશ સુંદર મુખાકૃતિવાળો તે રાજા સર્વ વિધે પ્રશંસાપાત્ર હતો. તે નગ્રમાં એક 'ગજશ્રેષ્ટી' નામનો નગર શેઠ હતો તેનો પુત્ર 'દત્ત શ્રેષ્ટી' નામનો ન્હાની વયથી સદાચરણી, પરોપકારી, મિતભાષી, અને સ્નેહાલ હતો. પિતાના અસંખ્ય દ્રવ્યે મોજ શોખનાં સઘળાં સામન સાધન તેને અનુકુળ રેહતાં. મિત્રોપણ દરેક સદ્ગુણી મળ્યા હતા. ને શેઠ પુત્ર પચીશ વરસની ખીલતી યુવાવસ્થાને પ્રાપ્ત થયો હતો એક દીવસ સમવયસ્ક[1]સાથે બજારમાં ચાલ્યા જતાં. કોઇ અજ્ઞાત સ્ત્રીને પોતાનો હાથ લાગી ગયો ને સ્ત્રીએ કરડાકીમાં કહ્યું કે—"હજીતો તું બાપના મેળવેલા પૈસાપર તાગડ ધિન્ના કરે છે. જાત કમાઇની પાઈ તો મેળવી શકયો નથી. છતાં આટલી બધી આંખો ઉંચે કેમ ચઢી ગઈ છે?" આથી દત્તને બહુ લાગી આવ્યું. તેથી તેજ ક્ષણે મિત્રોની કને માફ માગી રજા લીધી. અને સ્નેહી સંબંધ

---

૧ જમણી તરફનો. ૨ 'સવૈયા'...ના જેવો. ૩ ટેવવાળા. ૪ પાંગળા. ૫ ભિક્ષા ન માગનાર. ૬ મુંગા. ૭. કામદેવ. ૮ મિત્ર.

છોડયો, એકદમ પોતાના પિતા પાસે જઈ, પરદેશમાં વ્યાપાર કરી કમાવા જવા રજા માગી, પિતાએ પુત્રને સમજાવીને કહ્યું—'ભાઇ, મેં એટલી દોલત મેળવી છે કે ત્હારા પુત્રના પુત્ર અસાધારણ સાહેબી ભોગવી, નીતિમાં વર્તે તો પાંચ પેડી સુધી પણ ખુટે તેમ નથી. તો ત્હારે શા માટે પરદેશ કમાવા જવું પડે છે ! આ બધું ત્હારૂંજ છે ને !"

**પુત્ર**—"પિતા, 'પિતાની કમાણી ખાઇને મગરૂર રહેવું એ લાયક પુત્રનું કામ નથી.' વળી આપે મને વિદ્યાભ્યાસ કરાવી કેળવણી આપી, તેનો ઉપયોગ પણ આ વગર કયે રસ્તે થઇ શકે તેમ છે. માટે કૃપા કરી, અનુમતિ આપો. એટલે આપના આશીર્વાદે મ્હારૂં ધારેલું કાર્ય સફળ થશે," અંતે નગર શેઠે ખુશીથી 'હા' કહી, અને બીજે દહાડે યોગ્ય નોકરો, જોઇતું દ્રવ્ય, અને પંથોપયોગી સાધનો સાથે આપ્યાં તે લઈ, દત્તે મુસાફરી શરૂ કરી."

( કલ્યાણ. )

લઇ મહદ્ સાર્થ[1] સંગાથે, ફરતો એ દીવસને રાતે,
નહિં લેશ ફિકર કોઇ વાતે, જોયું અદ્ભુત એક પ્રભાતે.

મ્હોટા સાર્થ સંગાથે દેશે દેશ ગમન કરતો દત્ત પોતાના નગ્રથી છ માસને રસ્તે દૂર દેવશાલ પુર નામના નગ્રની પાસે આવી પહોંચ્યો. રાત્રિનીવાસ કરી, સ્હવારમાં વહેલાં પંથે પડેલા તે સબળ સાથની પાસે પ્રભાતમાં એક કૌતુક થયું. દેવશાલપુરના રાજાનું નામ વિજયસીંહ હતું. તેની પાસે કોઇ પરદેશી સોદાગર ઘોડાઓ વેચવા આવ્યો હતો—(વિજયસીંહે તે બધા ઘોડાઓને જોતાં જોતાં એક ઘોડો ખરીદવાની ખાએશ બતાવી સોદાગરે તે ઘોડો તપાસી જોવાનું કહ્યું. એટલે વિજકસીંહે પોતાના એકના એક પાટવી કુમાર જયસીંહને તે ઘોડાને દોડાવી જોવા કહ્યું. અશ્વ વિદ્યામાં નિપુણ રાજકુમાર લગામ પકડી, ખુલ્લી પીઠે ઘોડાપર સવાર થયો. પણ લગામને બીલકુલ ન માનનારો કુશિક્ષિત હય[2] એકદમ દોડી નીકળ્યો. ને જોતાં જોતાંમાં તો ઘણે દૂર નીકળી ગયો. રાજા વિજયસીંહને ઘોડા કરતાં કુમારને માટે ભય ઉપસ્થિત[3] થયો તેથી પોતે પોતાના ઘોડાપર સવાર થઇ બીજા ૫૦ સવારો સાથે લેઈ કુમાર જયસીંહને બચાવવા,–રક્ષવા, પાછળ દોડયા. જયસીંહે સ્વારી કરેલો સોદાગરનો અશ્વ એકદમ ઉપડયો જતો હતો. ઝાડી ઝાંખરાં, ડુંગરા, ટેકરા, કોતર, ક્ષેત્ર, નદી, નાળાં, કશાને લેખવતો[4] નહોતો અતિ ખેંચવાથી

૧ સાથ. ૨ બ્હેકેલો ઘોડો. ૩ ઉત્પન્ન. ૪ ગણતો.

લગામ પણ તુટી ગએલી એટલે સ્વારનો આધાર કેવળ કેશવાળીપરજ રહ્યો હતો. તે પુરપાટ દોડયો જતો ઘોડો પેલા ચાલ્યા આવતા નગરશેઠના કાફલાની પાસેથી પસાર થયો. દત્ત ગાડીમાં ઉભો થઈ તે દોડતા ઘોડાને જોવા લાગ્યો એટલામાં ઠોકર લાગવાથી ઘોડો જમીન ઉપર પડી ગયો. ને સ્વાર ઉડી ગયો. દત્ત પાણીનું પાત્ર લઇને એકદમ દોડયો ઘોડો તો પૂર્ણ જોસમાં ઠોકરાઈ પડેલો એટલે પડતાંજ પ્રાણ નીકળી ગયા. પણ પડેલા કુમારની પાસમાં દત્તે જઇ—

જળ પાઇને છીરકયું અંગે, થઇ મૈત્રી તેજ પ્રસંગે.

જળના પાનથી અને છંટકાવથી અચેત સવાર સચેત થયો. આંખ ઉઘાડી દત્ત તરફે જોયું દત્તે તેને હાથને ટેકે ઉઠાડી, પોતાની ગાડીમાં બેસાડી લેઈ, નગ્ર તરફ ચાલવા માંડયું. થોડેક ચાલ્યાં ત્યાં ૫૦ સવાર સાથે દોડયા આવતા વિજયસીંહ મહારાજનો ભેટો થયો. પિતા પુત્ર મળ્યા. પુત્રે દત્તના અતુળ ઉપકારનું વર્ણન કીધું. વિજયસીંહ પોતાના પુત્રને નવે અવતારે આવેલો જાણી આ દત્તપરના અવર્ણનીય પ્યારને લીધે બોલી ગયા કે "આજથી મ્હારા બે પુત્ર છે, અને તે બંન્ને આ દેવશાલપુર અને રાજ્યના સરખા હકદાર છે." મનુષ્યનું ભાગ્ય હમેશાં આગળને આગળજ ચાલે છે. દત્ત દેવશાલ પુરમાં રહ્યો. દેવશાલપુર વાસી દરેકમાં તે દત્ત કુટાયા તરીકે જાહેર થયો. અને રાજ્ય કર્મચારીઓ તથા પ્રજાજનો પણ દત્તને રાજકુમાર તરીકે માન આપતા હતા. વિજયસીંહ મહારાજની દતના ઉપર જયસીંહ કરતાં વધારે મહેરબાની હતી. જયસીંહની માતાને દત્ત માતારૂપે માનતો. માત્ર ભોજનના અંતર સીવાય દત્તને રાજ્ય કુટુંબ સાથે કાંઇપણ જુદો વ્યવહાર નહોતો. સપુત વર્તન સદ્રશ દત્ત હમેશાં માતાને વંદન કરવા દરબારમાં જતો એક દહાડો અંતઃપુરમાં માતૃ દર્શન કરવા જતાં અંદર થતો માતા પુત્રીનો સંવાદ સાંભળી, તે બહાર અટકીને સાંભળવા લાગ્યો.

**માતા**—" બેટા, કલાવતી! આજદીન સુધી અભ્યાસ કરતાં તું શું શીખી તે કહે જોઇએ ?" રાણીને આ એકજ પુત્રી હતી. અને પુત્ર પણ જયસીંહ એકજ હતો આ દત્ત આવી મળવાથી બે પુત્રનું અભિમાન તે માતા રાખતી હતી. માતાના કરેલા પ્રશ્નનો પ્રત્યુત્તર કન્યાએ આપ્યો તે દત્ત બહાર ઉભો ઉભો સાંભળતો હતો.

**કલાવતી**—" માતા, બધી વિદ્યાના સત્વ રૂપ તત્વ, મેં તો એ માન્યુંકે—

( ધન્યાશ્રી )[1]

સત્ય શીયળવ્રત સુંદર માનું, સ્ત્રી શણુગાર માતા.
વળી વળી વંદુ કરી ઉચ્ચારરે—વિચાર માતા— સત્ય. ૧
શિયળને પાળનારી, દુરગતિને વિદારી,
બને બંન્ને કુળનો ઉદ્ધારરે—વિચાર માતા— સત્ય. ૨
શિયળ વિનાની નારી, નિંદીત અને નઠારી,
બંને બંન્ને મોક્ષ બંધ દ્વારરે—વિચાર માતા— સત્ય. ૩
શિયળ સંભાળે જો તે, વર પદ પામે પોતે,
બને બંન્ને સુખનો સીતાર રે—વિચાર માતા— સત્ય. ૪

બાળાનું વાકય પૂરૂં ન થયું કે માતાની આંખમાંથી અશ્રુ પ્રવાહ ચાલી નીકળ્યો. કન્યા કંપી ઉઠી. પોતાના બોલવામાં કંઈ ભૂલ થઇ કે શું? એ તર્કે તેની બુદ્ધિ ગુંચવાઇ ગઈ. તેણી ફરી ફરીને પૂછવા લાગી કે—"મા, કાં રૂએ છે? તને શું થાય છે? મ્હારા બોલવામાં કંઈ ભૂલ હોય તો મને કહે. હું તે સુધારૂં, આમ આક્રંદ કરે ને કાંઈ કહે નહિ, તો મ્હારાથી કારણ કેમ કલ્પાય વારૂ?"

**માતા**—"બેટા, ત્હારી ભૂલ નથી. પણ હું મ્હારી ભૂલને માટે રોઉં છું 'પુત્રી એક પણ સારી નહિ.' એ કહેવત ખોટી નથી."

**કુલાવતી**—"કેમ માતા?"

**માતા**—" ( છંદ. )[2]

સુઃખ દુઃખમય કેર દીન દીન રમતાં યુવાએ અંગને દમે,
અંતે વાસી થતાં શ્વસુર ગૃહની કાર્ય કુશલતા ગમે,
વંધ્યા કે કરે ત્યાજ લાજ નિજની પાળેને પાયે નમે,
નિશ્ચે જનની બાળકી જનમતાં શ્રવિતાશ્રુએ[3] ક્રમ ક્રમે.

પ્રથમ તો નાની બાળકી રમતી હોય. તેને કોઇ માથામાં મારે, કે 'મરીજા' કહે તો પણ માતાથી ઉપરાણું લેવાય નહિં. મોટી થાય ને કન્યા કાળ વીતી જવા આવે તો શ્વાન શીર્ષમાં કીટ પડયા જેવી દશા મા બાપની થાય. ત્રીજું સાસરે જાય અને ત્યાં ઘર કાર્યમાં અજ્ઞાત દેખાય તો પણ માબાપ નિંદાય. ચોથું પૂર્વ પુન્ય ન્યુને તે બાળા પતિ ઘેર જઇને અપ્રજ[4] રહી, ને તેનો પતિ બીજી સ્ત્રી લાવે તો અળખામણી થઈ, દુઃખ

૧ 'જગતની અટપટી ખટપટ'...ના જેવો. ૨ 'શાર્દુલ'...ના જેવો.
૩ વહેતાં આંસુ. ૪ વંધ્યા.

ભોગવે તે પણ માબાપનેજ સંતાપ અને છેલ્લું અનમી અને અભિમાની કુટુંબને એ કન્યા નમાવનારી થાય. એટલે કન્યાઓનાં માતા પિતા કન્યાના શ્વસુ ને કહે કે અમારી તો સાત પેઢી તમને નમી ચુકી છે. એ બધાનું કારણ માત્ર એક કન્યા. અને તેમાં વળી ત્હારા જેવી સુશીલા, વિદુષા,[1] પવિત્રા અને સત્યાચરણી છોકરીથી તો અવધી. મ્હને રાત દીવસ એ સંતાપ થાય છે. કે ત્હારે માટે અમારે કયો કુપ નિહાળવો?" એટલું સાંભળતાં દત્ત તુરત પ્રગટ થયો અને માતાને વંદન કરી. ભગિનીને પણ વિનયથી નમ્યો માતાએ પોતાનો ઊર સંતાપ જણાવ્યો દત્તે નિર્ભય રહેવા કહ્યું. અને તેજ દીવસે પોતાની બ્હેનને પરાઇ કરવા બ્હેનની ચિત્ર છબી સાથમાં લેઇ જયસીંહ વિજયસીંહને મળી પોતાના સાર્થ સાથે સ્વપુરપ્રતિ[2] પ્રયાણ કર્યું.

શંખપુરમાં આવતાંજ દત્ત પોતાના બાલમિત્ર શંખરાજાને મળવા રાજસભામાં ગયો. રાજાએ તેનો સારો સત્કાર કર્યો. "આટલા દિવસ કયાં ગયે હતો" તે પૂછ્યું જવાબમાં દત્તે "વૈસ્ય પુત્રે પિતાની કમાણી ખાઈ આનંદમાં બેસી રહેવું ન જોઈએ. માટે પરદેશ વ્યાપારાર્થે ગયો હતો એમ કહ્યું"

**શંખેશ્વર**—" વાહ, દત્ત ! તું પરદેશમાં બહુ બહુ ફર્યો હોઇશ પણ કાંઇ નવાઈ જેવું ત્હારા જોવામાં આવ્યું છે?"

**દત્ત**—" હાજી એમ કહી, પોતાની ભગિની કલાવતીનો ચિત્રપટ રાજાના હાથમાં આપ્યો અને બોલવા માંડયું—

**( સારંગ ).**

અનુપમ ઓપ આપે, પૂર્વ પુન્યના પ્રતાપે,
સુર સમ શૂર ધરી, કરી હરી કીર્તિ ખરી.
દ્રગે જોતાં દીલ ઠરી, ખરી ભય તાજ વ્યાપે— અનુપમ. ૧

દત્ત રાજાને કહેતો હતો અને રાજા પેલા ચિત્રની છબી જોઈ તેને કહેતો હતો.

મયંક શું મુખ મયાળુ, કલંક રહિત રૂપાળું,
ભાસે ભલું ભાવે ભાળું, માનુ નીમ પાય માપે.— અનુપમ. ૨
અર્થી ને પ્રત્યર્થી બને, અલંકારાશ્રિત[3] બને,
ચાતુર્ય ઔદાર્ય મને, ચૂર્ણ થઇ ચર્ણ ચાંપે— અનુપમ. ૩
શ્રી મંગલનામ દેશે, દેવશાલ પૂર વિશેષે,
કલાવતિકો કહેશે, છબી છે છપાઈ છાપે— અનુપમ. ૧

૧ ભણેલી. ૨ પોતાના નગર તરફ. ૩ ઘરેણાં—કાળાગૃહમાં.

જગતમાં જાણીતી વાત છે કે જ્યારે કોઇને કાંઈ વાત કબુલ કરાવી પોતાની ધારેલી ધારણા પાર કરવાની હોય, કે ઇચ્છિત વસ્તુ મેળવવી હોય તો પહેલું તે મનુષ્ય પર ભારે માનનું દબાણ કરવું જોઇએ ખુશામતનો ખજાનો ખોલી નાખવો જોઇએ તથા તેની ચતુરાઈ અને ઔદાર્યતાનાં વખાણ કરવાં. અને પછી, પોતાની સ્વાર્થ સાધીત વાત પ્રગટ કરવી. એટલે ભાગ્યેજ નિષ્ફળતામાં ઉતરવું પડે કારણકે પ્રથમ પોતાનાં વખાણથી પ્રસન્ન થએલો મનુષ્ય એકદમ ઇનકાર કરી તોછડો જવાબ દેતાં અચકાય છે ભાવે કભાવે પણ 'હા' કહેતાંજ છુટકો થાય છે એટલા માટે દત્તે શંખેશ્વરનાં ભારે શબ્દોમાં વખાણ કર્યાં. અને તેમ કરવામાં તેનો ગુપ્ત આશય[1] કલાવતિને અર્પણ કરવાનો હતો. પરંતુ તે શંખરાજા તો ચિત્ત ચોર અને મનહર, ચિત્રપટમાં અળખાયલી છબિલી છબી જોવામાં હતબુદ્ધિ[2] બની ગયો હતો. તેથી કર્ણે આવતા દત્તના શબ્દો મુખદ્વારા બહાર કાઢી, ચિત્ર પ્રશંસામાં પરોવાયો હતો. જેટલાં વિશેષણો પોતાને માટે દત્ત લગાડયાં. તેટલાંજ વિશેષણો તેણે તે ચિત્ર લિખિત ચતુરાને લગાડયાં હતાં. મોહની નિદ્રામાંથી જાગ્યો હોય તેમ દત્તનું બોલવું પૂરૂં થતાંજ અવનેશ[3] એકદમ ઉછળી ઉઠી બોલ્યો.

( ગીતિ. )

**દેવી છે! એ દેવી! કહે શોભતી કર ગ્રહીને કેવી!**
**દેવી છે એ દેવી[4] કહે! શોભશે કર ગ્રહીને કેવી?**

દત્ત! આ તો કોઈ દેવી છે હો દેવી! માનુષી બાળા આવી ન હોય!

**દત્ત**—" મહારાજ! 'દેવી છે એ દેવી' એ દેવી આપને દેવી છે, માટેજ મ્હારૂં આવવું આપની સમિપે થયું છે. આપ સ્વીકારશો?

**શંખેશ્વર**—" દત્ત? તે કોની કન્યા છે? કયા દેશમાં ઉત્પન્ન થએલી છે! ઉમ્મરમાં કેટલી છે? અને મને આપવામાં હેતુ શો છે?"

**દત્ત**—" પૃથ્વીપતિ? એ દેવશાલપુરના મહારાજા વિજયસીંહની પ્રિય કુમારી છે. યશસ્વી જયસીંહની ભૂમિભૂષણા[5] ભગિની છે. અને વિશેષ કહું તો એ મ્હારી પણ બ્હેન છે. સોળ વર્ષની સંપૂર્ણ વયની છે. સ્વરૂપમાં અદ્વિતીયા[6] છે. ગુણમાં અબળાઓની અગ્રિણી[7] છે. અને તે આપને આપવામાં મ્હારો આપનો બાલપણનો સંબંધ ચિરસ્થાયી[8] બનાવવાનો હેતુ છે."

---

૧ વિચાર. ૨ ભાન વગરનો. ૩ રાજા. ૪ આપવી. ૫ પૃથ્વિનો શણગાર. ૬ એકલી. ૭ આગળ પડતી. ૮ કાયમ.

**શંખેશ્વર**—"દત્ત, હું ત્રણ રાણીને પરણ્યો છું. મ્હારૂં અંતઃપુરે તે ત્રિપુટીના પ્રકાશે પ્રકાશે છે. ચોથી રાણી નહિં કરવા મ્હારો નિશ્ચય હતો પણ આ સ્વરૂપા છબીને નિહાળતાં, મ્હારી દ્રઢતા ડગે છે. વળી ત્હારો અને મ્હારો પ્રથમનો સ્નેહ હમેશને માટે જળવાઇ રહેવા આ એક ન છુટે એવી ગ્રંથી[1] બને છે તેથી હું વધારે ખુશી છું. પણ ભાઈ! રાત દિવસ ચાલતાંજ છ મહિને પહોંચી શકાય, એટલે અતિ દૂર દેશ આપવું, અને અહીં મોટું રાજ્ય ચલાવવાની ભારે જોખમદારી એ બન્ને કારણોને લેઇ, જાન સાથે ત્યાં પરણવા આવવા મ્હારૂં મન ઇનકાર કરે છે. જો એ ત્હારી બ્હેન છે તો તું એનાં લગ્ન અહીંજ ત્હારે ઘેર ન કરી શકે? વળી એ ક્ષત્રિ કુમારી અને તું વણિક! તે ત્હારી બ્હેન શી રીતે થઈ? અથવા થાય? તે પણ જાણવા મ્હારી ઇચ્છા છે.

દત્તે પોતાની હકીકત, કુલાવતી પોતાની બ્હેન શી રીતે થઈ? એ સઘળી સંક્ષેપમાં સમજાવી દીધી, અને લગ્ન પણ શંખપુરમાં કરી દેવા તે કબુલ થયો. રાજાએ પરણવા કબુલાત આપી. એટલે દત્તે તાબડતોબ પત્ર પાઠવી, જયસીંહને કુલાવતી સહિત શંખપુરમાં બોલાવ્યા. પિતા માતાની રજા લેઈ ભગિનીને ભ્રાતુ સબળ સૈન્ય સાથે ભારે ઠાઠ માઠ દાખવતા પૂર ભપકાથી શંખપુર સમીપે આવી પહોંચ્યા. વિશાળ તંબુ ડેરાઓ ઠોકી, નગ્રથી થોડે દૂર મુકામ કર્યો. અજાણ્યા અનુચરોએ અવનિપતિ[2] આગળ આવી, "કોઈ સબળ સૈન્ય શંખપુર પર ચઢી આવ્યું છે." એમ ભયભીત ચિત્ત ખબર આપી. શુર શ્રેષ્ઠ ક્ષત્રીવીર શંખેશ્વર 'સૈન્ય' શબ્દ સાંભળતાં ઉશ્કેરાઇ ગયો. તેની આંખ ક્રોધથી લાલ થઈ ગઈ. ક્ષત્રી લોહી તપી નીકળ્યું ને આખું શરીર લાલ લાલ થઈ ગયું. અને ઘાંટો કહાડી, પાદ પછાડી, ત્રાડી, ધાડી બુમે બોલ્યો.

(કલ્યાણ.)[3]

કર્યું! ભુલથી અતુલ બળનું અભિમાન? (શંખરાજાએ)
છે કબુલ, અનુકુળ, મુળ વાકય દાન— (દત્તે કરેલું) કર્યું૦

શું! કોઇ હીચકારા રાજાને પોતાના શારીરિક કે સૈન્ય બળનું અભિમાન આવ્યું છે? અને તે શું? સબળ સૈન્ય સામર્થ્ય સંગ્રહિત[4] શંખપુર ઉપર સત્તા દાખવવા આવ્યો છે? જો એમ હોય તો તેમાં તેણે ભારે ભૂલ કરીછે.

---

૧ ગાંઠ. ૨ રાજા. ૩ 'જેને ચિંતા નથી ચિત્તમાં'...ના જેવો. ૪ ભેગું.

સૈન્ય ચતુરંગ[૧] સંગ ઉમંગ અપાર ધરી,
કુરંગ[૨] કેસરી તણું અંગ ન વિચાર કરી !
ધાય તો શું ખાય ? કે ખવાય ? જાય નિજ પ્રાણ— ભૂલ૦ ૧

વાર નવ કરો ધરો શસ્ત્ર શૂરવીર હાથે,
રોકો પગ નગ[૩] સમ ભૂએ સુભટની સાથે,
કરે વિહંગેશ,[૪] દ્વેષ, પન્નંગ[૫] શું સત્તાવાન ?— ભૂલ૦ ૨

મુષક[૬] મંજાર[૭] મારે, મેડક[૮] મત્તંગ[૯] હારે,
દીપ[૧૦] ઠરાવે દીનેશ,[૧૧] કાયર શૂર વિદારે,
પક્ષીપદ[૧૨] અટકાવે, નભ[૧૩] પડતું નિદાન[૧૪]— ભૂલ૦ ૩

સૈન્ય આવ્યાના સમાચાર મળતાં આ સુંદર વધાઇ આપવા દત્ત શંખ રાજાની સભામાં તેજ વખતે હાજાર થયો અને બોલ્યો.

નૃપતિ સુજાણમેં, છે સ્થાન ઉત્તમ રખાવ્યું,
સ્નેહી સંબંધીનું સૈન્ય જણાયે નજીક આવ્યું.
શુભ સન્માન તણો આવ્યો હવે અવસાન[૧૫]— ભૂલ૦ ૪

પૂરણ પ્રભુએ કરી મ્હેર અમ પર અતિ,
આનંદ ઉત્સવ થવા જરૂર નગર પ્રતિ,
અનુમતિ મળે ફળે આશ આવે મિજબાન— ભૂલ૦ ૫

( ગીતિ. )

(રાજા) એ મન ધારી આવ્યો ? વિજયમતે[૧૬] દે સ્વ સાજ[૧૭]જય કરથી[૧૮]
(દત્ત) એમ નધારી આવ્યો, વિજયમતે[૧૯]દે સ્વસાજ[૨૦]જય[૨૧]કરથી.

શંખરાજા હસી પડયો. પોતાના અતુલ બળનું પોતેજ અભિમાન કર્યું. એ ભૂલ સમજાઇ. દત્તે દેવશાળ પુરવાસીઓને પોતે નિર્મિત કરેલા ભુવને વસાવ્યા. સ્વલ્પ સમયમાં બંને તરફથી લગ્નની યથોચિત[૨૨] તૈયારીઓ થવા માંડી. નિયત[૨૩] કરેલો દીવસ આવી પહોંચ્યો શાસ્ત્ર સંમત અને ક્ષત્રી રીતી નિતિ અનુસાર કલાવતીનો પાણી ગ્રહણ વીધી, નિર્વિઘ્ને પૂર્ણ થયો.

---

૧ ચાર પ્રકારનું. હાથી, ઘોડા, રથ, પાયદળ. ૨ હરણ. ૩ પર્વત. ૪ ગરૂડ. ૫ સર્પ. ૬ ઉંદર. ૭ બિલાડો. ૮ દેડકો. ૯ હાથી. ૧૦ દીવો. ૧૧ સૂર્ય. ૧૨ ટીંટોડો પક્ષી ઉંચા પગ રાખીને સૂવે છે વખ્તે આકાશ પડે તો પોતાના પગે અટકાવી રાખે 'લોકોકિત છે' ૧૩ આકાશ. ૧૪ ખાસ. ૧૫ વખત. ૧૬ જય મેળવવાની આશા. ૧૭ પોતાનાં સરંજામ સાથે. ૧૮ જયવાળા હાથથી. ૧૯ વિજયસિંહ રાજાની રજા. ૨૦ બ્હેન. ૨૧ જયસિંહના હાથે. ૨૨ જોઇતી. ૨૩ મુકરર.

( ગીતિ; )

શંખે સાજ સજાવી, બતાવી ખુબી અતિશય હદવાળી,[1]
સ્નહી[2] શ્રેષ્ઠી સુતની ઉછળી હર્ષ સરિર રહી ન હદવાળી[3]

ઉત્સવ કાર્ય પરિપૂર્ણ કરી, રજા લેઇ, સર્વને મળી ભેટી જયસીંહ પોતાના સાથ સંગાથે દેવશાલપુર ગયો. કુલાવતી નૃપ અંતઃપુરમાં દાખલ થઇ અને અનેરી આશારાય અંતઃકરણમાં દાખલ થઇ. સમય વાયુ પ્રેરિત અશ્વત્થ[4] પત્રની પેઠે અસ્થિરતા ધારી ગતિમાન થયો.

( સાખી. )

મહિપતિએ મન માની મહિષી[5] શુભ ગુણવાળી ભાળી,
કંથ કૃપાએ કુલીન કળાવતી થઈ વર[6] પદવી વાળી.

પ્રથમની પરણેલી ત્રણે સ્ત્રીઓનો નરપતિએ તૃણની પેઠે ત્યાગ કર્યો. કલાવતીને સીંહ જેમ વગર અભિષેકે સ્વ સત્તાબળે વનરાજ બન્યો છે તેમ પાટ મહિષી પદ પ્રાપ્ત થયું. શંખેશ્વર કુલાવતીની સાથે રહેતો તેટલી ઘડીજ પોતાના જીવનની યોગ્યતામાં ગણત્રી સ્હમજતો. કુલાવતીના સુધામય બોલ સાંભળવામાંજ પોતાના કાનની સાર્થકતા જાણતો. દત્ત ભગિનીના દર્શનેજ સ્વ નેત્રની સફળતા માનતો. તેની સાથે વાત કરવામાં વાણીની યોગ્યતા અને તે સર્વ ગુણમયી સુંદરીના શરીર સ્પર્શે સ્વશરીર સાફલ્યતા સમજતો. કલાવતી પણ પોતાને પ્રિય માનનાર પ્રાણાધારને પ્રતિ વખત કંઇક આવું આવું કહેતી.

ભજન.[7]

કરે ધરી કામની કામણગારા, પુંજું પદ પ્રિતે પ્રિતમજી તમારા રે—કરે૦ ટેક.
શુદ્ધ શુરવીર ધીર, નરવર વ્હાલા મળ્યા, ગણું સદ્‌ભાગ્ય હું મ્હારા.
નારી તમારી સહુ, વ્હાલે વીસારી, વ્હાલા, કેમ ભૂલું એ ગુણો પ્યારા રે—કરે૦ ૧
તન મન પ્રાણ મ્હારા, ચહે નવ થાવા ન્યારા, આપજ આત્મ આધારા;
દરશો હરખે અહો નિશ દયાધિશ રહું, સ્પરશો વરસે જળધારારે— કરે૦ ૨
પૂરવ પૂણ્યમહીં નહીં ન્યુન કાંઈ કર્યો. દાન જેથી હું થઇ દારા.[8]
સંતને સુખ આપ્યું, રંકનું દુઃખ કાપ્યું, વ્રત નિયમ કર્યાં સારાં રે— કરે૦ ૩
ચંદ્ર ચકોર ચહે, મીન જળ વશ રહે, ભૃંગ[9] કુસુમ[10] નહિ ન્યારાં.
એમ મળ્યા મને પૂરણ પ્રેમી ગયું. સંકટ ગણી અગીઆરા રે— કરે૦ ૪

---

૧ બહુ કરી. ૨ નદી. ૩ કિનારો છોડી ગઈ. ૪ પીંપળો. ૫ રાણી. ૬ શ્રેષ્ઠ. ૭ 'હવે મને હરિ નામની લેહ લાગી'...ના જેવો. ૮ સ્ત્રી. ૯ ભ્રમર. ૧૦ ફુલ.

ભૂતળ ભામની શું? શારદશી જામિની છે. ( બીજી )
નામની નારી દુઃખ ભારા. ( સંસારની બીજી સ્ત્રીઓ )
હૃદયના હાર જીવા, ધાર મેં જાણી લીધું, આપ મુજ નેત્ર તણા તારા રે—કરે૦ ૫
કનક સવિતોદય[1] પડયો મેહ પયમય,[2] માનું હું મન હરનારા.
ચરણે નમું છું રાચી રંગે રમું છું, મ્હારા, ભવનીધિ તારી તરનારા રે— કરે૦ ૬

આ સ્નેહી યુગલ, સ્નેહ સાંકળે સીંકલાઇ, પયજળવત્ પ્રીતધારી કાળ ક્રમણ કરતું હતું. મધ્યાન્હ બાદ વૃક્ષની છાયા, જેમ વધતી જાય છે. તેમ બંનેની પ્રીતિ દીનપ્રતિદીન સજડ બંધ રૂપે બંધાતી જતી હતી. અંતે એ અતૃપ્ત પિયુષપાની[3] રાજા શંખેશ્વર તે સતી સાધવી, પ્રતિપ્રેમા કલાવતીના ઉત્તમ ગુણે બંધાયો તેથી પ્રતિ સ્હવારે સ્વકર્મથી પરવારી સભામાં જતી વખતે તે સતી સાધવી મહિલામાર્તંડનાં[4] મુખ દર્શન, કરીને જતો હતો. લગ્નને લગભગ એક વર્ષ વીતી ગયું એક દહાડો મયંક મુખા[5] માનિની મહિલાના મુખદર્શન કરવા મહિપતિ મહેલમાં આવ્યો, અને પોતાની આરાધ્યા દેવીને સહજ ઉદાસીમાં ઉતરેલી જોઈ. લક્ષાવધિ[6] લાગણીએ પ્રશ્ન કર્યો.–“ દેવી, કમલમુખ કરમાયલું કાં દેખાય છે? ચંદ્રજયોત્સના [7] રહિત કાં જણાય છે ? ”

**કલાવતી**– ‘નાથ, સૂર્ય વિકાસી કમળ, સુર્ય દર્શને ખીલતુંજ રહે છે. ચંદ્રની જયોત્સ્ના નિશીએજ દેખાય છે. વ્હાલા ! ગત રાત્રિએ મને એક સમજણ શુન્ય સ્વપ્ન થયું છે, તેનું પરિણામ શું દેખાશે ? તે કલ્પાતું નથી.

**શંખેશ્વર**—“સતી, એ આળપંપાળ સરખા સ્વપ્નમાં તમે શું જોયું ? ”

કલાવતી—

( દોહરો. )

“ કનક કલશ જળ પુર ભર્યું, પુષ્પ રચિત શીરમાલ,”
સ્વપ્ન કહી સતિએ અતિ, પતિને કર્યા ખુશાલ.

સાંભળીને રાજા એકદમ કચેરીમાં આવ્યો. ત્રિયા સંદેહનો નિર્ણય પ્રથમ કરવા વિદ્વાન જયોતિષીઓને સ્વપ્નનું ફળ પૂછયું. સાંભળતાંજ સભાજનોએ ભારે હર્ષ નાદની ધ્વનિ મચાવી તાળીઓના ગડગડાટથી સભાસ્થાનને ગજાવી મૂકયું. મતલબ એ હતી કે એ થએલું સ્વપ્ન કલાવતીના ઉદરમાં રહેલા ગર્ભની સૂચના કરતું હતું, અને તે જન્મનારૂં બાલક અવસ્ય પુત્રજ

૧ સોનાનો સૂર્ય ઉગ્યો. ૨ દુધનો વરસાદ. ૩ અમૃત પીનારો. ૪ સ્ત્રીઓમાં સૂર્ય રૂપ. ૫ ચંદ્રવદના. ૬ ઘણી. ૭. કૌમુદી.

પ્રગટશે, એમ સજ્જડ સાબીતિ મળી હતી. રાજાનો રાજસભાનો, અને નગ્રજનોનો આનંદ સૂર્ય, મધ્યાકાશમાં પહોંચવાની તૈયારીમાં હતો. દત્તને પણ આ શુભ સમાચાર મળ્યા, કે તેણે આ શુભ ખબર દેવશાલપુરે પહોંચાડી. રાજાએ પ્રિય રાણીને પ્રસૂતા થતી વખતે કંઇ પણ અડચણ ન આવે તેની અગાઉથી તૈયારી કરવા માંડી. સાધુ, સન્યાસી, જતી, અને ફકીરો પાસે દોરા, ધાગા, ચીઠીઓ અને તાવીજો મંત્રાવી, કલાવતીની સર્વ દેહે બાંધ્યા. ત્રણે શોકયો અને દાસીજનોએ કલાવતી કુલદીપક પુત્રને જન્મ આપી, નાહી ધોઇ કુશળતાથી ઉઠે, એટલા માટે ભારે ભારે બાધાઓ રાખી. શંખેશ્વરે અંતઃપુરમાં અગાઉથી સૂતિકાગ્રહ[1] બનાવરાવ્યું ચારો તરફ સુંદર, બારી, જાળી, બારણાં ઉચિત હવાને આવવા, અને અનુચિત હવાને જવા દેવા માટે ગહન ગોઠવણીથી બનાવરાવ્યાં હતાં. આજુ બાજુ સુગંધીત ફુલોનાં ઝાડનાં કુંડા ગોઠવવામાં આવ્યાં હતાં. સંપૂર્ણ સ્વચ્છતા રાખવા માટે કાળજીપુરઃ સર દેખરેખ રાખવામાં આવતી. ઔષધીના ગુણદોષને જાણનારા કુશળ વૈદ્યો પ્રસુતા સ્ત્રીયોપયોગી ઔષધો સહ રાત્ર દીવસ સૂતિકાગ્રહ પાસે બેસાડી મૂકવામાં આવતા. દક્ષદાયિઓ[2] માંથી ચુટી કાઢેલી ચાર ચતુરાઓ અહર્નિશ આલબેલો[3] આપી રહેતી. દેવાલયોમાં માંત્રિક પાઠો ભણતા. શીવાલયોમાં તપયુક્ત જપ ચાલતા. દેવી મંદિરોમાં તાંન્ત્રિક પ્રયોગો અને મોટા ખર્ચથી યજ્ઞો ચાલુ થયા. એવી રીતે મંત્ર, તંત્ર, દેવ મનુષ્ય, ઔષધ વગેરેથી કુલીના કલાવતીનું સંરક્ષણ કરાતું હતું.

## ( ચોપાઇ. )

દેવશાલપુરે મહારાજે, પામ્યા સત્વર ખબર શુભ કાજે,
સધ કરીને તૈયારી વીરાજે, મોકલ્યો પુત્ર 'જય'સહ સાજે.
આપ્યાં વસ્ત્રાભૂષણ નવરંગે, હર્ષ વ્યાપિતો ત્સવ પ્રસંગે.
મોદધારી મહદ્ નિજ અંગે, આવ્યો શંખપુર સ્વજનસંગે.

દેવશાલ પુરથી નીકળતી વખતે બ્હેનીના આ પહેલા પ્રસંગે કે પ્રસૂતા થતાં પરલોક પહોંચી જાય તો છેલ્લા પ્રસંગે બ્હેનને આપવા જયસીંહ પોતાના ભ્રાતૃભાવને લીધે પિતાએ આપેલાં વસ્ત્રાલંકારો ઉપરાંત પોતાના તરફથી બે ભારે મૂલ્યનાં કનક કંકણુ, તૈયાર કરાવી લાવ્યો હતો.

---

૧ સુવાવડી સ્ત્રી લાયક મકાન. ૨ ચાલાક દાયણો ' મીડવાઇફ ' ૩. હાજરી

( દોહરો ).

બંધવનો બ્હેની પ્રતિ, હતોજ પૂરણ પ્યાર,
તેથી ગુપ્ત લાવ્યો હતો, કર કંકણ મનોહાર.

શંખપુરમાં આવી, બ્હેન માટે બનાવી લાવેલાં કંકણ દત્તને દીધાં. અને કહ્યું કે " ભાઈ, આ કંકણ પિતાને પૂછયા વગર બ્હેનને આપવા મેંજ તૈયાર કરાવ્યાં છે. પરંતુ આપ તે દ્રવ્યના અર્ધા હિસ્સેદારછો. તેથી જો આપની રજા હોય તો મ્હારી ઇચ્છા આ બંન્ને કંકણો આપણે બંન્ને ભાઇની નિશાનીરૂપ બ્હેનના હાથમાં સદોદિત[1] રહેવા અર્પણ કરીએ.

દત્ત—" મ્હોટાભાઈ! એમાં મને પૂછવું જોઇએજ નહિ. બ્હેનનો હકતો બંન્ને ભાઇઓ ઉપર સરખોજ છે. તેમ દ્રવ્ય ઉપર હક્ક પણ બંન્ને ભાઇઓનો સરખોજ છે. હું વણિક જ્ઞાતિનો હોઇ રાજનીતિથી અનભિજ્ઞછું[2]. કયારે શું કરવું, અને કેમ ચાલવું તે દરેકમાં આપજ મુખત્યારછો. વળી આપ મ્હારાથી મ્હોટા હોઇ સ્વતંત્રછો. ભાઇ પરોપકારાર્થે કે ફરજ અર્થે જે કાંઇ કરાય, તે ખર્ચ નહિ, પણ સ્વકર્મની અને સ્વધનની સાફલ્યતા કહેવાય, તો આ તો બેનને માટે છે." જયસીંહ દત્તની વાણીથી ખુશી થયો. કલાવતીને સાતમે માસે સોળ સંસ્કાર પૈકી તૃતીય સંસ્કાર, સીમંતનો મુકરર કરેલો દીવસ આવી પહોંચ્યો. એટલે કંકણ તો બ્હેનને ખાનગી મોકલવાનાં હતાં તેથી જેમનાં તેમ રહેવા દઇ બંન્ને ભાઇઓ પિતાના મોકલાવેલા વસ્ત્રલંકાર સાથે બ્હેનને મોસાળું પુરવા રાજસભામાં હાજર થયા. વખતસર વિધીયુક્ત ક્રિયાએ લાવેલું સર્વસ્વ અપર્ણ કર્યું. અને શંખરાજાને મળી, જયસીહ તુરત દત્તથી છુટો પડી, દેવશાલપુર ચાલ્યો ગયો. બાદ દસેક દીવસ વીતી ગયા. ત્યારે—

( સાખી. )

જયસીંહ નિજપુર પહોંચ્યા પાછળ દત્તે કંકણ ભાળ્યાં,
દેવીને અર્પવાં રહ્યાંએ, ભૂલે ન તવ સંભાળ્યાં.

કલાવતી બ્હેનને આપવાનાં કંકણ ભૂલથી રહી ગયાં હતાં તે બ્હેનને પહોંચાડવા દત્ત પોતાની સ્ત્રીને શંખરાજ અંતઃપુરમાં મોકલી. ભાભીએ નણંદ પાસે જઇ, સઘળી હકીકત કહી, કંકણ જોડી અપર્ણ કરી. દુર્દૈવ વશાત્ તે વખતે કોઇ દાસી પાસે નહોતી, એટલે આ વાત કોઇ જાણી શકયું નહિ. દત્ત પત્નિ ઘેર ગઈ. કલાવતીએ કંકણ પોતાના આસન તળે મૂકયાં. બેમાસ

૧ હમેશાં, ૨ અજાણ્યો.

વીતી ગયા કલાવતીના ઉદર ગર્ભને નવ માસ પરિપૂર્ણ થયા. કુમાર દર્શનાતુર જનોની આતુરતા વધવા માંડી. વાજાં ગાજાં સાથે વધાઈ દેવાને મનુષ્યો અંત:પુરના દ્વાર આગળ ટાંપીને બેઠાં. શંખરાજા પણ દરરોજ બે વખત કલાવતીને દોહદ[1] પૂછવા આવતા અંતે પુત્ર પ્રસુતિનો દિવસ આવી પહોંચ્યો. જે રાત્રિએ બાળક જન્મવાનો હતો તે દિવસના મધ્યાન્હે કલાવતીને પૂર્વ કર્મ પ્રેરિત કુત્સિત કલ્પના[2] ઉઠી. તેણીએ વિચાર્યું કે પિતા તરફથી આવેલાં વસ્ત્રાલંકારો અને ભાઇનાં મોકલાવેલાં કંકણ અંગે અડકાડયા વગરનાં પડયાં રહ્યાં છે તે કદી હું પુત્રને જન્મ આપી પરલોકવાસિની થાઉં તો પહેર્યા વગરનાં રહી જાય. તેથી કદાચ મ્હારા જીવને અસદ્ ગતિ થઇ પ્રેત યોનિમાં મ્હારે અવતરવું પડે. માટે એટલી પણ વાસના અધુરી કાં રાખ્યે જવી. જીવતી રહીશ તો જતું રહેતું નથી. મરી જઇશ તો વાંચ્છના મટી જશે" તેથી તેજ વખતે દાસીને બોલાવી પિતા તરફથી થોડા દીવસ પહેલાંજ આવેલા વસ્ત્રાલંકારો મગાવ્યાં—આવ્યાં. તે તુરત પહેરવા માંડયાં. દાસીએ આવે પ્રસંગે પહેરવાં ન જોઇએ એમ કહી બોધ કર્યો, પણ ઉત્કંઠિતા અબળા ઉઠેલી ઉર્મીને[3] અટકાવી શકી નહિં. બધાં લુગડાં ઘરેણાં પહેરી, છેલ્લે ભાઇનાં મોકલેલાં કિમતી કંકણો હસ્તદેશે સ્થાપિત કર્યાં ઇલેક્ટ્રિકનું બટન દાબવાથી ગ્લોબમાં પાવર ચડયો હોય તેમ કલાવતીનું સર્વ અંગ હર્ષમાં ચમકી ઉઠયું. કંકણવાળા બંન્ને હાથ ઉંચા કરી, ઘડીમાં આને ને ઘડીમાં તેને જોતી જોતી તે દાસી પ્રત્યે બોલવા લાગી.——

## ( પીલુ. )[4]

હેર[5] હલ્લે[6] હેતે હેમાંગદોભય[7] હાથમાં,
રહમજ રહમજી શાણી સ્નેહી સદાય સાથમાં રે.— હેર— ૧
સહજ શ્યામતા સમાઈ શણગારમાં, બેહદ બેઠી બેડોળાઇ બની બહારમાં.
પડી પરવશે પુરાઇ પ્રેમ પાંથમાં રે[8] — હેર—૧
કેવાં રત્નમણી યુકતતે પ્રકાશ ધરે, જોતા નેત્ર મુજ અતૃપ્ત મોદમનભરે.
જાણે બાંધી રાખું બળથી નિત્ય બાથમાં. રે— હેર—૨
ભલાં ભૂષણોમાં શ્રેષ્ઠ મનભાવતાં એ, આપનાર તણું ઉર ઓળખાવતાં એ.
સજ્જડ ગાંઠ કરે સ્નેહની સંગાથમાં રે— હેર—૩

---

૧ ગર્ભવતી સ્ત્રીને થતા ભાવાભાવ. ૨ નીંદીત ઇચ્છા. ૩ ઇચ્છા. ૪ 'વાલમજી સાડી ગુલાબી'...... ના જેવો ૫. જો. ૬ દાસી. ૭ સોનાનાં બે કંકણ. ૮ પાણીમાં.

પહેર્યાં આજે એ કદી'ન હું ઉતારવાની, વ્હાલા પ્રાણથી અધીકની નિશાનીમાની.
તેની મ્હેરથી ગણાઉં હું સનાથમાં રે— હેર—૪

બહુ વખત સુધી બોલ બોલ કરીને કલાવતીએ કંકણનાં વખાણ કર્યાંજ કર્યાં પણ ભૂલથી પતિને આ વાર્તા જાહેર કરી શકી નહોતી. એટલે દાસી પાસે પણ કંકણ આપનારનું નામ ઉચ્ચારતી નહોતી. દાસી વગર સમજ્યે 'હા, હા,' કર્યે જતી હતી. એટલામાં ભાવા અભાવા પૂછવા રાજા નિત્ય નિયમ પ્રમાણે સૂતિકાગ્રહ તરફ આવવા લાગ્યો. રાણીના છેલ્લા શબ્દો- એ રાજાનું વક્ષઃસ્થળ[1] ભેદ્યું. થોડીવાર ઉત્કંઠાને દાબી રાણી બહાર ગુપ્ત ઉભી સાંભળ્યું રાણી બીલકુલ અજ્ઞાત હતી. દાસી પણ રાજા આગમન જાણતી નહોતી. 'કંકણ' શબ્દ કાને પડતાં શંખરાજાએ છુપું જોવા માંડ્યું. મહિષી ભુજદંડે અમૂલ્ય કનક કંકણો અવલોકાયાં. "રાણી તે કયાંથી લાવી" એ શંકા ઉત્પન્ન થઇ! પોતે શોચ્યું, આ કંકણ! તેના પિતાના ઘરનાં નથી. કારણ કે પ્રથમના અને હમણાંનાં પ્રત્યેક ઘરેણાં મ્હારી નજર આગળ અપાયાં છે તેમાં આ કંકણ નહોતાં. મ્હારાં બનાવેલાં તો નથીજ." સ્ત્રીના સતીત્વ વિષે રાજાને શક આવ્યો, નારી ચરિત્રનો સંભળાતો પ્રતાપ આજે પ્રત્યક્ષ થયો એમ માની બોલ્યો. "મેં મ્હારી પ્રથમની પરણેલી ત્રણ સ્ત્રીઓને ત્યજી આ નફટને ભજી, તેનો અંત અંતે આમજ આવ્યો?" ધિઃકાર છે!!!

( ધન્યાશ્રી. )[2]

બસ પાપી પુતળી, મુજને તું કયાં મળી? રે મળી? મેં કળી—બસ.૧
ભોળપણે ભામા ભૂલાવી, ફોકટ ફરેબ માંહ્ય ફુલાવી.
છાનો લીધો છળી—( મ્હને ) બસ.—૨
સતી થવાને શબ્દ ઉચ્ચારે, અંતર અન્યને અદકો ધારે,
હઠરો ના એ હળી—( વ્યભિચારથી ) બસ.—૩
નામ વિના સ્નેહી સંભાળે, પ્રેમ પતિના[3] સરખો પાળે,
પાપી પંથે પળી—( પવિત્ર તે માનતો હતો ) બસ.—૪
'કંકણ' કરમાં એ નહિ મ્હારાં, આપ્યાં છે કોઈએ પરબારાં,
વાતો સાંભળી—( મ્હેં ) બસ—૫

"દુનિયાંમાં વ્હેમની દવા નથી." રાજાનો મિજાજ હાથમાંથી ગયો. કલ્પનાથી કળી કહાડેલી તે પાપિણી રાણી કલાવતીને, કરેલા કર્મની ત્વરિત

૧ છાતી. ૨ 'કામી શું નાં કરે'...ના જેવો. ૩ પતિનું નામ ન લેવાય તેમ પ્રેમીનું નામ પણ લેતી નથી.

સજા આપવા રાજાએ દૃઢ નિશ્ચય કર્યો. "પતિવ્રત ધર્મ પાળનારી પત્નિએ પતિથી કોઇ પણ વાત છુપાવવી નહિં." એ વિશ્વ વિદીત નિયમ કલાવતીથી અજ્ઞાત નહોતો. પરંતુ પૂર્વ કર્મના ભારે પાપબળે કંકણની વાત સ્વામીને કહેતાં આ નજીવી ભૂલ થઇ હતી. તેનું છેવટ આવું બીષણુ[1] આવશે એ તેણે સ્વપ્ને પણ ધાર્યું નહોતું. રાજા વગર બોલ્યો ત્યાંથી જ પાછો ફર્યો. અને—

## (સાખી.)

'નિઃકરૂણ' ભટને બોલાવી ભૂપે આજ્ઞા આપી. (કલાવતીને વનમાં લઇજવા)
ચંડાલીણીને મોકલી પાછળ ખુલ્લું ખડગ કર સ્થાપી. ( સજાકરવા )

નિઃકરૂણ નામના સૈનિક હજુરીએ નૃપાદેશ[2] મુજબ એકલી કલાવતીને રથમાં બેસાડી, ગામ બહાર બે ગાઉ દૂર નદીના કાંઠાપર એક વડના ઝાડ તળે, પહોંચાડી લોકાપવાદના ભયે રામથી ત્યજાયલાં સગર્ભા સીતા લક્ષ્મણ પ્રત્યે બોલતાં હતાં તેમ કલાવતી, નિર્જન પ્રદેશમાં નિઃકરૂણ ભટ્ટને પૂછવા લાગી.—
"નિઃકરૂણ! મ્હને અરણ્યમાં લાવવાનું" શુ? પ્રયોજન છે? વીર?
નિઃકરૂણ—"માજી, તાબેદાર તેથી અજ્ઞાત્ છે. મહારાજાનો હુકમ થયો છે કે દેવીને સરિતા તીરે વટવૃક્ષની નીચે બેસાડી, રથ લેઇ પાછા આવવું. આપ અહીં બેસો. હું જાઉં છું." સીંહનો અવાજ સાંભળવાથી હરણની જે દશા થાય કે વીદ્યુત પાતે જેવી શરીરની દશા થાય તેમ કલાવતી નિઃકરૂણના શબ્દે દગ્ધપ્રાય[3] થઇ. તેજ ક્ષણે તેના શરીરનું તેજ હરાઇ ગયું, બંને હાથે નિઃકરણ ભટ્ટનો ખભો પકડી, નિરાધાર બ્હેન! ભાઇના આશ્વાસનની આકાંક્ષિણી[4] હોય તેમ થોડીવાર પહેલાં કહેવાતી શંખપુરની મહારાણી કલાવતી અબળશી રોઇ પડી.

**કલાવતી—** (ખટ).[5]

વ્હાલા એ વેરી થયા, નાથજી નમેરીશું? ઘેરી વિપત્તે વને મૂકીરે—વ્હાલા૦
શું હું સમજાવી લાગ્યો? અજાણી હુ આવી સંગે, ભેળવી ભાવની ભૂકીરે.
નિશા અંધિયારી ભારી, સુઝે નહિં બારીકારી, સ્નેહ સરિતા ગઇ સૂકીરે—વ્હાલા૦
નિશદીન સેવતી હું, દેવ સમાનપતિ, પ્રેમ ઝરૂખે રહી ઝુકીરે.
તરતમાં જોડી તોડી, છેક આમ દીધી છોડી.નામે શું? નાખ્યું મ્હારે શુંકીરે—વ્હાલા૦

---

૧ ભયંકર. ૨ રાજાજ્ઞા. ૩ બળેલીજેવી. ૪ ઇચ્છિતા. ૫ 'વ્હારે ચઢ વ્હાલા મારા '......ના જેવો. ૬ 'હરિગીત'......ના જેવો.

કેલીમાં મચેલી ઘેલી, બનેલી હું અલબેલી મૂકતી પદ ભૂમિ ફુંકીરે.
હવે હડસેલી મ્હારી ભેટ ન લીધી છેલી, ચતુર ગયા શું ? બધું ચુકીરે—વ્હાલા૦
દયાજનક દશામાં રૂદન કરતી રાણીને જોઇ—

**નિઃકરૂણ—** (છંદ.)[1]

"દેવી હું પાપી પૂરશું 'નિઃકરૂણ'[2] મ્હારૂં નામ છે.
સેવા કરીને જીવવું પર દ્રવ્યાધાર સુદામ છે.
પટુ ચાટુતા[3] સમશ્વાન કુભિર[4] ઉદરની ધુમધામછે.
ધિઃકાર જીવિત 'નોકરો'નું આવું હલકું કામ છે."

ભાવિની ગતિ સ્હમજી સ્હમજાવી, માની મનાવી, નિઃકરૂણ ચાલ્યો ગયો. કલાવતી વડના મૂળ આગળ રોતી બેઠી, તેના અજાણ્યા અંતરમાં કંઇ કંઇ તર્કો આવજા કરી રહ્યા હતા. એટલામાં સામેથી ખુલ્લું ખડગ હાથમાં ઝાલી ચાલી આવતી ચંડાલણીને જોઇ, કલાવતીનાં અશ્રુઓ સુકાઇ ગયાં. સમુદ્રે ડુબતાને અવલંબન રૂપ કાષ્ટ પ્રાપ્ત થતાં આનંદ થાય તેવો બલ્કે તેથી પણ વિશેષ હર્ષ ચંડાલણીને જોતાં કલાવતીને થયો. તેણી માની રહી કે "મ્હારી કાંઇ પણ નહિં છતાં કોઇ ભૂલ પતિ હૃદયમાં વસી હશે. તેથી ક્રોધ અને સાહસમાં મને વનવાસીની બનાવી, પણ મ્હારા પ્રત્યેનો તેમનો આજ દીવસ સુધીનો અવર્ણનીય પ્રેમ ભૂલ્યો ભૂલાય તેમ નથી. માટેજ તેમણે આ એક પણ સશસ્ત્ર રખવાલણીને મ્હારી રક્ષાર્થે મોકલી ખરી. પતિ, સ્ત્રીને માટે જે લાગણી રાખે છે. અને પરણેલી માટે જે સંકટો ઉઠાવે છે. વિશેષ કહું તો ભાર્યા ભરણપોષણ માટે આજીંદગી અસહ્ય સંકટો સહન કરે છે. તેવી શું ? સ્ત્રી તેના સોમા હીસ્સામાં પણ પતિ સેવીકા બની શકે છે, પતિ નામનું સાર્થક પતિજ કરે છે." ચંડાલણી છેક પાસે આવી.

**કલાવતી**—"બ્હેન ! મ્હારી દુઃખિણીની રક્ષા કરવા માટે તમને ફરમાશ થઈ છે ?" સક્રોધ ચંડાલણી બોલી—"હા, પતિ વંચકાને[5] પારપત[6] કરવા હું મુકરર થઇ છું. કુલટાને સજા કરવા મ્હને નિયત[7] કરાઇ છે. ત્હારા જેવી નફ્ટ ને અધમનો ભાર ભૂમિપરથી ઓછો કરાવવા મ્હને ફરમાશ થઇ છે."

**કલાવતી**—"તમે આ શબ્દો કોને કહો છો ? મ્હને તમે ઓળખો છો ? હું કોણ છું એ તમે સાંભળ્યું છે ?"

---

૧ 'હરિગીત'...ના જેવો. ૨ કરૂણા વગરનો. ૩ ખૂશામત. ૪ ન ભરાય તેવા. ૫ ઠગનારી. ૬ નાશ. ૭ મુકરર.

**ચંડાલણી**—"હા, હું તને ઓળખું છું. અને હવે જગતને ઓળખાવા વારી આવી છે. મ્હારી જાત ચંડાળની છે. અમને કોઈ અડકે તો સ્નાન કરવું પડે. પરંતુ અમે આવી અધમ જાતિની અબળાઓએ કોઇ દહાડો સ્વામીને ઠગવાની પેરવી કરી નથી, કરતીએ નથી, અને કરવાનીએ નથી સ્હમજી. દુષ્ટા, પિશાચણી, બંન્ને કુળને બોળનારી અધમા, અમારાથી પણ તું હલકી છે." બંન્ને હાથ કાને મૂકી કંપતી કલાવતી બોલી—"બ્હેન! બ્હેન! આમ શામાટે બોલો છો? અને તમે શું કરવા ચ્હાઓ છો?" એમ કહી કલાવતી બંન્ને હાથ જોડી રહી. કે તરત બંન્ને હાથની એકત્રિત[1] થયેલી આંગળીઓ પોતાના મજબૂત હાથે પકડી, બીજે હાથે તલવાર ઉંચકી, ચંડાલણી મારવા ગઇ ત્યાં.

**કલાવતી**—"હાં, હાં, હાં. બેન! આ શું કરો છો?"

**ચંડાલણી**- **(દોહરો)**

"પતિનપતિ વંચક બને, ખોટો ધરીને ખ્યાલ,
તેને શીક્ષા જે ઘટે, તે તું દ્રષ્ટે ભાલ."

**કલાવતી**—"સબૂર કરો. પહેલાં મને સમજાવો તો ખરાં કે શી? કસુર બદલ મને શો? દંડ કરવાનો છે?"

**ચંડાલણી**—"વિશેષ હું જાણુતી નથી. મને તો રાજાએ કહ્યું છે. કે સતીનો ડોળ કરી પતિને ઠગનારી એ ક્રૂર કલાવતીના બન્ને હાથનાં કાંડાં કાપી કંકણુ સહિત અહિં લાવ." હું તે આદેશ[2] અમલમાં આણુવા ઇચ્છું છું." એમ કહી, પુનઃ તલવાર ખેંચી, એટલે આંખમાં પાણી ભરી, ગળગળતી વાણીથી કલાવતી બોલી—

**( સોહિણી. )**[3]

દીલમાં દયા ન આણી? પલમાં તજી પટરાણી, (૨) દીલમાં
વન વિકટ સંકટ ઉદરે અઘટ ફ્ટ છટ ઉચરે શું? આ......વાણી,
અબળાચું છેક અજાણી (૨)——દીલમાં૦ ૧
વરતન મારે, શું? નઠારૂં થયું? કે અકારૂં? પ્યારૂં ન્યારૂં માની,
હું હણા...ણી, શક્તિને[4] શું? સોંપાણી—(૨)—દીલમાં૦ ૨
વાંક નથી રાંકડું હું આંક આમ કાં? કરોછો, કાંકતો વિચારો.
ગભરા......ણી, તલવાર તિક્ષણ તાણી (૨) (હાથપર)—દીલમાં૦ ૩

---

૧ એકઠી. ૨ હુકમ. ૩ 'પીરસેલી થાળી ઠેલી'......ના જેવો. ૪ તલવાર.

રોષ થાય, દોષ જોઈ, તો આક્રોશ[1] કરે નહિં, હોશને ગુમાવું,
ગણીહા......ણી,માયા[2] શું છેક મુકાણી પ્રીતિ પર ફર્યું શું પા...ણી ?–દીલમાં.

કલાવતીની આંખમાંથી ખરતાં અશ્રુ બિંદુઓ ઘૃતવત્[3] બની, ચંડાલણીના કોપ અનલને[4] વધારે પ્રજ્વલિત[5] કરતાં હતાં. તેથી તરતજ ઉંચકેલી તરવારને હાથપર જોર સાથે લગાડી કે, કોમળ કમળની દાંડલીશાં બંન્ને કાંડાં કપાઇ ગયાં. એટલે કપાયલા બંન્ને હાથના પહોંચા કંકણ સાથે હાથમાં લઇ ચંડાલણી મરૂતવેગે[6] ત્યાંથી ચાલી નીકળી.

( દોહરો. )

કર કાપી ચાલી ગઇ, લઈને કંકણ સાથ,
મૂર્છિત થઇ ભૂપર પડી. કલાવતી વદી "નાથ."

ચંડાલણીએ નગ્રમાં આવી, બંન્ને કપાયલા હસ્ત પહોંચા કંકણ સાથે હજૂર સમક્ષ ધર્યાં. શંખેશ્વર દોષિતને ગુન્હાની સજા થયા બદલ અત્યંત હર્ષીત થયો, પોતાના ભોળા સ્વભાવે ચરિત્રવતી કામિનીનો ભોગ થઇ પડેલો આજે છુટી પરમાનન્દને પામ્યો. નિર્દોષ નારી, નદીતટે પડી રહી. બન્ને હાથની સમસ્ત શરીર સમાચાર આપનારી નાડીઓ કપાઇ જવાથી ધોધ રૂપ રૂધિર ધબકારા કરતું વહેતું હતું. તરતમાં બેશુદ્ધ થઇ ગએલી રાણી કેટલીક વારે ભાનમાં આવી. આકાશ તરફ નિહાળી ઉચરી.

( પહાડી. )

દૈવ દુર્દશા દયાળુ થઇ કરે, શું ? શ્રષ્ટીનો સંતાપ મમ શીરે ધરે.
હે વિજ્ઞ[7] આવ્યું વિઘ્ન કે ? દોષીત છું, એ દુષ્ટ દારાનાં[8] વચન ભયનેભરે. દૈવ.૧
આશીલ મ્હારૂં દુ:શીલ સ્વપ્ને ના બને, મેરૂચળે ત્રુટે નભજળ પુર ઉલટાંફરે.દૈવ. ૨
આ પ્રાણ જાતાં પ્રાણ પતિવ્રત પાળવા, બીરતણું ભરથાર, દીલરજ ના ડરે. દૈવ.૩
નથી અલ્પ એ અપરાધ મ્હારાથી થયો, નવ સત્યવાણી ભત્ય[9] કોઇ ઉચરે. દૈવ. ૪

કરોડો કલ્પનાઓ કલાવતી સ્વ ઉધાર માટે કરતી હતી. પરંતુ એકે સાધન સાધ્ય સમત કરવા, સફલા બની નહિં. "સ્ત્રીઓનો આધાર "સ્વામી" તેનાથીતો આ દશા થઇ હતી એટલે સ્હાય મેળવવા અત્યારે તેનું સ્મરણ નકામું હતું. બીજું માતા પિતા તથા ભ્રાતા તેથી તેને ઉદ્દેશી બોલી.

( છંદ. )[10]

અરણ્યે એકલી આવી હું પડી, માત પીતુ મળો ભ્રાતુ આ ઘડી,
વિપતિ સાંભળી કદી ન આવડી, નજનવનમાં થાકી હું રડી,

---

૧ રૂદન. ૨ પ્રિતી. ૩ ઘી જેવાં, ૪ અગ્નિ. ૫ બાળવા. ૬ પવનવેગે. ૭ સુજાણ. ૮ ચંડાલણી. ૯ નોકર. ૧૦ 'લલિત'...ના જેવો

પ્રાણથી મને પ્યારી માનતા, વિવિધ વસ્તુઓ વ્હાલે આપતા,
આપત્તિ નથી શું ? આ પ્રમાંણતા, તરત આવજો બની બેભાનતા.

આ પવિત્ર બાળાના રૂદને આખું જંગલ શોકાકુલ થતું જણાયું. અને વાસરમણી[1] પણ આ દુઃખદ દેખાવ જોવા નાખુશ હોય તેમ એકદમ અસ્ત થઇ ગયા.

(ગીતિ.)

આક્રંદે અણધારી, આવી ઉપાધ રજની અંધારી.
ઉદરે વ્યથાવધારી, પ્રગટયો સુત આપત્તિજ અવધારી.

ભૂશાયિ[2] ભૂપ ભાર્યાના હણાયેલા હસ્તોમાંથી ક્રમે ક્રમે બધું રૂધિર વહી ગયું. ખાલી ચર્મ થેલીસરેખા બંન્ને હસ્ત અશક્તિથી બે પાસ પથરાઇ રહ્યા. પાંખ વગરના પક્ષી જેવી બેહાલ દશામાં મણી ગુમાવેલ ફણી તુલ્ય આર્તાવસ્થામાં[3] કલાવતીના ઉદરે બાલજન્મ વખતે થતી અતિમ પીડા ઉદ્ભવવા લાગી કૃષ્ણપક્ષના દીવસ હોઈ, રાત્રિ પણ અંધારી હતી. આજુ બાજુ સીંહ, વાઘ, ચિત્તા, વરૂ, અને શિયાળની ત્રાસ દાયક ગર્જનાઓ સંભળાતી હતી. નજીકમાંથી સંચરતા કોઈ કોઇ સાપના ફૂંફાડા પણ સંભળાતા હતા. નિશીચરોનો ઘોરરવ[4] સૂર હૃદયને ભીરૂ બનાવી દેનારો ચારે પાસ થતો હતો. બરાબર મધ્ય નિશાએ કલાવતીની બીલકુલ બેભાન સ્થિતિમાં ગર્ભસ્થબાળક ઉદરથી બહાર આવી ભૂમીષ્ટ થયો. વિશ્વમાં વસતી વિપત્તિઓ. કોઈ પણ આક્રૂર કર્મ ધારી કલાવતીથી દૂર રહી નહોતી. જળથી બહાર ફેંકેલા માછલાપર ગ્રીષ્મનો સખત તાપ પડવાથી તરફડતું હોય તે કરતાં પણ વધારે દુઃખદ સ્થિતિ આ દેવશાલ પુર મહારાજ દુહિતાની હતી. સુદ્ધિમાં આવતાં બાળકનું રૂદન સાંભળી કલાવતીએ કહ્યું.

(ભજન.)[5]

હવે શું કરૂં રે ? ભાઇ તને કરગરૂં રે, વ્હાલા ? કર આ કપાયાં, કેહને હવે હું શું કરૂં ?
હતાં દાસીદાસ ઘણાં, કૃત્ય કરનારાં, નિર્જન વનમાં હું કો ને ઉચરૂં રે ? —વ્હાલા૦ ૧
બાળ અવનિએ[6] આળોટતો જોઇ, દુઃખ ધરીને નીર નયને ભરૂં રે —વ્હાલા૦ ૨
ઉગતું અંકુર[7] તો અજ્ઞાની એ ઉછરે રે, સમજુ છતાં એ સંતાપ ધરૂં રે—વ્હાલા૦ ૩
પૂર્વનાં પાપ જાગ્યાં ત્હારાં કે મ્હારાં રે ? ઠરેલ મટી હું ઠગનારી ઠરૂં રે—વ્હાલા૦ ૪

સતી સાધવી સ્વામી સેવનાનુરક્તા[8] આમ એકલી અરણ્યે દુઃખ પામે એ સત્યના અધિષ્ટાતા દેવોની નિર્દયતા કે ? બેદરકારી ? નિર્દોષા દોષિત

---

૧ સૂર્ય. ૨ પૃથ્વી પર પડેલી. ૩ દુખી દશા. ૪ ભયંકર અવાજે. ૫ 'કેમ કરીએ' ...ના જેવો. ૬ ભુમિએ. ૭ શીશુવયી બાળ. ૮ પ્રિતી.

ઠરી પોતાના હાથ કપાવી પડી રહે, એ કર્મની યારી કે? બલિહારી! વિના તપાસે વહેમનો ભોગ થઇ પોતાને શરણે આવી પડેલી સુંદરીને આવી સજા કરવી, એ સ્વધર્મ કે? અધર્મ! ભાઇનાં આપેલાં કંકણોની વાત પતિને કહેવાનું ભુલી ગએલી ભામિની તે અજ્ઞાનથી કે? અભિમાનથી? હાંસિલ[1] સમજી વ્યાપાર ખેડતાં ખોટમાં ઉતરવું પડે એ જાણતાં કે અજાણતાં? ઉદ્યમ કરી કરી મનુષ્ય મરી જાય, ત્યાં સુધી સુખ સાંપડે નહીં. એ ક્રિયા દોષ કે? કર્મ દોષ? કલાવતીને તો આ પ્રાક્તન[2] કર્મનું ફળ મળ્યું હતું. કારણ કે—

( શાર્દુલ. )[3]

પહેલે ભવ[4] જન્મી ' મહેંન્દ્ર પુરમાં ' પ્રેમે થઇ આંબળી,
' નર વિક્રમ ' ભૂપતિ પીતા જનની 'લીલાવતી' ગુણ કળી,
પુત્રિ તેની 'સુલોચના' શુક[5] સહે રહેતી સદાયે મળી,
નાઠો વેળા એક છેક અવળી કીધી ક્રીયા[6] તે ફળી.

મહેંદ્રપુરના રાજા નરવિક્રમ ભૂપતિની સ્ત્રી લીલાવતીના ઉદરથી સુલોચના નામની એક બાળા જનમી હતી. તે બાલિકાને ન્હાનપણથી પોતાને ત્યાં એક પાળેલા પોપટ સાથે અંતઃકરણ પૂર્વક પ્રાણાધીક મૈત્રી થઇ હતી. પોપટ સુલોચનાને અને સુલોચના પોપટને અરસપરસ પ્રાણાર્પણ પર્યંત ચ્હાતાં હતાં. સુલોચનાનું ખાવું પીવું, સૂવું ખેલવું, અને ફરવું બધું પોપટ સંગેજ હતું. એક દહાડો તે અલગ દેહી પણ એક પ્રાણશો પોપટ મહેલમાં છુટો ફરતો હતો ત્યાંથી એકદમ ઉડી ગયો. પાસેનાજ ઝાડ ઉપર બેઠેલા બીજા પોપટો સાથે મળી. ઘણા દીવસનો જ્ઞાતિ વિયોગ વિસારતો હતો. સુલોચના શુક ઉડી ગએલો જોઇ, છાતીફાટ રૂદન કરી, ભૂમિએ પછડાવા માંડી. તે જોઇ, રાજા રાણી અને દાસ દાસીજનો પણ શોકાતુર થઇ ગયાં કરોડો વાક્ય રાજાએ કન્યાને સમજાવવા કહ્યાં. પણ વિનાપોપટ સુલોચનાને મન આખું વિશ્વ વ્યર્થ હતું. નરવિક્રમ નરેશે અનેક નોકરોને પક્ષી પકડવાના પાશ[7] આપી જુદા જુદા દોડાવ્યા. થોડી વારમાં સેંકડો પોપટ પકડી પકડી, પરિચારક[8] વર્ગ સુલોચનાની સેવામાં સોંપવા લાગ્યા. પણ પોતાના નાસી ગએલા પોપટને પામ્યા વગર સુલોચના બીજા પોપટો તરફ બીલકુલ જોતીએ નહોતી. બે ત્રણ કલાકમાં તો

૧ ફાયદો. ૨ પૂર્વે. ૩ ' શાર્દુલ '...ના જેવો. ૪ અવતાર. ૫ પોપટ. ૬ કરણી. ૭ ફાંસી. ૮ નોકરો.

કંઇક ઉથલપાથલ થઇ ગયું. વારંવાર પૃથ્વી ઉપર પછડાવાથી સુલોચનાનું આખું શરીર લોહીલોહાણ થઈ ગયું. રાજારાણી મહેન્દ્રપુરના સમગ્ર પોપટો પકડી લાવવા હુકમ ઉપર હુકમ કર્યે જતાં હતાં. ભૃત્ય વર્ગ ઢગલે ઢગલા પોપટો સુલોચના સમિપે લાવતા હતા. પણ સૂર્યકાંત પત્થર સૂર્યરશ્મિ વગર દ્રવે નહિં. કે ચાતક સ્વાંતિના જળ વગર અન્ય નક્ષત્રમાં વરસતા વરસાદનું પાણી પીએ નહિં. તેમ સુલોચના સ્વપાલક પોપટ પેખ્યા વગર પળ પણ વિરમે તેમ નહોતી. આખરે પેલો સુજાત પોપટ પોતાની મેળેજ મહેલમાં આવ્યો. અને આક્રંદ કરતી સુલોચનાની હસ્તાંગુલીપર બેસી મધુર બોલે ટહુકયો. સુલોચના સ્વસ્થ થઇ. શ્રાન્ત થએલાં રાજા રાણી અને સઘળા સેવકો વિશ્રાન્તિ વાટે વળ્યા. સુલોચનાએ આંગળીપર બેઠેલા પોપટના બંન્ને પગ અંગુઠે દબાવી છટકી ન શકે તેવી રીતે પકડયા. અને હવે પછી તે ઉડી ન જાય માટે તથા નાશી જઇને આટલી વાર સુધી શોક કરાવ્યો તેની સજા માટે દાશીને હુકમ કરી એક તીક્ષ્ણ કાતર મંગાવી, તે પોપટનાં પીછાં કાપી ઉડતો અટકાવવાને બદલે ક્રોધમાં બંન્ને પાંખો મૂળમાંથી પોતાને હાથેજ કાપી નાંખી. કે એ નાની પોપટ દેહમાંથી રૂધિર વહેવા માંડયું. અને થોડી વારમાંજ તે નાજુક પક્ષી અસહ્ય વ્યથાનું સહન ન કરી શકવાથી મરણ પામ્યો. સુલોચના પણ પોતાનું શીર્ષ પૃથ્વીપર પછાડી પછાડી તેજ દીવસે મરણ પામી. આ અવતારે તે સુલોચના કલાવતી નામે દેવશાલ પુરપતિને ત્યાં અવતરી અને તે કપાએલી પાંખે મરેલો પોપટ આ 'શ્રીમંગલ દેશાધિપતિ શંખશ્વરરાયરૂપે અવતર્યો હતો. એટલે જાણે અજાણે કર્યાં કર્મ ભોગવ્યા વગર છુટકો થતો નથી. તેનો આ સંપૂર્ણ સાબીતિ રૂપ પુરાવો છે. માતાના કર્મે પુત્ર પણ દુઃખભોગી થયો. અને જન્મતાંજ મળ અને ધુળથી ખરડાયલો પૃથ્વીપર પડયો રોતો હતો. તે બાળકને માતા કહેતી હતી કે—

ભાઇ, પૂર્વનાં પાપ,.........

હેત ધરીને હું હાથ હલાવું તો, ખટકે રૂધીર દેખી દીલમાં ડરું રે—વ્હાલા૦ ૫
લાડકવાયા રોમાં થઇને નમેરો, પાસે આવું પ્રીતે પીડા સહીને ફરૂં રે—હાલા૦ ૬

(દોહરો.)

ચંદ્ર પ્રકાશે પેખતી, પુત્ર પડેલો માત,
આક્રંદે ઉતપાત વશ, વદતી કંપિત ગાત.

મધ્યરાત્રી બાદ અંધકારરૂપ હાથીને વિદારતો પ્રાચીન દિશારૂપ ગુફામાંથી

ચંદ્રરૂપ સીંહ બરાબર બહાર આવ્યો. ત્યારે કળાવતી ચંદ્ર પ્રકાશે પડી રહેલાં બાળની નજીક ધીમે ધીમે ઘસડાઇને જવાનો યત્ન કરવા લાગી. પણ હાથની વિકટ વિપદ, ઉદરની અસહ્ય આપત્તી, અને સર્વાંગે સુવાવડનું શરૂ થએલું સંકટ, તેને અટકાવી રાખતું હતું, પાસે ખળખળ કરતી વહેતી નદીનો અવાજ સાંભળી, તેની મદદ માગવા મુંઝાએલી મહિલા પ્રાર્થનો- ચ્ચાર[1] પ્રગટ રૂપે કરી રહી.

( સાહ. )[2]

નગનંદની,[3] જગવંદની[4] વ્હાલી ઓ મ્હારી માત;
મનરંજની, દુઃખગંજની,[5] વ્હાલી ઓ મ્હારી માત.
આવી પડી આધારે ત્હારે, નૃપતિ થતાં નારાજ,
નિર્દોષીને પાળજે બાંહેગ્રહ્યાની લાજ— નંગનંદની. ૧
પાળીશ નહિં તો પાડીશ પ્રેમે હું અહીં મ્હારા પ્રાણ,
પરઉપકારી કીર્તિ ત્હારીની સહજમાં થાશે હાણ—નંગનંદની. ૨
સત્ય શિયળવ્રત પાળતાં મેં, સ્વપ્ને ન આણ્યો અભાવ.
તો સંકટ મારૂં હરીને આ, બાળકને તું બચાવ—નંગનંદની. ૩

શિયળધર્મ પાલિકાની સરિતા સંબોધને સ્તવન રૂપ થતી સ્તુતિ સાંભળી, સત્યના દેવોએ, શિયળના અધિષ્ટાતાએ, અને પતિવૃત્તના પુણ્યોએ વિના વરસાદે નદીમાં પૂર આણ્યું આસ્તે આસ્તે નદીનું જળ વૃદ્ધિ પામતું બંન્ને કિનારાઓમાં સમાન ભરાઈ, સમુદ્રશ્રીને[6] હરણ કરવા લાગ્યું. સહજ વેળા વીતી કે એ વૃદ્ધિ પામતું વારી સતી કલાવતીના શરીરે સંલગ્ન[7] થયું. સંતાપિતા સુંદરી આ સરિતા કૃત્યથી વિશેષ સંતાપિતા થઇ “ભૂત- ની ભાઈબંધીમાં જીવનું જોખમ” ની પેઠે કલાવતી જગતને જીવન આપનારી ને પોતાનો જીવ લેનારી સમજી હૃદયથી ધિક્કારવા લાગી.— ‘પાસમાં જતાં ગ્રાસમાં ગણાશું’ એ કલ્પના સ્વપ્ને પણ કલાવતીને ઉદ્ભવી નહોતી. ધીમું વધતું જળ વિશેષ પાસમાં આવતાં ગભરાઇને દૂર ખસવાની ઇચ્છાએ, કલાવતી ઉઠી કે અણધાર્યા તેના બે હાથ એક તરફ પડી, પાણીમાં ડુબ્યા—

(દોહરો.)

બાળ બચાવા પ્રથમથી, વદી હસી સરિતા સાથ,
સત્ય શીયળ સેવન થકી. પામી રાણી ‘હાથ’

૧ વિનતીમય બોલ ૨ ‘મારી નિર્મળા પ્રાણ પ્યારી’...ના જેવો. ૩ પર્વત પુત્રિ. ૪ જગજન નમન લાયક. ૫ નાશ કરનારી. ૬ સમુદ્રની શોભા. ૭ અડોઅડ.

કપાયલા બંન્ને હાથ એકદમ ઉદકને અડકતાં જેમ લોહચુંબકમાં લે આવી વળગે છે તેમ એ પૂરવાળી નદીના પાણીમાંથી દૈવકૃપાએ બં પહોંચા કલાવતીના કાંડા સાથે ચોંટયા. કલાવતીને ભારે ખુશાલી ઉત્ થઈ, અને ચડેલું નદીનું પાણી શનૈઃ શનૈઃ મૂળ સ્થિતિમાં આવી ગ પ્રભાત થતાં સમિપમાં રહેતા કોઇ કુલપતિએ કલાવતીને પોતાના આ મમાં સ્થાન આપ્યું. અને બાળકને નાળ છેદનાદિ સંસ્કારો કર્યા.

( દોહરો. )

પ્રભાતે પુરપતિએ કર્યો જાતે પૂર્ણ તપાસ,
કંકણ લેઇ નિહાળતાં, 'નામ' જણાયું ખાસ.

પ્રિયતમા કલાવતીના કપાયલા પહોંચાને અડકવા પ્રભાતમાં ઉઠી, તપ કરતા રાજાની હિંમત ચાલી નહિં. પણ તે કામતી કંકણ તેણે હાથ લેઇ જોવા માંડયા. કંકણમાં જડેલાં રત્નો પરમ પ્રકાશીત ને ભારે કી તના અનુમાનતાં આપનારને ભારે અધર્મી અને વિષમ વ્યભિચારી રાજા સ્હમજવા લાગ્યો. જેમ જેમ જડેલા નંગોનો ચળકાટ આંખ પડી પ્રતિબિંબીત થતો તેમ તેમ રાજાની વૃત્તિ તે પતિત કર્મચારી ન તરફ વધારે વધારે ધિક્કારજનક થતી. બારીકીથી ફેરવી ફેરવીને જોતાં કંકણના વચગાળે અતિ સૂક્ષ્માક્ષરે રાજકુમારે લખાવ્યું હતું કે—" ( જયસીંહ અને દત્ત તરફથી બ્હેન કલાવતીને શુભ પ્રસંગની ભેટ." અક્ષરો વાંચતાંજ રાજા મૂર્છીત થઇ પૃથ્વીપર પટકાયો. ધબકાર સાંભ નોકર વર્ગ દોડી આવ્યો, ગત્ સાયંકાળે, કલાવતીને કુલટા ઠરાવી, જ લમાં મોકલી, બંન્ને હાથ કપાવી નાંખ્યા છે એ ખબર દત્તને રાત્ જ મળ્યા હતા. તેથી તે સ્હવારમાં પોતાની બ્હેનને થએલી શિક્ષાનો સ શોધવા શંખપુરાધિપતિ પ્રતી આવતો હતો. ત્યાં મહીપને[1] મુ અવસ્થામાંથી જાગ્રત કરતા દાસજનોને નિહાળ્યા એટલે પોતે સારવારમાં ભળ્યો. સંજ્ઞા લાભ થતાં શંખેશ્વરે સ્વનયનપક્ષ્મો[2] જરી ખોલી, આગળ ઉભેલા અનુચર અને દત્ત તરફ નિહાળ્યું. દત્ત કાંઇ બોલે તે પહેલાં તો રાજાએ પોતાનો હાથ કપાળે અફાળી, અ ખેદપૂર્વક ઉચ્ચાર કર્યો,—

( કલ્યાણ. )[3]

કર્મ ચંડાલતા જુવો મેં કર્યું કામ કેવું ?
ભર્મે ભૂલી આપ્યું ભાર્યાને બદનામ કેવું ?

૧ રાજા. ૨ પાંપણો. ૩ 'સલતનત ક્યા તો મૈરી'...ના જેવો.

કલાવતી પ્રેમ સ્થૈર્યને[1] મેં અપમાન આપ્યું.
નીધિમાં નાંગળ ત્રુટયું પછી વિશ્રામ કેવું ?— કર્મ. ૧
નિરમળતાને મેં મલીન કરી હાય હાથે.
અભાગી જીવને હવે મળે આરામ કેવું ?— કર્મ. ૨
પ્રસવ કાળ વાળી રાણી મેં મૃત્યુ પમાડી.
એ પ્રધાનો માનો ધારૂં અંતે ધામ કેવું ?— કર્મ. ૨
હવે મુજ પાપી પ્રાણ દેહ નેહ કાંન છોડે.
પ્રકટાવો વહ્નિ[2] જીવવું લઈ મુખ શ્યામ[3] કેવું.— કર્મ. ૪

શંખેશ્વર—પોતાની આ ન ભૂલાય એવી ભારે ભૂલને અંતે પ્રબળ પસ્તાવો કરી સ્વ સેવકોને દરબારમાં કાષ્ટ ચિતા તૈયાર કરવા હુકમ આપ્યો.

દત્ત—“ ધરણીપતિ ? શું ? કરવા ધાર્યું છે ?”

શંખેશ્વર—દત્ત ! પાપનું પ્રાયશ્ચિત કરૂંછું, થએલી ભૂલને સુધારૂંછું. પવિત્ર શરીરે લાગેલા કલંકને ધોઇ નાખુંછું. અને મરણ પામેલી મનગમતી માનિનીને મળવા, પરલોકે પરવરૂંછું. ”

દત્ત—“ જવાદો એ બાળખ્યાલ શા વિચાર ! કાદવમાં પગ પડયા પછી ધોઇ નાખવા કરતાં પ્રથમ કાદવમાં પગ ન મૂકવો એ શ્રેયસ્કર[4] છે પ્રથમના પંડિતોએ પ્રથમથીજ સમજાવ્યું છે કે—

( પીલુ. )

સહસા કરશો નહિં કામ, સમજી સહુ સહસા કરશો નહિં કામ.
સત્યવાદી શંખરાજા, મર્મે મુકાવી માજા, અંતે થયું જીવતર નકામ— સ. ૧
નગરનાં નારી નર, બાળો રૂવે ઘરેઘર, અન્ન જળને કરી હરામ— સ. ૨
ક્ષીતેશ્વર[5] ક્ષતે[6] ક્ષાર[7] ન લગાડો લાવો પ્યાર, અરજ અમાત્ય અભીરામ. સ. ૩
ખોળતાં ખરાબી ખંતે, પસ્તાવું પડશે અંતે ‘ અમૃત ’ વિષ થશે આમ. સ. ૪

મહારાજ ! આપ બીલકુલ બે ફીકર રહો. મ્હને મ્હારી બ્હેનના સત્ય પ્રતાપની નિઃસંદેહ ખાત્રી છે કે તે પોતાના પર લાગેલા કલંકને દૂર કર્યા વગર મરે નહિં.—

શંખેશ્વર—“ દત્ત, પણ એ શી રીતે મનાય ? એ કોમળાંગી તો હાથ કાપતાંજ, પરલોક પ્રવાસિની થઇ હશે. તમે જાઓ, જલદી તપાસ કરો, જો એ જીવતી મળે તો હું જીવતોછું એમ માનજો. ને મર્ણ પામેલી છે એ ખબર મળે તો હું પણ આ જગતમાં નથી એ નિશ્ચય ધારીલેજો. વળી જ્યાં સુધી મને તેની કાંઇપણ ખબર મળશે નહિં ત્યાં સુધીમ્હારે અનાજ કે જળ લેવું હરામ છે. ” જવાબનો ઉત્તર આપવાને પણ ન રોકાતાં દત્ત

---

૧ કાયમપ્રેમા ૨ અગ્નિ. ૩ કાળું. ૪ સારૂં. ૫ રાજા. ૬ ગુમડું. ૭ ખાર.

દાસ દાસીઓ અને પાલખી લેઇ પુર બ્હાર નીકળ્યો. નિઃકરૂણ ભટે બતાવેલે સ્થાને તપાસ કર્યો. ભગિનીની ભાળ ન મળી. દત્ત વ્હેમાયો કુલપતિના કોઇ શીષ્યે આ જનસમૂહ જોયો તેને પોતાના આશ્રમમાં "પુત્રવતી એક બાઇ આવી છે" એમ કહ્યું. દત્ત ગયો. એનને મળ્યો. કુલપતિનો યથોચિત સત્કાર કર્યો. અને ભાણેજ સહવર્તમાન બ્હેનને શિબીકામાં બેસાડી, શંખપુરમાં લાવ્યો. રાજા રાણી મળ્યાં. કપાયેલા કળાવતીના હાથ સારા થએલા દેખાયા. રાજાએ રાણી પાસે ક્ષમાનાં વાકયો ચાલ્યાં. ખબર નગ્રમાં ફેલાયા—ધન્ય ધન્ય કહી, જનસમૂહે સતીના ગુણો ગાયા. બાલક મ્હોટો થતાં સુધી શંખેશ્વરે ટ્રસ્ટી રૂપે રહી રાજ્ય ચલાવ્યું. બાદ 'પુષ્પકળશ' સ્વપ્નથી જન્મેલા બાળકનું નામ પણ 'પુષ્પકળશ.' રાખવામાં આવ્યું. અંતે એ 'પુષ્પકલશ' ને રાજ્ય સોંપી રાજા રાણી બંન્નેએ ચારિત્ર અંગીકાર કર્યો. અત્યારે તેઓ પાંચમા દેવલોકે બીરાજે છે ત્યાંથી ચ્યવી, અંતે સીદ્ધીપદ વરશે—

## ભાવાર્થ.

ગુરૂ—"આ કર્મ પ્રાધાન્ય દર્શાવનારૂં કથન કેટલું જનોપયોગી છે? એ કેશરી? ત્હારા અંતરમાં તો બરાબર ઉતર્યું હશે. આ ચતુરા ચૂડામણી ચાતુરાનું ચિત્ત બોધક ચરિત્ર ચારિત્ર્ય સુધારેચ્છુને ચોગણા ચમત્કારે ચમકાવનારૂં છે. જેમ અગ્નિ કે સર્પપર ભૂલમાં પડેલો પગ દાહ કે ડંખ મેળવ્યા વગર રહેતો નથી. અજાણે આરોગ્ય અમૃત કે વિષ અમરત્વ કે મરણ આપ્યા વગર રહેતું નથી તેમજ કાયધારીએ કરેલાં કૃત્યો કોઇ અવતારે પણ કબુલ્યા વગર છુટાતું નથી. જે જે અવતારમાં જ્યાં જ્યાં, જ્યારે જ્યારે જેવા જેવા, અને જેટલા જેટલા જન્મ ભોગવીએ ત્યાં ત્યાં, ત્યારે ત્યારે, તેવા તેવા અને તેટલા તેટલા કર્મો જેમ હજારો ગાયના ટોળામાં છુટું મૂકેલું વાછરડું પોતાની માનેજ ધાવવા વળગે છે તેમ કર્તાને પકડી પાડે છે.

## સાખી.

વાંચક નીકર ને શ્રોતા જુથને સ્હમજે સુખ સાંપડશે,
જાણે અજાણે કર્યાં કર્મ તે જરૂર ભોગવવાં પડશે;
પરહરી પાપ સંચરી સ્વધર્મે બનો સહુ સિદ્ધિ પદ ગામી,
'અમૃત' ચરમચારિત્રાંતે ચહું "જય જય મહાવીરસ્વામી."

શ્રીગુરૂ ઉપર્યુક્ત બાર આખ્યાન રૂપ બોધ સ્વશિષ્ય કુમાર કેશરી ને કરતાં પોતાની પરમાત્મતત્વપેખિણીપ્રજ્ઞાનો પરિચય કરાવી રહ્યા હતા. ત્યારે મહારાજા માનસીંહનો ગુપ્તચર નૃપાદેશથી નિશ્ચય કરવા આવ્યો હતો. કારણકે કુમારી કિશોરી નાસી ગયાના સમાચાર મળ્યા પછી, રાજાની તબિયત તદ્દન ખરાબ થઇ ગઇ હતી. બેગમ, બેભાન કે દીવાના સરખો રાજા વિવિધ વિચાર વ્યાપારને કુટિલ કલ્પનાઓનો શિકાર બન્યો હતો. "કિશોરીને નસાડનાર કેશરી તો નથી?" એ સંદેહ નિવારણાર્થે અહીં તપાસ કરવા ઇચ્છયું હતું. પરંતુ કેશરી તો અહીં ગુરૂ મુખમાંથી નીગળતું જ્ઞાનામૃતપાન કરી રહ્યો હતો. તે ખબર દૂતદ્વારા માનસીંહે મેળવ્યા. એટલે કેશરી વિષેના ઉઠતા કુતર્કો વીણપ્રયાસે સમાયા.

ભોજનની વરદી આવતાં ગુરૂ અને કેશરી સાથે જમવા બેઠા. જમતાં જમતાં પણ ગુરૂએ કહ્યું—"કેશરી! અનંત બ્રહ્માંડાધિપતિની અનંત માયા જાળમાં પડેલા અનંત સમયથી અનંત બુદ્ધિશાળી અનંત યત્નો યોજી રહ્યા સ્હમજી શકયા નથી કે ધર્મ શું? અને તે શાથી સધાય? અધર્મ શું? અને તે કયા ચોક્કસ ઉપાયે ત્યજાય? માટે તું ત્હારા મુસાફરીના માર્ગમાં સુખ દુઃખમય આવી પડતા પ્રત્યેક પ્રસંગોમાં ધરણી સમ ધૈર્યશાળી બનજે-પ્રથમાખ્યાનમાં સ્હમજાવેલ પ્રભુદાસ પ્રમાણે પ્રાણીમાત્રમાં પરમાત્મા સ્વરૂપ પેખજે, દામાજી વર્તન વિચારે પ્રાપ્ત દુઃખવેળા પ્રબળ સહિષ્ણુતા સાધજે. વંશુમાન વિપત્તિ વૃત્તિમાં સ્થાપી વિવેક વશવર્તી બનજે, બાજીગરમાં બતાવેલ અભિમાન દીનતાનો ખ્યાલ કરજે. સુલોચના સમ સંદેહ રહિત બની સ્વકાર્ય સાધન નિમિત્ત શત્રુસૈન્ય સમક્ષ શંકા રહિત સંચરજે. દેવશર્મા સમો દાનવીર રહેજે. જડભરતનો જીવનોદ્દેશ જાળવજે. અનસુયા શો અસુયારહિત બની કર્ણસમ કરણી કરનારો થજે. સગાળશા સમ સત્યવાદી ને મોહિનીશોમનોનિગ્રહી થઇ, કલાવતી જેવી કિંચિત્ પણ ભૂલ કરતો નહિં. કિન્તુ નરમણી નરપતિ નંદન, નાસી ગએલી નૃપ નંદિની પાછળ નારી બનાવવા નિરર્થક નીકળવું એ મ્હનેતો વાસ્તવિક લાગતું નથી."

કેશરી—"ગુરૂજી, હું વિષય વૃત્તિને વશ થઇ, એ માની માનસીંહની સુતા કિશોરીની મદદે જતો નથી. કિન્તુ જેણે મને જીવન આપ્યું છે, જેણી મ્હારે માટે પોતાનાં માતા પિતાથી વિરૂદ્ધ બની છે. વળી જે પિતૃ દ્વેષિણી નહિં પણ પિતાના પ્રથમના વચનને પકડી રહેનારી, મને પોતાનો, અને પોતાને મ્હારી માનનારી બલ્કે કેવળ મ્હને આધાર રૂપ સ્હમજનારી

એ અજ્ઞાત્ અબળા, અણધારી અજાયબ શી આપત્તિમાં આવી ગઇ છે. તેનો ઉદ્ધાર કરવો તે હું મ્હારૂં કર્તવ્ય સ્હમજુ છું. સ્ત્રીની મદદ કરવી, સ્ત્રીનું રક્ષણ કરવું શરણાગતને નિર્ભય બનાવવો, એ અમારો ક્ષત્રિકુળનો અનાદી, પ્રાણાન્તે પાળક ધર્મ છે, કદાચ હું બચાવુંછું એ અભિમાનને ત્યજું તો પણ સ્પષ્ટ સ્હમજાય છે કે તે ફરેબની જાળમાં ફસાયેલીને ફંદાથી મુક્ત કરવા, સકળ સૃષ્ટિ નિયામક ખુદ પરમાત્માજ મ્હને પ્રેરે છે. એટલે પણ મ્હારે જવું અનાવશ્યક નથી. પિતાથી પુત્રિ વિમુખા બને, એ અધર્મ કર્મ છે અને જો એ એવી અધર્મી હોય, તો અધર્મીની બ્હાર કરવી, એ તો મ્હારે માટે પણ અયોગ્ય ને અળખામણું છે. પણ આ પરમ પવિત્રા માનસીંહની પ્રબળા પુત્રી પોતાનો પરમ ધર્મ પાળવા પિતાથી પરાઙ્મુખા થઈ છે. ગુરૂજી! અમારા ક્ષત્રીઓમાં સતીત્વનું ગુમાન રાખનારી સ્ત્રી ઓપ્રથમ પિતૃદત્ત પતિને પરહરી, પરાયા પ્રતિ નજર સરખી પણ કરે નહિં, પાપબુદ્ધિમાં પરવરતો તેનો પિતા, પરમાત્મા જાણે કયા કારણથી તેણીને બીજો પતિ આપવા ઉદ્યમી થયો એ મ્હારૂં મન તો સ્હમજી શકતું નથી. આટલેથી આપ ઉદાર ચિત્ત, સર્વજ્ઞ સ્હમજી શકયા હશો કે એ ક્ષત્રી કુલોત્પન્ન બાલિકા આવા અગમ્ય અરસામાં પણ સ્વધર્મ પાલિકા થઈ, તો હું ક્ષત્રીકુમાર સ્વકર્મ વિમુખ શાન્તિ સંપાદન ઇચ્છું. એ સ્તુત્યનીય નથી પણ સંતાપનિય છે" આ સાંભળી ગુરૂએ ધન્યવાદ આપ્યો એટલે કેશરી પોતાનાં કપડાં પહેરી હથિયાર લઈ, તૈયાર થએલા અશ્વપર સવાર થયો છે. અને ગુરૂને પુનઃ પુનઃ વંદન કર્યું. ગુરૂએ તેને અનેકાનેક આશીર્વાદ અર્પણ કરી, આગળ એક વખત મળવા વચન આપ્યું એટલે, કાર્યદક્ષ કેશરી ઘોડે બેસી ગામમાં આવ્યો. અને દરબાર ગઢની પાછળ જઇ ઉંટનું પગેરૂ લઇ, પગલે પગલે ચાલવા માંડયું. બન્નેની ગમનદિશા એક હતી, પણ સમયનો અંતર હતો. આગળ એ આગળ હતાં. ને પાછળ એ પાછળ હતો, પરમાત્મા પરિણામ શું લાવે છે? આપણે તો એજ માત્ર જોવાનું છે.

### છંદ.

દુર્ભાગ્યાદિ દુરિત દોષ દમશે દોરીને દઢળા દીશે,<br>
વાંચે વૈભવ વાધશે. વધુ વધુ વિખ્યાતિ વિશ્વવીષે;<br>
શ્રોતા સુંદર સુંદરી સુહૃદને સાધે સ્વ સ્વામીશીષે,<br>
"**અમૃતાનંદ**" આપે ઊર ઈપ્સીત્ અર્પુ હું એ આશીષે.

## પ્રથમાંશ સમાપ્ત.

## ઇષ્ટ દર્શન.

### ૧ ખમાચનો જીલ્લો.

સરસ સ્વરૂપ શ્રીવરને સ્નેહે ભાવ ધરીને ભાળ્યારે,
મોહ મમતામય માયા બંધન તરતો તરત મેં ટાળ્યારે;
મોર મુકુટ મસ્તકે શો ચળકે કોટી સૂર્ય કાંતિશો ઝળકે,
રત્ન હીરા માણેકને લળકે નયન દોષને ખાળ્યારે. સરસ. ૧
કુંડળ મકરાકૃત દ્વય કરણે, ચમક ચમકી ચિત્ત ખેંચે ચરણે,
ભાલ તિલક જોઇ તજી આવરણે ઘટ મંદિરમાં ઘાલ્યારે. સરસ. ૨
નયન કમળ શી વાંકી ભ્રકુટી, જોતાં જગ મમતા ગઇ છુટી;
લલિત દર્શ સુખ લીધું લુંટી, મનગમતું સુખ મ્હાલ્યારે. સરસ. ૩
અલક મુખાંબુજે લટકે છે, જાણે ભ્રમર કમળે ભટકે છે;
અમ અંતર આવી અટકે છે, પ્રેમ ધરીને પાળ્યારે. સરસ. ૪
સ્મિતાનન સુંદર શોભાળું, કુંદકલીશાં દશનો ભાળુ;
ચારૂ ચીબુક ચિત્ત ચોર સંભાળું, દુરિત દેહથી ચાલ્યારે. સરસ. ૫
કૌસ્તુભ કંઠે, શ્રીવત્સવક્ષે, બહાર બાજુબંધ બાંહ્યે બક્ષે;
હારમાળા ઉરપદકને ચક્ષે, ન્યાલ થયા તે નિહાળ્યારે. સરસ. ૬
કટીસુત્ર કિંકણી પીતાંબર, પાદનુપુર રણઝણતાં ઝાંઝર;
રવ સુણતાં મટે કાળતણો ડર, આશ્રિત ઉર અજવાળ્યારે. સરસ. ૭
શ્યામવપુ બાહુ ચતુર શોભે, દર્શનાતુર દાસ મન લોભે;
સ્થિર થઇ વૃત્તિ એ સ્વરૂપે થોભે, કોટી પાપને બાળ્યારે. સરસ. ૮
એ અલબેલે અંતર વસીને, હરવા હરકત હોંસે હસીને;
હૃષિકેશે હૃદયાને રસીને 'અમૃત' ઉર પદ આલ્યારે. સરસ. ૯

### ૨ ગોવિંદ કાં ગમતા નથી.—ગજલ.

કેટલું કહીએ કથી, ગોવિંદ કાં ગમતા નથી;
વદવા શું? વેળા નથી, ગોવિંદ કાં ? ગમતા નથી ? કેટલું. ૧
તન ગમે છે રક્ષવાને, ધન ગમે મ્હોટા થવા;
સાચા જગતને તનપતિ, ગોવિંદ કાં ? ગમતા નથી ? કેટલું. ૨
મન ગમે રાજી રહે ને, જન ગમે 'વાહવાહ' કહે;
તરવું અંતે એ નામથી, ગોવિંદ કાં ? ગમતા નથી ? કેટલું. ૩
નારના શણગારમાં ને, બાળકોના પ્યારમાં;
મ્હાલું મરવું મથીમથી, ગોવિંદ કાં ? ગમતા નથી ? કેટલું. ૪
નોકરી રોજગારમાં, હુન્નરકળા વેપારમાં;
છેવટ છળાવું છેહથી, ગોવિંદ કાં ? ગમતા નથી ? કેટલું. ૫

મોહાર્ણવમાં મોહી મોહી, રેંવું અંતે જોઇ રોઇ;
ખોઇ વય નવ આવતી, ગોવિંદ કાં ? ગમતા નથી ? કેટલું. ૬
સર્વદા સંગે હશે તે, આપત્તે અળગાં થશે;
'અમૃત'એ આશ્ચર્યતા અતિ, ગોવિંદ કાં ? ગમતા નથી ? કેટલું. ૭

## ૩ પ્રભુની ભક્તિના ભોગી—ગઝલ.

ડરે જગજનથી શું કરવા, પ્રભુની ભક્તિના ભોગી;
ફરે તે નિત્ય બેપરવા, પ્રભુની ભક્તિના ભોગી. ડરે. ૧
નકામો દોર દુનિયાનો, હરે આયુષ્યને છાનો;
પડે નહિં તે મહીં મરવા, પ્રભુની ભક્તિના ભોગી. ડરે. ૨
ગણે નહિં અંગ પોતાનું, પછી શું હોય જવાનું ?
ઈચ્છે જેનું તેને ધરવા, પ્રભુની ભક્તિના ભોગી. ડરે. ૩
સ્વતંત્રતા ત્યજી દે છે, પરાધીન પ્રેમે થઈ રહે છે;
સ્મરે હરી મોહ વિસરવા, પ્રભુની ભક્તિના ભોગી. ડરે. ૪
ન સેવન ચાહે સેવકતે, ન નોકરે આપ નોકર છે;
ન હરકત માને કે હરવા, પ્રભુની ભક્તિના ભોગી. ડરે. ૫
ન ઉલટું થાય કંઈ હાથે, રહે શ્રીનાથ શ્રીસાથે;
ન ચાહે સ્વર્ગે સંચરવા, પ્રભુની ભક્તિના ભોગી. ડરે. ૬
ભૂલે ભવમાં ન વિષય ભજે, પડે વિપત્તિ ન ટેક તજે;
સદા તૈયાર હરી સ્મરવા, પ્રભુની ભક્તિના ભોગી. ડરે. ૭
પ્રભુપદ સોંપ્યું પોતાનું, ગણે થયું છે ન થવાનું;
વીઠ્ઠલવર માગે છે વરવા, પ્રભુની ભક્તિના ભોગી. ડરે. ૮
અવરનું એબે જતું જોતા, કદી નથી જાતનું ખોતા;
તરે ને શીખવે તરવા, પ્રભુની ભક્તિના ભોગી. ડરે. ૯
ધરી વિશ્વાસ વ્હાલાનો, મધુરી બંસી વાળાનો;
'અમૃત' થયા નિત્ય ઉચરવા, પ્રભુની ભક્તિના ભોગી. ડરે. ૧૦

## ૪ હરિનામની હુંડી—ગરબી. (રઘુપતી રામ)

મ્હેં તો હરીનામની હુંડી લખાવીરે, અહો ભાગ્ય ઉત્તમ ઘડી આવીરે;
ભવ વન તણી ભીતિ ભુલાવી— મ્હેં તો. ૧
હુંડી લખનારા સદ્દગુરૂ જ્ઞાનીરે, મારી રાંકની વિનતી માનીરે;
લખી આપી લખાઇ વિનાની— મ્હેં તો. ૨
નાણાં પહેલાં મ્હેં તો ભરી દીધાંરે, લખનારે ગણી ગણી લીધાંરે;
માન્યું પાત્ર સુધાનાં મ્હેં પીધાં— મ્હેં તો. ૩
આપી રોકડાને લીધા અંકેરે, પંથે પડવા હવે છું નિશંકેરે;
ભય બાળને શું માતા અંકે— મ્હેં તો. ૪

કહ્યું આપ્યા અહીં, તહીં મળશેરે, વાવ્યાં બીજ અહીં તહીં ફળશેરે;
નહીં સ્હમજે લુંટાઇ રઝળશે— મ્હેં તો. ૫
લખ્યા છે અક્ષરો ન્હાના ન્હાનારે, પણ વીગતવાર મજાનારે;
ખરૂં કહું તો ખુબીના ખજાના— મ્હેં તો. ૬
મારે સાચવવું થયું સ્હેલુંરે, નથી ભારે કે કષ્ટે ભરેલુંરે;
ઉરે ગજવામાં સાથે રહેલું— મ્હેં તો. ૭
હુંતો જાઉં નાણાં લઇ હાથે રે, ચાલું એકલો નવ કોઈ સાથેરે;
માનું ધીંગો ધણી છે માથે— મ્હેં તો. ૮
ચોર લુંટારાનું નવ ચાલેરે, પાસે આવી છાને ધૂળ ઘાલેરે;
મળે શું? વળે બે હાથે ઠાલે— મ્હેં તો. ૯
નથી ભૂલી જઉં એવું ભારેરે, મૂકું હાથ આવે યાદ ત્યારેરે;
વ્હાલું માન્યું તે કોણ વીસારે— મ્હેં તો. ૧૦
કેવાં સુગમ બન્યાં છે સ્થાનોરે, ગામે ગામ ગુરૂની દુકાનોરે;
મળે લાભ પ્રસિદ્ધ ન છાનો— મ્હેં તો. ૧૧
એકવાર ગુરૂ દ્વારે જઈએરે, હુંડી આપો મુખે કહી દઇએરે;
પછી નિત્યનાં નિરભય થઇએ— મ્હેં તો. ૧૨
હોંશ ધારી જે હુંડી લખાવેરે, જાએ દુરથી દુર જ્યાં ફાવેરે;
નાણાં રોકડાં હુંડી વટાવે— મ્હેં તો. ૧૩
આપ્યું તે ન જરી ઓછું થા'તુંરે. રહે સાથે નથીરે, તું જાતુંરે;
રૂડી રીતે સદા સચવાતું— મ્હેં તો. ૧૪
હુંડી લઇએ નાણાંને સંઘરવારે, રક્ષા નાશની ખટપટ હરવારે;
ફરીએ જનમાં ને વનમાં બેપરવા— મ્હેં તો. ૧૫
હુંડીનો લાભ લીધો તે જાણેરે, અત્યાનંદ વદાય ન વાણેરે;
અન્ય અલ્પ તે શું ઉર આણે— મ્હેં તો. ૧૬
હુંડી એ તો કાગળનો કટકોરે, ન લખાવી ત્યહાં લગી ભટકોરે;
ખેદ થાશે રહી જાશે ખટકો— મ્હેં તો. ૧૭
લીધો લાભ બીજાને અપાતુંરે, ચાલે છે તે વેપાર ચલાવુંરે;
હુંડી ગાઉં સહુને ગવરાવું— મ્હેં તો. ૧૮
ગુરૂ બોધ હુંડી લખી દે છેરે, પહેલું 'હું' ને 'મ્હારૂં' હરી લે છેરે;
પછી ગાજતા શીરપર રહે છે— મ્હેં તો. ૧૯
હુંડી હેત ધરીને ગાશેરે, ઉંડો અર્થ અંતરે સ્હમજાશેરે;
'અમૃત' કહે છે સફળ જન્મ થાશે— મ્હેં તો. ૨૦

## ૫ શંકા.—જોનપુરી-ટોડી.

ન્યાય ન એ સ્હમજાય, રઘુવીર ખ્યાલ બાળ સમ થાય— રઘુવીર. ૧
તું જગતાત તાત શું? તારે, માત તાત સમુદાય— રઘુવીર. ૨

રાજ્ય તજી વન જાય પરાણે, ગુરૂ પણ ભુલી જાય— રઘુવીર. ૩
ભૂસુર પદ વંદે અહલ્યા તુજ પદ રજથી તરી જાય— રઘુવીર. ૪
સુરજન તુજ પ્રસાદને ચાહે, તું શવરી ફળ ખાય— રઘુવીર. ૫
ભ્રૂભંગ થકી કાળ ડરાવે, વાલી વધવા છુપાય— રઘુવીર. ૬
સચરાચર માલીક તુજ સીતા, રાવણ હાથ હરાય— રઘુવીર. ૭
તું સેતુ બાંધી ઉતરતો, નીધિ કપી કૂદી જાય— રઘુવીર. ૮
તુજ ચરણોદકી ગંગાજીથી, તવ પિતૃઓ તરી જાય— રઘુવીર. ૯
શક્ત અશક્ત આ જગત ભક્ત ગણ, 'અમૃત' આપદ માંહ્ય–રઘુવીર. ૧૦

## ૬ સંસાર રંગ.—ધનાશ્રી.

ચાર દીવસનું છે ચટકું, ચાર દીવસનું છે;
તરવું કે ઉતરવું અંદર, વરતન વશનું છે— ચટકું. ૧
ઉત્તમ જનમ બગાડવું બિન્દુ, વિષયના રસનું છે— ચટકું. ૨
તરૂણાઈ તરૂણી તોફાનો, તીર તરકસનું છે— ચટકું. ૩
વાધ રોશની મનુષ્ય મંડળી સુખ સરગસનું છે— ચટકું. ૪
ઝળક મળકતું જોઈ ન મોહીએ, મોતી ધુમસનું છે— ચટકું. ૫
અલ્પ જીવનમાં કલ્પના કોટી, દુઃખ દીશ દશનું છે— ચટકું. ૬
પિતા પિતામહ ના લઈ, ગયા શું? થવું વારસનું છે— ચટકું. ૭
માર ગમાર બનાવી તજાવ્યું, ઘર સુયશનું છે— ચટકું. ૮
સર્વ ગર્વ ધારી એ ભોજન યમ રાક્ષસનું છે— ચટકું. ૯
'અમૃત' અચળ ગતિ પ્રતિ નવમતિ કર્મ આળસનું છે— ચટકું. ૧૦

## ૭ સહુભજણ.—કલ્યાણ.

જે સરી સંસારે પડયા, રળ્યા રજ નવ પણ અંતે રડયા,
મીઠું મીઠું માનીને દીઠું, તે પર દડબડ દડયા—
મુખે લાવતાં દુઃખે ચાવતાં, ગડબડમાં ગબડયા— રળ્યા. ૧
રૂપ જોઇને અનુપ કુપ ભવ માંહે પડયા તે પડયા;
કોણ ઉગારે? કોણ ઉદ્ધારે? અહીં તહીં બહુ આથડયા— રળ્યા. ૨
ચટક લટક પર અટક થઇને ચિત્ત ચગડોળે ચ્હડયા;
આખર ખર ખોટી ખટપટમાં લાલચુ થઈ લડથડયા— રળ્યા. ૩
મોહ મમત ચીકાશે ચાહીને ચોંટયા નહિં ઊખડયા;
સ્ત્રી સામનને સાધન સંગી, ગણીને સંગે સડયા— રળ્યા. ૪
ઉત્તમ ગણ્યું છે અધમ બન્યું તે હણ્યું નહીં હડબડયા;
મધલાળે મૂરખ શા મંડયા, અંત લગીએ અડયા— રળ્યા. ૫
આ જળ પ્રબળ થતું ખળખળ કંઈ ડુબ્યા ન શોધ્યા જડયા;

અર્ક તર્કમાં રહે ફર્ક નહિં, નર્ક ગામી નીવડયા— રઝ્યા. ૬
મૃગ નાદે કરી સ્પર્શ આલ્હાદે મીન સ્વાદે સાંપડયા;
ભ્રંગ સુગંધે પતંગ દીપકે, તટક દઈ, તડતડયા— રઝ્યા. ૭
'હાય હાય' કરી પડી લાહ્યમાં 'સાહ્ય સાહ્ય' બડબડયા;
સદ્ રસ્તે હસ્તે મ્હોઠે ઘસતે સુઘાટ નવ ઘડયા— રઝ્યા. ૮
જોઇ છતાં નવ મળને ધોઇ શકયા રાત દીવસ રગડયા;
અંત તંત તજી ખંત રાખી પણ કાળે જરૂર કચડયા— રઝ્યા. ૯
અંદર પડયા તે અંતર ઉપર બેઉ રીતે બગડયા;
'અમૃત' આટલે નવ સ્હમજ્યા તો પાપ પૂર્વનાં નડયા—રઝ્યા. ૧૦

## ૮ પ્રભુ પાપીના પ્રતિસ્પર્ધી—ગજલ.

જોયું નામે અને કામે, પ્રભુ પાપીના પ્રતિસ્પર્ધી;
ન ઠરવા દુષ્ટો દે ઠામે, પ્રભુ પાપીના પ્રતિસ્પર્ધી. જોયું. ૧
હિરણ્ય કંશે સુત સંતાપ્યો, ડુબાવ્યો, બાળ્યોને કાપ્યો;
નૃસિંહ નખ અસુર ઉર વ્યાપ્યો, પ્રભુ પાપીના પ્રતિસ્પર્ધી. જોયું. ૨
સીતાને રાવણે ચોરી, સ્વશક્તિ ઉલટે પથદોરી:
ન આવી કામ શીરજોરી, પ્રભુ પાપીના પ્રતિસ્પર્ધી- જોયું. ૩
પ્રસીદ્ધ ભારત મહીં વરણી, દુર્યોધન દુષ્ટની કરણી;
અનુજ અંતે ઢળ્યો ધરણી, પ્રભુ પાપીના પ્રતિસ્પર્ધી. જોયું. ૪
સાધુ જનને નિહાળે કે અસુરો ઉર બાળે જે;
તપાસી તેને ટાળે છે, પ્રભુ પાપીના પ્રતિસ્પર્ધી. જોયું. ૫
ભળે નહિં ભક્ત મંડળમાં, ખરી ખટપટ ખુલી ખળમાં;
પડયા પેખ્યા પ્રહુમિ પળમાં, પ્રભુ પાપીના પ્રતિસ્પર્ધી. જોયું. ૬
જુઓ મીરાં અને મ્હેતા, હજારો આફતો સ્હેતા;
દુરાત્મા સદ્ય ફળ લેતા, પ્રભુ પાપીના પ્રતિસ્પર્ધી. જોયું. ૭
પ્રભુ કીર્તન ન સ્મરણે લે, સ્વમન સ્વપ્ને ન ચરણે દે;
મુવા અંતે વીણ મરણે એ, પ્રભુ પાપીના પ્રતિસ્પર્ધી. જોયું. ૮
પ્રભુના પ્રેમીને પેખે, પિતાના મારશા દેખે;
આપે બદલો ન ઉવેખે, પ્રભુ પાપીના પ્રતિસ્પર્ધી. જોયું. ૯
નથી લોભી ક્રોધી કામી, શકયા પ્રભુ ધામને પામી;
'અમૃત' ભજીએ પુરણ કામી, પ્રભુ પાપીના પ્રતિસ્પર્ધી. જોયું. ૧૦

## ૯ હરિકીર્તન.—ભજન. (ઘેલાં ભલે થયાંરે.)

હરિ ગુણ ગાઇએ...રે ભાવે સ્વભાવે મોહન મળવા;
નિશદીન ન્હાઇએ...રે અમૃતસરમાં અઘ મળ ટળવા. હરિ૦ ૧

પાંચ સાતપદ પાઠે કરી નવ ગાઈએ ગર્વે ઉછળવા;
ગવૈયામાં ખપવા કે મનુષ્યમાં ગાઈએ ન મ્હોટાઈ મળવા. હરિ૦ ૨
ડોળ ભક્તિનો બતાવી ચહીએ નવ 'વાહવાહ' સાંભળવા;
ઘોઘળો તાણી ગળું ન દુખવીએ, પાપ તણે પંચ પળવા. હરિ૦ ૩
ગુણ ગાઈએ શ્રીહરીના પ્રેમે, જન્મનો ફેરો ફળવા;
ગાઇએ તેવું ન્હાઈએ હૃદયે ભાર તજી થઇ હળવા. હરિ૦ ૪
સ્વરૂપ જગ ભૂપનું વરણીએ, વૃત્તિ તેને પદ ઢળવા;
કુકર્મ કહીએ તે આપ ન કરીએ, તાપ ત્રિવિધીમાં બળવા. હરિ૦ ૫
વાદ્ય સાધ કરી તાલ સૂર ભરી અંગ રંગમાં ભળવા;
ન્હાઈએ ન દીવસે કાળાં કર્મ કરી રાત્રે શ્રદ્ધાળુ છળવા. હરિ૦ ૬
ભક્તિ માગીને કરવા લાગીએ, માયા સંગત કળવા;
ભાવ ધરી કરગરીને સ્મરીએ, ગોવિંદ ગુણમાં ગળવા. હરિ૦ ૭
ગાન બ્હાને ઓળખાણ કરવા કે ન ચઇએ પૈસા રળવા:
મ્હોટા થાવા કે પ્રસાદ ખાવા, ચાહીએ ન ચિત્તવૃત્તિ ચળવા. હરિ૦ ૮
અડબડ ગોટા વાળીએ ન ખોટા, પ્રીતિવાળાથી પ્રજળવા;
ઇશ આરાધો વાંધો ન આવે, અંતે તેજે ઝળઝળવા. હરિ૦ ૯
નિંદા જોડકડાં જોડી ન ગાઈએ, વેર વિરોધમાં વળવા;
પાડ નથી પ્રભુ ભજવા એ કોઈપર રોકાઇએ ન રઝળવા. હરિ૦ ૧૦
ફોકટ ફુલી ભૂલી ન વહીએ, ખોટ જળે ખળખળવા;
'અમૃત' ઇચ્છું દયા દીનબંધુની દોષ વૃત્તિ કૃતિ દળવા. હરિ૦ ૧૧

## ૧૦ શ્રીહરિધ્યાન.—સોરઠ.

પ્યારા શ્રી પતિ સરખું કોણ? બીજું સુખકાર છે? રે, પ્રભુ દુઃખ હાર છે રે.
મહામરક્ત મણીસમ કાન્તિ, સમિપ જતાં પામે ઉર શાન્તિ;
ભારે હરતા ભ્રાન્તિ સુર સરકાર છે રે.— પ્રભુ— પ્યારા. ૧
મુકુટ મુક્તા મણી વિભૂષિત, કુંડલ મકરાકૃત રત્ન ખચીત;
અલક ઝલક હિત, ભક્તતણું કરનાર છે રે.—પ્રભુ— પ્યારા. ૨
ભાલે મૃગમદ ગાલ સુંવાળા, કપોળ ભ્રકુટી ઉભય વિશાળા;
લાગે મોહન વ્હાલા, ધન્ય અવતાર છે રે.—પ્રભુ— પ્યારા. ૩
કમળતંતુ શાં રાતાં લોચન, મદ ગંજન રંજન ભય મોચન;
દયી વૃષ્ટિથી શોચ ન રહે રતિભાર છે રે.—પ્રભુ— પ્યારા. ૪
ઓષ્ટ ઉત્તમતા અધીક નિહાળી, ચમકે શી તંબોળની લાલી;
ચારૂ ચિબુક રૂપાળી ભાળી મનોહાર છે રે.—પ્રભુ— પ્યારા. ૫
કેસરીસ્કંધ આજાનુ બાહુ, કંઠકૌસ્તુભ અસુર શશીને રાહુ;
ચિત્તમાં ચત્રભુજ ચાહુ, ચલીત વ્યવહાર છે રે.—પ્રભુ—પ્યારા. ૬

વક્ષે શ્રીવત્સ ચિહ્ન બિરાજે, અંગ રંગથી અનંગ લાજે;
અમકાજે મહારાજ થયા સાકાર છે રે.—પ્રભુ— પ્યારા. ૭
ગભીર ઉદર ત્રિવલી શી? શોભે, નાભી કટી જોઇ મન લોભે;
ઉરૂ માંસલ ઉર ક્ષોભે વહા શી! બહાર છે રે.—પ્રભુ— પ્યારા. ૮
વારીદ વપુપર વિદ્યુત ચમકે, પીતવસ્ત્ર તેમ દમ દમ દમકે;
આભૂષણની ચમકે ખુબીદાર છે રે.—પ્રભુ— પ્યારા. ૯
સુમન તુળશીની શોભે માળા, કાંચી કેયુર કટીમેખળાવાળા;
પાદનુપુર સુખરાળા, ઝણ ઝણકાર છે રે—પ્રભુ— પ્યારા. ૧૦
નાદ લગાડે નાદજ શ્રવણે, વસે હ્રદે ને ધસે વૃતિ ચરણે;
વિસરૂં નહિં આમરણે એ ઉચ્ચાર છે રે.—પ્રભુ— પ્યારા. ૧૧
આજ નિહાળ્યા કદી નહીં ભૂલું, બની અભાગી ન મોહે ફુલું;
'અમૃત' નાથ કબુલું શા યમ ભાર છે રે.—પ્રભુ— પ્યારા. ૧૨

## ૧૧ શવરીની સેવા.—આશાવરી.

મીઠાં મીઠાં ચાખી ચાખી બોર લાવી ભીલડીરે,
હતો શું? આચાર કહો? સ્વરૂપ પ્રકાર કહો?
જાત ભાત ઉંચી ચહો, તો એ ન્હોતી બાપડીરે— મીઠાં. ૧
તજી મુનિઓનાં સ્થાન, સ્નેહે કરૂણા નિધાન;
શવરીને આપી માન, શોભાવીતી ઝુંપડીરે— મીઠાં. ૨
રામા અતિ રાજી થઇ, રામ નામે ગાજી રહી;
નાચતાં ન લાજી કંઇ, ચરણે પડી પડીરે— મીઠાં. ૩
આશ્રમ અંદર દોડી, લાવી દડીઆની જોડી;
ભર્યાં ફળ તોડી તોડી, અરપતી શંકડીરે— મીઠાં. ૪
જુઠાં પણ પ્રભુએ લીધાં, જાણી ભાવ ગુણ સીધા;
દોષો દૂર કરી દીધા, ન કો આપતિ નડીરે— મીઠાં. ૫
ઋષી હ્રદે શંકા મ્હોટી, રઘુવીર માટે ચ્હોટી;
કરીએ સુકર્મ કોટી, છતાં ફાવી ફાંકડીરે— મીઠાં. ૬
બગડયું તળાવે જળ, સુધારવા રામાબળ;
ભીલડી ગઈ તે પળ, સ્વચ્છતા શું? સાંપડીરે— મીઠાં. ૭
નિયમ પ્રભુનો જાણ્યો, ભક્તિ મહીમા પ્રમાણ્યો;
શવરીએ પ્રેમ આણ્યો, આંસુ ભરી આંખડીરે— મીઠાં. ૮
તપસ્યા વિના તે પામી, પર્મ પદ શી રહી ખામી?
કૃપાળુ શ્રી રામ સ્વામી, વીસારીયે નાં ઘડીરે— મીઠાં. ૯
કરૂણા કૌશલ્યા લાલ, વિમળ અને વિશાળ;
પામીને અમૃતલાલ, રાખ્યા હ્રદયે જડીરે— મીઠાં. ૧૦

## ૧૨ શ્રીનાથ ધ્યાન.—ભેરવી.

પ્યારા પ્રભુનો પ્યાર, પેખો નરને નાર, બની નિર્વિકાર, રહો કરગરતા;
અમે વિશ્વાધાર, ગણીને સરકાર, થઈ તદાકાર, 'જય જય' કરતા. પ્યારા. ૧

દેવ ઋષિ દ્વાર, રહી હારો હાર, ગાય ગુણ અપાર, કૃત્ય સત્ય કરતા;
આંખે વારંવાર, વહે અશ્રુ ધાર, સ્તુતિના લલકાર, રવ વિસ્તરતા. પ્યારા. ૨

અંગ સુકુમાર, રંગ અસીત ધાર, લાજે રતિ ભ્રતાર, અનુપમ ઠરતા;
પીતાંબર બહાર, ભુજ શોભે ચાર, ધરી હથિઆર, સંકટ હરતા. પ્યારા. ૩

ગળે મુક્તા હાર, મેખળા મુલ્યદાર, કિંકણી સુખકાર, કટીએ ધરતા;
કૈસ્તુભ શ્રીકાર, આપે અલંકાર, કાન્તિ કલેશ હાર, ચહું કિંકરતા. પ્યારા. ૪

જોઇએ તેણીવાર, સફળ અવતાર, સુખ તણો સાર, પ્રભુ પાથરતા;
દુઃખ દોષ ખાર, ક્યાં હદ બહાર, વૈભવ વિસ્તાર, ભુવને ભરતા. પ્યારા. ૫

વહે નવ વિચાર, તન મનનો તાર, લાગ્યો એકવાર, થઇ રસમયતા,
મળ્યા પ્રાણાધાર, પછી શી છે ? વાર, બની બેદરકાર, સૈંઅ વર શ્રયતા. પ્યારા. ૬

અતિ ઉપકાર, ગ્રહે ભક્ત ભાર, દુઃખમય સંસાર, સુખમય કરતા;
કંજાંદ્રી મોઝાર, ભૃંગશા ગુંજાર, કરી રહી આગાર. ભયલય કરતા. પ્યારા. ૭

જળ નિર્વિવાર ગણો કટુ ક્ષાર, તજો ખબરદાર, મનની મમતા;
સદ્‌ગુરૂ ઉચ્ચાર, નો કરી સ્વીકાર, ગટી ગયા ગમાર, સાહી સમતા. પ્યારા. ૮

જોયા સર્વ દ્વાર, વિગ્રહાવતાર, ભિન્ન ભિન્ન પ્રકાર, ભેદી ભમતા;
સાકરની ધાર, વસ્તુ હજાર, સ્વાદે ફેરફાર, નવ હોય જમતાં. પ્યારા. ૯

એ હરી ન હાર, જન મનમાં ધાર, મતિ ગતિ દાતાર, સજ તત્પરતા;
અમૃતોદ્‌ગાર, અંતર ઉતાર, કહું વારંવાર, રહી હરી સ્મરતા. પ્યારા. ૧૦

